काफी.

અમે તો આજ તમારા, બે દિનના મેમાન.
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઈ દિને નહિ મળીએ, ક્યાં કરશો સન્માન? અમે૦
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન; અમે૦
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન; અમે૦
કેશવ હરિએ કરુણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહેછે તેને, થાય ન જરીએ જાન; અમે૦

# અર્પણપત્રિકા.



## નેકનામદાર સદાકૃપાળુ મહારાજાધિરાજ ભાવસિંહજી બહાદૂર, મહારાજસાહેબ—ભાવનગર.

જે હૃદયની ઉદાર વત્સલતાનો હું હમેશાને માટે ઋણી છું, જે ભક્તિમાન હૃદયની આશિષ્‌ને લીધે, મને મારા જીવનમાં સુખ અને સંતોષનાં બીજો દેખાયાં છે, જે હૃદયની મનુષ્ય તરફની અમીદૃષ્ટિમાં મીઠી શિક્ષાનો વાસ હતો, અને જેનું જીવન મારે માટે તો આદર્શરૂપ હતું, એવા હૃદયનું હૃદય-તેનું ભક્તિમય સંગીત, તેનું અનુભવગાન-તેના અંશનો આલેખ, જે હાલ તેના સ્મરણને માટે અવશેષ છે, તેની પ્રસિદ્ધિ હું મારા કરતાં બીજા કોઈ યોગ્ય મનુષ્યના હાથથી થાય એ ઉચિત સમજું છું. મને સહજ ઇચ્છા થાયછે કે તેનો સ્વીકાર આપના સંગીતપ્રિય આત્માને પ્રિય હોય, અને તેથીજ તે ભક્તિમય સંગીત-તે અનુભવગાનના અંશનો આલેખ આપના હાથમાં મૂકી-યોગ્ય વસ્તુનો યોગ્ય સ્થાને વિન્યાસ કરી-હું મારા કર્તવ્યની પૂર્તિ કરતાં સંતોષ પામું છું.

લિ. હું છું, આપનો-

સદાનો આભારી આજ્ઞાંકિત,

**પ્રભાશંકર દલપતરામ.**

# कर्तानुं जीवनचरित्र.

( શ્રદ્ધાંજલિ. )

સંધ્યાકાલે મૃદુ નજરથી વિશ્વને જોતું જોતું,
ચાલ્યું જાયે દિનકરતણું બિમ્બ ક્ષિતિજમાંથી.
ચાલ્યું જાતું ! જગપતિ તણી એવી ઇચ્છા હશે હા !
ઝાંખું તોએ જગત સઘળું શોક ધારી બને કાં? ૧
સુખે દુઃખે ધિરજ ધરીને એક રૂપે રહેવું,
ને અન્તે તો સુખ દુઃખ કશી વસ્તુઓ છેજ નહિ, એ
બહુ વેળાએ મૃદુ નજરમાં બોધ રેલી રહેતો
તે સૌ ભૂલી દિનપતિ જતાં વિશ્વ ઝાંખું બને કાં? ૨
ભાસે જે આ જગત નજરે ઉગવું અસ્તથાવું,
તે તો મિથ્યા દિનપતિ જુએ એક રૂપે રહેતાં.
કો વેળાએ ધુળ ધુમસ કે વાદળાંથી છવાયો,
ઝાંખો ભાસે મનુજનજરે નેત્રનો દોષ એતો. ૩
હા, હા, તોએ પણ દૂર જતાં નેત્રને દોરનાર
પેલું મીઠું મૃદુ નજરનું દિવ્ય સદ્બોધ-તેજ,
ઝાંખું થાયે જગત સઉ આ શોક છાયા છવાયે;
જોતું સૌ એ મૃદુ નજરથી ભાનુનું બિમ્બ જાયે. ૪
જાયે અન્તે જગપતિ તણી એવી ઇચ્છા ગણીને;
જો! જો! તેનાં મૃદુલ કિરણો અભ્રમાં કંઇક થંભે.
થંભે છે આ કિરણ રવિનાં બોધ દેવા મનુને,
નિત્યે આજ્ઞા જગપતિ તણી લક્ષ્યમાં રાખવી એ. ૫
સુખે દુઃખે ધિરજ ધરીને એક રૂપે રહેવું,
ને અંતે તો સુખ દુઃખ કશી વસ્તુઓ છેજ નહિ, એ
ક્હેતું કાંઇ મૃદુ નજરથી મૃદુ આશ્વાસ દેતું
અન્તે આજ્ઞા પ્રભુની ગણીને ભાનુનું બિમ્બ ચાલ્યું. ૬

જો, જો, તેના ઉદધી ઉછળી પાદ ધોવા મથે છે,
પુષ્પો વેરી તરુવર જતા ભાનુને આ વધાવે,
અર્પે છે આ મુનિવર સ્તવી અર્ઘ્યની અંજલિ, તો
હુંએ અર્પું મુજ હૃદયની પ્રેમ–શ્રદ્ધાંજલિઓ. ૭



# [૧]ઉપોદ્‌ઘાત.

કાળની અનંતતાતરફ મનુષ્ય જ્યારે દૃષ્ટિ ફેંકે છે, ત્યારે તેને પોતાનું જીવન અલ્પ અને ક્ષણિક જણાય છે. ઘણા લાંબા ફેરફારોથી બદલાતો જમાનો પળે પળે બદલાતો તેની નજરે પડે છે. મનુષ્યજીવન અલબત્ત આ પ્રમાણે એક પળનો ચમકારો માત્ર છે; પરંતુ તેટલા સમયમાં પણ સત્ય સમજાય તો તેનો ઉપયોગ જેવો તેવો નથી. સત્યની જીજ્ઞાસા ધરાવનારને આ એક પળ પણ યુગ જેવી છે; અને બેદરકાર અંધતમ મનુષ્યોને માટે તો અનંત યુગ પણ ખુટી પડે એમ છે. બેશક સત્યની જીજ્ઞાસા દુર્લભ છે અને એટલા માટેજ શ્રેષ્ઠ છે. સત્યજ્ઞાન અને તદનુસારવર્તન પરથીજ મનુષ્ય જીવનની સફલતાનું માન થાય છે. આવા એક સફલ પવિત્ર જીવનનો આલેખ અમે કંઈક ખેદ અને સંતોષની સાથે અમારા સુજ્ઞ વાચકોની સમક્ષ મુકીએ છીએ. સત્પુરૂષના જીવનમાંથી જે જોવાનું અને લેવાનું છે તે સઘળું જોઇ લેવાનો અમને અવકાશ મળ્યો નથી, અને તેથી આ આલેખ એ જીવનને અનુરૂપ થશે કે કેમ એ અમને શંકા રહે છે; તોપણ અમે જે થોડું પણ જોઇ શકયા છીએ તે અમારાં સુજ્ઞ વાચકની સમીપ આ આલેખના રૂપમાં મૂકતાં અમને કંઇક સંતોષ થાય છે.



૧ આ ટુંકા જીવનના આરંભે ટુંકો પણ ઉપોદ્‌ઘાત આપવાની અમને સહજ ઇચ્છા થાય છે. આશા છે કે સુજ્ઞ વાચક તેને અનુચિત નહિ ધારે.

# જીવનચરિત્ર.

પોરબંદરમાં [1]પ્રશ્નોરાનાગરજ્ઞાતિના વ્યાસ જગજીવનને [2]જીવનરામ અને પુરૂષોત્તમ નામે બે પુત્ર હતા. પુરૂષોત્તમ વ્યાસને એક પુત્ર તથા એક પુત્રી થયાં. પુત્રનું નામ આદિત્યરામ અને પુત્રીનું નામ ઝવેર હતું. ઝવેરનું લગ્ન મોરબીમાં ભટ્ટ હરિરામ ઉર્ફે છોટાભટની સાથે થયું હતું; અને તેમને પેટે કેશવલાલભાઇનો જન્મ થયો. કેશવલાલભાઈની બાલ્યાવસ્થા બહુધા રમતમાં ગએલી, અને યજ્ઞોપવિત-સંસ્કાર સુધી કે ત્યારપછી પણ એટલે લગભગ અગીઆર વર્ષની વય-સુધી તો તેમને બિલકુલ વાંચતાં કે લખતાં આવડતું ન હતું. મહોલ્લામાં કે ગામ બહાર પણ સમવયસ્ક બાળકોની સાથે તેઓ રમતમાં દાખલ થતા. પોતે દુઃખ સહન કરવા છતાં બીજાનું હૃદય લેશ પણ ન દુઃખવવું એવી એક હૃદયની શુદ્ધ સ્નેહની લાગણીથી, તેઓ સર્વની સાથે વર્તતા; અને આથી, રમતમાં જો કે તેઓ તેમની મૂળની થંડી પ્રકૃતિને લીધે આગળ પડી શકેલા નહિ, તોપણ તેમના હૃદયની સર્વ પ્રત્યેની એક શ્રેષ્ઠ સ્નેહની લાગણીને લીધે, એકેએક બાળક તેમને ચહાતો હતો. કેમકે નિર્દોષ બાળક અંતઃકરણો શુદ્ધ સ્નેહની પરીક્ષા જલદી કરી શકે છે. જે રમતમાં કેશવલાલભાઈ હાજર ન હોય તેમાં તેઓ આનંદ જોઇ શકતા નહિ; અને તેથી ક્વચિત્ તેમની ઈચ્છા હોય કે ન હોય ત્યારે પણ આગ્રહથી તેઓ તેમને રમતમાં તેડી જતા, અને પોતાને જોઇતો આનંદ મળે તેથી, તે આનંદ જેની તરફથી મળે છે તેની તરફ માનની નજરથી જોતા. આ માનપૂર્વક મિત્રતાનો

---

૧ નાગરના છ વર્ગમાં પ્રશ્નોરાનાગરનું મંડળ બહુ ટુંકું છે; અને તેનો ઘણો ભાગ ગુજરાત અને ખરેખરી રીતે કહીએ તો કાઠિઆવાડ (સૌરાષ્ટ્ર)માં વસે છે. ઈંગ્રેજી રાજ્યના ઉદય પેહેલાં આ જ્ઞાતિ ભરતખંડના કોઇ ઉત્તર ભાગમાંથી કાઠિઆવાડમાં આવી વસેલી જણાય છે. પ્રશ્નોરાનાગર મુખ્યત્વે સારા વિદ્વાન અને સુઘડ છે; અને બહુધા કથા તથા વૈદાથી પોતાની ઉપજીવિકા ચલાવે છે.

૨ જીવનરામ વ્યાસને બે પુત્ર—એક બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણ તથા બીજા રા. વૈદરાજ પ્રભુરામ—છે. તે બન્નેનો નિવાસ હાલ કેટલાંક વર્ષ થયાં મુંબાઇમાં છે, અને કેશવલાલભાઈની પાછલી બધી વયનો તેમની સાથેનો સંબંધ જે અમે અગાડી બતાવીશું, તે આ તેમના મોસાળના સંબંધને લીધેજ થએલો.

સંબંધ વય વધતાં ઓછો ન થતાં વધતો ગયો હતો; સન્મિત્રની મિત્રતાનું એજ લક્ષણ છે.

પણ જે ઉચ્ચહૃદય આમ શાળા કે ગુરુમુખની કેળવણીથી કેવલ દૂર રહે છે, તેને માટે પણ કેળવણીનાં સર્વ દ્વાર ઈશ્વરે બંધ કીધેલાં નથી. અક્ષરો ઓળખવા કે "મા બા છે" વગેરે વાંચતાં શીખવું એ કાંઈ કેળવણી નથી. બેશક ભાષાથી-પુસ્તકો વાંચવાથી-આપણને બીજાના વિચારોનો લાભ મળે છે, એટલુંજ નહિ પરંતુ બીજાના વિચારો જાણવાથી આપણા વિચારોના સત્યાસત્ય અંશનું પૃથક્કરણ યોગ્ય રીતે કરી શકીએ છીએ; તોપણ હૃદયનું સંવર્ધન ભાષાથી નહિ પણ વિચારથી થાય છે, અને જે શબ્દોચ્ચાર કે વાક્યાવલિથી કંઈ પણ વિચાર પ્રતીત થતો નથી, તે આ અર્થે કેવલ નિરૂપયોગી છે. જગત્કર્તાની વિચિત્ર સૃષ્ટિમાં બુદ્ધિમાન્ હૃદયને પળે પળે નવું નવું જોવાનું અને જાણવાનું મળી આવે છે; અને કેવલ હકીકતનું જ્ઞાન નહિ, પણ આ સૃષ્ટિરચનામાં, મહાન્ સૃષ્ટિયંત્રને ચલાવનાર એક ગુપ્ત શક્તિ-સ્રષ્ટા-ઈશ્વરની છાપ જોઇ, મનુષ્યહૃદયમાં ધર્મની જીજ્ઞાસા પણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે કેશવલાલભાઇના જીવનમાં બનેલું છે. એ પ્રથમ કહેવાની જરૂર છે. જ્યાંસુધી અંતઃકરણ બાળક હોય છે ત્યાંસુધી તેને સમગ્ર સૃષ્ટિનું અવલોકન કરવાની શક્તિ હોતી નથી; અને તેથી આજુ બાજુના સંસાર પરથી બાળકની પ્રકૃતિ ઘડાય છે. એ હેતુથી રા. કેશવલાલભાઇની પ્રકૃતિના બંધારણમાં જે સાધનોએ સહાયતા કરી છે તે સંબંધી વિચાર કરતાં, આ સૃષ્ટિજન્ય અસર ઉપરાંત તેમની કૌટુમ્બિક તેમજ જ્ઞાતિસંબંધી સ્થિતિને લીધે, તેમના માનસિક જીવનમાં જે અસર થએલી છે તે તપાસવાની જરૂર છે.

પવિત્ર આત્મામાં ધર્મશ્રદ્ધાનો ઉદ્ભવ સહજ થાય છે; પરંતુ આ ધર્મશ્રદ્ધાને પણ ઓછી વત્તી સ્થિતિની અસર લાગ્યા વિના રહેતી નથી. જ્યારે સં. ૧૯૦૭ માં કેશવલાલભાઇનો મોરબીમાં જન્મ થયો, ત્યારે ઇંગ્રેજી રાજ્યનો ઉદય હજી થતો હતો; ઇંગ્રેજી કેળવણી તથા ઇંગ્રેજી સુધારાનો ઉદય હજી તેના ગર્ભમાં હતો; અને કાઠિઆવાડમાં તો તેનાં કિરણો જણાયાં પણ ન હતાં. જ્ઞાતિબંધનની સખત રૂઢિઓમાં હિંદુ પ્રજાનાં અંતઃકરણો એક હજાર વર્ષ થયાં કેળવાએલાં હતાં; અને

જ્ઞાતિની શ્રેષ્ઠ ગણના આચારની શ્રેષ્ઠ ગણના પરથી નિર્ણિત થતી હતી. એટલુંજ નહિ પણ બાહ્યાચારપરથી કોઈ અમુક માણસની આંતર ધર્મશ્રદ્ધાનો નિર્ણય કરતાં, આચારવિમુખતા તે ધર્મવિમુખતા સમજવામાં આવતી. પ્રશ્નોરાનાગરજ્ઞાતિ આચારમાં સર્વથી શ્રેષ્ઠતાનું અભિમાન અદ્યાપિ ધરાવે છે; અને તે અભિમાન તે સમયે પણ હતું. પોરબંદરમાં વ્યાસજીનું ઘર આચારમાં શ્રેષ્ઠ ગણાતું હતું; અને તેમાં પણ પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ આચારને અંતઃકરણપૂર્વક ચહાતો હતો. કેશવલાલભાઇનાં માતુઃશ્રીમાં પોતાના પિયરની આ સર્વ રીતભાત ઉતરી આવી હતી. કેશવલાલભાઇના પિતા પણ સ્વધર્મનિષ્ઠ હોઇ આચારને માન આપતા હતા; કોઇ પણ શૂદ્ર કે મુસલમાનના સ્પર્શથી તેઓ પોતાનાં સર્વ વસ્ત્રો બોળતા અને સ્નાન કરતા. આથી આ નાના કુટુંબમાં ઈશ્વિરભક્તિ અને આચારની રીતભાતનું એક ઉંચું બંધારણ જોવામાં આવતું હતું; અને તેની છાયા કેશવલાલભાઇના બાળક અંતઃકરણમાં જેવી ને તેવી પડી હતી.

બીજી રીતે હરિરામ ભટ્ટના કુટુંબની સ્થિતિ સાધારણ હતી; અને જ્ઞાતિમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. ભટ્ટજી હરિરામ ધર્માચરણમાં કુશલ અને સંસ્કૃત સારૂં ભણેલા હતા, તેમની રીતભાત પ્રતિષ્ઠિત અને માયાળુ હતી, અને કથા વાંચીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેમની ઇચ્છા કેશવલાવભાઇને સંસ્કૃત ભણાવવાની હતી; અને પુત્ર જ્ઞાતિમાં પ્રતિષ્ઠિત અને બે અક્ષર ભણેલો ગણાય એ જોવાને તેમની આશા આતુર હતી. બેશક કેશવલાલભાઇના જીવનમાં તેમની આ આશા તો સર્વાંશે સફલ થએલી ગણાય; પરંતુ તે આપણે આગળ જોઇશું. અત્યારે તો હજી બાળપણ હતું; અને જીવનનો પ્રવાહ ભવિષ્યને માટે કયે રસ્તે પડશે તે નિર્ણિત ન હતું. હજી જીવનના ભૂતકાલને સંભારી રાખવાની કાંઈ દરકાર ન હતી; જે ગંભીર જીજ્ઞાસા આત્મામાં તનમનાટ મચાવી મૂકે છે, અને તેને કંઇ કંઇ કાર્યમાં પ્રેરે છે, તેણે હજી પોતાને માટે ભવિષ્યનો માર્ગ જોયો ન હતો; અને આમ વર્તમાન રમતગમતના આનંદમાં તેમનું હૃદય દોરાતું હતું. તોપણ આ આનંદ કરતાં બીજો કોઇ ઉચ્ચતર નિત્યનો આનંદ હોવો જોઇએ એવી કોઈ ન સમજી શકાય એવી શ્રદ્ધાથી તેમની જીજ્ઞાસા પ્રસંગોપાત્ત તેમને

ગંભીર વિચારમાં નાંખતી. રમતના તુચ્છ અને ક્ષણિક આનંદ કરતાં બીજો કોઈ શ્રેષ્ઠ અને ચિરસ્થાયી આનંદ હોઇ શકે, અને તે મેળવવાની તેમના આત્માની કોઈ ગુપ્ત પ્રવૃત્તિમાં એકતાને લીધેજ, બાળપણની રમતોમાં પણ આપણે તેમના હૃદયનો ઉત્સાહ જોઈ શકતા નથી. અગરજો તેમના હૃદયની સરલતા અને સર્વની તરફ તેમની એક સરખી શુદ્ધસ્નેહની લાગણીને લીધે, તેઓ સર્વ પરિચિત બાળમિત્રોને ચહાતા હતા; અને તે બાળમિત્રોએ તેનો યથાશક્તિ પ્રતિધ્વનિ પણ કરેલો, તોપણ તેમની રમતમાં તેમણે અંતઃકરણના ઉત્સાહથી ભાગ લીધો હોય એવું કદાપિ બન્યું નથી. કવચિત્ અનિચ્છાપૂર્વક ભાગ લીધેલો પણ ઘણી વખત તો જ્યારે બીજા રમે ત્યારે પોતે દૂર ઉભા રહી માત્ર જોતા; અને બાળકોના સ્વભાવનું નિરીક્ષણ કરતા. મનુષ્યસ્વભાવના અવલોકનની શરૂઆત આ રીતે બાળપણથીજ થએલી, અને તેણે તેમની કવિત્વશક્તિને એક સારો લાભ કરેલો છે. પરંતુ તે આપણે આગળ જોઇશું.

અગીઆર વર્ષની વયે આ મોરબીની બાળરમતોનો અંત આવ્યો; અને સં. ૧૯૧૮ માં તેઓ પોરબંદર આવ્યા, તથા મામાને ઘેર રહી સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. પણ રમતીઆળ મિત્રોનો સહવાસ અહીં ન હતો એમ નહિં; તેઓ પણ તેમને તેવીજ રીતે ચહાતા હતા. પોરબંદરમાં કેશવલાલભાઇ ચાર વર્ષ રહ્યા અને તેનું પરિણામ માત્ર એ થયું કે સંસ્કૃત અભ્યાસમાં તેમનો પ્રવેશ થયો; અને ધીમે ધીમે આગળ ચાલુ રહ્યો. સં. ૧૯૨૨ માં તેઓ મોરબી આવ્યા ત્યારે હજી તેમનો સંસ્કૃત વ્યાકરણમાં પ્રવેશ માત્ર થયો હતો. મોરબીમાં આવ્યા ત્યાર પછી પણ આ અભ્યાસ આગળ ચાલુ રહ્યો, અને સં. ૧૯૨૪ તેમના મામા બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણ જીવનરામની સાથે જ્યારે તેઓ મુંબાઈ આવ્યા ત્યારે, તેઓ શ્રીમદ્ ભાગવતનો અભ્યાસ કરતા હતા. તોપણ આ અભ્યાસ અખંડિત અને અંતઃકરણપૂર્વક ન હતો; અને એ પણ કહેવું જોઇએ કે કેશવલાલભાઇની વિદ્વત્તા, ઘણા મોટા પુરૂષોના જીવનમાં બને છે તેમ, ઘણે ભાગે પુસ્તકોના અભ્યાસની નહિ, પરંતુ તેમના આધ્યાત્મિક વિચારો અને મનુષ્ય સ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષણની હતી.

સં. ૧૯૨૪ માં મુંબાઈ આવ્યા અને લગભગ એક વર્ષ ત્યાં રહ્યા. વિશાળ પ્રદેશના અવલોકનથી મનુષ્યના હૃદયનો વિકાસ થાય છે; અને

આ હૃદયવિકાસનો આરંભ કેશવલાલભાઇના જીવનમાં અત્યારથી થયો. આ હૃદયવિકાસની સાથે તેમના જીવનના જે ઉમદા ગુણો આપણે પાછળના જીવનમાં સ્પષ્ટ જોઈ શકીએ છીએ, તેનો પણ વિકાસ થવા લાગ્યો. આ ગુણોનું બીજ આજુબાજુના સંસાર પરથી ઘડાયું હતું. કેશવલાલભાઇનો અત્યાર સુધીનો ઘણો ખરો પરિચય પોતાના જ્ઞાતિમંડળમાંજ હતો. તેમની પ્રકૃતિના બંધારણમાં આ પરિચયે સારી અસર કરેલી છે. આ અસર તપાસતાં આપણે એ જ્ઞાતિમંડળવિષે બે બોલ બોલીએ તો કહેવું જોઇએ કે, પ્રશ્નોરા નાગર જ્ઞાતિએ, અગર જો, બીજી કેટલીક નાગર જ્ઞાતિની માફક, કાઠિઆવાડની રાજ્યખટપટોમાં ક્વચિત્‌જ ભાગ લીધો છે; તોપણ નાગરજ્ઞાતિને યોગ્ય તેની સઘળી રીતભાત સુઘડ અને પ્રતિષ્ઠિત છે, તેમજ વિદ્વત્તા, ડાહપણ, વિચાર અને કાર્યદક્ષતા ઇત્યાદિ મનુષ્ય જીવનના ઉજ્વલ અને શ્રેષ્ઠ ગુણોમાં તે સારી રીતે કુશલ છે. આ સર્વ ગુણોનું બીજ કેશવલાલભાઇના વિમલ અંતઃકરણમાં બાળપણથી રોપાયું હતું; અને ઈશ્વરકૃપાએ, વધતી જતી ધર્મશ્રદ્ધાથી પોષણ પામી ખીલતા જીવનમાં તેનો યોગ્ય વિકાસ થવા લાગ્યો હતો.

એક વર્ષ પછી મુંબઈ છોડી મોરબી આવ્યા. આ વખતે સંસ્કૃત અભ્યાસ સાધારણ રીતે સારો થએલો હતો; પણ મોરબીમાં આવ્યા પછી તેમને ગુજરાતી અભ્યાસ કરવાની ઇચ્છા થઇ, અને સં. ૧૯૨૫ માં લગભગ ૧૮ વર્ષની ઉમરે ગુજરાતી ત્રીજા ધોરણમાં દાખલ થયા. હિસાબ, નામું, વગેરે કેટલુંક વ્યવહારોપયોગી જ્ઞાન અહીં મળ્યું એટલુંજ નહિ, પણ જૂની પદ્ધતિના સંસ્કૃત જ્ઞાનમાં અર્વાચીન પદ્ધતિનું ગુજરાતી જ્ઞાન મિશ્ર થતાં હૃદય સંસ્કારી થયું. પણ હવે મિત્રોની રમત ખશી ગઇ અને તેમના અંતઃકરણમાં ભવિષ્યના જીવનને માટે કોઈ અમુક માર્ગ નિશ્ચિત કરવાની ઇચ્છા થઈ. ગુજરાતી અભ્યાસ કરી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવાનો તેમને વિચાર થયો. અહીં પોતાના અંતઃકરણની ઇચ્છાથી અભ્યાસ કરતાં તેમણે પોતાની બુદ્ધિનો ખરો ચળકાટ બતાવ્યો; અને ચાર માસમાં, ત્રીજા ધોરણથી આરંભી એકાદ બે ઇંગ્રેજી ધોરણની સાથે ટ્રેનિંગ કોલેજનો પ્રવેશક સુધીનો અભ્યાસ તૈયાર કર્યો! પરંતુ ઈશ્વરેચ્છા બળવાન છે. તેમના પિતાશ્રીનો વિચાર તેમને

ટ્રેનિંગ કોલેજમાં મોકલવાનો ન હતો. માતાપિતા તેમજ સંબંધીઓએ પણ ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવાને ના પાડી. માતાપિતા કે સંબંધીઓની ઇચ્છાવિરૂદ્ધ કામ કરવું મુશ્કેલ હતું; અને આથી જવું ન જવું એવા સંશયમાં મન પડ્યું. દરમીઆનમાં તેમનાં લગ્ન થયાં અને ત્યાર પછી તુરતજ તેઓ માંદા પડ્યા. આથી અભ્યાસ છોડવો પડ્યો; અને આ રીતે ટ્રેનિંગ કોલેજમાં જવાને નિષ્ફળ થએલી ઇચ્છા, માતાપિતા અને સંબંધીઓ વગેરેની અનિચ્છાથી, હમેશને માટે બંધ રહી. એવામાં મોરબીના મહાલના કોઈ ગામડામાં સ્કૂલ ઉઘાડવાની હોવાથી મહેતાજી તરીકે એક માણસની માગણી થઈ; અને મોરબી તાલુકાસ્કૂલમાસ્તરે કેશવલાલભાઇને માટે ભલાપણ કરી. કેશવલાલભાઇએ આ નોકરી સ્વીકારી; અને રૂપિઆ બાર કે તેરના પગારથી તેઓ મહેતાજી તરીકે નીમાયા. પરંતુ અહીંઆં ગામડાના લોકો સાથે કેશવલાલભાઇનો આ પ્રથમજ પ્રસંગ હતો. લોકો સ્કૂલમાં છોકરાને મોકલતા નહિ; અને ભણતરની કિંમત ન સમજનાર ગામડીઆને નિશાળ શું છે તે જાણવાની પણ દરકાર ન હતી. આવા લોકોને શી રીતે સમજાવવા? લોકો મહેતાજીના સામું પણ જોતા નહિ, આવે પ્રસંગે અધિકારીની ઢબે કામ લેવું તે તેમના હૃદયની રુચિથી—તેમની પ્રકૃતિથીજ વિરુદ્ધ હતું. બેશક મનુષ્યજાતિ ઉપરના તેમના શુદ્ધ પ્રેમને લીધેજ તેમના હૃદયમાં આવી વૃત્તિ હમેશાં રહેલી, તોપણ તેથી અહીં તો તેમને ઘણી અડચણો ભોગવવી પડી. અજાણ્યા માણસોમાં પડતી અડચણોને લીધે તથા થોડી મુદતમાં તેમની તંદુરસ્તીમાં બિગાડ થવાને લીધે માત્ર એકજ માસ કામ કર્યા પછી તેમણે આ નોકરી છોડી દીધી.

આ પ્રત્યઘાત—આ મંદવાડની અસર એ થઇ કે તેમણે સરકારી નોકરી કરવાનો વિચાર હમેશાંને માટે માંડી વાળ્યો; અને મોરબીમાં રહીને ફરીને સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. અત્રે જણાવવાની જરૂર છે કે હરિરામ ભટ્ટનું કુટુંબ જરા વિસ્તારવાળું હતું; અને પૈસા સંબધે તેમની સ્થિતિ સાધારણ હતી. કેશવલાલભાઇ તેમના ત્રીજા પુત્ર હતા, અને દલપતરામ તથા કાનજી એ નામે બે પુત્રો કેશવલાલભાઈનાથી મોટા હતા. ત્રણે ભાઇઓ પરણેલા હતા, અને તેમનાં છોકરાં છૈયાં સાથેજ રહેતાં હતાં. આ સિવાય હરિરામ ભટ્ટને બે પુત્રીઓ પણ હતી. વૃદ્ધા-

વસ્થાને લીધે કુટુંબનું ભરણપોષણ કરવાની શક્તિ કેશવલાલભાઇના પિતામાં ઓછી થતી હતી, અને ઘણો ભાર મોટા ભાઇને માથે પડ્યો હતો. આ અવસ્થામાં જીવનમાર્ગ નિર્ણિત કરવાની આવશ્યકતા હતી. માબાપ બેઠાં છે ત્યાં સુધીમાં યોગ્યશક્તિ સંપાદન કરવાનો અવકાશ છે, અને આત્મશક્તિવિના આ દુસ્તર સંસારસાગરમાં તરવું મુશ્કેલ છે, એ લેખ ભવિષ્ય કાળના પડદા પર લખેલો તેનો આભાસ આ કર્તવ્યનિષ્ઠ અંતઃકરણને થયો. તેથી ઉછરતું હૃદય જાગૃત થયું; અને ગંભીર જિજ્ઞાસાપ્રેરિત પ્રવૃત્તિએ પોતાને શું કામ કરવાનું છે તે શોધી કહાડ્યું. જગતમાં પોતાની ફરજો શું છે? સંસારની ફરજો પાર પાડવાનું કામ વેઠ જેવું નાહિં પણ આનંદદાયક શાથી લાગે? જે સ્થિતિમાં આપણે મૂકાયા છીએ તે સ્થિતિમાં જે જે ફરજો આપણે બજાવવાની છે, તેને અનુરૂપ આત્મશક્તિ સંપાદન કરવી. એથી દુસ્તર સંસારપણ સુખકર થઈ જાય છે; અને આવી ફરજો ઈશ્વર પ્રીત્યર્થે કરવામાં આવે તેજ આ વિકટ સંસારમાં ધર્મનું-સનાતન શ્રેય સંપાદન કરવાનું—બીજ છે. બેશક આ સર્વ વિચાર કેશવલાલભાઇના જીવનમાં કદાચ વધારે મોટી ઉમરે સ્પષ્ટ થયા હશે; તોપણ તેની આછી છાયા અત્યારથી તેમના જીવનમાં પડેલી, અને તે વખત જતાં જોઇ શકાય એવી સ્પષ્ટ થએલી.

આ વખત પછી તેમના જીવનનો એક નિશ્ચિત માર્ગ આપણે જોઇ શકીએ છીએ. એક વર્ષ જામનગરમાં અને બે વર્ષ મોરબીમાં રહીને શાસ્ત્રીજી શંકરલાલના હાથ નીચે સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. બાલ્યકાળની રમતો ખશી ગઇ, સંસારમાં આગળ વધતાં અને વિશાળ પ્રદેશનું અવલોકન કરતાં હૃદય ગંભીર અને પ્રૌઢ બન્યું, સંસ્કૃતના વિશેષ અભ્યાસથી હૃદય સંસ્કારી થયું, અને કાવ્ય સાહિત્ય વગેરેના અભ્યાસથી હૃદયની રસિકતાનો યોગ્ય વિકાસ થયો. શાસ્ત્રીજી શંકરલાલ જેની શિઘ્ર કવિત્વશક્તિ ગુર્જર પ્રજામાં સુપ્રસિદ્ધ છે, અને જેનો ગુર્જર પ્રજા ઉપરનો ઉપકાર અનેકધા થએલો છે, તેમના સહવાસથી પરિચયજન્ય સંસ્કારોને બળે, તેમની કવિત્વશક્તિ ઉત્તેજીત થઇ. અગરજો આ સંબંધી જે વિશેષ વિવેચનની જરૂર છે, તે હજી અમે અગાડી આપીશું, તોપણ અત્યારે એટલું કહી દેવાની જરૂર છે કે, સંવત્ ૧૯૨૯ માં જ્યારે

'વેદધર્મસભામાં' કેશવલાલભાઈ નીમાયા, ત્યારે ત્યારસુધીમાં તેનું સઘળું કામ ઉપાડી લેવાને તેઓ સર્વાંશે શક્તિવાન થયા હતા એટલુંજ નહિ, પણ 'આર્યધર્મપ્રકાશ' યોગ્ય રૂપમાં ચલાવવા જેટલી યોગ્યતા પણ તેમનામાં આવેલી હતી. વાંચનાર! આટલા શબ્દોથી કદાચ અતૃપ્ત રહેશે તો અમે તેને શબ્દથી તૃપ્ત કરવા માગતા નથી. 'આર્યધર્મપ્રકાશ' લખવા જેટલી યોગ્યતા એ કદાચ તેને કાંઇ નહિં લાગે તો અમને આશ્ચર્ય નથી. માસિકપત્રોની કિંમત હાલ કોણ કરે છે? સારા નરસાનો ભેદ હાલ કોણ જુવે છે? જે હૃદયની ઉચ્ચતાને ખાતર જે વિદ્વત્તાને ખાતર અમે કેશવલાલભાઇને પૂજ્ય ગણી અંતઃકરણપૂર્વક માન આપીએ છીએ, તે ઉચ્ચતાની–તે વિદ્વત્તાની પ્રશંસા માટે અમે બીજા શબ્દો યોગ્ય ધારતા નથી. લખવું મૂર્ખ કરતાં વિદ્વાનને વધારે કઠિન છે.

મોરબીમાં અભ્યાસ કરતા હતા તે સમયમાં કેશવલાલભાઈના પિતા મૃત્યુ પામ્યા; અને ત્યારપછી થોડા વખતમાં તેમનાં માતુઃશ્રી પણ મરણ પામ્યાં. ગમે તેવી અવસ્થામાં માબાપનું મરણ પુત્રને ખોટરૂપ થઇ પડે છે. આ ખોટ કેશવલાલભાઇએ અનુભવી; અને હવે કાંઈ નિશ્ચિત ધંધો શોધવા તરફ તેમનું ધ્યાન વળ્યું. એવામાં મુંબઇમાં તેમના મામા રા. વૈદરાજ પ્રભુરામ જીવનરામના હાથ નીચે સ્થપાએલી 'વેદધર્મસભામાં' એક સારા પ્રમાણિક વિદ્વાન માણસની જરૂર પડવાને લીધે, તેમને એ કામ પર બોલાવ્યા. સંવત્ ૧૯૨૯ માં તેઓ આ કામપર દાખલ થયા; અને ત્યારથી આજ ૨૩ વર્ષપર્યંત વેદધર્મસભાની ઉન્નતિને ખાતર કાંઇપણ યશની લાલસાવિના તેમણે એકનિષ્ઠા અને પ્રમાણિકપણાથી કામ કર્યું. અમે તો તેને એક ખરેખરા ઈશ્વરપરાયણ મનુષ્યનું સ્વધર્મના ઉદયને અર્થે કરેલું આત્માર્પણ સમજીએ છીએ; અને તે અમારા વાચકોના લક્ષમાં પણ બરાબર આવે માટે, જ્યારે કેશવલાલભાઇ આવ્યા ત્યારે સભાની કેવી સ્થિતિ હતી તે બતાવતાં, હાલ સભાની કેવી સ્થિતિ છે, તથા કેશવલાલભાઇના તંત્રીપણા નીચે કામ કરતાં તેણે જનસમાજ ઉપર કેવી અસર કરેલી છે તે પણ બતાવવાની જરૂર છે.

સંવત્ ૧૯૨૬ કે ૨૭ ની સાલમાં જ્યારે એક તરફ સુધારાનો ડંકો ગાજતો હતો, એ ડંકાના અવાજમાં જ્યારે ભરતખંડની સર્વ પ્રજા

મોહથી કાન માંડી લીન થતી હતી, અને મહારાજના લાઇબલ કેશ વગેરેનાં ઉદાહરણોથી ધર્મપંથોથી થતી હાનિ સિદ્ધ કરી, આગલ વધી સુધારાનો પ્રવાહ, સમગ્ર પ્રાચીન વાતને નિંદ્ય ગણી તેનું ઉચ્છેદન કરવા મથતો હતો. તે પ્રસંગે કેટલાક સ્વદેશહિતેચ્છુ સ્વધર્માભિમાની મનુષ્યોએ સુધારાથી થતું પ્રાચીનધર્મનું ખંડન અયોગ્ય સમજી, તે ઉપરથી લોકરુચિ ઉઠી જાય એ અનિષ્ટ ધાર્યું; અને સુધારા વિરુદ્ધ મંડળો ઉભાં થયાં. એક બાજુ દયાનંદસરસ્વતી વેદને સંપૂર્ણ મહત્તા આપી પ્રાચીનતાનો પ્રકાશ પ્રજાની દૃષ્ટિ સમીપ મૂકવા લાગ્યા; મુંબઇ પણ આ પવનથી મુક્ત ન રહ્યુ; અને આપણી વેદધર્મસભા તે તેનું પરિણામ છે. પ્રથમ થોડા સ્વધર્માભિમાની ગૃહસ્થોના હાથ નીચે એક 'વેદોક્તશ્રવણ' નામે સભા સ્થપાઇ; અને તેમાં દર રવિવારે બ્રહ્મનિષ્ઠ પંડિતજીશ્રીજયકૃષ્ણ જીવનરામ વેદાન્તનું શ્રવણ કરાવતા હતા. સભાનો ઉદ્દેશ લોકોમાં પ્રચલિત થાય, અને પોતાના આર્યબંધુઓ આર્યધર્મનું મહત્વ જોઇ શકે, એવા હેતુથી એ સભા તરફથી એક 'હૃદયચક્ષુ' નામે માસિક પત્ર નીકળતું હતું. થોડા વખત પછી સભાને મૂર્તિપૂજા સંબંધે સ્વામીશ્રીદયાનંદની સાથે કાંઇ વિરોધ પડયો; અને તેનું પરિણામ એ આવ્યું કે, ઘણા સારા ગૃહસ્થો સભા તરફથી ફરી ગયા. આ પ્રસંગે રા. વૈદરાજ પ્રભુરામ જીવનરામ વગેરે કેટલાક ઉદાર ગૃહસ્થોના આશ્રયથી આ સભા ટકી. પરંતુ હમેશાંને માટે સભાની દેખરેખ રાખી તેને નીભાવી આગળ ચલાવે એવા એક માણસની જરૂર હતી; અને તેથી આ જગા ઉપર, આપણે ઉપર કહ્યું તેમ રા. વૈદરાજની ભલામણ પરથી, કેશવલાલભાઇ નીમાયા. હવે પછી તેમનો નિવાસ ઘણે ભાગે મુંબઈમાં નિશ્ચિત થયો.

આર્યધર્મપ્રકાશનું કામ માથે લઈ મૃત્યુપર્યંત તેજ કામ એક નિષ્ઠાથી બજાવ્યું છે. અહીંઆં પ્રાચીન વેદધર્મના અને વેદધર્મસભાના અભ્યુદયને અર્થે થએલા જે કાંઇ પ્રયત્ન, તેજ તેમના હવે પછીના જીવનનો ભાગ છે. મુંબાઈ ઇલાકાનો ઘણો ભાગ આ વખતે નવીન રાજ્ય અને નવીન કેળવણીના આરંભમાં, પ્રાચીન સર્વ વાતને અવગણી સુધારાની મોહજાલમાં અંજાયો હતો; અને બાકીમાંના થોડાનેજ ખરૂં શું છે તે

તપાસવાની દરકાર હતી.* આ વખતે એકલા એજ પત્રે, પ્રાચીન ધર્મનું રહસ્ય સમજાવી તે તરફ લોકોની પ્રીતિ ઉત્પન્ન કરવાને જે કંઇ જુજ પણ પ્રયત્ન આરંભેલો, તે સર્વથા પ્રશંસાને પાત્ર છે. આ કામ આદર કરવા યોગ્ય હતું અને તંત્રીએ પણ તેને તેવુંજ ગણેલું. પોતાના અંતઃકરણમાં જે વિચારો બાલ્યકાલથી ચાલતા હતા તેને પ્રસિદ્ધ કરી પ્રજાની સમીપ મૂકવાનું આવું યોગ્ય-સાનુકૂલ સાધન જોઇ, તેમને અત્યંત આનંદ અને ઉત્સાહ થએલાં. નવીન રાજ્ય અને નવીન કેળવણી તરફ પ્રજાનો મોહ, ખરૂં શું છે તે તપાસવાની અનાસ્થા, અનેક મતમતાંતર, ધર્મને નામે અધર્મ, આળસ અથવા પ્રમાદ, અને સર્વ પ્રકારે થતા ધર્મના અધઃપાતથી વ્યવહારનો પણ થતો અધઃપાત, નિહાળી તેમનું અંતઃકરણ ક્વચિત્ ખિન્ન; અને ક્વચિત્ સત્ય શું છે તેનો નિર્ણય કરી લોકોને ખરે રસ્તે વાળવાને ઉત્સુક રહેતું હતું. નવાનગરમાં હતા તે વખતમાં, ત્યાંની સંસ્કૃત પાઠશાળાને અંગે, સ્ત્રીધર્મબોધક સભા અને બાલાધ્યયન શાલા વગેરે, શાસ્ત્રીજીશ્રી શ્રીશંકરલાલના હાથ નીચે કેશવલાલભાઈ તથા તેમના મિત્ર રા. વિશ્વનાથ વિઠ્ઠલજીએજ ઉભાં કરેલાં, તે આવા વિચારોનુંજ ફલ હતું. અનસૂયાભ્યુદય અને ભોગવતીભાગ્યોદયનું ભાષાન્તર તથા સ્ત્રીધર્મબોધક ગરબાવળીની ઘણી ગરબીઓ આજ અરસામાં લખાએલી; અને સાવિત્રીચરિત્રનું ભાષાન્તર તથા ચંદ્રપ્રભા ચરિત્રનું ભાષાન્તર પણ કંઇક આજ અરસામાં થએલું; પણ એટલાથીજ તેના ઉદ્ભાવક વિદ્યાર્થીને સંતોષ નહોતો. આ કામ બે વર્ષેક ચાલ્યું તેજ સમયમાં કેશવલાલભાઈ આર્યધર્મપ્રકાશમાં તંત્રીતરીકે નીમાયા. અહીં તેમને લાગ્યું કે સ્વધર્મના-સ્વદેશના (કેમકે સ્વધર્મના ઉદયથી જૂદો સ્વદેશનો ઉદય તેમને માન્યજ નહતો.) ઉદયને અર્થે હૃદયનું અર્પણ કરવાને યોગ્ય સ્થાન પોતાને મળ્યું છે. આજ વિચારથી મૃત્યુપર્યંત ગમે તેટલા જુજ પગારથી કામ કરતાં પણ તેમણે વેદધર્મસભાને કે આર્યધર્મપ્રકાશને છોડયાં નથી.

જેટલા ઉત્સાહથી આ કામ માથે લીધેલું, તેટલેજ અંશે તેને

*સત્યની આવી અનાસ્થા એજ હરકોઈ કાલે હરકોઈ પ્રજાની પડતીનું કારણ છે અને ભારતવર્ષમાં પણ તેમજ થએલું છે.

નિભાવી યોગ્યરૂપમાં ચલાવવાની ચિંતાઓ પણ સાથેજ જાગેલી દેખાય છે. અગરજો એ કર્તાને તો ઈષ્ટાપત્તિરૂપજ સમજાયું હોય એમ જણાય છે, અથવા એમ કહીએ તોપણ ચાલે કે સ્વધર્મના–સ્વદેશના ઉદયના પ્રયત્નની ચિંતા એ એક તેમની પ્રકૃતિજ હતી. આપણને યોગ મળ્યો છે તો શક્તિપ્રમાણે હૃદયને સત્કાર્યમાં પ્રેરી જીવનનું સાફલ્ય સાધવું એ તેમની મુખ્ય ધારણા હતી. અને તેથીજ આર્યધર્મપ્રકાશને ધીમે-ધીમે પ્રતિષ્ઠિત રૂપમાં મૂકી, શક્તિ પ્રમાણે તેને પ્રજામંડળની વચ્ચે લાવી, મૃત્યુપર્યંત એ પત્રદ્વારા અને અન્યથા પણ, એક સરખી ધારાએ પોતાના અંતઃકરણને જણાતા સત્યનો બોધ કર્યો છે. કોઇ સ્થલે હૃદયને ચોર્યું કે છેતર્યું નથી. શુદ્ધ અંતઃકરણથી નીકળતો આ બોધ કેટલે અંશે સફલ છે, તે ગુજરાતી વાચકવર્ગને છેક અજાણ્યું નથી.

આરંભમાં પોતાના પત્રને શી રીતે પ્રતિષ્ઠિતરૂપમાં લાવવું તેની ચિંતાઓ ચાલે છેઃ ક્ષુદ્ર લેખોને પોતાના માસિકમાં જગા ન આપવી, પોતે પોતાને શું કામ કરવાનું છે તે નિરંતર લક્ષ્યમાં રાખવું, પ્રજામંડળમાં નીતિ અને સદ્ધર્મના ઉદયને અર્થે કયા બોધની જરૂર છે તેનો વિચાર કર્યા કરવો, પોતાના વિચાર હજી ઠરેલા ન ગણાય માટે સારા લેખકોને પોતાના કાર્યમાં મદદને માટે આમંત્રણ કરવું. શાસ્ત્રીજીશ્રી શંકરલાલ અને મિત્રવર્ય રા. વિશ્વનાથ વિઠ્ઠલજી ઉપરના ખાનગી પત્રોમાં લેખને માટે ભલામણ છે; અને આજ અરસામાં પોતાની એક ખાનગી નોટબૂકમાં એક સ્થલે લખેલું છે કે "છોકરાઓના ધર્મ, છોકરીઓના ધર્મ, પુરુષના ધર્મ, જ્ઞાતિ અને દેશાચારને અનુકૂલ ધર્મ તથા વર્ણાશ્રમના ધર્મ ઈત્યાદિ અનેક વિષયોનું લખાણ લખવાની મરજી ઘણા રોજથી છે; પણ મારી ઉમર હજી પીઢ ન ગણાય, અને લખતાં વખતે અંતઃકરણના વલણથી ન્યુનાધિક થઇ જાય, માટે તે વિચાર બંધ રાખ્યો છે. ઈશ્વર જો આગળ ઉપર યથેષ્ટ વખત આપશે તો મારા વિચાર દર્શાવીશ." આરંભમાંજ આવા વિચારો હતા એમ નથી, ત્યારપછી પણ પ્રસંગો પાત્ત આવાજ ઉદ્‌ગાર તેમની ખાનગી નોટબૂકમાં લખેલા મળી આવે છે; એટલુંજ નહિ પરંતુ ઉમ્મરં વધતાં તે વધારે સ્થિર અને દૃઢ થતા જણાય છે. આર્યધર્મપ્રકાશના લેખમાટે યોજના ઘડતાં એક સ્થલે લખેલું છે કે "જુદા જુદા વ્યાવહારિક વર્તનના વિષયો ઉપર સ્વદેશને અનુસરતું સુબોધક લખાણ, અને પોતાના કુલનાને માટે સદ્વર્તન

દેખાડનારો બોધ." વળી બીજે એક સ્થલે સ્વતંત્ર લેખની નોંધ કરતાં 'રચનાની યાદી' એ મથાળા નીચે લખે છે કે, "વિધવા ધર્મ, વિવાહનાં ગીતો, સીમંતનાં ગીતો, મરણના રાજીઆ, દેશીઓનું (રાસડા તથા ગરબાનું) પિંગળ" એમ કરી લખે છે કે "ઈશ્વરેચ્છાથી નિશ્ચિતપણે નિવૃત્તિ મળશે ત્યારેજ; નહિ મળે તો ઉત્કંઠાઓ અંતરમાંજ સમાશે." અને વળી તેની નીચે નોંધે છે કે "અરે જીવ! થયું તેજ થયું સમજજે! બાકી કરવાનું છે તેની નોંધ કાંઇ કામની નથી!" પરંતુ વ્યવહારની ખામીના જે અવલોકનમાંથી આર્યધર્મપ્રકાશના લેખોનું સ્વરૂપ બંધાતું તે તપાસતાં આપણે તેમની પ્રકૃતિને તેમજ તે લેખોના સ્વરૂપને વધારે સ્પષ્ટરીતે સમજી શકીએ છીએ. ખાનગી નોટબૂકમાં એક સ્થલે આવું અવલોકન કરતાં લખે છે કે "સ્ત્રી પુરુષોની અમર્યાદ, બાલકોની અમર્યાદ, તેઓમાં ચાલતો અનાચાર, અને ખોટી સ્વતંત્રતા, વિષયાદિકની અને તેપણ ઉઘાડી વાતો પર તેઓની પ્રીતિ, નાચ તમાસામાં તેઓની તલ્લીનતા, રસ વસ્તુને નહિ જાણવાની તેઓની મૂર્ખાઈ, અમર્યાદવાળા શૃંગારરૂપ કાદવમાં ગુંચેલા કવિઓ–ચિત્રકારો–નાટકકારો–અને નાટક ભજવનારાઓની જાણી જોઇને કે પેટની ખાતર રસાંધતા, કુટુંબમાં કલહ, ક્રૂરતાનો વધારો, પોતાની સમજણુજ ખરી માનવાનું અભિમાન, લોકોની સ્પર્ધા, લુચ્ચાઈ નહિ આવડવાથી સુજનની હીનભાગ્યતા, ધર્મને ધક્કો, સત્યને આંચ, કાલની કઠિનતા, ઈશ્વરની સૃષ્ટિની–ઈશ્વરના સ્વભાવની–અને તેની વિચિત્રતાની અનંતતાનો વિચાર, તથા પોતાની ધારણા પાર નહિ પડવાથી થએલી ઉદાસીથી, મનમાં સદૈવ ઉદાસીન અને તેથી વિરાગી રહું છું. હું જેમ ધારૂં છું તેમ લોકોને ગમતું નથી–પસંદ પડતું નથી; અને તેમ થવું પણ સંભવતું નથી. ત્યારે આ પ્રમાણે વિચાર કેમ ઉઠે છે, એ વિચાર પણ વખતે વિચારમાં નાંખી દેછે. જેમ થાય તેમ ઠીક!"* વાંચનાર સહજ જોઇ શકશે કે આર્યધર્મપ્રકાશના ઘણાખરા લેખનું મૂલ આવા અવલોકન અને વિચારોમાંજ હતું; એની સ્પષ્ટતા ખાતર લેખોના ઉતારાની

---

*આવા કર્તાના પોતાનાજ ઉદ્‌ગારોથી ચરિત્રરેખા જેવી સ્પષ્ટ થાયછે, તેવી અમે આ આખા લેખથી પણ દોરી શકીએ તેમ નથી. શકિત અને પરિચયની ખામીને લીધે આ આલેખમાં જે ખામી જણાય તે તરફ વાચકોએ ક્ષંતવ્ય દૃષ્ટિથી જોવું એવી અમારી પ્રાર્થના છે.

શી જરૂર છે? અમેં પણ તેમ કરી આ ટુંકા લેખને વ્યર્થ લંબાવવા થોભીશું નહિ.

આવા વિચારો કર્તાના હૃદયમાં નિરંતર ચાલતા અને તે ઉપરથી આર્યધર્મપ્રકાશના લેખોનું સ્વરૂપ ઘડાતું તે; તથા જગતની વિચિત્રતા અને ક્ષણભંગુરતા, ધર્મ અને વ્યવહારનું અધઃપતન, મનુષ્ય સ્વભાવનું અવલોકન અને તેને બોધ એ આર્યધર્મપ્રકાશના લેખોનું મૂલ છે એ પણ આપણે જોયું. આવા લેખો ઉપરાંત સ્ત્રી પુરુષના જૂદી જૂદી સંસ્થિતિના ધર્મ, બાલકોના ધર્મ, વગેરે વિષય ઉપર જૂદાં પુસ્તક રચવાનો તેમનો ઈરાદો હતો; તથા બાલકો તેમજ બાલકીઓને માટે સરલ તથા સુબોધક કેળવણી આપવાને એક નવી વાંચનમાલા પ્રસિદ્ધ કરવાનો પણ તેમનો વિચાર હતો. કર્તાની ઉત્તરાવસ્થામાં તેમની સાથે પરિચયમાં આવતાં, એક વખત વાતચીતના પ્રસંગમાં, તેમણે આ વાચનમાલાની યોજના અને સંકલના વિષે અમને વાત કરી હતી; અને તેપ્રસંગે તેમણે એક નોટ બતાવેલી જેમાં તેમના તે સંબંધી કાંઇ પ્રયત્નનો આરંભ હતો. હમણાં તે નોટ અમને મળી શકી નથી, અને તેથી તે સંબંધે વિશેષ માહિતી આપી શકાય એમ રહ્યું નથી. અત્યારે માત્ર એટલુંજ કહી શકાય કે કર્તાના અંતઃકરણમાં એવો વિચાર હતો; અને દૈવેચ્છાએ તે અમલમાં મૂકવાનો સમય આવ્યો નહીં. આપણે અગાડી કહ્યું છે તેમ આવા વિચારો હતા તો પ્રથમથીજ, અને તેનું ખાનગી નોટબૂકોમાં ટાંચણ પણ પ્રસંગોપાત્ત થએલું; પરંતુ તેમને પોતાને, વિશેષ અનુભવથી વિચારો પરિપક્વ થાય ત્યાંસુધી રાહ જોવાની ઈચ્છા હતી, અને તેથી છેવટ દૈવેચ્છાએ તે બહાર પડી શક્યા નથી. આપણે માત્ર જેટલું લખાયું છે તેટલાથીજ સંતોષ માનીએ; અને કર્તાના જેવી ઈશ્વરપરાયણ દૃષ્ટિથી કહીએ કે 'અરે જીવ! થયું તેજ થયું સમજજે! બાકી કરવાનું છે તેની નોંધ કાંઇ કામની નથી!'

પરંતુ આજ પ્રમાણે દરેક પ્રસંગે દરેક કાર્યના પરિણામમાં તેમની દૃષ્ટિ ઈશ્વરપરાયણ રહેતી હતી. વેદધર્મ સભાના અને વેદધર્મના ઉત્કર્ષને અર્થે તેમણે પોતાના આખા જીવનનો ભોગ આપ્યો છે; પરંતુ ઈશ્વર પ્રીત્યર્થે સત્કાર્ય એ તેમનું દૃષ્ટિબિંદુ હતું. આર્યધર્મપ્રકાશનો એકેએક લેખ આ પ્રમાણે ઈશ્વર પ્રીત્યર્થે છે. કોઇ પણ જાતની મહેચ્છા કે કી-

ર્તિલોભ વિના અને તેથીજ કશાપણ પક્ષપાતસિવાય, કેવલ ઈશ્વર-પરાયણ રહી છેવટ સુધી પોતાનું કામ એકનિષ્ઠા અને પ્રમાણિકપ-ણાથી ચલાવ્યું છે; અને વ્યવહારને પણ પરમાર્થથી ભિન્ન માન્યો નથી. આવી ઈશ્વરપરાયણ વૃત્તિથીજ તેમનું જીવન છેવટસુધી એકજ માર્ગ-પર રહી, એકજ રંગે તેનાં પારમાર્થિક તેમજ વ્યાવહારિક કાર્યોમાં વહ્યું છે. આ માર્ગ અને આ રંગ કયા હતા તે અમારા વાચકોને આટલાથી સહજ પણ સમજાયું હશે; તોપણ તે તેમની કવિતાના સંગ્રહમાંથી વ-ધારે સ્પષ્ટ જોઇ શકાય તેમ છે.

સ્વાભાવિક રીતેજ કવિનું હૃદય તેની કવિતામાં વહેછે; અને સ-ર્વાનુભવરસિક કવિ કરતાં સ્વાનુભવરસિક કવિની કવિતામાં તે વધારે સ્પષ્ટતાથી જોઇ શકાય એમ પરવરી રહેછે. કેશવાલભાઇની કવિતાઓ સર્વ અનુભવનો–સ્વાનુભવનો ઉદ્ગાર–ભાવમય વાણીમાં વહેતો પ્રવાહ-માત્ર છે. કવિ પોતે પોતાની કવિતાને "અનુભવનો ઉદ્ગાર" એ નામ આપેછે તે આ પ્રમાણે સાર્થ છે. પરંતુ કેશવલાલભાઇની કવિતા તે ખરેખરી કવિતાજ છે કે કેમ, અને કેશવલાલભાઇને કવિ કહી શકાય કે નહિ, તે પ્રથમ વિચારવાનું છે. રા૦ ગોવર્ધનરામ લખેછે તેમ અવ-લોકન એ આ કવિતાનો આત્મા છે; અને બાહ્ય તેમજ આધ્યાત્મિક અવલોકન અને મનનથી સ્ફૂરતો અનુભવ તેમાં સત્યરૂપે વ્યક્ત થાય છે. અર્વાચીન કાવ્યપ્રદેશમાં જોવા જઇએ તો કેશવલાલભાઈ જાતે રા૦ દલપતરામભાઇની કવિતાને માન આપતા, અને તેની સરલ ભાષા માટે તેનાં વખાણ કરતા. તોપણ, દલપતકાવ્યની અમુક નીરસ કવિતાઓ બાદ કરવા પછી પણ, વાંચનાર વધારે ઉંચું કવિત્વ અને વધારે ઉચ્ચ વિચારો આમાં સહજ જોઇ શકશે. ખરૂં કહીએ તો કેશવ-લાલભાઇને ગુજરાતી કરતાં સંસ્કૃત સાહિત્યનો સંસ્કાર વિશેષ હતો. બાલ-પણમાં થોડી ઘણી ગુજરાતી કવિતાઓ વાંચેલી, પરંતુ કવિત્વશક્તિનો પ્રથમ વિકાસ, શાસ્ત્રીજીશ્રી શંકરલાલની સાથેના જામનગરના સહવા-સપરથી થવા લાગેલો એમ તેમની નોટબૂકોપરથી જણાય છે. આ-ર્યધર્મપ્રકાશમાં લખવા માંડતાં આ સંસ્કાર કાયમ રહ્યો. પ્રાચીન સંસ્કૃત કાવ્યપ્રદેશમાં જોવા જઇએ તો ભર્તૃહરિ શતકની કવિતા સાથે કેશવ-કૃતિને સરખાવી શકાય. બન્નેમાં બાહ્ય તેમજ આધ્યાત્મિક અવલોકન

એ આત્મારૂપે રહેછે, અને અવલોકનથી તેમજ શ્રદ્ધાપૂર્વક મનનથી સ્ફૂરતો અનુભવ બન્નેમાં સત્યરૂપે વ્યક્ત થાય છે. તફાવત એટલો કે કેશવકૃતિમાં જ્યારે સાધારણ મનુષ્ય પણ સમજી શકે એમ, આ અનુભવ સરલરૂપે જરા વિસ્તારપૂર્વક વિન્યાસમાં વ્યક્ત થાયછે; ત્યારે ભર્તૃહરિ શતકમાં, ટુંકામાં પણ તેજ અનુભવ વધારે સ્પષ્ટ અને વધારે હૃદયબલયુક્ત છે.

બીજી રીતે કહીએ તો કેશવલાલભાઈનું અંતઃકરણ ભક્ત છે. ભક્ત હૃદયનું ભક્તિમય સંગીત તે તેની ઈશ્વિર સ્તુતિની કવિતાઓ છે. સંસારની એકેએક વસ્તુમાંથી વાસનામાત્રનો ત્યાગ કરી, કવિનું હૃદય ઈશ્વિર ચરણમાંજ વિરામ પામવા ઈશ્વિરી સ્નેહની યાચના કરેછે. ઈશ્વિર એજ એનું સર્વસ્વ છે. વળી, ઈશ્વિરપરાયણ દૃષ્ટિએજ જગતનું બાહ્ય તેમજ આધ્યાત્મિક અવલોકન તે કરેછે; અને તેમાંથી મળતો અનુભવ અને બોધ કર્તા પોતાને તેમજ પોતાના મનુષ્ય બંધુને ઉદ્દેશીને ગાયછે; અને વ્યવહારમાં પણ પરમાર્થ જોઈ શકે એટલી વિશાળ ધર્મભાવના તેના હૃદયમાં છે. વૈભવથી તેની દૃષ્ટિ અંજાતી નથી, શુદ્ધ ધાર્મિક હૃદયનેજ તે માન આપેછે, અને માને છે કે હરકોઈએક મનુષ્ય કે પ્રજાની ઉચ્ચતા, તેના વૈભવમાં કે તેના દંભમાં નહિ, પરંતુ તેની ઈશ્વિરપરાયણતા તેની ધાર્મિક ભાવના અને તેની સરલતામાં છે. કેશવકૃતિના પહેલા ત્રીજા અને ચોથા વિભાગનો આ સાર છે.

પરંતુ આ પ્રમાણે બાહ્ય તેમજ આધ્યાત્મિક અવલોકન એ આ કવિતાનો આત્મા છે; અને તે પોતાના અવલોકન અને મનનથી વ્યક્ત થતા અનુભવને લઇને, સંસ્કારી તથા અનુભવી મનુષ્યના હૃદયને પણ, પોતાની પ્રતિભા કબૂલ કરાવે એટલી સરલતા અને એટલું બલ તેમાં છે. જે દિવ્ય પ્રેરણાથી પ્રેરાઇ કવિ કવિતા લખવા બેસેછે, તે પ્રેરણાનાં કિરણોનું કર્તા પોતાની ખાનગી નોટબુકમાં એક સ્થલે અવલોકન કરેછે. તે લખે છે કે–"કેટલીક વખત કલ્પનાના તરંગો એક પછી એક–પ્રથમ એક વળી બીજો વળી ત્રીજો–એમ ઉપરા ઉપરી આવેછે, અને તે બધા ઉપર એક સાથે લક્ષ્ય આપી શકાતું નથી. ક્વચિત્ કવિતામાં મનના ભાવ બરોબર જણાવી શકાતા નથી, અને ક્વચિત્ આ તરંગો લક્ષ્ય બહાર જાયછે. મને લાગે છે કે, થોડી ઘણી કવિત્વશક્તિ મનુષ્યમાત્રમાં

હોવી જોઇએ, પરંતુ જ્યારે શક્તિનો વિકાસ થઈ તે માણસ જનસમાજમાં કવિ તરીકે પ્રસિદ્ધિમાં આવે ત્યારેજ તેને કવિ કહેવાય છે.”

વાંચનારને આટલા ઉપરથી સહજ સમજાશે કે કેશવલાલભાઇને ખુશીથી કવિ કહી શકાય. તેની કવિતા તે કેટલે અંશે કવિતા છે તેનો નિર્ણય વાંચનારને સોંપી, અમે માત્ર એટલુંજ કહીશું કે, તે કવિતા છે, અવલોકન એ એનો આત્મા છે, અને અવલોકન તથા મનનથી સ્ફુરતો અનુભવ તેમાં સત્યરૂપે વ્યક્ત થાય છે. સામાના મનમાં પેશી તેને અસર કરવા જેટલી સરલતા અને તન્મયતા પણ તેમાં છે.

ભાષાની સરલતા અને સંસ્કૃત સાહિત્ય મુજબ હ્રસ્વ દીર્ઘના પ્રયોગની કાળજી, બની શકે તેટલે અંશે રાખવા કેશવલાલભાઇનો આગ્રહ હતો. ભાષાની કઠિનતાથી વિચારોની ઉચ્ચતા આવેછે એમ માનનાર લેભાગુ કવિતા કરનારને, આ વાત પ્રથમ શીખવાની છે કે, ભાષા કઠિન મૂકવાથી કાંઈ વિચારો ઉંચા થઇ જતા નથી; અને સરલ ભાષામાં પણ સારા કવિને વિચારોની ઉચ્ચતા સહજપ્રાપ્ત છે.

આ વિવેચન બંધ કરતાંપહેલાં કવિની ઈશ્વરપરાયણતા તરફ પણ લક્ષ આપવું જરૂરતું છે. કેશવલાલભાઈ પોતાની ‘પામર કવિ’ વિષેની કવિતામાં લખેછે કે—

“હોઠે હરિ આવે નહિ, હ્રદયવિષે નહિ રામ;<br>
જાૂઠાં જોડે જોડીઆં, એ કવિનું શું કામ?<br>
પાપી પામર લોકનાં, વર્ણન કરે અપાર;<br>
કવિત્વને કાળું કરે, એ કવિને ધિક્કાર.<br>
નરનારીનાં અંગ કે, તેનો વિવિધ વિહાર;<br>
એમાં મન જેનું રમે, તે કવિને ધિક્કાર.<br>
ઈશ્વરને વિષયી કરે, જેવો પોતે હોય;<br>
એવા પામર લોકનો, સંગ ન કરશો કોય.”

કવિનું અંતઃકરણ વિકારમાત્રથી મુક્ત હોવું જોઇએ. તેના અંતઃકરણમાં તેના હ્રદયમાં પણ ‘રામ’ જોઇએ. તે ન હોય તો તેવા મનુષ્યને ‘કવિ’ કહેવા કેશવલાલભાઇ ના કહે છે. અને તેની યથાર્થતા સહૃદય વાચકને સમજાવવી પડે એમ નથી. કોઈ મનુષ્યની કવિતા ક-

રવાનું પણ કેશવલાલભાઇને પસંદ ન હતું. એ તેની ખરેખરી ઈશ્વર-પરાયણ વૃત્તિ અને નિસ્પૃહતાનું લક્ષણ છે.

પરંતુ વેદધર્મસભાને અંગે માસિકપત્ર આર્યધર્મપ્રકાશ શિવાય બીજાં ઘણાં પુસ્તકો એજ ઉદ્દેશે રચવા રચાવવામાં આવ્યાં છે; અને એ સર્વ પ્રયત્નનું માન પણ રા૦ કેશવલાલભાઇને છે. પ્રથમ તો નવા-નગરની શાલાઓમાં અપાયેલાં વ્યાખ્યાનો—અનસૂયાભ્યુદય અને ભોગવતીભાગ્યોદય—તથા સ્ત્રીધર્મબોધક ગરબાવળી, સ્ત્રીવર્ગને સુબોધક ધારી જૂદાં છપાવ્યાં; અને સાવિત્રીચરિત્ર નાટકનું ભાષાન્તર કરી તે પણ તેજ ઇચ્છાથી છૂટું છપાવી પ્રસિદ્ધ કર્યું. ચંદ્રપ્રભાચરિત્ર નામે શાસ્ત્રીજી શંકરલાલની રસિક સુબોધક વાર્તાનું ભાષાન્તર, આર્યધર્મપ્રકાશ માસિકમાં આવતું હતું તેપણ ત્યારપછી છૂટું છપાવી પ્રસિદ્ધ કર્યું. લોકો પોતાના ધર્મ અને ધર્મશાસ્ત્રથી માહિતગાર થાય, તેઓમાં સુબોધક વાચન ફેલાય અને દંભી ધર્મગુરુઓનો દંભ સ્વાભાવિક રીતેજ ભાગી પડે, એવા હેતુથી શ્રીમદ્ભાગવતનું, શ્રીમદ્ભગવતી ભાગવતનું, શ્રીમદ્ભગવદ્-ગીતાનું અને પાછળથી શ્રીમદ્યોગવાસિષ્ઠનું ભાષાન્તર, પ્રથમ માસિકપત્ર-રૂપે અને પાછળથી છૂટા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યું. શ્રીમન્ શંકરાચાર્યપ્રણીત ચર્પટપંજરિકા તથા મોહમુદ્ગર અને મણિરત્નમાલા ઉપર ગુજરાતીમાં ટીકા કરી પોતેજ જે પ્રથમ આર્યધર્મપ્રકાશમાં પ્રસિદ્ધ કરેલાં તે પાછળથી છૂટાં છપાવી બહાર પાડ્યાં. વળી બાળકોને માટે, ચિત્રથી મૂળાક્ષરોનો બોધ થાય એવી, પહેલી ચોપડીને નામે બાળચિત્ર પોથી રચી પ્રકટ કરી. એ સિવાય બીજાં ઉપનિષદો, શંકરવિજયસાર, ત્રિદંડિકાસતી શિક્ષાસૂત્ર અને સુરગુરુસ્મૃતિ તથા આશૌચનિર્ણય વગેરે ઘણાં જૂનાં સુબોધક પુસ્તકોનો સમુદ્ધાર કરી તેને પ્રજાની દૃષ્ટિએ મૂકયાં.

પણ આપણે આટલી વાર તેમના સાહિત્યપ્રયત્ન વિષે બોલતાં તેમના વ્યાવહારિક સંબંધમાં ઉતરવું વીસરી ગયા. અગરજો તેમાં કહેવાનું બહુ થોડું હોઈ જીવનચરિત્રને ઉપયોગી ભાગ થોડોજ છે, કેમકે તેમનું હૃદય અત્યંત કુટુંબ વત્સલ છતાં પરિણામે વિરક્ત અને ઈશ્વર પરાયણજ હતું; તેમજ આર્યધર્મપ્રકાશનું કામ કરતાં કુટુંબમાં સર્વને સાથે રહેવાનો પ્રસંગ પણ ન હતો. તોપણ તેમાં જે થોડું પણ કહેવાનું છે તે

કહ્યા સિવાય ચરિત્રરેખા અપૂર્ણ રહે એમ છે. અમે તે વિષે જે કહેવાનું તે કહી આ લેખ સમાપ્ત કરીશું.

તેમનો વિવાહ હરિવ્યાસનાં પુત્રી મોંઘીકુંવર વેરે સં. ૧૯૨૬ માં થયો હતો. તેમનાં પત્નીનો સ્વભાવ સુશીલ માયાળુ અને તેમની ઇચ્છાનુકૂલ ધર્મપરાયણ હતો. કવચિત્ સાથે અને કવચિત્ કેશવલાલ ભાઈના અભ્યાસ સમયમાં જુદાં રહેવાનું થતું; પરંતુ પતિપત્નીને પત્રવ્યવહાર હતો, અને સ્નેહદ્વારા પતિના વિચારો પત્નીમાં પણ સંક્રમિત થયા હતા. મુંબાઈ આવ્યા પછી પણ હમેશાંજ સાથે રહેવાનું બનેલું એમ નહિ, પરંતુ ઘણો ભાગ સંયોગમાંજ ગએલો. સં. ૧૯૩૩ માં તેમનાં પત્નીને સીમંત આવ્યું; અને સં. ૧૯૩૩ ના જેઠ માસમાં તેમણે એક પુત્રને જન્મ આપ્યો. પ્રારબ્ધયોગે પુત્ર સં. ૧૯૩૪ ના ભાદરવામાં મરણ પામ્યો. ત્યાર પછી સં. ૧૯૩૯ માં તેમને પેટે એક પુત્રીનો પ્રસવ થયો. પરંતુ આ સુવાવડમાંથી તેમને વાતવ્યાધિ થયો અને તે ચાર વર્ષ રહ્યો. સં. ૧૯૪૩ ના પોષ શુદિ, ૭ ને રવિવારને દિવસે તેમણે દેહત્યાગ કર્યો. પત્નીના મરણથી કેશલાલભાઈના મનમાં જે શોક અને જે વિચારો થએલા તે તે પ્રસંગે લખાએલા શોકના પદ્યમાંથી આપણે જોઇ શકીએ તેમ છે. અમે આ કવિતા વાંચવા જીવનચરિત્રના વાચકોને ભલામણ કરીએ છીએ. જોઇ શકાય એમ છે કે, પત્નીપર પૂર્ણ સ્નેહ હોવા છતાં પત્ની તે ધર્મની સહચારિણી અને ગૃહકાર્યમાં પોતાનું એક અંગ છે, એમ તેઓ માનતા; અને જાણતા કે પત્નીથી પુરુષના ધર્મ, અર્થ તેમજ કામમાં કાંઈ મદદ ન થાય તો તેમાં પત્ની તરીકેનું વિશેષ લક્ષણ કાંઇ નથી. આથી પત્નીના મરણથી અત્યંત ખેદ સહન કર્યા છતાં તેમના કર્તવ્યમાર્ગમાં લેશ પણ પરિવર્તન થયું નથી.

પત્નીના મરણપછી ફરી વખત લગ્ન કરવાનો તેમનો બિલકુલ વિચાર નહતો. ખરેખરી રીતે કહીએ તો તેઓ એ રિવાજનેજ અંતઃકરણપૂર્વક ચહાતા નહિ. પત્નીના મરણ પછી તેમણે શોકપૂર્ણ હૃદયથી લખ્યું છે કે—

"પાળ્યું જે મનમાંહિથી પરમ મેં જે એક પત્નીવ્રત,
જાયા જો હત જીવતી જગતમાં તો તો ખરૂં શોભત."

અને જ્યારે સંબંધીઓએ ફરી વખત વિવાહને માટે વીનવણી ક-

રેલી ત્યારે કોઈ નિકટના સંબંધી ઉપર પત્ર લખતાં લખ્યું છે કે, "મારા મનમાં કશો વિકાર હતોજ નહિ, હું એમજ સમજી રહેલ કે જે સ્થિતિ આપણને પરમેશ્વરે આપી તેજ સ્થિતિ આપણી છે અને તે ઠીક છે. પ્રભુએ એક જાતની યોગ્યતા દેખાડવાનો સારો સમય દીધો છે. આવા દૃઢ નિશ્ચયવાળા મનમાં ગ્રહસ્થાશ્રમ ફરીને કરવાની વાતનો જ્યારે આઘાત લાગ્યો, ત્યારે એક અપરાધીને મોટી શિક્ષા પમાડવાનો હુકમ સંભળાવતાં તેની જેવી ગતિ થાય તેવી મારી ગતિ થઇ જતાં, મને આશ્ચર્ય થયું કે આ હું શું સાંભળું છું! મરનારના મરણ વખતે મને જરા પણ દુઃખ થયું ન હતું; પણ આ વખતે કોણ જાણે ક્યાંથી મારા અંતરમાં અકથનીય્ દુઃખ થવા લાગ્યું. મને એક ખરાબ કામ કરવું અને ફરીને પાણીગ્રહણ કરવું એ બેય વાતમાં ઘણો અંતર લાગ્યો નહિ." પરંતુ પાછળથી તેમનો આગ્રહ સંબંધીઓના દુરાગ્રહમાં ડુબી ગયો; અને કુંડલા નિવાસી મહેતા કાલીદાસ કાનજીની પુત્રી મણિકુંવરની સાથે તેમનો વિવાહ થયો. સં. ૧૯૪૫ ના વૈશાક માસમાં તેમનાં લગ્ન થયાં. આ અને આજ સમયમાં ઉત્પન્ન થએલી કેટલીક જ્ઞાતિ સંબંધી ખટપટોનેલીધે, તેમનું મન ખરા જણાતા સંબંધીઓ ઉપરથી પણ ઉઠી ગયું; અને જગતમાં પોતાનું માનેલું પણ કેટલીક વખત ફરી બેસેછે તે, તથા **पंडितोऽपि वरं शत्रुर्न मूर्खो हितकारकः** ઇત્યાદિ અનુભવો પ્રત્યક્ષ થયા. સૌ૦ મણિકુંવરનો સ્વભાવ સરલ, માયાળુ અને સ્વાભાવિક રીતેજ ધર્મનિષ્ઠ હતો. અગરજો અમે કહ્યું છે તેમ કેશવલાલભાઇનો સ્વભાવ અત્યંત મર્યાદશીલ હોવાનેલીધે, અમે અમારા થોડા પણ સહવાસમાં થોડુંજ જોઈ શકયા છીએ; તોપણ કેટલાક પ્રસંગ પરથી અમને માલૂમ પડ્યું છે કે સૌ. મણિકુંવરને બાલપણમાં યોગ્ય કેળવણી મળી હતી અને સાસરે આવ્યા પછી ગુરુજન તરફનો તેમનો વિનય, પતિભક્તિ અને ઇશ્વરપરાયણતા અપ્રતિમ હતાં. પતિના ઇશ્વરપરાયણ હૃદયને ઓળખી તેની સાથે મળવાને અને તેના હૃદયને લેશ પણ દુઃખ ન થાય એમ વર્તવાને તે સર્વદા તત્પર રહેતાં હતાં. કેશવલાલ ભાઇને પણ આ દાંપત્ય સંબંધથી પહેલાંના જેટલોજ સંતોષ હતો.

પરંતુ આ સંબંધથી કેશવલાલભાઇને કાંઈ સંતતિ થઇ નથી. વિવાહ થયા પહેલાં પણ મણિકુંવરનું શરીર બહુ ભાગે અસ્વસ્થ રહેતું હતું; અને પછી પણ પ્રતિદિવસ શરીર વધારે ને વધારે બગડતું ગયું. કેશવલાલ ભાઇનું શરીર પણ પહેલેથી અસ્વસ્થ તો ખરૂંજ; પરંતુ પ્ર-

થમ પત્નીના મૃત્યુ પછી કંઇક ઉદ્વેગ અને કંઈક મનોનિગ્રહથી તે વધારે બગડ્યું. અંતે તેનું પરિણામ એ આવ્યું કે તેમની પ્રકૃતિ વધારે બગડી; અને સં. ૧૯૫૦ માં કેશવલાલ ભાઇ વેદધર્મસભામાંથી રજા લઈ હવા પાણી ફેર કરવાને દેશમાં જઇ રહ્યા. અગર જો દેશમાં રહે રહે પણ પોતાથી બને તે આર્યધર્મપ્રકાશ માટે લખી મોકલતા; પરંતુ શરીરની શિથિલતામાં તે લખવાનું કવચિતજ બનતું. પરિણામે તેમની ગેરહાજરીમાં આર્યધર્મપ્રકાશનું કામ બરોબર ચલાવી શકે એવો કોઇ માણસ ન મળવાથી, વેદધર્મસભાએ તેમને તે કામપર સં. ૧૯૫૧ માં પાછા બોલાવ્યા. અહીં એક વર્ષ રહી સં. ૧૯૫૨ ના કાર્તિક માસમાં તેમની પુત્રીનાં લગ્ન કરવાની ખાતર તથા તેમનાં પત્નીનું શરીર દિવસે દિવસે વધારે બગડતું જતું હોવાથી, તેમણે ચાર માસની રજા લીધી. દેશમાં ગયા પછી તેમનાં પત્નીનું શરીર વધારે બગડ્યું; અને પોષ શુદિ ૭ સોમવારે તેમણે દેહત્યાગ કર્યો. કેશવલાલ ભાઇનું શરીર શિથિલ તો હતુંજ તેમાં આ આઘાતથી વધારો થયો. અને સંબંધીવર્ગ સર્વને તેની ધાસ્તી લાગી. મણિકુંવરના મૃત્યુનો શોક હોવા છતાં કેશવલાલ ભાઈના સંતોષની ખાતર તેમની પુત્રી સૌ. મુક્તા કુંવરનાં લગ્નની સંબંધીઓએ ઉતાવળ કરી અને માઘ વદી ૭ નાં લગ્ન લઇ તેનો વિવાહ આપણા પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ઉર્ફે કુરુણાશંકર વિઠ્ઠલજીના પુત્ર શંકરપ્રસાદ વેરે કર્યો. લગ્નના દિવસથીજ કેશવલાલ ભાઈને તાવ ચઢયો; અને તે દિવસે એવી સંસ્થિતિમાંજ કન્યાદાન દઈ ઉઠી જાણે દુનિઆના સર્વ કાર્યથી પરવાર્યા હોય એમ નિરાંતે સુતા. ધીમે ધીમે સંસારમાં સહન કરેલા ઘા અને દુઃખમાત્રને વિસારી તેમની આંખો, એ ઘા અને એ દુઃખ સહન કરવાને જે જ્યોતિર્મય પ્રભુથી ધૈર્ય મળ્યું હતું તેનાં દર્શન કરવાને તેના અંતરાત્મામાં વળી. ધીમે ધીમે અશુદ્ધિ વધતી ગઈ; અને સં. ૧૯૫૨ ના ફાગણ શુદિ પડવો અને શુક્રવારને દિવસે રાત્રિના આઠ વાગતાને સુમારે તે ધર્મપરાયણ આત્મા આ ક્ષણિક દેહ તજી કોઈ દિવ્ય જ્યોતિમાં મળવા ચાલ્યો ગયો. વાંચનાર! આ ઈશ્વરપરાયણ હૃદયના અમૃતમય જીવનને અન્તે અશ્રુ પાડીશમાં! ઈશ્વરપરાયણ દૃષ્ટિએ સત્કાર્ય એ જેના જીવનનો માર્ગ હતો, તે જીવનમાં ત્હારૂં હૃદય કાંઈ બલ પામે તો તેનું અનુકરણ કરવાનો યત્ન કરજે. આવા અનુકરણથી એ ઈશ્વરપરાયણ આત્માને સંતોષ આપવો એ આપણું આ સમયનું કર્તવ્ય છે. તથાસ્તુ!

शीघ्रकविशास्त्रिशंकरलालमाहेश्वरविरचितम्

# प्रशस्तिकाव्यम्.

वसंततिलका.

श्रेयः श्रियं दिशतु केशवलालशर्मन्
तुभ्यं दयामृतमयाशय इंदुमौलिः ।
कैलासवासिन उदारगुणांबुधे ते
कृत्यैतया सुपरितुष्ट उमासहायः ॥ १ ॥
प्राप्तः सुजन्म मुनिखांकधरा १९०७ मितेऽब्दे
भट्टावटंकहरिरामपितुर्निकेते ।
यो मातुरत्र जठराच्च झवेरबायाः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ २ ॥
बाल्येऽपि यस्त्वमभवः प्रणयप्रणम्रो
भक्तः स्वमातरि च तातपदाब्जयुग्मे ।
आनंददश्च शिशुकेलिषु यः शिशूनाम्
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ३ ॥
गत्वा सुदामपुरि मातुलवर्गवर्यान्
व्यासावटंकजयकृष्णगुरूनुपास्य ।
श्रीब्रह्मविद्वरतरानलभः सुविद्यां
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ४ ॥
यस्त्वं रसाक्षिनवचंद्र १९२६ मिते सुवर्षे
व्यासावटंकहरिरामसुतां सुशीलाम् ।

उद्वाह्य धर्ममभजो गृहिणां प्रमोदात्
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ५ ॥
पुत्रे मृते पितरि चोपरते मृतायाम्
हे मित्र मातरि च धैर्यमिहार्यधार्यम् ।
धृत्वार्यधर्मविजयाभिमुखो य आसीः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ६ ॥
ज्येष्ठं स्वबंधुमिह यो दलपत्तरामम्
स्नेहामृतार्द्रमपि कानजिसंज्ञकं च ।
भक्त्याभिपूज्य परया पितृवत्प्रमोदी
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ७ ॥
यस्त्वं प्रभादिपदशंकरनामधेयं
भ्रातृव्यमात्मजधिया परिपाल्य चित्ते ।
आनंदमन्वभव उत्तममुत्तमात्मा
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ८ ॥
श्रीविश्वनाथशुभमित्रमणिप्रसंगा-
द्यः सत्कवित्वकरणे निपुणोऽभवश्च ।
मैत्र्यं च निर्जरमपालय आंतकालं
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ ९ ॥
यो विश्वनाथशुभमित्रयुतोऽभ्युपास्य
श्रीसद्गुरुं त्विह तु शंकरलालसंज्ञम् ।
विद्यां शुभामधिगतो विनयातिहृद्याम्
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ १० ॥
मित्रेण तेन सह सद्गुरुनिर्मितानाम्
भाषांतराणि विरचय्य सुपुस्तकानाम् ।

आनृण्यमक्ष्यमकरोरिह यो गुरूणां
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ ११ ॥
पत्नीं निजामुपरतामवलोक्य मोंघी—
संज्ञामनन्यतुलितप्रणयस्तदीयम् ।
पारोक्ष्यसौहृदमिहातिमुदाकरोर्यः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ १२ ॥
एकामतिप्रियतमां तनयां तदीयां
मुक्ताभिधां तनयवत्परिपाल्य शांतिम् ।
चित्तेऽकरोर्विमुखवृत्तिरतीव गेहे
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ १३ ॥
भ्रात्रोर्गुरोश्च सुहृदामपि चाग्रहेण
यः कालिदासतनयां निजधर्मपत्नीम् ।
प्रेम्णाकरोर्मणिनिभां मणिनामधेयां
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ १४ ॥
वर्षाणि सप्त गृहधर्ममुपास्य हर्षात्
पत्न्या तया सह शुभं मणिसंज्ञया स्वम् ।
आनंदमन्वभव ईश्वरसेवया यः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ १५ ॥
दैवात्प्रणाशमुपयाति च सत्कलत्रे
रत्ने पवित्रचरिते मणिनामधेये ।
धैर्यं त्वधारय इहोत्तममार्यवर्यः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्या ॥ १६ ॥
मुक्ताभिधां च तनयामथ वैद्यवर्य—
श्रीझंडुभट्टतनयाय समर्प्य चित्ते

शांतिं परामभज ईश्वरलीनचित्तः
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ १७ ॥
पुत्राधिकप्रियतमं विनयामृताब्धिं
यस्त्वं प्रभादिपदशंकरनामधेयम् ।
वीक्ष्योदयान्वितमवाप्त इहातिशांतिं
स त्वं चिरायुरसि केशवलाल कीर्त्त्या ॥ १८ ॥
इत्थं समाप्य निजकृत्यमवाप्य कीर्त्तिं
संपाल्य सच्चरितमित्रवरैश्च मैत्रीम् ।
संतोष्य सर्वसुहृदोऽमरतां य आप्तः
स त्वं चिरं जयसि केशवलाल कीर्त्त्या ॥ १९ ॥

शार्दूलविक्रीडितम्

वर्षे नेत्रशरांकभू १९५२ परिमिते मासे तपस्यादिमे
पक्षे हा प्रतिपत्तिथौ भृगुदिने यामे निशस्त्वादिमे ।
सौजन्यामृतसागरः सरलता सौशील्यलीलालयो
वत्सः केशवलाल आप परमं शंभोः पदं शाश्वतम् ॥२०॥

वसंततिलका ।

सा कापि ते सुजनता जनतापहर्त्री
याता लयं सरलतापि च सा प्रणष्टा ।
सा ते दया सदुदया च हताद्य हाहा
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २१ ॥
धैर्यं विलीनमगलच्च कुलीनतैक—
निष्ठत्वमस्तमितमेव विवेकवत्त्वम् ।
सा च स्वधर्मपरतोपरताद्य हाहा
यात पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २२ ॥

मृद्वीकया च सितया सुधया च तुल्या
कस्यापरस्य कवितां मृदुलां मनोज्ञाम् ।
श्रुत्वा प्रमोदमुपयास्यसि सुज्ञवर्गो
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २३ ॥

साचारनिष्ठजनताप्रियता प्रणष्टा
स्वाचारपालनपरायणताद्भुता च ।
सा सद्विवेकिवरतोपरताद्य हाहा
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २४ ॥

शांतिः क्षमा च गुणिता च गुणज्ञता च
स्वज्ञातिसौहृदपरायणता च सा सा ।
हा हा हताद्य वत दीनदयालुतापि
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २५ ॥

सौभ्रात्रमुत्तमतमं वत तत्प्रणष्टं
कौलीनधर्मपरतापि च सोपशांता ।
हाहा हता निरुपमा वत नम्रता सा
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २६ ॥

वैराग्यमुत्तमतमं सहजं त्वदीयं
तन्नष्टमद्य मृदुवाक्पटुता प्रशांता ।
लोकप्रियाचरणनिष्ठतया सहाहो
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २७ ॥

सा मित्रताप्युपरता विमला विशुद्धा
सापि स्वधर्मपरिपालन एकनिष्ठा ।
सा सोदरप्रणयितानुपमा प्रणष्टा
याते पदं त्वयि तु केशवलाल शैवम् ॥ २८ ॥

मंदाक्रांता ।

सत्सौजन्यं निरुपमतमं सोत्तमा धैर्यवत्ता
शांतिः सा काप्यनुपमतमा निस्तुलं तत्सुशीलम् ।
तन्मृद्वीकामृदुलकविताकोविदत्वं च नष्टम्
संप्राप्ते त्वय्यनुपमगुणे केशव श्रीशलोकम् ॥ २९ ॥

शार्दूलविक्रीडितम्.

भ्रातः केशवलाल कालवशतः कैलासशैलास्पदं
संप्राप्ते त्वयि ते तवोत्तमगुणा मन्ये सहैवागताः ।
तैस्तैर्निष्प्रतिमैः सुशीलसरलत्वाद्यैरसंख्यैः सखे
संतुष्टः परमेश्वरो वितरतात्तुभ्यं विमुक्तिं पराम् ॥ ३० ॥

वसंततिलका.

कांस्कान् गुणांस्तु सहजांस्तव वर्णयामो
हे वत्स मित्रजनवत्सल सद्गुणाब्धे ।
संवर्णयिष्यति हि तानमृतोपमेया
सेयं कृतिस्तव चिरं सकलार्यगेया ॥ ३१ ॥

आर्या.

त्रिभिर्विशेषकम् ।

आभिस्ते कविताभिः सरलाभिश्चातिसरसाभिः ।
मृद्वीकामृदुलाभिः सद्बोधसुधाभिवर्षिणीभिश्च ॥ ३२ ॥
गुर्जरगीः कविभूषणगुर्जरभाषानिबद्धाभिः ।
संतुष्टः श्रीशंकरदेवस्तुभ्यं ददातु मुक्तिसुखम् ॥ ३३ ॥
इत्यर्थयामि सततं परमेश्वरमिंदुमौलिमहम् ।
प्रणतः प्रणतस्वजनप्रियंकरं शंकरं देवम्

---

# પ્રસ્તાવના.

જીવનચરિત્રમાં કવિતાનું સ્વરૂપ અને તેના ઉદ્દેશવિષે બોલી ગયા પછી, પ્રસ્તાવનામાં આ પુસ્તકના વાચકોને બે બોલ માત્ર કહેવાના રહેછેઃ ગુજરાતી વાચકોનો ઘણો ભાગ હજી ઉંચી કવિતાના રસથી અજ્ઞાત છે. સંસ્કૃત કે અંગ્રેજી સાહિત્યની સાથે સરખાવતાં ગુજરાતી કવિતા હજી કેટલી અપૂર્ણ છે તે ગુજરાતના વિદ્વાન લેખકોને સુવિદિત છે. ગુજરાતમાં લેખકોની ખોટ છે, અને જે છે, તેમાંના કોઈ છૂટી છવાઈ સારી કવિતા લખતા હશે તો તેવી કવિતાના ભોગી-વાચકો હજી ગુજરાતમાં થોડા છે, એ વાતનો નકાર કરી શકાય એમ નથી. પરંતુ તેમાં હમેશાંજ વાચકોનો દોષ નથી; કવચિત્ લેખકની પંડિતતા તેમજ ભાષાની કઠિનતાથી પ્રાકૃત મનુષ્યનો પણ તત્ત્વભોગી આત્મા તત્ત્વથી વિમુખ રહેછે. અને એ અર્થે કવિતામાં સત્યનું નિરૂપણ સરલ રીતે અને સાદી ભાષામાં થવું આવશ્યક છે. કેશવકૃતિ આ અર્થે સંપૂર્ણ છે એમ કહેવાનું પ્રાગલ્ભ્ય નથી; પરંતુ ગુજરાતનો સામાન્ય વાચકવર્ગ પણ તેમાંથી કાંઈ લાભ મેળવી શકે એટલો અનુભવ અને એટલી સરલતા તેમાં છે એમ કહેવાનો આશય છે.

ગુજરાતનો જે વાચક વર્ગ આ કાવ્યનો ભોગી છે તેઓનો પ્રીતિપૂર્વક આગ્રહ, અને જે પારમાર્થિક ઉદ્દેશ લક્ષ્યમાં રાખી આ કવિતા રચાઈ લખાઈ છે તે ઉદ્દેશ, એ આ પુસ્તકની પ્રસિદ્ધિનાં કારણ છે. કર્ત્તાની ઇચ્છા હોવા છતાં, દૈવેચ્છાએ તેમની હયાતીમાં પુસ્તક બહાર પડી શક્યું નહિ; પરંતુ આજ પણ કર્તાની ઇચ્છામુજબ પુસ્તકની પ્રસિદ્ધિ જોઈ અમને સંતોષ થાય છે. કર્તાનો પ્રયાસ તેના વાચકોને સંતોષ આપવાની સાથે અમુક અંશે ફળદાયી હો એમ અમારી વાંચ્છના છે. તથાસ્તુ.

વિદ્વાન વાચકોને છેવટ એટલી વિજ્ઞપ્તિ છે કે, કર્તાની ગેરહાજરીમાં સુધારો વધારો કરતાં, પુસ્તકમાં કાંઈ ભૂલ થએલી જણાય તો તે સુધારી લેવા કૃપા કરશો.

# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો.

### વૈરાગ્યનાં પદો.

# વિભાગ ૩ જો.

## આધ્યાત્મિક વિચારો.

ॐ तत्सत्

# केशवकृति.

## વિભાગ ૧ લો.

## વૈરાગ્યનાં પદો.

### विषयना विकारने विदारवाविषे.

काफी.

મનવા વિષયના વિકારને વિદાર રે.

વિષયતણી વાસનાનું વિષમ વિષ, દારુણ દુઃખ આપનાર રે; મનવા૦
ભવસાગરના અંધકુવામાં, આખર ખરે ઉતારનાર રે; મનવા૦
જન્મ-મરણ જરા વ્યાધિ ઉપાધિ કેરૂં, કારણ એનેજ ઉર ધાર રે; મનવા૦
યશ ટાળી અપયશ આપનારૂં, જગમાં ન અન્ય જડનાર રે; મનવા૦
લાખ ચોરાશી યોનિ આપે પલકમાં, પુણ્યના પુંજ પ્રજલનાર રે; મનવા૦
ચિત્ત તું ચહે ચતુર સુખ સહુ લેવા, સમજી સંસાર આ અસાર રે; મનવા૦
હાડચામનો રચેલ આ દેહદારુ, છેવટ ખાખજ થનાર રે; મનવા૦
મોહે રહે શું અરે મૂઢ એમાં, તું નિજ રૂપને વિચાર રે; મનવા૦
કેશવ પ્રભુપદપંકજ ભજવા, ન જવા નરક કેરે દ્વારરે; મનવા૦

---

### भवसागरनी भटक मटवाविषे.

(નાથ કૈસેં ગજકો બંધ છુડાયો)—એ રાગ.

ભટક ભવસાગરની નર મટવા; લાગો નાથ નિરંજન રટવા. ભટક૦
દિવસ જતાં કાંઈ વાર ન લાગે, આયુષ્ય માંડ્યું છે ઘટવા;
માંકડા માફક નિત્ય નારીના, નાચો નહિ થઈ નટવા; ભટક૦
ઉત્તમ દેહ મળ્યો છે તમોને, જન્મ-મરણથી છટકવા;
હાથે કરી પાપના પંકમાંહે, જાઓછો શીદ લપટવા; ભટક૦

શીલને સત્ય અને સંતોષનું, લાગજો દ્રવ્ય દપટવા;
ત્યમ જમના દૂતના પાશમાંથી, યત્ન કરો કોઈ વટવા; ભટક૦
પુણ્યનો પંથ જોઈ નર લાગો, રાતને દિવસ રપટવા;
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સર ચોર ચપટવા; ભટક૦
બંધનકારક જે તે પ્રપંચો, તનમનમાંથી ધપટવા;
કેશવ સુખકારક ગુણોને, મન મંદિરમાં ગપટવા; ભટક૦

---

## संचित प्रमाणे फळ मळेछे माटे वृथा चिंता न करवाविषे.

સંચિત હોય તેવાં મળે છે ફળો; વૃથા શીદ ચિત્તે ચતુરો બળો. સંચિત૦
સુખ–દુઃખ છાયા સરખાં લેખી, વિષય વિષેના ગળો; સંચિત૦
સંસાર છે આ મૃગજલ સરખો, ઝીણી નજરથી કળો; સંચિત૦
કામ ક્રોધ મદ લોભ મોહને, મત્સર મોટો સળો; સંચિત૦
મમતાની જાલવિષે સપડાઈ, ધરણીવિષે કાં ઢળો; સંચિત૦
ઈર્ષ્યા ને દંભ અદેખાઈ મેલી, પુણ્યના પંથે પળો; સંચિત૦
સુખરૂપ આનંદ સત્ય બ્રહ્મમાં, ભાવ ધરીને ભળો; સંચિત૦
સત્સંગ સદ્ગુરુનો કરી સાચો, અજ્ઞાન ઉરનું દળો; સંચિત૦
તત્પદ ત્વંપદ અસિપદ જાણો, જન્મ-મરણથી ટળો; સંચિત૦
કેશવ એજ અરજ છે મારી, સદ્ગુરુ ચરણે લળો; સંચિત૦

---

## परमेश्वर विना कोइ सहाय नथी.

### હોરી. ( કાફી )

કોઈ સહાય નથી, વિના હરિ કોઈ સહાય નથી. ટેક.
બંધામાં બલમાં તું બાલક, મમતામાં મનથી; વિ૦
સૂતો કેમ ધરીને ધીરજ, ધામ ધરા ધનથી; વિ૦
ભજ ભૂધરને ભાળ કરીને, શમ દમ સાધનથી; વિ૦
અવર તણી સેવા શામાટે, અરર કરે અમથી; વિ૦
કાલ કરાલ તણો ભય ભારે, જો મનમાંહી મથી; વિ૦
કરશે તે થઈ શકશે કેશવ, આ ઉત્તમ તનથી; વિ૦

---

## बुद्धिरूपी हठीली स्त्रीने शिखामण.

### કાફી.

*હઠીલી હઠ પરહર તું, માનિનિ માન ઉતાર;
જન્મ સફલ સુખરૂપ થાવાને; કર મુજપર ઉપકાર. હ૦ ટેક.

ભૂલ કરે શું ભોળપણામાં, સમજણ રાખ લગાર;
આવો શુભ સંયોગ[1] રસીલી, થાય ન વારંવાર[2]; હઠી૦

પ્રૌઢ[3] થઇ છે પ્રાણસખી તું, [4]બાલકમતિ પરવાર;
કર સંપાદન પ્રણયરસેથી, પ્રાણસખાનો પ્યાર; હઠી૦

શીદ વૃથા સંકોચ ગ્રહણ કર, ગૃહિણી અંગ સમાર;
સજ શૃંગાર વિકાર તજીને, ભામિનિ રાખ ન ભાર; હઠી૦

ધામ ધરા ધનને યોવનની, ચટક રહે દિન ચાર;
નિર્મલ થઈ નિર્મલ કર કોડે, એ સમજણનો સાર; હઠી૦

ધર્મ પળાય પરસ્પર પૂરો, એ નિર્ણય નિર્ધાર;
પતિપદમાં નહિ પ્રીતિ થઈ તો, આ સંસાર અસાર; હઠી૦

તું કોણ કોણ કાન્ત છે તારો, શું ધરબાર વિચાર;
કેશવ હરિ આવ્યો છે હીરો, હાથ વિષે નહિ હાર; હઠી૦

---

* પરાણે વિષયોમાં જાય માટે હઠીલી એવી હે બુદ્ધિ! તું હઠ એટલે વિષયાદિકમાં જવાનો આગ્રહ છોડી દે. મરજીમાં આવે તો કહ્યું માને, અથવા જીવની સ્રી માટે હે માનિનિ! હું કેમ સદ્‌વિચાર કરૂં એવું માન મેલી દે. જન્મ એટલે અંતઃકરણનો સંયોગ અથવા આ શરીરનો જન્મ સફલ-સાર્થક થવાને ઉપકાર કર. બુદ્ધિથી મનુષ્ય સદ્‌વિચાર કરે માટે એ બુદ્ધિનોજ ઉપકાર, નહિ તો સદ્‌વિચાર દૃઢ ન થવા દે. એમ સંગતિ બધેય મેળવી લેવી. લિ. કર્તા

૧ બુદ્ધિ અને શરીરનો સંયોગ–મનુષ્યનો અવતાર. ૨ આ અવતાર ચોરાશી લાખ અવતારે એકવાર થાય.. ૩ સમજવાની શક્તિવાળી. ૪ મૂર્ખતાના અથવા ખોટા વિચારો. લિ. કર્તા.

## नारायणनुं नाम जपी लेवाविषे.

*( મોલે પધારો મ્હારાજ માણીગર મોલે પધારો. ) એ રાગ.

નામ જપીલે તું પ્રાણ, 'નારાયણ' નામ જપી લે;
ઉત્તમ પદને પમાય, તેવું કામ કરથી કરી લે. નારા૦

ફરી ફરી આવે નહિ, આ માનવનો દેહ;
વાર ન લાગે વણસતાં, ભારે ભારે ન જાણે ભેદ; નારા૦

આયુષ્યને ઓછું કરે, કાલ કરાલ સદાય;
દેતાં દામ મળે નહિ એવું, દુર્લભ વય વહી જાય; નારા૦

ગળી જાશે ગાત્રો બધાં, સુકાઈ જાશે અંગ;
વળી પળી આવી જશે, નહિ રે'શે હૃદયનો રંગ; નારા૦

દાંત પડી જાશે બધા, બોલી નહિ શકાય;
થરથર કાયા કાંપશે, નહિ કામ કંઈએ કરાય; નારા૦

મન પણ વશ રે'શે નહિ, થયે શરીર અશક્ત;
આઘાં પાછાં થઈ જશે, જે જે અંતરથી અનુરક્ત; નારા૦

સ્વાર્થરૂપ સંસાર છે, વિના સ્વાર્થે નહિ કાંઈ;
સ્વાર્થે તણાં સઘળાં સગાં, તારી સાથે નહિ સગાઈ; નારા૦

કારાગ્રહ માંહી પડ્યો, સડ્યાકરે તું કેમ ?
મમતાને મેલી પરી, નિશ્ચય રાખી હૃદયમાં નેમ; નારા૦

ગઈ પલ પાછી નહિ મળે, હોય વૃદ્ધ કે બાલ;
કોઇ ન જાણે લેશ પણ, કેવી આવશે આવતી કાલ; નારા૦

કાયા કાંઇ ન કામની, જો જાણ્યા નહિ ઈશ;
તે સઘળાં જલમાં ગયાં, કાઢ્યાં વર્ષ પચીસ કે ત્રીસ; નારા૦

સાર નથી સંસારમાં, સુખ તેમાં શું હોય;
દુઃખરૂપ આ સર્વ છે, દીઠો સુખીયો ન મેં તો કોય; નારા૦

---

* આમાં ત્રણ પદ દોહરાનાં અને ચોથું કોઈ જૂદી જાતનું હોય છે ત્યારે તાલમાં સરખું આવે છે; કદિ ચોથું પદ પણ દોહરા પ્રમાણેજ નાંખીએ તોપણ ગાઈ શકાય, પણ હાલમાં તેવી રૂઢિ હોવાથી ચોથું પદ વધારે માત્રાનુંજ નાંખ્યું છે.

આપણને હાથે નથી, જન્મ-મરણની વાત;
સંચિતને વશ સર્વ છે, પશુ પક્ષી અને જનજાત; નારા૦
કામ ક્રોધ મદ મોહ એ, શત્રુ સહજ સદાય;
લોભ અને મત્સર મળી, નકી નરક વિષે લઈ જાય; નારા૦
તજ તૃષ્ણા તત્કાલ તું, આશા અળગી રાખ;
ધનને ધામ ધરા બધાં, ખરે લેખજે જેવી ખાખ; નારા૦
ભોગ રોગ સરખા ગણી, પામી પરમ વિરામ;
દ્વેષ રાગને પરહરી, કોડે કોરે કરીને કામ; નારા૦
પ્રવૃત્તિને પરહર હવે, દેખી તેમાં દોષ;
નિવૃત્તિની સાથે પછી, સાચે સાચો લઈ સંતોષ; નારા૦
રાચ્યો તું રતિ-રજ વિષે, ગર્દભ જેમ ગમાર;
અસાર આ સંસારનો, શોધી લીધો નહી શુભ સાર; નારા૦
પાપપંથને પરહરિ, કરી પુણ્યમાં પ્રીતિ;
સદાચરણમાં ચાલીને, શાણા સંઘરી સારી રીતિ; નારા૦
ખાધું પીધું ખૂબ તેં, માણ્યો પણ બહુ મોજ;
સુખ સારાં તું સાંપડ્યો, હવે રાખી ખરેખરી ખોજ; નારા૦
ભણ્યો ગણ્યો તે ક્યાં ગયું, ભૂલ્યો ક્યાં તું ભાન?
જ્ઞાનવાન કે'વાઇને, હવે હાથે ન થા હેવાન; નારા૦
વિવેક જઇને ક્યાં વસ્યો, ચાલી ક્યાં ચતુરાઈ?
ગંભીરતાપણું ક્યાં ગયું, ગયું કાળજું કેમ કટાઈ? નારા૦
શાસ્ત્રબોધ ક્યાં સંચર્યો, ક્યાં મતિ ગઈ સંતાઈ?
કેશવ પ્રભુના નામને, ભૂલે ભોળપણે કાં ભાઈ? નારા૦

---

## परमसुख पुण्यविना मळतुं नथी.

### *धन्याश्री.

પુણ્ય વિના ન પમાય, પરમ સુખ પુણ્ય વિના ન પમાય; ટેક.
પાપી પાપકર્મ કરનારા, કેવલ દુઃખ કમાય. પર૦

---

* ભૈરવ, પરજ આદિમાં, તથા ઓખાઈ કાફીમાં, અને બીજી પણ ઢળમાં ગવાય છે.

જેવું અન્ન રાંધીએ જમવા, તેવું જમણ જમાય; પ૨૦
કડવાં કેણ અન્યને કે'તાં, સુખકર કેમ સુણાય? પ૨૦
શીતલ જલથી થવાય શીતલ, તડકે તન કરમાય; પ૨૦
બાવળ નિંબ ઓરડી રોપી, કેમ ખજૂર ખવાય? પ૨૦
આંબાની ગોટલીએ આંબો, ટેટે વટ છવરાય; પ૨૦
બહુધા બીજ વાવીએ જેવાં, તરૂવર તેવાં થાય; પ૨૦
ઝેર ખાય ખાંતેથી ખલ તો, જમને દ્વારે જાય; પ૨૦
પ્રીતે અમૃત પાન કર્યાથી, સત્વર અમર થવાય; પ૨૦
વાવ્યાં જવાર બાજરી જોઈ, મુક્તાફલ ન લણાય; પ૨૦
કરતાં હરિ-હરની શુભ સેવા, સાધન સર્વ સજાય; પ૨૦

---

## आ छेल्ली मुसाफरीमां प्रभुनुं भजन करी लेवाविषे.

### *पद धीराना ढाळनुं.

આ મુસાફરી છેલ્લી રે, રટી લહો રામને;
મરી જવું મેલી રે, ધન જન ધામને. આ૦
માનવ જન્મ મળ્યો છે તમને, નહિ સમજો જો લેશ;
તો મિથ્યા મુંઝાઈ મરીને, પછી પામશો કલેશ;
ન મળે પાછો અરબુદ રે, દીઓ કદિ દામને; આ૦
કરવાનું તે કોરે મેલી, ભટકો છો શું ભાઈ;
અણચેત્યાં મરતાં મનમાંહિ, મનની જાય સમાઈ;
શોધો ને પંથ સાચો રે, હૈયે રાખી હામને; આ૦
કાચા કુંભ સમાન શરીર આ, ક્ષણમાં નાશ થનાર;
જાણો જગત સર્વ છે જુઠું, જાયું તેજ જનાર;
સરખા સહુ લેખો રે, મજુરને જામને; આ૦

---

* આની ટેક વગેરેની કડીઓમાં માત્રાનું ઠેકાણું નથી જણાતું; મુખ્ય ગોઠવણ ઢાળ ઉપર છે.

કોનાં પુત્ર કલત્ર સહોદર, કોનાં ઘરને બાર;
કોનાં મિત્ર કુટુંબ કળાતાં, મિથ્યા બધો સંસાર;
[1]શાને અમથા ચુંથો રે મૂઈ માના ચામને; આ૦

૩૦-૮-૨૦

---

## मनुष्यजन्मनो वसंत समय न चुकवाविषे.

### होरी.

ખેલ ખેલો તો ખેલો વિચારી;
આવો સમય ન મેલો વિસારી. ખેલ૦

માનવજન્મ વસંતસમય છે, આજ સુઘડ નરનારી;
વીત્યો વૃથા તો ફરી નહિ આવે, એથી ખરી શી ખુવારી?
રહે ભવનો ભય ભારી;- ખેલ૦

નીતિ સરોવર શીતલ જલનું, નાંખે મલિનતા નીવારી;
ફૂલ અને ફલરૂપ સુસાધન, અત્યંત આનંદકારી;
નિરંતર અતિ ગુણકારી;- ખેલ૦

સંતોષ મંદ સુગંધી સમીર છે, પ્રેરક તેના પુરારી;
તાપ ત્રણેય તરત તે ટાળે, તન મનને ઠીક ઠારી;
અનુમતિ એમં અમારી;- ખેલ૦

સત્સંગ કેસર રંગ કેસરી, પ્રીતિ પરમ પીચકારી;
સદ્‌ગુણરૂપ ગુલાલ લાલથી, વૃત્તિ રમાડો તમારી;
ઉડાડી વિનયરૂપ વારી;- ખેલ૦

રમતાં ને જમતાં રામરટણે, પ્રેમ પવિત્ર વધારી;
શમ-દમની શુભ સરલ રીતિએ, સંચરવું સુખકારી;
અવર રીતિ સર્વે નઠારી;- ખેલ૦

ઉત્તમ અત્તર તેમ અરગજા, ચંદન તો ચિત્તહારી;
શુદ્ધ સદાચાર સંપ સરલતા, તે સુખ સર્વની બારી;
હૈયે હોય જો હોંશીયારી;- ખેલ૦

---

૧ આ પદમાં 'કેશવ કોઇ ન ચુંથેરે' એમ પણ બોલી શકાય. લિ. કર્તા.

નારી નિવૃત્તિ કરી પ્રાણપ્યારી, મોહ મમત્વને મારી;
હરિ-હરનાં ચરણે ચિત્ત ચોડો, જેમ હુકમ સરકારી;
કહું કર બેય પસારી;- ખેલ૦

---

## संसारनो संबंध सत्य न मानवाविषे.

### होरी.

સાચી સંસારમાં ન સગાઈ;
ભવમાં ભૂલ ખા નહિ ભાઈ. સાચી૦

આપણે તેમ મરણ વશ સહુ છે, બેન બનેવીને બાઈ;
કલ્યાણ તે શું કરી શકનારાં, કાલની જાલે વીંટાઈ;
પડ્યાં પરવશ પકડાઈ;- સાચી૦

પુત્ર કલત્ર પવિત્ર મિત્રને, જાતિ જનેતા જમાઈ;
સોદર સર્વે સરલ શુભમતિના, મામાઈ કે માશીઆઈ;
કરી શકે તે નહિ કાંઈ;- સાચી૦

અંતે સહુ અળગાં થઈ રે'છે, ખંખેરી ને ખુબ ખાઈ;
'સ્વાર્થે સર્વે વૈદ્ય વેરી' પ્રમાણે, અવગુણ અન્યના ગાઈ;
આનંદે રહે ઉભરાઈ;- સાચી૦

ધામ ધરા ધન હોય જ્યાંસુધી, ત્યાં સુધી સંપ જણાઈ;
સુખમય સંસાર લાગે સર્વેને, છેવટ છેજ લડાઈ;
કેવી ભવ કેરી ભવાઈ?- સાચી૦

માનવજન્મ અમુલ્ય તથાપિ, તે પંચભૂતે રચાઈ;
નાશ થતાં ક્ષણ વાર ન લાગે, કાલના ચક્રે કપાઈ;
હરિ! હાય! જાય હણાઈ;- સાચી૦

આ ભવ સ્વપ્ન સમાન ખરેખર, તોપણ છે દુઃખદાઇ;
તેમાં તપે સહુ રાતદિવસ જન, તાપ ત્રિધાથી તવાઈ;
રહે નહિ કોઈની રાઈ;- સાચી૦

મેલો મમત્વ અને માન મનથી, પરહરી આશા પરાઈ;
સત્સંગ રાખો સહુ શુભ જનનો, લાગ્યે ભુવનમાં લાહી;
વળે કૂપ ખોદે ન કાંઇ;- સાચી૦

સંપ સદાચારમાં ચિત્ત ચોડી, પરહરી આશા પરાઈ;
વિષય તણી લાખમાંહી લગારે, જાય ન જીવ જડાઈ;
ત્યારે આપણી સરસાઈ;- સાચી૦

---

## जागीने जोवा विषे.

### होरी.

ઉંઘે કેમ અરે ઓ અભાગી?
જાય કાલ વહ્યો જો ન જાગી. ઉંઘે૦ ટેક.
આવે જ્યારે અણુચેતવ્યું મૃત્યુ, ભાઈ જવાય ન ભાગી;
પુત્ર કલત્ર ન કામનાં કોઈ, દેશે મુવે સહુ દાગી;
અતિ આપણાં અનુરાગી;- ઉંઘે૦
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સર મેલને ત્યાગી;
પાપના સર્વ પ્રપંચ વિસારી, નાંખ ભરમ ભેદ ભાંગી;
નિકર જાણુ [1]વાણીઓ વાગી;- ઉંઘે૦
મેલ મમત્વ અને માન મોટું, રે' રામરટણમાં લાગી;
આ ભવસાગર દુ:ખ ભરેલો, ત્યારે શકાય જ તાગી;
સહજમાં થવાય સુભાગી;- ઉંઘે૦
આ કાયા કેવલ કાચની કોઠી, ઠોકર લેશ જો લાગી;
ફટક દઇ ફૂટતાં વાર છે નહિ, નથી મળવી ફરી માગી;
ભાવે ભજી લેને સુહાગી;- ઉંઘે૦

---

## रामनाम नहि भूलवाविषे.

### *दादरो.

રસના ભૂલ નહિ હરિનામ, ભૂલ નહિ હરિનામ;
હરિનું નામ સુધારસ શાણી, સેવન કર અભિરામ. રસ૦ ટેક.

---

૧ ગુજરાત કે કાઠિઆવાડમાં કોઇ પરણે છે ત્યારે તેના જોડાને 'વાણીઓ' કહેછે.

* ભૈરવી, ધન્યાશ્રી વગેરે. ત્રિતાલમાં સારૂં છે, સારંગ રાગમાં પણ ગવાય છે. તાલ દીપચંદી.

ષડ્રસમાં તું રુચિ રાખે પણ, સુખ નહિ સાંપડ આમ;
શું ધન ધામ તનય તન તરુણી, કામ અનેક નકામ. ૨સ૦
આગળથી પ્રિય લાગે તેનું, વિપરીત છે પરિણામ;
પરહર વાદવિવાદ વૃથા તું, ઓળખ રઘુપતિ રામ. ૨સ૦
હરિના નામ વગર મમતીલી, મૂલ ન ફૂટી બદામ;
માન કહ્યું કેશવનું કુટિલા, પામ પવિત્ર વિરામ. ૨સ૦

---

## विवेकदृष्टिए विचारीने चालवा विषे.

### *होरी.

વારંવાર વિવેકે વિચારો;
આવે આવો ન એકેય વારો. વારંવાર. ટેક.
ઉત્તમ જન્મ મળ્યો આજ તમને, કેમ કરોછો નકારો ?
હીરો ચડ્યો હાથ શાને ખુઓછો ? જીતી બાજી કેમ હારો ?
તજી ખાંડ ખાઓ ન ખારો;- વારંવાર૦
કામ ક્રોધ મદ મોહ લોભ એ, દુર્ગુણ રૂપ છે ગારો;
ગુંચ્યા કદિ ગુણવાન થઇને, તો હાલ માઠો થનારો;
ઉગરવાનો એકે ન આરો;- વારંવાર૦
તૃષ્ણાનદીને તરંગે તણાયા, ડૂબકાં દેતાં હજારો;
કાંઠો પછી કયાંહિ મળવો કઠણ છે, કાલમગરમચ્છ મારો;
તાણી જશે તે પરબારો;- વારંવાર૦
વિનય વિચાર અને શુભ વિદ્યા, વૈરાગ્ય કેમ વિસારો ?
શમ-દમની સાંકળે મન બાંધો, એ એક મારગ સારો;
સદા સુખ સહુ કરનારો;- વારંવાર૦
નીતિની રીતિ વિષે પ્રીતિ રાખી, નરક પડ્યાનું નિવારો;
સત્ય સદાચાર ને સંપ રાખી, કલ્યાણ કોડે વધારો;
કાપી કલિયુગનો કુધારો;- વારંવાર૦

---

* ભૈરવી, ધન્યાશ્રી વગેરે. ત્રિતાલમાં સારૂં છે, સારંગ રાગમાં પણ ગવાય છે. તાલ દીપચંદી.

આ કાયા કેવલ કાચનો કૂંપો, ફટક દઇ ફૂટનારો;
પાણી પડ્યે કુંભ કાચો ટકે નહિ, તેમ તરત તૂટનારો;
પાણીમાં પતાસું બિચારો;- વારંવાર૦

અવસર જાય ફરી નહિ આવે, ફોકટ શું ફરતા રો';
થાય અહર્નિશ આયુષ્ય ઓછું, દુર્ગુણથી ડરતા રો';
ધરમ હૃદયે ધરતા રો';- વારંવાર૦

સ્વાર્થ વિષે સહુ લોક કુશલ છે, પણ પરમાર્થ વધારો;
દાન-દયાદિકમાં ધ્યાન રાખી, પુણ્યને પંથે પધારો;
શાણા સાચો એજ સુધારો;- વારંવાર૦

સત્સંગ શાસ્ત્ર અને શુભ જનનો, કોડે કરી કરતા રો';
દુઃસંગ દુષ્ટ દુરાચાર ચોંપે, હરદમ તે હરતા રો';
જેથી પાપમાં પડતા રો';- વારંવાર૦

આ ભવસાગર ભાવથી તરવા, સફલ થવા જન્મવારો;
અજર અમર નામ રાખવા નિત્યે, સાધન સહુ સજતા રો';
પ્રેમે પ્રભુને ભજતા રો';- વારંવાર૦

સમય છતાં સુખ લેશ ન પામો, શોધો નહિ પંથ સારો;
પાપને તાપથી નિત્ય પીડાઈ, ભવમાં સદા ભમતા રો';
એમાં વાંક એક તમારો;- વારંવાર૦

કાયા અને મન વાણીએ કોઇને, દેવો નહિ લેશ ડારો;
ચિત્ત ને વચન ક્રિયા એક રાખી, પુણ્યનો પામો પટારો;
ખોટો આ શરીર ખટારો;- વારંવાર૦

વ્યાપક ઈશ્વર ઓળખી અંતે, જન્મની જડતા વિદારો;
સુખદુઃખ અંતરમાંહિ ન લઇએ, આ ભવ દુઃખનો ભારો;
તરી તમે અન્યને તારો;- વારંવાર૦

દુષ્ટ દુરાચાર દુષ્ટના દેખી, અંધ થઈ શું અડચા રો';
માનવજાતિને સફલ કરો તો, આપને આપ ઉગારો;
અભિપ્રાય એવો અમારો;- વારંવાર૦

## નારાયણનું નામ જપી લેવાવિષે.[1]

### *ચોપાયા છંદ.

નારાયણનું નામ જપીલે, ભૂલ્યો ભટક ન ભાઈ;
સાર નહિ સંસારવિષે કંઈ, જૂઠી સર્વ સગાઈ. નારા૦
જાગીને તું જોને નયને, સૂતો શું ખૂબ ખાઈ;
જીવ્યું સફલ કર્યું નહિ કાંઈ, ગુણ ઈશ્વરના ગાઈ; નારા૦
આ તારૂં આ મારૂં એવી, માયાની છત છાઈ;
એ કારણથી આજ સુધી તેં, સુકૃત ન કર્યું કાંઈ; નારા૦
કામ ક્રોધ મદ મોહ લોભને, મત્સરમાં લપટાઈ;
તન-મન તેને અર્પણ કીધાં, ઠાઠે ગયો ઠગાઈ; નારા૦
આશા-તૃષ્ણાની ફાંસીમાં, ફૂલી ગયો ફસાઈ;
સારૂં નરતું તેં નહિ જોયું, ચૂલે ચડી ચતુરાઈ; નારા૦
ધન ને ધામ અને ધંધામાં, અંધા રહ્યો ધરાઈ;
કાલચક્રની આગળ કે' તું, કયાં જાશે સંતાઈ; નારા૦
દીન જનોને પણ બહુ દૂભ્યા, પ્રતિદિન તેં હરખાઈ;
વિષય તણા વિષ સરખા રસમાં, લાગી તને નવાઈ; નારા૦
મમતાનો છે પાશ અતિશય, દેહીને દુઃખદાઈ;
કેશવ હરિને ભાવે ભજવા, એજ સદા સુખદાઈ; નારા૦

---

## ભાવથી ભૂધરને ભજવાવિષે.

†રાગ રામગ્રી.

રે મન માન કહ્યું હવે, ભૂધરને ભજ ભાવે;
જેનાં સ્વરૂપને જાણતાં, જન્મ-મરણ ન આવે. રે મન૦

---

૧ આ કવિતા સારી અને રસિક નથી, પણ કાલક્ષેપ કર્યો માટે લખી લીધી છે. લિ. કર્તા.

* માત્રા ૧૬+૧૨=૨૮. પ્રભાતના અને બીજા રાગમાં ગવાય છે. "ધીર સમીરે યમુના તીરે" એ ઢબમાં પણ ગવાય છે. ગાવામાં ઠીક પડે માટે પહેલા પદને ટેકરૂપે અર્ધે અર્ધે છંદે મૂક્યું છે.

† "પઢોરે પોપટ રાજારામના", એ પ્રમાણે. "વ્રત રે રહિયે રે એકાદશી, જલ જમુનાનાં જઈઓ." એવો રાગ પણ કરીએ તો બરોબર થાયછે.

ચાંપે થઈ ચંચલ અતિ, કેમ કુલને લજાવે ?
ટેક રાખી હોય તે બધી, તું તો સાવ તજાવે; રે મન૦

મૂઢ ન થાતું મૂરખા, કર કોડે વિચાર;
આજ સુધી સંસારમાં, શોધી લીધો શું સાર? રે મન૦

જીવ્યું સફલ તે શું કર્યું, ઠર્યું ક્યાં શુભ ઠામે ?
ક્યારે કરી પ્રીતિ પ્રેમથી, રઘુકુલપતિ રામે ? રે મન૦

અંધ થઈ અથડાઇને, શાને સમય ખુવેછે ?
આયુષ્ય એળે જાયછે, વાટ કોની જુએછે ? રે મન૦

બાળપણું રમતાં ગયું, યુવતીમાં જુવાની;
ભોગ ભલા ભલા ભોગવ્યા, તેની ન મળે નિશાની; રે મન૦

આગળે વૃદ્ધપણું હવે, આવતાં નહિ વાર;
થાશે નક્કી એમ જાણજે, તારી પર તે સવાર; રે મન૦

કાળાં તે ધોળાં થઈ જશે, જશે તેજ તમામ;
થરથર પગકર કંપશે, થાશે કાંઈ ન કામ; રે મન૦

શરીર સૂકાઈ જશે બધું, વધૂ વેરી જણાશે;
છૈયાં અને વળી છોકરાં, વીંગી ખાંતશું ખાશે; રે મન૦

ખોખું શરીર બોખું થયે, તૃષ્ણા તાજી થવાની;
લાળવાળાં મુખપર મળી, માખીઓ બેસવાની; રે મન૦

લાકડી એક સહાયમાં, તુંને ટેકવા રહેશે;
મોત વિના સંભાળ તો, તારી કોઈ ન લેશે; રે મન૦

ક્યારે કહે તું ચેતીને, રામનું નામ લેશે ?
ક્યારે કોડે કરી કે' હવે, હરિચરણમાં રે'શે ? રે મન૦

સાર નથી સંસારમાં, મોત થાતાં ન વાર;
પ્રેમ છતાં તે પડ્યો રહે, સઘળો પરિવાર; રે મન૦

તારાં નથી ઘરબાર ને, સગપણ નથી સાચું;
આ પંચભૂતનો દેહ તે, જેવું માટલું કાચું; રે મન૦

તારો નથી આ દેહ ને, નથી ઇંદ્રિય વર્ગ;
પુણ્યમાં પ્રીતિ કર્યા વિના, ક્યાંથી પામીશ સ્વર્ગ ? રે મન૦

ઇંદ્રિય સર્વે ઉઠી જશે, થશે હાલ બેહાલ;
મનની રહી મનમાં જશે, આવી ઉભશે કાલ; રે મન૦
બુદ્‌બુદ સરખા દેહની, કેમ રાખ તું આશા;
પાર નહિ વ્હાણુ ઉતરે, ઉંડા નાંખ્યે નિશાસા; રે મન૦
કેશવ પ્રભુ ભજવા વિના, જન્મ જાય અલેખે;
ઉત્તમ પદને પામવા, તું લગાડ તે લેખે; રે મન૦

---

## चित्तने विचारी चालवा विषे.

### *शामकल्याण.

ચાલ તું વિચારી ચિત્ત, ચાલ તું વિચારી;
હોય તે હિતોપદેશ, અંતરે ઉતારી. ચાલ તું૦
પાપના પ્રપંચને, સદૈવ તું નિવારી;
ધર્મ કર્મ માંહિ ધ્યાન, શુદ્ધિ ધારી ધારી; ચાલ તું૦
દેહ તો મટુકી એક, ફટક ફૂટનારી;
જીવનની દોરી તેમ, તટક તૂટનારી; ચાલ તું૦
સદાચારતણી ચાલ, સાવ તું વિસારી;
જોરમાં ન વોર મૂર્ખ, ખાંતથી ખુવારી; ચાલ તું૦
છોડી દે છકેલ રાંડ, વૃત્તિને નઠારી;
નીતિ રીતિમાં સદૈવ, કરી પ્રીતિ સારી; ચાલ તું૦
કામ ક્રોધ લોભ મોહ, લોહની કટારી;
સર્વ પ્રાણીને સદૈવ, ઠાર મારનારી; ચાલ તું૦
પુણ્યના પ્રતાપથીજ, સદ્‌ગતિ થનારી;
પુણ્યના પ્રતાપથીજ, દુર્ગતિ જનારી; ચાલ તું૦
સત્કૃતિ સદાય કરી, કીર્તિને વધારી;
જેમ આ તરી જવાય, ભવસાગર ભારી; ચાલ તું૦

---

*શીઘ્ર ત્રિતાલમાં. મહીદીપ છંદની ઢબમાં પણ ગવાય છે.

## वीती वेळा नहि मळे.

* (નારાયણનું નામ જપીલે, ગોવરધન ગિરિધારીરે) એ રાગ.

વીતી વેળા ન મળે પાછી, ભૂલે તે ભવ ભટકે રે;
પરમ પુરૂષ તો પુણ્યામૃતને, ઘટકે ઘટકે ઘટકે રે. વીતી વેળા૦
સદા શરીર કાચનો કૂપો, તટક દઇને તટકે રે;
પાણીના પરપોટા સરખો, ફટક દઇને ફટકે રે; વીતી વેળા૦
કામ ક્રોધ ને લોભ અહર્નિશ, પાપકૂપમાં પટકે રે;
ભવસાગરથી પાર ઉતરતાં, અધવચ જાતાં અટકે રે; વીતી વેળા૦
મારા તારામાં શું મોહ્યો, મરી જવું છે મટકે રે;
લલચાયો શું વગર વિચાર્યે, લલનાને તું લટકે રે; વીતી વેળા૦
ચૂંથ્યાં શું ચામડાં ચાતરી, ચતુરાં કેરે ચટકે રે;
ખરા લાભથી ખશીગયો એ, મૂરખ કેમ ન ખટકે રે; વીતી વેળા૦
સદ્ગુણ સિંહ સમાન લેખીને, સર્વ વાતમાં વટકે રે;
માયાની આ ઇંદ્રજાલમાં, ફૂલી જઈ શું ફટકે રે; વીતી વેળા૦
કેશવ કામ કંઈ નહિ આવે, નામરૂપ તે ન ટકે રે;
સગાં કુટુંબી સહુ એ સાથી, છેલ્લી વખતે છટકે રે; વીતી વેળા૦

---

## जीवित सफल थवा सदाचार पाळवा विषे.

†काफी.

સદાચારમાં ચિત્ત રાખો, સફલ થવા અવતારઃ ટેક.
સત્ય સદાચારથી કોઈ સારો, સાર નહિ તલભાર; સદા૦
અનુભવ થાય વિચાર વિવેકે, સંસારનો એજ સાર; સદા૦
નિઃસાર સંસાર સહુએ કહેલો, એ થકી થાય સંસાર; સદા૦
સુખ સમજે સહુ એમાં રહેલાં, તે સમજુ નરનાર; સદા૦
એ વિણ ઉત્તમ હોય ભલે પણ, શા કામના શણગાર; સદા૦
જાય સમય થાય આયુષ્ય ઓછું, એ ખોટ જાણી અપાર; સદા૦
માનવ દેહનું મૂલ્ય નથી પણ, પડતાં ન લાગે વાર; સદા૦
ધાન ધરા ધન ભોગ ભલેરા, મેલી જવાં ઘરબાર; સદા૦
જાણે નહિ જન કોઈ પ્રકારે, શી રીતે પડશે સ્હવાર; સદા૦

---

*જંગલો, ભૈરવી, ઠુમરી વગેરેમાં ગવાય છે.

†બબ્બે કડીએ ટેક લેવાથી ઠીક ચાલેછે. નંદલાલના રાસડામાં પણ ચાલે.

સમય મળ્યો છે સરસ આજ જ્યારે, શાને લગાડવી વાર; સદા૦
મેલો મમત્વ અને મૂર્ખતાના, ફેકટ ફંદ હજાર; સદા૦
સુજન અને શુભ શાસ્ત્રનો સારો, સત્સંગ સાંજ-સ્હવાર; સદા૦
દાન દયા ધ્યાન ઈશ્વરપૂજન, પ્રતિદિન કરવાં અપાર; સદા૦
પીડાય પર એ અતિ પાપ મોટું, પુણ્ય પરમ ઉપકાર; સદા૦
હીરો ચડ્યો હાથ તે નહિ ખોવો, ખાવો ન ખોટો માર; સદા૦
દાવ સમાન દુરાચાર દેખી, લેખી ખરાનો કટાર; સદા૦
ઝેર હલાહલ જાણીને લેજો, પરધનને પરદાર; સદા૦
હેતે હરિહર હૈયે ધરીને, આનંદ પામી અપાર; સદા૦
કેશવ પ્રભુ ભજવા કોડ વાતે, વીનવું વારંવાર; સદા૦

---

## भवसागरनी भटक विषे.

(નાથ કેસેં ગજકો બંધ છુડાયો) એ રાગ.

*ભલા ભવસાગરમાં કેમ ભટકો? બ્રહ્માનંદથકી કેમ છટકો? ટેક.
મોહની ફાંસીવિષે કાં ફસાઈ, લોભની દોરીએ લટકો?
સત્ય અને શુદ્ધ મારગે જાતાં, આરંભમાંથી શું અટકો? ભ૦
વિશ્વવિષે કેમ વગર વિચાર્યે, વસ્તુવિચારથી વટકો?
ભાવ થકી ભવસાગર તરવા, રાખો ખરો ખૂબ ખટકો; ભ૦
માન અને અભિમાનનો મેલો, તન-મનમાંહિથી મટકો;
કામ નહિ તમને કાંઈ આવે, લક્ષ્મી તણો લેશ લટકો; ભ૦
સાથ નહિ આવનાર કદાપિ, કાષ્ટ તણો કોઈ કટકો;
દુઃખસ્વરૂપ સદા વિષયોના, ફંદવિષે કેમ ફટકો? ભ૦
આત્મવિચારથી જન્મમરણનાં સંકટથી સહુ સટકો;
શમ દમ યમ નિયમાદિક કેરો, ચિત્તે લગાડીએ ચટકો; ભ૦
હાથે ચડેલ હરી હરિહીરો, પૃથ્વી ઉપર કેમ પટકો?
નિત્ય સદાચારથી ચાલવાને, સમજથી રાખવો સટકો; ભ૦
કેશવ કાયા કાચનો કૂંપો, ફૂટતાં થાય ન ફટકો;
માટે અમરપણું પામવા, બ્રહ્માનંદ પીયૂષને ઘટકો, ભ૦

---

* 'ભૂલી' પણ વપરાય.

## મનને ઉપદેશ.

વ્હાલાજીના મહિનાનો રાગ.

આપું આ ઉપદેશ શ્રવણ કર કાનરે; મનમારા.
તેવું થાવામાં ધરજે તારૂં ધ્યાન. મૂરખ મનમારા.
કેમ કરે તું ક્લેશ સદાય વિશેષ રે? મનમારા.
એથી ટળશે નહિ સંકટ કદિએ લેશ. મૂરખ મનમારા.
સરસ ઉપાય બતાવું તુજને એક રે; મનમારા.
શું અણસમજુ આડું આવેછે છેક? મૂરખ મનમારા.
તું તારૂં છો બંધનને કરનાર રે; મનમારા.
ત્યમ તું તારાં બંધનને છોડવનાર. મૂરખ મનમારા.
બીજાને શું દેછે ઠાલો દોષ રે; મનમારા.
રાખીને રાતદિવસ અંતરમાં શોક. મૂરખ મનમારા.
આંખ ઉઘાડી જોતો કંઈક લગાર રે; મનમારા.
છે તારામાં દુર્ગુણ ને દોષ અપાર. મૂરખ મનમારા.
કામ ક્રોધ મદ મોહ લોભ ને મત્સર રે; મનમારા.
તું તે તારા શત્રુને સત્વર વશ કર. મૂરખ મનમારા.
એ છે ઉત્તમ માર્ગ જવામાં વેરી રે; મનમારા.
તેણે તને લીધું છે ચોગમ ઘેરી. મૂરખ મનમારા.
સમજ સદા તું અહંકાર પણ એવો રે; મનમારા.
તે માટે દૂર તજી તેને તો દેવો. મૂરખ મનમારા.
ક્ષણભંગુર આ શરીર ન જાતાં વાર રે; મનમારા.
ઓચીંતો આવી પડશે કાલ કરાલ. મૂરખ મનમારા.
શ્રીહરિહર ભજવામાં કાં રે' હીન રે? મનમારા.
કે' ને એવાં શાં છે તુજ કર્મ કઠીન? મૂરખ મનમારા.
દિનદિન દીનપણું રાખી શું દાઝે રે? મનમારા.
આ અવળે પંથ જતાં તું કેમ ન લાજે? મૂરખ મનમારા.
કર સદ્ગુણની સાથ સદા સત્સંગ રે; મનમારા.
આણી અંતરમાં અદકો આજ ઉમંગ. મૂરખ મનમારા.
પરહર તું દુનિઆના સર્વ પ્રપંચ રે; મનમારા.
સત્વર કર તું સુખકારક સઘળા સંચ. મૂરખ મનમારા.

શેકટ શીદ કરેછે શેલી ફંદ રે; મનમારા.
એમાં નહિ લેશ મળે તુંને આનંદ. મૂરખ મનમારા.
કરને તું કલ્યાણ કરે તે કામ રે; મનમારા.
કરને તું કર્મ કરે કર તો નિષ્કામ. મૂરખ મનમારા.
હિંસા–સ્તેય અન્યથા કામ ન કર તું રે; મનમારા.
નીતિનો મારગ નિત્ય લઈ સંચર તું. મૂરખ મનમારા.
સંતોષ તણા અમૃતથી રે' શાંત રે; મનમારા.
મેલી દે કર્મતણા ક્રોડો કલ્પાંત. મૂરખ મનમારા.
ચંચલતાથી સર્વે સદ્ગુણ લેવા રે; મનમારા.
શુભ શાસ્ત્રશ્રવણનો હમેશ કરવો હેવા. મૂરખ મનમારા.
પરધન આદિકમાં નહિ કરવી પ્રીતિ રે; મનમારા.
એ ઉત્તમમાં ઉત્તમ નીતિની રીતિ. મૂરખ મનમારા.
સ્થિર થઇને રે' ને તારે ઠામ રે; મનમારા.
લેને જઈ બ્રહ્માનંદવિષે વિશ્રામ. મૂરખ મનમારા.
માયાની જબરી છે જાલ જરૂર રે; મનમારા.
બંધાય નહિ એનાં બંધનમાં શૂર. મૂરખ મનમારા.

## मनुष्यदेह फरी फरी न मळे ते विषे.

### सोरठ.

માનવ શરીર મળે ન ફરી ફરી. ટેક.
નામ–રૂપનો નાશ અહર્નિશ, એ વાત છેક છે ખરી; માનવ૦
માયાને વશ થઈ શું રડોછો, આંસુડે આંખ ભરી; માનવ૦
હીરો ચડચો હાથ શાને ગુમાવો, અસદાચાર આચરી; માનવ૦
આધિ ઉપાધિ તજી તન મનની, ભજીએ શ્રીહરિ હરિ; માનવ૦
જન્મ ધર્યાનો લાવ લહોને, મમતાને કરી પરી; માનવ૦
ચેતો સદા ચિતમાંહિ ચતુર નર, થવી રાખ જ્યારે ઠરી; માનવ૦
જન્મ-મરણની જાલ મટાડો, પ્રભુપદ ધ્યાન ધરી; માનવ૦
પુણ્ય અનેક કરી નિજ કરથી, સંસાર લો સુખે તરી; માનવ૦
ઉદય તણાં સાધન સંઘરવાં, ઉત્તમ કામ આદરી; માનવ૦
કેશવ હરિચરણે ચિત્ત રાખી પકડવી વાટ પાંસરી–
માનવ શરીર મળે ન ફરી ફરી, એ વાત છેક છે ખરી. માનવ૦

## विवेक ग्रहण करवाविषे मनने उपदेश.

( મોલે પધારો મા'રાજ માણીગર મોલે પધારો. ) એ રાગ.

મનમાં ધરીને વિવેક, શાણા મન શાંત રહો ને;
ધીર ધરીને સદાય, દૈવે દીધું સર્વ સહો ને; ટેક.
દુઃખરૂપી દુનિઆં બધી, તેમાં સુખ શું હોય?
આખા આ સંસારમાં, દીઠો સુખીઓ ન મેં તો કોય; શાણા૦
સંચિત પાસે સર્વદા, પરવશ સઘળો લોક;
કર્યું હોય તે ભોગવે, શાને કરવો નકામો શોક? શાણા૦
ચાલે અણુ ન આપણું, થવું ઘટે તે થાય;
વ્હેલું મોડું તે નક્કી, લીધો જન્મ જરુર તે જાય; શાણા૦
આધિ વ્યાધિ ઉપાધિના, પાસવિષે ન પડેલ;
એવો નર આ લોકમાં, નિશ્ચે નારાયણે ન ઘડેલ; શાણા૦
અજર અમર કોઈ નથી, ક્ષણભંગુર શરીર;
માથે મોત ફર્યા કરે, તેને સરખા ગરીબ અમીર; શાણા૦
તડકા છાયા થાય છે, તેમ ઉદય ને અસ્ત;
હર્ષ-શોક કરિએ નહિ, ખેલ સંચિતનો છે સમસ્ત; શાણા૦

---

## हरिचरणमां चित्त लगाडवा जीवने बोध.

### *राग रामग्री.

રે'ને હવે તો હેતથી, હરિચરણે હરામી.
શું આવડો સંસારની, જાલમાં જાય જામી? ટેક.
જ્યારે હતો તું ગર્ભમાં, ત્યારે જે હતું જ્ઞાન;
સંભાર ભાઈ હવે કંઈ, ભૂલે કેમ તું ભાન? રે૦
કામે કોરાયાં કાળજાં, ક્રોધ કાંધે ચડાવ્યો;
લોભે લગાડી લાલસા, પાપને પંથ પાડ્યો; રે૦
મોહે કર્યો મૂઢ મોરથી, ન કર્યાનું કરાવ્યું;
મદના મદેથી માનમાં, ખોટું સાચું ઠરાવ્યું; રે૦

---

* રાગ રામગ્રી "પઢોરે પોપટ રાજા રામના" એ, અથવા "વ્રતરે રહીએ એકાદશી જળ જમુનાનાં જઇએ" એ રાસડા પ્રમાણે પણ ગવાય છે.

મત્સરની સરિતાવિષે, વે'તા વેને તણાયો;
આશા-તૃષ્ણાના ઓઘમાં, નરદમ તું દબાયો; રે૦
અંજાઈ અદૃષ્ટઅંજને, સારૂં નરતું ન જોયું;
સોનું મેલી ધૂળ તેં ધમી, એવું ડા'પણ ડોહ્યું; રે૦
સંહારવાળ્યો શત્રુએ, મેલ્યા તોય ન તેને;
સંસારની ઈંદ્રજાલમાં, ચાતર્યો કેક ચેને; રે૦
રમતાં જમતાં અજ્ઞાનમાં, બાળપણ સાવ ખોયું;
યૌવન વધૂજનને વિષે, ખરી ખાંતશું ખોયું; રે૦
વેવલા! વૃદ્ધ થયો વળી, આશા અદકી કરે છે;
પિંડ પથારીમાં પડ્યો, મોત માથે ફરે છે; રે૦
દામ દેતાં પણ દોયલું, એવું આયુષ્ય રત્ન;
એળે ગયું એ તો બધું, કર્યું કાંઈ ન યત્ન; રે૦
તારૂં નથી તલભાર આ, મેલી સઘળું જવાનું;
પાપ અને પુણ્ય જે હશે, સાથે તેજ થવાનું; રે૦
જીતી બાજી તું હાર કાં? હજી કરને ઉપાય;
પાંજરામાં પ્રાણ જ્યાં લગી, કરિએ તેમ થાય; રે૦
કોને ખબર છે કાલની, ક્ષણભંગુર દેહ;
કામ નહિ કાંઈ આવશે, સહુ સાથનો સ્નેહ; રે૦
ચેત હજી તું ચિત્તમાં, અવસર આજ સારો;
કેશવ પ્રભુ ભજવા તને, અન્ય આવે ન વારો; રે૦

---

## भावथी हरिने भजवा विषे.

*काफी.

હવે તો હાશ કરીને, ભાવે હરિને ભજો: ટેક.
આ સંસાર અસાર શુન્ય છે, તેનું મમત્વ તજો; હવે૦
રાગાદિકને મેલી રખડતા, સમતા સદા રાખજો; હવે૦
શમ-દમની સરડક પર ચાલી, જાતે જુઓને મજો; હવે૦
દંભાદિક દુર્ગુણ દઈ ત્યાગી, સદ્ગુણી સાવ થજો; હવે૦

---

* તાલ દીપચંદી.

સંગતિ સજ્જન જનની લઇને, પુણ્યને પંથે જજો; હવે૦
ઉત્તમ પદ પામવાને પ્રેમે, સાધન સર્વે સજો; હવે૦

## सघळुं तजी जवा विषे.

* (નાથ કૈસેં ગજકો બંધ છુડાયો) એ ઢાળમાં.

તજી ધન ધામ ધરા જન જાવું, નથી સમજ વિના સુખ થાવું: તજી૦
પુર પહેલાં નહિ પાળ કરો તો, પાછળ છે પસ્તાવું;
જન્મ-મરણની બેડી જડાતાં, લેશ ન કેમ લજાવું? તજી૦
આ ઇંદ્રજાલ અલૌકિક માયા, ભોળપણે ન ભમાવું;
મૃગજલ જેવાં સુખ મેળવવા, ભાઠવિષે ન ભરાવું; તજી૦
અંતરનું અભિમાન રહે નહિ, શીદ મમત્વે મરાવું?
આખર કાંઈ નહીં કામ આવે, સમજ સખા સમજાવું; તજી૦
હાર્યો જો હરિભજન વિના તું, ઉત્તમ નરતન આવું;
કેશવ કોટિ ઉપાય કર્યે,-પણ કઠણ પછી છે કમાવું; તજી૦

---

## हाथ चडेलो हीरो न हारवा विषे.

### होरी.

હાથ આવ્યો હીરો કેમ હારો? લાભ લૂંટાઇ જાય તમારો: હાથ૦ ટેક.
માનવ જન્મ મળે નહિ વ્હાલા, વારંવાર વિચારો;
તેમાં વળી ક્ષણભંગુર તે છે, પલક વિષે પડનારો;
દાડી જમદૂતનો ડારો; હાથ૦
આ ભવસાગરને તરવાનો, આવ્યો અલૌકિક આરો;
મુંઝાઈ જાઓ ન મોહમાં મોટા, ભૂલનો વેરો ન ભારો;
તજી ખાંડ ખાઓ ન ખારો; હાથ૦
દેવાદિક પણ જે દેહ માગે, તેને કરો કાં નકારો?
પશુઆદિકમાં પડ્યા પછી પીડા, હાય થવી છે હજારો;
સાચી વાત કેમ વિસારો? હાથ૦
કલ્યાણનું શુભ સાધન સારૂં, શ્રેષ્ઠ સદા સજતા રો';
સંસારનું સુખ પામવા પૂરૂં, પુણ્યને પંથે પધારો;
સાચો સમજો એ સુધારો; હાથ૦

---

* તાલ ત્રિતાલ. આશાગોડી વગેરેમાં, અને દેશરાગમાં પણ ગવાય.

અંતે કશું કાંઈ કામ ન આવે, કાં કલેશ કોડે વધારો?
ખબર પડે નહીં કાલગતિની, માથે ફરે મોત મારો,
નથી નાસવાનો કિનારો; હાથ૦
ભાવે ભજો ભગવાનને ભાઈ, કાઢો કુટિલતા કુધારો;
બુદ્ધિ દીધી બલવાન પ્રભુએ, સાચે વિચારે સુધારો;
આપે આપનેજ ઉગારો; હાથ૦

## ममता मूकवा विषे मनने बोध.

### ढाळ धींराना पदनो.

મેલીને મમતાને રે, મન તું માન કહ્યું;
શું મારા તારામાં રે, મૂરખ મોહિરહ્યું? ટેક.
બંધાતું મૂકાતું સઘળું, તે છે તારે હાથ;
સગાં કુટુંબી કેરો સઘળો, રહિ જાશે સંગાથ;
દુ:ખ પડેછે દાડી રે, શાણા કેમ જાય સહ્યું? મેલી૦
અખંડ સુખ લેવાને ઇચ્છા, થતી હોય જો આજ;
છોડ વિષયની દુષ્ટ વાસના, લાવે તું શું લાજ;
વિષયોમાં લલચાઈ રે, ગાંડા ગુંચી કેમ ગયું? મેલી૦
સગાં કુટુંબી સઘળાં સાથી; પુત્ર અને પરિવાર;
બંધાઈ બંધનમાં નાંખે, એવો આ સંસાર;
ધન-જનમાં શું ધાયું રે, આ તે તુંને શું થયું? મેલી૦
વીતી વેળા ન મળે પાછી, રટ તું એક રમેશ;
ભળ તું શ્રીભગવાનવિષે જઈ, વાર લગાડ ન લેશ;
કેશવ હાથ કરીલે રે, વય તો જાય વહ્યું; મેલી૦

## चार दिवसना चटकानी पेठे आयुष्य चाल्युं जवा विषे.

### राग उपरप्रमाणे.

ચાર દિવસનું ચટકું રે, ચડી ચોટ ચાલ્યું જશે;
પાછળથી પસ્તાએ રે, શાણા સુખ કેમ થશે? ટેક.

ધન યૌવનને વૈભવ સઘળો, તે છે સ્વપ્નસમાન;
ખાતાં પીતાં રમતાં જમતાં, ભૂલ્યો તું ભગવાન;
સંસાર તણા તાપેરે, સઘળું સાન જશે; ચાર૦
કાયા કાચો કુંભ સમજવો, ક્ષણભંગુર નિરધાર;
પાણીમાં પરપોટા જેવો, પલમાં તે પડનાર;
આશા તેની શાની રે, હયાત તો કેમે હશે? ચાર૦
સમય ગયો તે પાછો ન મળે, આયુષ્યનું પણ એમ,
હીરો હાથ ચડ્યો છે તમને, હરિ હરિ હારો કેમ?
હાથે હાનિ કરતાં રે, હૈયાફૂટા કેમ હસે? ચાર૦
પોતાના સુખમાટે કરતાં, કૂડ કપટ કંકાસ;
ક્ષણમાં હર્ષ હૃદયમાં આવે, ક્ષણમાં થાય ઉદાસ;
ધંધાથી ન ધરાઇ રે, ધન-જનમાંહિ ધસે; ચાર૦
માન અને મમતાને મેલી, સદાચરણમાં ચાલ;
કેશવ પ્રભુમાં કર તું પ્રીતિ, ટળશે સઘળાં સાલ;
તરવાની તક આ છે રે, ખોવી નહીં ખોટે મશે; ચાર૦

---

## भावथी भगवानने भजवा विषे.

### *राग-जंगलो.

ભાવે ભજો ભગવાનને, ભાઈ ભૂલો ન ભાનજી.
મમતાવડે શું મચી રહો, અંતે સઘળું સમાનજી; ભાવે૦
કોનાં ધરા ધન ધામ આ, મેલી જાવું મસાણજી;
પુત્ર કલત્ર કુટુંબીઓ, સાચી સમજો શરાણજી; ભાવે૦
ભોગવિલાસ ભલા નથી, બાંધે બંધનમાંહિજી;
વિષ સરખા વિષયોવિષે, કેમ અથડાય આંહિજી; ભાવે૦
સંસાર સ્વપ્નસમાન છે, સુખ મૃગજલ જેમ જી;
આધિ ઉપાધિને વ્યાધિથી, તાપ ઉપજેછે તેમજી; ભાવે૦

---

* આનો ઢાળ ભરથરી જેવો થાય છે. 'જી' કાઢી નાંખવાથી રાસડામાં, રામગ્રીમાં, અને હાલમાં નાટકમાં બોલાતી રીતમાં એમ અનેક રીતે ગવાય છે.

સગપણ સ્વાર્થે થકી થયું, કહો કેટલો કાલજી;
જીવતાં સુધી સગાં બધાં, વૃદ્ધ તરુણ ને બાલજી; ભાવે૦
તન તરવા મળ્યું તુજને, તર ભવજલ ભાઇજી;
અંતે રહે અળગાં બધાં, બ્હેન બાંધવ બાઇજી; ભાવે૦
તન મન વશ કર કોડથી, વૃથા જીવિત જાયજી;
લાઈ લાગ્યે કૂપ ખોદતાં, શાણા શું ફ્લ થાયજી; ભાવે૦
અનુભવ હોયછે એમને, જેને પેટમાં પીડજી;
કેશવ પ્રભુ ભજવાવિના, ભાગે ભવની ન ભીડજી; ભાવે૦

---

## देहाभिमान तजवा विषे.

### राग जंगलो.

શુંરે ભર્યું છે શરીરમાં, વેગે કર તું વિચારજી.
અનુભવ અંતરમાં થશે, ત્યારે સમજીશ સારજી; શું૦
કસ્તુરી કે કેસર નથી, નથી કુસુમ કપુરજી;
અત્તર કે અર્ગજા નથી, નથી ગંધ મધુરજી; શું૦
માંસ રુધિર રસ મેદ ને, મલ-મૂત્ર ભરલેજી;
મજ્જા અને નસ નાડિઓ, માથે ચર્મ મઢલેજી; શું૦
અપવિત્ર એવા પદાર્થનું, એ છે અદ્ભુત કામજી;
પેદા થયું અપવિત્રથી, લેતાં લાજીએ નામજી; શું૦
લાળ ને લીંટ પડ્યા કરે, ઘામે થાયછે ઘાણુજી;
દેખાયછે નિત્ય દૃષ્ટિએ, ખોટી વસ્તુની ખાણુજી. શું૦
દુર્ગંધે ગંધાય છે, રોગ દોષનું ધામજી;
પ્રાણ ગયા પછી કોઈને, કશું આવે ન કામજી; શું૦
ઉત્તમ અન્ન ને વસ્ત્રનો, દુષ્ટ વાળે છે દાટજી;
અંતરમાંહિ અપાર છે, ક્રોધ કામના કાટજી; શું૦
હાડકાંનું હાય પાંજરૂં, તેનું શું અભિમાનજી;
કેશવ તે કેમ 'તું' થશે, ભૂલીજા નહિ ભાનજી; શું૦

---

## मायानो महिमा.

### ढाळ धीराना पदनो.

ભારે ને ભૂલાવે રે, માયા એતું નામ છે;
ચતુરાઈ ચૂકાવે રે, રુઠ્યો જેને રામ છે. ટેક.
સાચું ખોટું કાંઈ ન સૂઝે, ભ્રમથી મન ભરમાય;
કરવાનું તે કોરે રહેતાં, અવળે પંથે પડાય;
ભવાટવીમાં ભટકે રે, વિધિ જેનો વામ છે; ભારે૦
જલમાં સ્થલની થાય કલ્પના, સ્થલમાં જલ દેખાય;
કાચ કળાય કોહિનૂર રુડો, શુક્તિ રજત સમજાય;
સર્પતણી શંકા રે, દેનારૂં તો દામ છે; ભારે૦
અઘટિત ઘટના આંખે આવે, અધિક અચંબો થાય;
વિષ અમૃત જેવું લાગે ને, અમૃત વિષ થઇ જાય;
બકરી વાઘ દબાવે રે, કહો કેવું કામ છે? ભારે૦
જલમાં મીન મરે છે તરશ્યું, વેલ ગળી ગઈ વાડ;
શીયાળેં સાવજને માર્યો, કયાં જઇ કરિએ રાડ;
સંસાર તણી વાતો રે, અટપટી આમ છે; ભારે૦

---

## संसारमांथी सुखी थवाने शुं साधन कर्युं?

(મન માને નહિ, સો ફેરા સમજાવું તોય શું થાયે.) એ રાગ.

હે માનવ મૂઢ, જન્મ ધરી શીશી તેં કરી કમાણી?
સંસારવિષે, સુખ થાવાની વાત નથી તેં જાણી. ટેક.
માતાને તાતતણી સેવા, નહિ તે સાથે લેવા દેવા;
કુલ સઘળાંને કંટક જેવા, હે માનવ મૂઢ૦
અંતરમાં વિનય રખાય નહીં, હઠિલાઈ હયામાં માય નહીં;
શુભ કામ કરેથી થાય નહીં, હે માનવ મૂઢ૦
રડતાં રાખ્યાં ગુરુજન સઘળાં, ઉદ્યમમાં તન મન છે નબળાં;
બલવાળી તમ કરતાં અબલા, હે માનવ મૂઢ૦
સગપણ સ્વાર્થે સંબંધતણું, અંતરમાં એનું સાલ નડ્યું;
પત્નિનું સગપણ સત્ય ગણ્યું, હે માનવ મૂઢ૦

વર્ણાશ્રમ ધર્મ ન પાળ્યા તેં, દુર્ગુણમાં દિવસો ગાળ્યા તેં;
બહુ દીન જનોને બાળ્યા તેં, હે માનવ મૂઢ૦
આચારે ચિત્ત ન તેં દીધું, મન ગમતું તેં ખાધું પીધું;
અભિમાન તણું લગડું લીધું, હે માનવ મૂઢ૦
ધંધામાં ધ્યાન નથી તમને, બાળો છો મનમાંથી અમને;
સમજી ન શકયા શમને દમને, હે માનવ મૂઢ૦
શી વસ્તુ સંપ હશે વારૂ? શું ભવજલ તરવાનું બારૂં?
સંસારવિષે છે શું સારૂં? હે માનવ મૂઢ૦
એ વાત વિચારી નહીં વ્હાલા, શું ઘેલા કે કહિએ કાલા;
ઠેબાં ખાધાં રખડી ઠાલાં, હે માનવ મૂઢ૦
એકલપેટા જે થઈ બેસે, તે સંસારે સુખ શું લેશે;
બીજાને પણ તે શું દેશે, હે માનવ મૂઢ૦
માટે નિજ ધર્મ વિચારીને, મનના સહુ મેલ વિસારીને;
ભજ રામ વિકાર વિદારીને, હે માનવ મૂઢ૦
હૈયામાં જે રે'નાર હરિ, એ કેશવ પ્રભુને દેખ ડરી;
આ માનવ જન્મ મળે ન ફરી, હે માનવ મૂઢ૦

---

## वासीदे सांबेलुं जवा विषे.

### *ढाळ धीराना पदनो.

વાસીદે સાંબેલુંરે, વ્હાલા ચાલ્યું જાય છે;
અંતરને અજ્ઞાનેરે, શેકટ ફેરો થાય છે. વા૦
કયાંથી આવ્યા કયાં જાવું છે, કેવી જાત વિજાત;
કયાં છે ઈશ્વર કેમ મળે તે, કયાં માતા ને તાત;
કોણ સહાય કરે છે રે, ઠાઠે શું ઠગાય છે? વા૦
મરિચિકાને જલ તેં માન્યું, મણિને માન્યો કાચ;
વિષને અમૃતરૂપ ગણ્યું તેં, ભૂલ્યો ભાઇ કદાચ;
ચિત્તે ચિંતા કર તું રે, લાજે શું લૂંટાય છે? વા૦
જાગ્યા ત્યાંથી સ્હવાર ગણવું, એમ કહે છે લોક;

---

* પૂર્વાર્ધના છેવટના ચરણમાં છેવટની બે માત્રા છે ત્યાં ત્રણ ત્રણ પણ નં-ખાય છે. સં. ૧૯૪૩ ફા. વ. ૧

ભૂલ્યા ત્યાંથી પાછું ગણિએ, ત્યારે શો છે શોક?
સાચી તો શિખામણ રે, ડાહ્યા ને દેવાય છે; વા૦
અંતરમાં તું વસ્તુવિચારે, તનના તાપ નિવાર;
તરને તક આવી છે તુંને, લેશ લગાડ ન વાર;
ધનને ધામ ધરામાં રે, અંધા ક્યાં તું ધાય છે? વા૦
કાયા કાચ તણી આ કોઠી, ફૂટ દઇ ફૂટી જાય;
આયુષ્‌ની આશા પણ શાની, અધવચ તૂટી જાય;
અંતે આંખ વીંચાતાં રે, હરિ હાય હાય છે. વા૦

## भरोंसानुं पद.

*राग भैरवी.

ભરોંસો શ્રીનટવરનો રાખ.
શ્રીનટવરનો રાખ—ભરોંસો૦
ધામ ધરા ધન કામ ન આવે, અંતે ફરતાં આંખ; ભરોંસો૦
નિત્ય નથી આ તન જન યૌવન, ફૂટ ન શેકટ કાખ; ભરોંસો૦
મિથ્યા સુખ સંબંધ બિચારાં, ભવભય ભૂંડો ભાખ; ભરોંસો૦
પરહર પાપરૂપ પથ્થરને, પુણ્ય તણી કર પાંખ; ભરોંસો૦
આ મારૂં આ તારૂં એવી, મમતા મસળી નાંખ; ભરોંસો૦
જો જાગી બહુ જન્મ ફર્યો તું, નર ચોરાશી લાખ; ભરોંસો૦
સેવા તન મન વચને કરતાં, અમૃતરસફલ ચાખ; ભરોંસો૦
કેશવ ભાવ હશે તો તુંને, અંતર દેશે શાખ; ભરોંસો૦

## मनने परमेश्वरने शरणे रहेवा विषे बोध.

†मराठी साखी. (કીલ્લીસકરી).

રે મન મારા તું! હરિહરને શરણે જા તું. ધ્રુતિ.
આ અસાર સંસાર અરેરે, તન જન તે નહિ તારાં;
આખર કામ કશે નહિ આવે, ધન યૌવન સુત દારા. રે મન૦

* ધન્યાશ્રી, દેશ, સોહિણી વગેરેમાં ગવાય છે. તાલ ત્રિતાલ. સં. ૧૯૪૩.

† 'સાચાં સંબંધી રે સગપણ ક્યારે કરશો' એ ભજનમાં ઠીક ચાલે; રાગ જોગિયામાં પણ ગવાયછે. ટેકની બીજી કડી બાર માત્રાની પણ થાયછે; અને ટેકની કડી સિવાયની કડીઓ બરાબર છે.

મારાં તારાંમાં શું મોહ્યું? ક્ષણભંગુર તન તારૂં;
વિવિધ વિષયના ભોગવિષે તું, પરવરમાં પરબારૂં; રે મન૦
હર્ષ-શોક સુખ-દુઃખાદિકમાં, રાંક થયે શું વળશે?
શાન્ત રહી ઈશ્વિર સેવાશે, ત્યારે સંકટ ટળશે; રે મન૦
તું પોતે તારૂં છે બંધન, વિષયાસક્તપણાથી;
મુક્ત કરે પોતે પોતાને, તું નિર્વિષયપણાથી; રે મન૦
સારૂં નરતું તું સમજી લે, અવસર આ છે સારો;
વિનય વિવેક વિના શી રીતે, અહીંથી આવે આરો; રે મન૦
સર્વાત્મપણું સંપ સરલતા, સંપાદન કર શૂરા;
સુખ થાવાનાં સાધન સઘળાં, પ્રેમવડે કર પૂરાં; રે મન૦
અવળો માર્ગ અસલથી તારો, કર સવળો સુખ થાવા;
કેશવ પ્રભુને ભાવે ભજ તું, જન્મમરણ-ભય જાવા; રે મન૦

---

## संसार असार छे माटे प्रभुने भजवा विषे.

*( આ તન ધનકી કોણ બડાઈ. ) એ પ્રમાણે.

આ અસાર સંસાર વિચારી;
મેલ મમત્વ ભજી લે મુરારી: આ૦ ધ્રુતિ.
'હું' કોણ? 'તું' કોણ? કોણ પિતાજી?
ક્યાંથકી આવ્યો? કહે કોણ માજી? આ૦
ધામ ધરા ધન જે સુત દારા,
ચાકર ઠાકર છે કોણ તારાં? આ૦
મેલી જવું શું અહીં શું લયાવ્યો?
કોણે બધો ઠાઠમાઠ મચાવ્યો? આ૦
મૃગજલરૂપ જગતજાલ નિરખી,
હરણ સમાન ન દોડ તું હરખી; આ૦
કેશવ સાર સમજ સુખ થાવા,
જન્મમરણ ભય શોક શમાવા; આ૦

---

* રાગ આશાવરી, કલ્યાણ, બરવાપીલુ, દેશ વગેરેમાં તથા સવૈયાની ચાલમાં, અને 'હમકો છોડ ચલે બન માધુ' એ ઢાળમાં પણ ગવાય. તાલ દીપચંદી.

## મનને ઉપદેશ.

### *રાગ ભૈરવી.

રે મન માન કહ્યું તું મારૂં.
માન કહ્યું તું મારૂં;- રે મન૦ ટેક
મિથ્યા ધામ ધરા ધન યૌવન, શું કર મારૂં તારૂં? રે મન૦
સાથ કુટુંબ સખાવત કોનાં, આ તન પણ પડનારૂં; રે મન૦
જન્મ-મરણનું કાલ વગાડે, પ્રતિદિન પ્રકટ નગારૂં; રે મન૦
નરતન રત્ન સમજ તું શાણા, ભવસાગરનું બારૂં; રે મન૦
વિકટ વિષયના પંથ વિષે તું, પરવરમાં પરબારૂં; રે મન૦
વિનય વિવેકવડે સમજી લે, શું નરતું શું સારૂં? રે મન૦
શમદમ સાધન શ્રેષ્ઠ સજી લે, ઉત્તમ પદ દેનારૂં; રે મન૦
કેશવ પ્રભુનાં પદપંકજને, પ્રાણ થકી કર પ્યારૂં; રે મન૦

---

## મમતા તજવાવિષે.

### રાગ ઉપર પ્રમાણે.

રે મન માં કર મારૂં મારૂં.
માં કર મારૂં મારૂં;- રે મન૦ ટેક.
ધામ ધરા ધન જન યૌવનમાં, તલભાર નથી તારૂં; રે મન૦
તારે હાથ નથી આ તન પણ, મૂઢ મરે શા સારૂ? રે મન૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, આખર સર્વ ઉતારૂ; રે મન૦
અળગું કર અભિમાન અરે તું, બંધન બહુ કરનારૂં; રે મન૦
સંબંધે સુખ સ્વાર્થતણું જે, અંતે તેપણ ન્યારૂં; રે મન૦
વિષયાસક્તપણાથી નિશદિન, અવર ન બંધન ધારૂં; રે મન૦
દેવાદિકને આ દુર્લભ તન, કરમાં કુટિલ નકારૂં; રે મન૦
કર કેશવ પ્રભુનું પદપંકજ, પ્રાણ થકી પણ પ્યારૂં; રે મન૦

---

* સોહિણી, દેશ વગેરે બીજા રાગોમાં તથા 'સીયા રામજીસેં' વગેરે દેશી ભજનોમાં પણ ચાલેછે.

## * राम नामना रटण विषे.

### †भैरवी.

રસિક રસના તું, રામનામ રટણથી ન અટક:
ધન-જન-તન-મદવડે ફૂલાઈ કેમ ફટક? રસિક૰ ધૃતિ.
વિનય નીતિને વિવેકથકી કેમ વટક?
ભૂલથી ભમાઈ શીદ ભવમાંહિ ભટક? રસિક૰
ચક્રની સમાન ફરે ક્રૂર કાલકટક;
આખરની વાતની ન રાખ કેમ ખટક? રસિક૰
જન્મમરણ અધિક કામને વિપત્તિ વિકટ;
નિરખતાં ચડે ન ચિત્તમાંહિ કેમ ચટક? રસિક૰
લોભ લાલચે લૂંટાઈ અધવચે ન લટક;
પાપરૂપ સર્વ આ પ્રપંચ દૂર પટક; રસિક૰
આ અમુલ્ય દેહવડે અમૃતરસ ઘટક;
કેશવ સુખધામથી છકેલ કેમ છટક? રસિક૰

---

## मळेला समयनो सदुपयोग करी लेवा विषे.

### ‡काफी.

ગયું પલ પાછું ન આવે, સમય વૃથા વહીજાય. ટેક.
માન મમત્વ અને સુખ સાધન, આખર શોકટ થાય; ગયું૰
આજ અમુલ્ય મળ્યું તન તોપણ, ઘડિપલમાંહિ ઘસાય; ગયું૰
ધામ ધરા ધન જન યૌવનથી, કેમ કશું ન કરાય? ગયું૰
વિનય વિવેક વિચાર બને તો, સર્વ સફલ છે સદાય; ગયું૰

---

*एतावतालमघनिर्हरणाय पुंसां संकीर्तनं भगवतो गुणकर्मनाम्नाम् ।
उद्घुष्यपुत्रमघवान्यदजामिलोपि, नारायणेति म्रियमाणमियायमुक्तिम् ॥
એ શ્લોક વાંચતાં થએલા વિચારોપરથી લખાએલી. લિ. કર્તા.

† રાગ કલ્યાણમાં પણ ગવાયછે. કંઈક ઇંગ્રેજી ઢપમાં ચાલેછે. ટેકમાં એક કડી બેવડાય તોપણ ચાલે અને બીજી નાંખીએ તોપણ ચાલે. તાલ દાદરો.

‡ આ કાફી, પરજ વગેરેમાં પણ ચાલે; ‘આવોને નંદલાલ રમવા આવોને રે’ એ રાસડામાં પણ ચાલી શકે છે. તાલ દીપચંદી.

ભાવે ભજાય ભવે જો ભૂધર, તો ભવસિંધુ તરાય; ગયું૦
જલ પ્હેલાં નહિ પાળ કરે જે, તે પાછળ પસ્તાય; ગયું૦
જાણી હવે નિજરૂપ તું કેશવ, રંક મટી થા રાય; ગયું૦

---

## अभिमान न धरवा विषे.

### *राग भैरवी.

મેલ તું અભિમાન આખર કોઈ દિન પણ જાવું છે.
જાવું છે મન જાવું છે મન કોઈ દિન પણ જાવું છે. મેલ૦
ભૂલથી ભરમા નહીં તું પૂણ્ય પૂર્ણ કમાવું છે;
ધર્મ કર્મ સહાય જો નહિ હોય તો ભમાવું છે; મેલ૦
આધિ ને ઉપાધિના બહુ દુઃખથી દબાવું છે;
મારા તારામાં મચી રહેવા થકી મરાવું છે; મેલ૦
ઠાઠમાઠવડે વળી સંસારમાંહિ ઠગાવું છે;
હાય હાય કરી હજાર પ્રકારથી હણાવું છે; મેલ૦

---

## हरि भजवा विषे.

### †राग कानडो.

હરિનામ સુધારસ પીલે, મન શું બેહું સુખ ઢીલે. હરિ૦
ધામ ધરા સુત સંપત દારા,– રૂપ ખરેખર ખીલે;
બંધાઈ તું દૃઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે; હરિ૦
નામ સુધારસની શીતલતા, તનના તાપ હરી લે;
શાન્તપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ ડીલે; હરિ૦
નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરી લે;
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરી લે; હરિ૦

---

* રાગ ધન્યાશ્રી તથા ઝીલ્લામાં પણ ચાલેછે. તાલ ગજલ.

† ભૈરવ, સોહિણી, દેશ વગેરે અનેક રાગોમાં ગવાય છે. 'નારાયણનું નામ જપી લે' એ તથા 'નાથ કૈસે ગજકો બંધ છુડાયો' વગેરે ઢાળમાં પણ ગવાય છે. તાલ ત્રિતાલ.

ભોજા ભગતના ચાબખામાં આવાં પદો ચાલે છે; પણ જો પહેલાથીજ ચાબખાના પ્રમાણમાં રચના થઈ હોય તો તે ચાબખા પછી પદોમાં બરાબર ચાલતા નથી. ટેકની કડી જેમ જ્યાં લેવી ઘટે તેમ ત્યાં લેવી. લિ. કર્તા.

## * राम नामना रटण विषे.

### †भैरवी.

રસિક રસના તું, રામનામ રટણથી ન અટક:
ધન-જન-તન-મદવડે ફૂલાઈ કેમ ફટક? રસિક૰ ધ્રુતિ.
વિનય નીતિને વિવેકથકી કેમ વટક?
ભૂલથી ભમાઈ શીદ ભવમાંહિ ભટક? રસિક૰
ચક્રની સમાન ફરે ક્રૂર કાલકટક;
આખરની વાતની ન રાખ કેમ ખટક? રસિક૰
જન્મમરણ અધિક કામને વિપત્તિ વિકટ;
નિરખતાં ચડે ન ચિત્તમાંહિ કેમ ચટક? રસિક૰
લોભ લાલચે લૂંટાઈ અધવચે ન લટક;
પાપરૂપ સર્વ આ પ્રપંચ દૂર પટક; રસિક૰
આ અમુલ્ય દેહવડે અમૃતરસ ઘટક;
કેશવ સુખધામથી છકેલ કેમ છટક? રસિક૰

---

## मळेला समयनो सदुपयोग करी लेवा विषे.

### ‡काफी.

ગયું પલ પાછું ન આવે, સમય વૃથા વહીજાય. ટેક.
માન મમત્વ અને સુખ સાધન, આખર શેકટ થાય; ગયું૰
આજ અમુલ્ય મળ્યું તન તેપણ, ઘડિપલમાંહિ ઘસાય; ગયું૰
ધામ ધરા ધન જન યૌવનથી, કેમ કશું ન કરાય? ગયું૰
વિનય વિવેક વિચાર બને તો, સર્વ સફલ છે સદાય; ગયું૰

---

*एतावतालमघनिर्हरणाय पुंसां संकीर्तनं भगवतो गुणकर्मनाम्नाम् ।
उद्घुष्यपुत्रमघवान्यदजामिलोपि, नारायणेति म्रियमाणमियायमुक्तिम् ॥
એ શ્લોક વાંચતાં થએલા વિચારોપરથી લખાએલી. લિ. કર્તા.

† રાગ કલ્યાણમાં પણ ગવાયછે. કંઈક ઇંગ્રેજી ઢપમાં ચાલેછે. ટેકમાં એક કડી ઓવડાય તોપણ ચાલે અને બીજી નાંખીએ તોપણ ચાલે. તાલ દાદરો.

‡ આ કાફી, પરજ વગેરેમાં પણ ચાલે; 'આવોને નંદલાલ રમવા આવોને રે' એ રાસડામાં પણ ચાલી શકે છે. તાલ દીપચંદી.

ભાવે ભજાય ભવે જો ભૂધર, તો ભવસિંધુ તરાય; ગયું૦
જલ પ્હેલાં નહિ પાળ કરે જે, તે પાછળ પસ્તાય; ગયું૦
જાણી હવે નિજરૂપ તું કેશવ, રંક મટી થા રાય; ગયું૦

---

## अभिमान न धरवा विषे.

### *राग भैरवी.

મેલ તું અભિમાન આખર કોઈ દિન પણ જાવું છે.
જાવું છે મન જાવું છે મન કોઈ દિન પણ જાવું છે. મેલ૦
ભૂલથી ભરમા નહીં તું પૂણ્ય પૂર્ણ કમાવું છે;
ધર્મ કર્મ સહાય જો નહિ હોય તો ભમાવું છે; મેલ૦
આધિ ને ઉપાધિના બહુ દુઃખથી દબાવું છે;
મારા તારામાં મચી રહેવા થકી મરાવું છે; મેલ૦
ઠાઠમાઠવડે વળી સંસારમાંહિ ઠગાવું છે;
હાય હાય કરી હજાર પ્રકારથી હણાવું છે; મેલ૦

---

## हरि भजवा विषे.

### †राग कानडो.

હરિનામ સુધારસ પીલે, મન શું બેઠું મુખ ઢીલે. હરિ૦
ધામ ધરા સુત સંપત દારા,– રૂપ ખરેખર ખીલે;
બંધાઈ તું દૃઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે; હરિ૦
નામ સુધારસની શીતલતા, તનના તાપ હરી લે;
શાન્તપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ ડીલે; હરિ૦
નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરી લે;
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરી લે; હરિ૦

---

* રાગ ધન્યાશ્રી તથા છુલામાં પણ ચાલેછે. તાલ ગજલ.

† ભૈરવ, સોહિણી, દેશ વગેરે અનેક રાગોમાં ગવાય છે. 'નારાયણનું નામ જપી લે' એ તથા 'નાથ કૈસેં ગજકો બંધ છુડાયો' વગેરે ઢાળમાં પણ ગવાય છે. તાલ ત્રિતાલ.

ભોજા ભગતના ચાબખામાં આવાં પદો ચાલે છે; પણ જો પહેલાથીજ ચાબખાના પ્રમાણમાં રચના થઈ હોય તો તે ચાબખા પછી પદોમાં બરાબર ચાલતા નથી. ટેકની કડી જેમ ક્યાં લેવી ઘટે તેમ ત્યાં લેવી. લિ. કર્તા.

## * राम नामना रटण विषे.

### †भेरवी.

રસિક રસના તું, રામનામ રટણથી ન અટક:
ધન-જન-તન-મદવડે ફૂલાઈ કેમ ફટક? રસિક૦ ધૃતિ.
વિનય નીતિને વિવેકથકી કેમ વટક?
ભૂલથી ભમાઈ શીદ ભવમાંહિ ભટક? રસિક૦
ચક્રની સમાન ફરે ક્રૂર કાલકટક;
આખરની વાતની ન રાખ કેમ ખટક? રસિક૦
જન્મમરણ અધિક કામને વિપત્તિ વિકટ;
નિરખતાં ચડે ન ચિત્તમાંહિ કેમ ચટક? રસિક૦
લોભ લાલચે લૂંટાઈ અધવચે ન લટક;
પાપરૂપ સર્વ આ પ્રપંચ દૂર પટક; રસિક૦
આ અમુલ્ય દેહવડે અમૃતરસ ઘટક;
કેશવ સુખધામથી છકેલ કેમ છટક? રસિક૦

---

## मळेला समयनो सदुपयोग करी लेवा विषे.

### ‡काफी.

ગયું પલ પાછું ન આવે, સમય વૃથા વહીજાય. ટેક.
માન મમત્વ અને સુખ સાધન, આખર શોકટ થાય; ગયું૦
આજ અમુલ્ય મળ્યું તન તેપણ, ઘડિપલમાંહિ ઘસાય; ગયું૦
ધામ ધરા ધન જન યૌવનથી, કેમ કશું ન કરાય? ગયું૦
વિનય વિવેક વિચાર બને તો, સર્વ સફલ છે સદાય; ગયું૦

---

*एतावतालमघनिर्हरणाय पुंसां संकीर्तनं भगवतो गुणकर्मनाम्नाम् ।
उद्घुष्यपुत्रमघवान्यदजामिलोपि, नारायणेति म्रियमाणमियायमुक्तिम् ॥
એ શ્લોક વાંચતાં થએલા વિચારોપરથી લખાએલી. લિ. કર્તા.

† રાગ કલ્યાણમાં પણ ગવાયછે. કંઈક ઇંગ્રેજી ઢપમાં ચાલેછે. ટેકમાં એક કડી બેવડાય તોપણ ચાલે અને બીજી નાંખીએ તોપણ ચાલે. તાલ દાદરો.

‡ આ કાફી, પરજ વગેરેમાં પણ ચાલે; 'આવોને નંદલાલ રમવા આવોને રે' એ રાસડામાં પણ ચાલી શકે છે. તાલ દીપચંદી.

ભાવે ભજાય ભવે જો ભૂધર, તો ભવસિંધુ તરાય; ગયું૦
જલ પ્હેલાં નહિ પાળ કરે જે, તે પાછળ પસ્તાય; ગયું૦
જાણી હવે નિજરૂપ તું કેશવ, રંક મટી થા રાય; ગયું૦

---

## अभिमान न धरवा विषे.

### *राग भैरवी.

મેલ તું અભિમાન આખર કોઈ દિન પણ જાવું છે.
જાવું છે મન જાવું છે મન કોઈ દિન પણ જાવું છે. મેલ૦
ભૂલથી ભરમા નહીં તું પૂણ્ય પૂર્ણ કમાવું છે;
ધર્મ કર્મ સહાય જો નહિ હોય તો ભમાવું છે; મેલ૦
આધિ ને ઉપાધિના બહુ દુઃખથી દબાવું છે;
મારા તારામાં મચી રહેવા થકી મરાવું છે; મેલ૦
ઠાઠમાઠવડે વળી સંસારમાંહિ ઠગાવું છે;
હાય હાય કરી હજાર પ્રકારથી હણાવું છે; મેલ૦

---

## हरि भजवा विषे.

### †राग कानडो.

હરિનામ સુધારસ પીલે, મન શું એહું મુખ ઢીલે. હરિ૦
ધામ ધરા સુત સંપત દારા,– રૂપ ખરેખર ખીલે;
બંધાઈ તું દૃઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે; હરિ૦
નામ સુધારસની શીતલતા, તનના તાપ હરી લે;
શાન્તપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ ડીલે; હરિ૦
નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરી લે;
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરી લે; હરિ૦

---

* રાગ ધન્યાશ્રી તથા ઝીલુામાં પણ ચાલેછે. તાલ ગજલ.

† ભૈરવ, સોહિણી, દેશ વગેરે અનેક રાગોમાં ગવાય છે. 'નારાયણનું નામ જપી લે' એ તથા 'નાથ કૈસેં ગજકો બંધ છુડાયો' વગેરે ઢાળમાં પણ ગવાય છે. તાલ ત્રિતાલ.

બીજા ભગતના ચાબખામાં આવાં પદો ચાલે છે; પણ જો પહેલાથીજ ચાબખાના પ્રમાણમાં રચના થઈ હોય તો તે ચાબખા પછી પદોમાં બરાબર ચાલતા નથી. ટેકની કડી જેમ ત્યાં લેવી ઘટે તેમ ત્યાં લેવી. લિ. કર્તા.

## * राम नामना रटण विषे.

### †भैरवी.

રસિક રસના તું, રામનામ રટણથી ન અટક:
ધન-જન-તન-મદવડે ફૂલાઈ કેમ ફટક? રસિક૦ ધ્રૃતિ.
વિનય નીતિને વિવેકથકી કેમ વટક?
ભૂલથી ભમાઈ શીદ ભવમાંહિ ભટક? રસિક૦
ચક્રની સમાન ફરે ક્રૂર કાલકટક;
આખરની વાતની ન રાખ કેમ ખટક? રસિક૦
જન્મમરણ અધિક કામને વિપત્તિ વિકટ;
નિરખતાં ચડે ન ચિત્તમાંહિ કેમ ચટક? રસિક૦
લોભ લાલચે લૂંટાઈ અધવચે ન લટક;
પાપરૂપ સર્વે આ પ્રપંચ દૂર પટક; રસિક૦
આ અમુલ્ય દેહવડે અમૃતરસ ઘટક;
કેશવ સુખધામથી છકેલ કેમ છટક? રસિક૦

---

## मळेला समयनो सदुपयोग करी लेवा विषे.

### ‡काफी.

ગયું પલ પાછું ન આવે, સમય વૃથા વહીજાય. ટેક.
માન મમત્વ અને સુખ સાધન, આખર શોકટ થાય; ગયું૦
આજ અમુલ્ય મળ્યું તન તેપણ, ઘડિપલમાંહિ ધસાય; ગયું૦
ધામ ધરા ધન જન યૌવનથી, કેમ કશું ન કરાય? ગયું૦
વિનય વિવેક વિચાર બને તો, સર્વ સફલ છે સદાય; ગયું૦

---

*एतावतालमघनिर्हरणाय पुंसां संकीर्तनं भगवतो गुणकर्मनाम्नाम् ।
उद्घुष्यपुत्रमघवान्यदजामिलोपि, नारायणेति म्रियमाणमियायमुक्तिम् ॥
એ શ્લોક વાંચતાં થએલા વિચારોપરથી લખાએલી. લિ. કર્તા.

† રાગ કલ્યાણમાં પણ ગવાયછે. કંઈક ઇંગ્રેજી ઢપમાં ચાલેછે. ટેકમાં એક કડી બેવડાય તોપણ ચાલે અને બીજી નાંખીએ તોપણ ચાલે. તાલ દાદરો.

‡ આ કાફી, પરજ વગેરેમાં પણ ચાલે; 'આવોને નંદલાલ રમવા આવોને રે' એ રાસડામાં પણ ચાલી શકે છે. તાલ દીપચંદી.

ભાવે ભજાય ભવે જો ભૂધર, તો ભવસિંધુ તરાય; ગયું૦
જલ પ્હેલાં નહિ પાળ કરે જે, તે પાછળ પસ્તાય; ગયું૦
જાણી હવે નિજરૂપ તું કેશવ, રંક મટી થા રાય; ગયું૦

---

## अभिमान न धरवा विषे.

### *राग भैरवी.

મેલ તું અભિમાન આખર કોઈ દિન પણ જાવું છે.
જાવું છે મન જાવું છે મન કોઈ દિન પણ જાવું છે. મેલ૦
ભૂલથી ભરમા નહીં તું પૂણ્ય પૂર્ણ કમાવું છે;
ધર્મ કર્મ સહાય જો નહિ હોય તો ભમાવું છે; મેલ૦
આધિ ને ઉપાધિના બહુ દુઃખથી દબાવું છે;
મારા તારામાં મચી રહેવા થકી મરાવું છે; મેલ૦
ઠાઠમાઠવડે વળી સંસારમાંહિ ઠગાવું છે;
હાય હાય કરી હજાર પ્રકારથી હણાવું છે; મેલ૦

---

## हरि भजवा विषे.

### †राग कानडो.

હરિનામ સુધારસ પીલે, મન શું બેહું સુખ ઢીલે. હરિ૦
ધામ ધરા સુત સંપત દારા,– રૂપ ખરેખર ખીલે;
અંધાઈ તું દૃઢ બંધનમાં, ચાલ ન અવળે ચીલે; હરિ૦
નામ સુધારસની શીતલતા, તનના તાપ હરી લે;
શાન્તપણું આપે અંતરમાં, દુઃખ રહે નહિ ડીલે; હરિ૦
નૌતમ નાવ નકી તરવાનું, કરમાં એજ કરી લે;
ભયકારક ભવસાગર ભારે, અંતર તરત તરી લે; હરિ૦

---

* રાગ ધન્યાશ્રી તથા છેલ્લામાં પણ ચાલેછે. તાલ ગઝલ.

† ભૈરવ, સોહિણી, દેશ વગેરે અનેક રાગોમાં ગવાય છે. 'નારાયણનું નામ જપી લે' એ તથા 'નાથ કૈસેં ગજકો બંધ છુડાયો' વગેરે ઢાળમાં પણ ગવાય છે. તાલ ત્રિતાલ.

ભોજા ભગતના ચાબખામાં આવાં પદો ચાલે છે; પણ જો પહેલાથીજ ચાબખાના પ્રમાણમાં રચના થઈ હોય તો તે ચાબખા પછી પદોમાં બરાબર ચાલતા નથી. ટેકની કડી જેમ જ્યાં લેવી ઘટે તેમ ત્યાં લેવી. લિ. કર્તા.

કુંદનરૂપ સમજ તું કાયા, આપ ચડે શુભ શીલે;
હીરો હરિનું નામ નિરંતર, આજ જરૂર જડી લે; હરિ૦
કર જપ તપ કે યોગ સમાધિ, બેશ જઇને બીલે;
કેશવ કોઇ ન એને તોલે, કહું હું તેજ કરી લે; હરિ૦

## घर बेठां हरि भजवा विषे.

### राग उपरप्रमाणे.

ભજ ઘર બેઠે હરિહરને; ભવસાગર સુખમાં તરને. ભજ૦ ટેક.
મુંડ મુંડાવી જટા રખાવી, વનમાં વનમાં ફરને;
ખા ફલ ફૂલ કંદ શું તેથી, મળશે તું નટવરને? ભજ૦
યોગ સમાધિ સાધવા મેલી, સુત દારાને ઘરને;
ભીખી પેટ ભર્યાથી ઘરઘર, શું મળશે ગિરધરને? ભજ૦
મન નિર્મલ નહિ હોય અને તું, કર તીર્થાટન મરને;
પુણ્યક્ષેત્રવિષે વસવાથી, શું મળશે શંકરને? ભજ૦
શાસ્ત્ર–પુરાણાદિકને પાઠે, પ્યારો થાવા પરને;
જપ જાપ કરી ઢોંગ મચાવે, શું મળશે ઈશ્વરને? ભજ૦
સાર સમજ સાચો અંતરમાં, ધ્યાન બરાબર ધરને;
તીર્થક્ષેત્ર અને દેવાદિક, ઘટમાં દરશન કરને; ભજ૦
ઘરમાં દેવ દેવતા તારા, સેવા શુભ આદરને;
અંતર આંખ ઉઘાડી જો તું, વર સુખના સાગરને. ભજ૦
વ્રત નિયમાદિકની ના કહેતું, કોઈ નથી તું ડરને;
પણ કેશવને પરખી લેવા, શુભ પંથે સંચરને; ભજ૦

१

## विचारी चालवा विषे.

### *काफी.

વિચારી ચાલ સખા તું, યૌવનના દિન ચાર; ટેક.
ચિત્ત વિષે નહિ ચેત ચતુર જો, તો દુઃખ થાશે અપાર. વિ૦

* રાગ મારૂમાં પણ સારૂં ચાલે છે. રાસડામાં ગાઇએ ત્યારે સખાને બદલે સખિ પણ વપરાય.

સમય મળ્યો આ સરસ આજ તું, લક્ષ લગાડ લગાર;
પલ વીત્યું પાછું નહિ આવે, એ નિશ્ચય નિરધાર; વિ૰
મન ઇન્દ્રિય નિજને વશ રાખી, પુણ્ય પવિત્ર વધાર;
વર્ણાશ્રમના ધર્મ અને શુભ, કર્મવિષે કર પ્યાર; વિ૰
શિથિલ નથી મન ઇન્દ્રિય તારાં, એ પ્રભુનો ઉપકાર;
ખબર નથી ક્ષણની પણ પડતી, અચલ નથી ઘરબાર; વિ૰
મેલ પ્રપંચ પાપને પડતાં, કર પરનો ઉપકાર;
કેશવ હરિનું શરણ કરીને, આ શુભ જન્મ સુધાર; વિ૰

## २

### काफी.

વિચારી ચાલ સખા તું, યૌવનના દિન ચાર;
આજ થયું તે થયું સમજજે, આગળ કેવી ઉધાર? વિ૰
કામ ક્રોધ લોભને ભૂલી, મદ મત્સરને માર; વિ૰
સ્વપ્નસમાન તથા વિષસરખા, વિષયસુખોને વિસાર; વિ૰
નીતિનિયમથી ચાલ નિરંતર, જાગીએ ત્યાંથી સ્હવાર; વિ૰
ધન જન યૌવન શુભ સંપતનો, ગર્વ ન રાખ ગમાર; વિ૰
અચલ નથી અવનિપર કોઇ, વાત વિવેકે વિચાર; વિ૰

---

## मनने शिखामण.

## १

### मराठी चालनी शाखी.

જો મન માને તો, આ માન શિખામણ મારી. ટેક.
શબ્દ–સ્પર્શ–રૂપ–રસ–ગંધે, શું સુખ સાચું જોયું?
મૃગ-ગજ-શલભ-મત્સ્ય-ભમરાએ,આખર આયુષ ખોયું; જો મન૰
શમ દમ શ્રદ્ધા દાન તિતીક્ષા, જપ તપ સુભટ સહાયે;
કામાદિક–રિપુબલને વશ કર, મન વચન ને કાયે. જો મન૰
પરદાર પરદ્રવ્યવિષે લવ,–લેશ કુદૃષ્ટિ ન કરવી;
પરદ્રોહને દૂર પછાડી, પરનિંદા પરહરવી. જો મન૰
ન્યાય નીતિથી પુણ્ય વધારી, ઉદય જગતમાં કરવો;
શીલ સદાચરણે શુભ રીતે, આ ભવસાગર તરવો. જો મન૰

કૂડ કપટ કોરે રહી જાશે, મરણ અચાનક થાતાં;
પાપ-પુણ્ય સઘળું પુછાશે, જમને દ્વારે જાતાં; જો મન૦
દુર્લભ જન્મ જતાં આ એળે, પાછળથી પસ્તાશે;
હાથ કરી શું સૂતા શાણા, હાલ ભયંકર થાશે; જો મન૦
થોડા સારૂ શીદ બગાડે, ખેલ બધો ખલતામાં?
સવળો પંથ વિસારી વ્હાલા, અવળે પંથે જામાં. જો મન૦
શ્રેષ્ઠ ઉપાય બતાવું તુંને, તાપ ત્રિવિધ ટળવાને;
મમતા મેલી સમદૃષ્ટિવડે, ગુણ ઈશ્વરના ગાને. જો મન૦
જપ તપ ઈશ્વરપૂજન આદિક, સંધ્યા સ્નાન સમાધિ;
દાન યજન કરતાં ફુલવાને, શુભપદ લેવું સાધી. જો મન૦
સારાનું ફલ સારૂં મળશે, નરતાનું ફલ નરતું;
કેશવ વિનવે કર જોડીને, કાંઈ હવે તો કર તું. જો મન૦

૨

## मराठी चालनी शाखी.

જો મન માને તો, માન વચન તું મારૂં. ટેક.
વિષયતણા વિષસરખા રસમાં, શું સુખ સાચું જોયું?
મારૂં તારૂં કરતાં મૂરખ, આખર આયુષ ખોયું; જો મન૦
ભવિષ્ય ભાવિ ભાગ્ય એ વચનો, પર વિશ્વાસ ન કરિએ;
પુરુષાર્થે સુખથી સંચરતાં, આ ભવસાગર તરિએ. જો મન૦
સઘળું પ્રિય પોતાને માટે, સાર સમજ તું એનો;
સંસારતણા સગપણમાંહી, સંશય રહે છે શેનો? જો મન૦
મનની માનેલી આ માયા, અંતે મૃગજલ જેવી;
તેને અણસમજેથી સાચી, શાને માની લેવી? જો મન૦
ભૂલવણી આ ભવસાગરની, ફરતાં ભૂલ ન ખાવી;
જન્મ-મરણ જાવાને માટે, તક આવી છે આવી; જો મન૦
સાંપડશે નહિ સમય ગયો તે, આયુષનું પણ એવું;
ધામ ધરા ધન યૌવન આદિક, સઘળું મૃગજલ જેવું. જો મન૦
ધર્મ કર્મમાં કર તું પ્રીતિ, નીતિ ન્યાય વિચારી;
કેશવ હરિની પરિચર્યાને, પ્રાણથકી કર પ્યારી. જો મન૦

३

## मराठी चालनी शाखी.

જો મન માને તો, માન વચન તું મારૂં. ટેક
હર્ષ-શોક સુખ-દુઃખ અને ભય, છે કોને ક્યાં લાગે?
જન્મ-મરણ પણ ક્યાં કોને છે? ભટકીને શું ભાગે? જો મન૦
તરંગ જેમ જણાય જલધિમાં, ભિન્ન અભિન્ન તથાપિ;
અધિષ્ઠાનમાં તેમ જગતમાં, મન શકશે શું માપી? જો મન૦
ચિદાકાશમાં સર્વ વિલાસો, ભાસે વિવિધ પ્રકારે;
સ્વપ્નસમાન સમજ તું સર્વે, ટળશે વસ્તુવિચારે. જો મન૦
અધિષ્ઠાનમાં સર્વ જગત આ, વિવિધ વિવર્ત સમજવું;
સાચું રૂપ સમજવા કાજે, સુંદર સાધન સજવું. જો મન૦
કાંઈ નથી ને સર્વ જણાયું, એજ ઐશ્વરી માયા;
બ્રહ્મા ને ભવજેવા તે પણ, શોધ કરીને કાયા. જો મન૦
ઇંદ્રજાલ જબરી આ જોઇ, તે જન મોહ ન પામે;
જેની ઉપર કૃપા કરી છે, રઘુકુલપતિ રામે. જો મન૦
મન વાણી નહિ પ્હોંચે એવી, આ છે વાત વિચિત્ર;
કેશવ કઈ રીતેથી પાડે, તુજ ચિતમાંહી ચિત્ર? જો મન૦
જેની સત્તાથી જે રીતે, જેવું આજ જણાયું;
એ ઈશ્વર ભાવે ભજવાને, ઉત્તમ વ્હાણું વાયું. જો મન૦
જાવા જન્મ જરા સુખ થાવા, કર ઉદ્યોગ કલાથી;
માનવ જન્મ સરસ છે સાધન, અધિક કયું છે આથી? જો મન૦

---

## आ असार संसारमां सार शुं?

***राग भैरवी.**

સાર શું અસારમાં વિચાર તું લગાર અહીં?
જાય કાલ હાય વોયથી મમત્વમાંહિ વહી. સાર૦
શું પડ્યા પલંગમાંહિ ખાઈ ખૂબ દૂધ દહીં;
આ અમૂલ્ય જન્મની ગમાર જાણ વેળ ગઈ; સાર૦
ધન જન તન યૌવન વર કામ કર્મ ધામ મહીં;
કામનાં ન કાંઈ કોઈ નક્ટ વૃથા નાચ નહીં; સાર૦

---

* ગઝલ, દાદરો વગેરે તાલમાં ગવાય છે.

આધિની અનેક વેદના ન જાય ક્યાંહિ કહી;
વ્યાધિને ઉપાધિ અધિક જાણુ જાય જીવ લહી; સાર૦
સર્વભોગ સુખ સમગ્રના તરંગ જાય રહી;
કેશવ-કર પકડ એજ સાર સુખદ એક સહી. સાર૦

---

## मनने ठपको.

### *राग धन्याश्री.

મન મારા શું મૂર્ખપણામાં, મોહ પમાડે મુને રે ?
શાન્તપણું રાખી તું સાંભળ, તો સુખ થાશે તુંને રે. ટેક.
સમજાવું તોપણ નહિ સમજે, આગળથી તું અવળું રે;
સુખ લેવું જો હોય સરસ તો, શાણા થઈ જા સવળું રે; મન૦
કાંઈ નથી પણ સર્વ કર્યું તેં, જાદુગરના જેવું રે;
તે તારી માયામાં તેં પણ, રૂપ કર્યું કહું તેવું રે; મન૦
ઈશ્વિરતું આ જગત અમોને, લેશ ન બંધન આપે રે;
તારૂં કલ્પિત જગતજાલ આ, ખૂબ તપાવે તાપે રે; મન૦
તારૂં જગત ટળે જે સમયે, બંધન સઘળું તૂટે રે;
જન્મ-મરણના ફેરામાંથી, છલ ભેદ વિના છૂટે રે; મન૦
જપ તપ પૂજા ધ્યાન સમાધિ, કર તું કપટ વિસારી રે;
ધર તું ધ્યાન સદા હરિહરતું, તર ભવસાગર ભારી રે; મન૦
અનુભવથી ઓળખ ઈશ્વિરને, વસ્તુવિવેક વિચારી રે;
સમય સફલ કર સહજ ઉપાયે, એજ વિનંતી મારી રે; મન૦
કેશવ પ્રભુએ કૃપા કરી છે, એમ સમજ તું શાણા રે;
હીરો હાર્યું હાથ ચડેલો, તો પાછળથી પ્હાણા રે; મન૦

---

## विवेकथी विचार करी लेवाविषे.

### काफी.

કરીલે કુશલપણાથી વિનય વિવેક વિચાર. ટેક.
ઉત્તમ જન્મ સમય બહુ સારો, વેવલા કેમ વિસાર ? કરી લે૦

---

* રાસડામાં, ઠુમરીમાં, પદમાં અને પ્રભાત વગેરેમાં ગવાય છે.

હું કોણ ક્યાંનો અહીં કેમ આવ્યો, કોણ પ્રકટ કરનાર; કરી લે૦
કોણ પિતા માત જન્મ મરણ શું, સંબંધમાં શો સાર; કરી લે૦
ધામ ધરા ધન યૌવન કોનાં, કોનાં આ ઘરબાર; કરી લે૦
ખબર નથી પલની પણ પડતી, આગળ કેવી ઉધાર; કરી લે૦
અંતરપટ અળગું થઈ જાતાં, આનંદ થાય અપાર; કરી લે૦
કેશવ પ્રભુ ભજવાનું સાધન, માનવ તન નિરધાર; કરી લે૦

---

## मोहरूपी मदिरा न पीवाविषे.

**माढ.**

પીઓ ન વારુણી, અહો પીઓ ન વારુણી;
વારુણી વશમું ઝેર રે, પીઓ ન વારુણી;
વાળે છે કાળો કેર રે, પીઓ ન વારુણી. ટેક.

વારુણીમાં દોષ વધારે, દિન દિન વધતાં દુઃખ;
ભારે ભારે ભય ઉપજાવે, આખર આવે ભૂખ;–
રે પીઓ ન વારુણી;
સારો ન એમાં સાર રે, પીઓ ન વારુણી;
વણસાવે વિનય વિચાર રે, પીઓ ન વારુણી; વારુણી૦

આળસ ઉંઘ વધારે વેગે, તન મન અતિ અકળાય;
દેશતણો પણ દાટ વળેછે, રંક અને શું રાય;–
રે પીઓ ન વારુણી;
ભોળાયા છે ભડભૂપ રે, પીઓ ન વારુણી;
એ છે હલાહલરૂપ રે, પીઓ ન વારુણી; વારુણી૦

આભડછેટ અધિક અભડાવે, દે દુર્ગંધ અપાર;
નિર્ધનતાને નિત્ય વધારે, બલના વાગે બાર;–
રે પીઓ ન વારુણી;
ઉઘાડો વ્હાલા આંખ રે, પીઓ ન વારુણી;
ફૂટોછો શેની કાખ રે, પીઓ ન વારુણી; વારુણી૦

જાત અને નિજ ભાત ભૂલાતાં, અપયશ પૂરો થાય;
પરવશતામાં પિંડ પડ્યાથી, પ્રાણ પરાણે જાય;—
રે પીઓ ન વારુણી;

એમાં છે પાપ અપાર રે, પીઓ ન વારુણી;
લૂટાવોમાં ઘરબાર રે, પીઓ ન વારુણી; વારુણી૦
કેશવ પ્રભુની હોય કૃપા તો, સમજો સાચી વાત;
નહિ તો ભુંડે હાલે પડતાં, લાખો ખાશો લાત;—
રે પીઓ ન વારુણી૦
વારુણી વશમાં બાણ રે, પીઓ ન વારુણી;
આપું છું મારી આણ રે, પીઓ ન વારુણી; વારુણી૦

## मननो स्वभाव अने ठपको.

### *मराठी शाखीनी चाल.

મૂરખ મન મારા, શું કર્મ કઠણ છે તારાં? ટેક.
આગળ પાછળ આડું અવળું, તું ક્ષણક્ષણમાં દોડે;
અસલ થકી અવળું જવાની, ટેવ છકેલ ન છોડે; મૂરખ૦
રામનામનું રટણ વિસારી, અન્ય વિષયમાં લાગે;
સદ્‌ગુણનો સંચાર થયો કે, ભડકીને તું ભાગે; મૂરખ૦
ઇન્દ્રિયને આધીન રહીને, પરવશતા બહુ પામ્યું;
ભવસાગરમાં ભટકી મરવા, જગતવિષે બહુ જામ્યું; મૂરખ૦
રાગ-દ્વેષ હર્ષ-ભય કરતાં, કેમ નથી તું કાતું?
કામ ક્રોધ લોભ લાલચથી, કેમ ન લેશ લજાતું? મૂરખ૦
પ્રાણીમાત્ર મરણને પામે, પણ તું અમર રહે છે;
અમર છતાં સંચિતને યોગે, અગણિત જન્મ ધરે છે; મૂરખ૦
બંધન વિષયાસક્તપણાથી, પામ્યું છે તું મ્હાણા;
મુક્તપણું નિર્વિષયપણામાં, સમજી લેને શાણા; મૂરખ૦
સુખ સંતોષવિષે નહિ સમજે, નીતિ ન્યાય ન જાણે;
તું તારૂં ટેવ્યું કરવાને, કથળે સાવ કટાણે; મૂરખ૦
જપ તપ ઇશ્વરનું આરાધન, કર તું કુશલપણાથી;
માનવ જન્મ સરસ છે સાધન, અધિક કયું છે આથી? મૂરખ૦
પ્રબલ ઇંદ્રિયો છે ત્યાંસુધી, સજ સાધન તો સારૂં;
ભજ તું શ્રીભગવાનચરણમાં, મેલી મારૂં તારૂં; મૂરખ૦

* રાસડામાં, પ્રભાતમાં, અને ઠુમરીમાં ગવાય.

વિનય વિવેક સંતતિ તારી, તે પર કર તું પ્રીતિ;
કેશવ કપટ ઝપટ કર કોરે, ઉત્તમ એ છે રીતિ; મૂરખ૦

## स्वार्थी सगपणविषे.

### छंद रुचिरानी चाल.*

સ્વાર્થતણું સગપણ સંસારે, મમતામાં મન લોભે રે;
ઇશ્વિરની અલબેલી માયા, એમાં સઘળું શોભે રે. ટેક.
પુત્ર કલત્ર મિત્ર છે કોનાં? ક્યાં અભિમાન રહે છે રે?
ક્યાં ઘરબાર જનક ને જનની? શું સંતાપ સહેછે રે? સ્વા૦
બંધાયો સંબંધ જગતમાં, તે છેવટ છે ખોટો રે;
સમજી સાર શકાય ન સાચો, એવો ગડબડ ગોટો રે; સ્વા૦
સઘળું પ્રિય પોતાને માટે, તેથી સ્નેહ રહે છે રે;
સ્વાર્થે જન્મ-મરણનાં મોટાં, સઘળાં દુઃખ સહે છે રે; સ્વા૦
ધન યૌવન અહીંઆં રે'વાનાં, આખર જ્યારે આવે રે;
સ્નેહ અને સંબંધ બધાંનો, રગ રગ રુદન કરાવે રે; સ્વા૦
રંગ વિચિત્ર જગતમાં લાગે, તે કારજ પણ તેનું રે;
કેશવ હરિના ભજન વિના તો, તેમાં સુખ તે શેનું રે? સ્વા૦

---

## मनने ठपको.

### राग केदारो.

રે મન કેવું અધમ અભાગી?
કેવું અધમ અભાગી—રે મન કેવું૦ ટેક.
ભવ ભવ ભટક્યું તોપણ ભુંડા, ભવની ભુખ ન ભાગી; રે મન૦
વશ્ય છતાં સાધન સઘળું પણ, તન બલ બુદ્ધિ ત્યાગી;
હીરો હાથ ચડેલો હાર્યું, લાજ લગાર ન લાગી; રે મન૦
ભૂલ્યું તું ભગવાનભજનમાં, રામાદિકમાં રાગી;
ધન યૌવન માયાના મદમાં, જોયું કાંઈ ન જાગી; રે મન૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, ઠગ ઠોકર બહુ વાગી;
કેશવ હરિની કૃપા પામીને, હાય થયું ન સુહાગી; રે મન૦

---

* ગીતમાં, રાસડામાં, ભજનમાં અને બીજા ઘણા રાગમાં ચાલે છે. ત્રિતાલ

## मूर्ख न थवाविषे मनने बोध.

### * महीदीपनी चाल.

માન કહ્યું મારૂં મન મૂર્ખ મૂર્ખ થામાં;
આ ભવાટવીની જાલમાં જડાઇ જામાં; ધ્રુતિ.
સ્વપ્નની સમાન સર્વ ભૂલમાં ભમામાં;
મેલ માનને મમત્વ સમજ તું વિસામા; માન૦
ધન જન તન ધામ ધરા સાથ કે સગામાં;
આ વિચિત્ર ઠાઠમાઠને વિષે ઠગામાં; માન૦
હર્ષ શોક મોહના પ્રવાહમાં તણામાં;
પુણ્યથી પવિત્ર થવા લેશ તું લજામાં; માન૦
સમય સાંપડ્યો હવે ભમેલ ભૂલ ખામાં;
આ અમૂલ્ય જન્મ અફલ જાય હાય વામાં; માન૦
છોડ તું છકેલ છેલ અધિક અધિક ધામા;
કુટિલ હવે કાન રાખ કૃષ્ણની કથામાં; માન૦
કર જપ તપ દાન ધર્મ પૂજા પ્રતિમામાં;
કેશવ હરિનામ વગર સાર નહિ કશામાં; માન૦

---

## अवसर न आववाविषे.

### †राग कानडो.

અવસર વીત્યો નહિ આવે:—અવ૦
પલની ખબર નથી પડતી આ, લોક સદા સમજાવે; અવ૦
બાલપણામાં રમત ગમતમાં, રહી રમખાણ મચાવે,
તરુણપણામાં તરુણી તુંને, નૌતમ નાચ નચાવે; અવ૦
વૃદ્ધપણે પરવશતા પીડે, ચિંતા ચિત્ત તપાવે;
કાલ અકાલે આવી પડતાં, ક્યાં બલ કોઈ બચાવે? અવ૦

---

* ઝીંઝોટી, પ્રભાત, બિહાગ વગેરે રાગમાં ગવાય છે. તાલ દાદરો.

† ત્રિતાલ. આવી જાતનાં પદ કાફીની હોરીમાં ચાલે, પણ રચતી વખતે તેવી ગોઠવણ રાખવી જોઇએ; હોરીમાં પાંચ પદ હોય તેમાં પાંચમું ટેકમાંથી કાઢી લેવું. લિ. કર્તા.

કૂડ કપટ છલવાળાં કર્મો, કોને કાજ કરાવે ?
તન ધન જન બલ બુદ્ધિતણું તું, શું અભિમાન ધરાવે ? અવ૦
ચંચલ ચિત્ત ચપલ આ કાયા, દુઃખ અનેક દબાવે;
પંથ ગ્રહણ કર પુણ્ય થવાનો, દાન દયા કર દાવે; અવ૦
માનવ જન્મ અમૂલ્ય મળ્યો તે, શીદ વૃથા વણસાવે;
ભય હરનારા કેશવ હરિગુણ, કેમ ભમેલ ન ભાવે; અવ૦

## *मनने शिखामण.

### पंजाबी गत.

સમજાવું સાચી વાત મન મારા રે;
સમજ સમજ સુખ પામ સરસઃ સમ૦
વિષયાદિકના વિષમ નિશામાં, ચંચલ ચપલ ન રાખ ચરસ. સમ૦
શું ફૂલ મૃગજલરૂપ વિલાસે, મેલ છકેલ છચોક છ રસ. સમ૦
શાન્ત થવાય નહિ જો નિશ-દિન, અંતરની નહિ જાય તરસ. સમ૦
આથડમાં તું આડું અવળું, ઉત્તમ નરતન કર ન નરસ. સમ૦
વારંવાર વિચાર વિવેક, વળમાં કેમ વીતાડ વરસ. સમ૦
જૂઠી આ જંજાલ વિસારી, કેશવ હરિનાં ચરણ પરસ. સમ૦

## दोषमां न दबाई जवाविषे.

### †धन्याश्री.

મન તું ગમાર થામાં, દોષમાં દબાઈ જામાં. મ૦
રાચ્યું કેમ રાગ રંગે, સુખ ભોગને પ્રસંગે;
સુત મિત્રને પ્રસંગે, મન તું ગમાર થામાં; દોષ૦
આ અમૂલ્ય જન્મ પામી, હારમાં હવે હરામી;
ચર્મ ચૂંથ કાં નકામાં, મન તું ગમાર થામાં; દોષ૦
સાર તું વિચાર વ્હાલા, ઠેબાં ખાય કેમ ઠાલાં;
ઠોઠ કાં ન રહે ઠામાં, મન તું ગમાર થામાં; દોષ૦
ભવજલ જાણ ભારે, તે થકી ન કોઈ તારે;
તોરમાં હવે તણામાં, મન તું ગમાર થામાં; દોષ૦

---

* સં. ૧૯૪૪. † ત્રિતાલ.

ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારૂં ચારે કોર;
મોહ મત્સરે મરામાં, મન તું ગમાર થામાં; દોષ૦
આધિઓ અનેક રાખી, વ્યાધિઓ વિશેષ સાંખી;
હાય વોયમાં હણામાં, મન તું ગમાર થામાં; દોષ૦
વિવિધ ઉપાધિઓમાં, સુખી હોય કોક સોમાં;
દીનતા ભરી દશામાં, મન તું ગમાર થામાં; દોષ૦
સુખ દુઃખ જોઈ જોઈ, દિન રાત રોઈ રોઈ;
ધન-જનકાજ ધામાં, મન તું ગમાર થામાં; દોષ૦
તન બલ બુદ્ધિશાળી, વિનય વિવેકવાળી,
સમજણ જાય વામાં, મન તું ગમાર થામાં; દોષ૦
કેશવ કૃપાલુ હરિ, શોધી લે વિચાર કરી;
માણ તું પછી મજામાં, મન તું ગમાર થામાં. દોષ૦

## वनमाळीने न विसरवाविषे.

### भैरव.

*મન વીસરમાં [1]વનમાળી, મન વીસરમાં વનમાળી;
નટવરનાથવગરની વાતો, કરમાં કુટિલ નમાલી; મન૦
જેની સત્તા વગર જગતમાં, કોઈ ન વસ્તુ વહાલી;
ક્ષણ પણ જેના વગર લગારે, કોઈ ખૂણો નહિ ખાલી; મન૦
ધામ ધરા ધન જનને મેલી, ચતુર જવું છે ચાલી;
સ્વાર્થતણો સંબંધ બધાનો, તે આખર છે ખાલી; મન૦
વિષયભોગ સંભોગ વિષમ છે, તજ તે સાથે તાલી;
કેશવ હરિ ભજવાનું ભૂલી, શીદ ઘુંચવણી ઘાલી ? મન૦

## अभिमान तजवाविषे.

### काफी.

હવે તો હે મન મારા, તજ અંતર અભિમાન;
નિત્ય અસંગ રહી નિર્મલ તું, ધર હરિચરણે ધ્યાન; હવે૦

* આરંભ અંતમાં 'રે' નાખવો હોય તો ભલે. ૧. વિશ્વરચનારૂપ વનનો-માળી-રક્ષક-પાલક-પરમેશ્વર. લિ. કર્તા.

વિવિધ વિષયની વાત વિષે તું, ક્યાંહિ રખે કર કાન;
સાચવ શમ દમ શીલ સરલતા, મેળવ મોટપ માન; હવે૦
પરઉપકારવિષે કર પ્રીતિ, આપ દયાથી દાન;
જન્મ અફલ આ જાય અજાણે, ધૂળ ન કર તું ધાન; હવે૦
સાર નહિ સંબંધ બધામાં, ભૂલ અભાગી ન ભાન;
ક્યાંથી દિયે દૂધ દાળીએ તોપણ, બાંહથી બાપનું થાન; હવે૦
શાન્તપણું અમૃતરસ સાચો, પ્રેમ ધરી કર પાન;
કર કેશવ હરિચરણે ચોંપે, નિર્મલ એક નિશાન; હવે૦

---

## आ भवसागर तरी लेवाविषे.

### आशा—गोडी.

ચેત અચેત વિચાર કરી લે; આ ભવસાગર ભાઈ તરી લે.
મેલ મમત્વ વૃથા મરડામાં, અંધ બની અવળો અથડામાં; ચેત૦
કાલ કુટિલ આ જાય નકામો, પામ ન વાયલ કેમ વિસામો? ચેત૦
કામ કશાં ધન ધામ ન આવે, ભોગ વિલાસ ભમેલ ભમાવે; ચેત૦
પ્રેમ પરસ્પર સંપ સગાઈ, ભુંગળાં વગર ભજેછે ભવાઈ; ચેત૦
કેમ લબાડ તને લત લાગી? ઉંઘ ન આમ અબુદ્ધ અભાગી; ચેત૦
જન્મ સફલ કરવા કર પ્રીતિ, એજ સખા સુખકારક રીતિ; ચેત૦
કેશવલાલ કહે કર જોડી, વેશ ઘણાય રહી રાત થોડી; ચેત૦

---

## हठीली बुद्धिने मोटप मूकवाविषे बोध.

### काफी.

હઠીલી હે મતિ મારી, સમજ સલુણી સાર;
મદમાતી મેલી દે મોટપ, વિનવું વારંવાર. હઠીલી૦
આ શુભ યોગ ફરીથી દુર્લભ, તેમ અધિક અધિકાર;
કુટિલપણું તું કુટિલ તજી દે, ભૂલ ભરમ ને ભાર; હઠીલી૦
કાલ વૃથા વહિ જાય અજાણી, બલમાં વાગે બાર;
અવળા અલ્પ વિચાર તજી દે, આખર સર્વે અસાર; હઠીલી૦
અજર અમર ક્યાં કોઈ રહ્યું છે? જો તન જનના તાર;
પણ તું અજર અમર થા મુજમાં, લેશ લગાડ ન વાર; હઠીલી૦

ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારું ચારે કોર;
મોહ મત્સરે મરામાં, મન તું ગમાર થામાં; દોષ૦
આધિઓ અનેક રાખી, વ્યાધિઓ વિશેષ સાંખી;
હાય વોયમાં હણામાં, મન તું ગમાર થામાં; દોષ૦
વિવિધ ઉપાધિઓમાં, સુખી હોય કોક સોમાં;
દીનતા ભરી દશામાં, મન તું ગમાર થામાં; દોષ૦
સુખ દુઃખ જોઈ જોઈ, દિન રાત રોઈ રોઈ;
ધન-જનકાજ ધામાં, મન તું ગમાર થામાં; દોષ૦
તન બલ બુદ્ધિશાળી, વિનય વિવેકવાળી,
સમજણ જાય વામાં, મન તું ગમાર થામાં; દોષ૦
કેશવ કૃપાલુ હરિ, શોધી લે વિચાર કરી;
માણ તું પછી મજામાં, મન તું ગમાર થામાં. દોષ૦

---

## वनमालीने न विसरवाविषे.

### भैरव.

*મન વીસરમાં [1]વનમાળી, મન વીસરમાં વનમાળી;
નટવરનાથવગરની વાતો, કરમાં કુટિલ નમાલી; મન૦
જેની સત્તા વગર જગતમાં, કોઈ ન વસ્તુ વહાલી;
ક્ષણ પણ જેના વગર લગારે, કોઈ ખૂણો નહિ ખાલી; મન૦
ધામ ધરા ધન જનને મેલી, ચતુર જવું છે ચાલી;
સ્વાર્થતણો સંબંધ બધાનો, તે આખર છે ખાલી; મન૦
વિષયભોગ સંભોગ વિષમ છે, તજ તે સાથે તાલી;
કેશવ હરિ ભજવાનું ભૂલી, શીદ ઘુંચવણી ઘાલી? મન૦

---

## अभिमान तजवाविषे.

### काफी.

હવે તો હે મન મારા, તજ અંતર અભિમાન;
નિત્ય અસંગ રહી નિર્મલ તું, ધર હરિચરણે ધ્યાન; હવે૦

* આરંભ અંતમાં 'રે' નાખવો હોય તો ભલે. ૧. વિશ્વરચનારૂપ વનનો-માળી-રક્ષક-પાલક-પરમેશ્વર. લિ. કર્તા.

ચપલપણું રાખી ચળવળમાં, કરમાં રાખ કમાન;
આ સંસાર અસાર વિચારી, થા સ્થિર તારે સ્થાન;    લખુડી૦
બલમાં ને ખલમાં બંધાઇ, ઉધ્રડક કેમ [1]ઉધાન?
તારે હાથ બધું છે તોપણ, મેળવ કાં ન વિમાન?    લખુડી૦
આ તારૂં આ મારૂં કરમાં, છોડ અરે અભિમાન;
રાગ-દ્વેષવિષે વશ થામાં, ધર ગિરધરનું ધ્યાન;    લખુડી૦
નિર્મલ તું નામસુધા પીવા, કેમેય કરી માન;
કેશવ હરિને રાજી કરવા, આદર એજ વિધાન;    લખુડી૦

---

## *संसारनी क्षणिकता.

### काफी.

क्षणभंगुर સંસાર, નિરંતર ક્ષણભંગુર સંસાર.
આગળ અનુભવ થાય નયનથી, વાત ન લેશ ઉધાર;    નિં૦
ધામ ધરા ધન આદિક વૈભવ, ધાટાં આ ધરબાર;
પુત્ર કલત્ર મિત્રની મમતા, આખર સર્વ અસાર;    નિં૦
કામ ન આવે કાંઈ કરેલો, વિષયાદિકપર પ્યાર;
માંડ મળેલું આ માનવ તન, પડતાં નહિ પલ વાર;    નિં૦
સઘળું સ્વપ્ન અચલ નહિ કાંઈ, એ નિશ્ચય નિરધાર;
તે સારૂ સંકોચ વિસારી, અંતર રાખ ઉદાર;    નિં૦
સાર્થક કર સમજણ તું તારી, તજ સંતાપ અપાર;
આત્મસમાન ગણી અંતરમાં, કર પરનો ઉપકાર;    નિં૦
નીતિ ન્યાય ઉપર કર પ્રીતિ, વિનય વિવેક વધાર;
શમ-દમ સત્ય સહાયક સાથે, સજ સત્સંગ ગમાર;    નિં૦
ધર્મ કર્મ ને દાન દયા કર, આદર વસ્તુવિચાર;
હીરો હાથથકી હાર્યો તો, વશમો છે વ્યવહાર;    નિં૦
જન્મ-મરણનાં ભ્રમણતણો તું, ફેર ચડેલ ઉતાર;
કેશવ હરિને રાખ હૃદયમાં, એ સમજણનો સાર;    નિં૦

---

૧ ઉધાન એટલે ત્રણ પાયાવાળી અર્થાત્ ઠેકાણાવગરની.    લિ. કર્તા.
* સં. ૧૯૪૫, ફાગણ.

અવળામાં અવળું ફલ મારે, બોલ કહું બે ચાર;
સેવ્ય અને સેવક તો તુંમાં, ભૂલ ભમેલ સુધાર; હઠીલી૦
તું સુખવાળી તો હું સુખીઓ, સંશય નહિ નિર્ધાર;
ઓળખ તું તારા ઈશ્વરને, ભવભય સર્વે વિસાર; હઠીલી૦
શું દિઙ્મૂઢ અને તું બલમાં, એમ પમાય ન પાર;
તારામાં તલ્લીન થએલા, પ્રભુપર કર ઉપકાર. હઠીલી૦
તું તારૂં જો રૂપ તપાસી, સાવ ન હિમ્મત હાર;
કેમ રહી રીસાઈ રસીલી, પ્રાણઉપર કર પ્યાર. હઠીલી૦
જન્મ ધર્યાનું સફલપણું છે, વિનય વિવેક વિચાર;
કેશવ હરિમાં પ્રેમ વધારી, આનંદ પામ અપાર. હઠીલી૦

---

## जीभने शीखामण.

### १

### काफी.

*લખુડી લખ લખ કરમાં, ભજ ભાવે ભગવાન;
તર આવી છે તક આ તુંને, મેલ સલુણી માન. લખુડી૦
વિવિધ વિષયનાં વર્ણન વખતે, ભૂલ ન ભોળી ભાન;
નવ બોલ્યામાં નવ ગુણ એતું, કેમ ન સમજે સાન? લખુડી૦
ષડરસ ભોજન વિષમ વિસારી, કર હરિરસનું પાન;
અવસર જાય અરે આ અમથો, એજ ખરેખર જાન; લખુડી૦
પરનિંદા પિશુનાઈ પરી કર, લે તરવાનું તાન;
કૂડ કપટ છલ ભેદ ભમેલી, આખર નરક નિદાન; લખુડી૦
વિનય વિવેક ભરેલાં વચનો, છે પીયૂષસમાન;
ઇચ્છા હોય તને તો તેનું, દે લે પ્રતિદિન દાન; લખુડી૦
ગુણસાગર નટવરનું નિશદિન, ગુણિયલ કરને ગાન;
સારૂં નરસું સર્વ સુણે છે, કેશવ હરિના કાન; લખુડી૦

### २

### काफी.

લખુડી લખલખ કરમાં, ભજ ભાવે ભગવાન;
મર્યાદા મેલી મમતીલી, ધૂળ કરે શું ધ્યાન? લખુડી૦

---

* લખુડી=વાંદરી-એવી છલ, વાંદરાના જેવી અટકચાળી.

ચપલપણું રાખી ચળવળમાં, કરમાં રાખ કમાન;
આ સંસાર અસાર વિચારી, થા સ્થિર તારે સ્થાન; લખુડી૦
બલમાં ને ખલમાં બંધાઇ, ઉધડક કેમ [1]ઉધાન?
તારે હાથ બધું છે તોપણ, મેળવ કાં ન વિમાન? લખુડી૦
આ તારૂં આ મારૂં કરમાં, છોડ અરે અભિમાન;
રાગ-દ્વેષવિષે વશ થામાં, ધર ગિરધરનું ધ્યાન; લખુડી૦
નિર્મલ તું નામસુધા પીવા, કેમેય કરી માન;
કેશવ હરિને રાજી કરવા, આદર એજ વિધાન; લખુડી૦

---

## *संसारनी क्षणिकता.

### काफी.

ક્ષણભંગુર સંસાર, નિરંતર ક્ષણભંગુર સંસાર.
આગળ અનુભવ થાય નયનથી, વાત ન લેશ ઉધાર; નિ૦
ધામ ધરા ધન આદિક વૈભવ, ધાટાં આ ઘરબાર;
પુત્ર કલત્ર મિત્રની મમતા, આખર સર્વ અસાર; નિ૦
કામ ન આવે કાંઈ કરેલો, વિષયાદિકપર પ્યાર;
માંડ મળેલું આ માનવ તન, પડતાં નહિ પલ વાર; નિ૦
સઘળું સ્વપ્ન અચલ નહિ કાંઈ, એ નિશ્ચય નિરધાર;
તે સારૂ સંકોચ વિસારી, અંતર રાખ ઉદાર; નિ૦
સાર્થક કર સમજણ તું તારી, તજ સંતાપ અપાર;
આત્મસમાન ગણી અંતરમાં, કર પરનો ઉપકાર; નિ૦
નીતિ ન્યાય ઉપર કર પ્રીતિ, વિનય વિવેક વધાર;
શમ-દમ સત્ય સહાયક સાથે, સજ સત્સંગ ગમાર; નિ૦
ધર્મ કર્મ ને દાન દયા કર, આદર વસ્તુવિચાર;
હીરો હાથથકી હાર્યો તો, વશમો છે વ્યવહાર; નિ૦
જન્મ-મરણનાં ભ્રમણતણો તું, ફેર ચડેલ ઉતાર;
કેશવ હરિને રાખ હૃદયમાં, એ સમજણનો સાર; નિ૦

---

[1] ઉધાન એટલે ત્રણ પાયાવાળી અર્થાત્ ઠેકાણાવગરની. લિ. કર્તા.
* સં. ૧૯૪૫, ફાગણ.

## अंते कांई न होवाविषे.

### मराठी चालनी शास्त्री.

આખર કાંઈ નથી, મન તું હાય મરે ન મથી. ટેક.
કામ કશાં ધન ધામ ન આવે, હાથી હય રથ હાંડી;
બાગ બગીચા મ્હેલ મજાના, ઘરની ઘોડાગાડી; આખર૦
પુત્ર કલત્ર મિત્ર માયાળુ, સગાં સહોદર શાણા;
ચાકર શેઠ રંક ને રાણા, તારાથી ઉભરાણા; આખર૦
કલ્પિત વિષય બનાવી તેમાં, પરવશ થઇ પરવરમાં;
ભવના ભાવવિષે શું ભટકે, મર તારા મંદિરમાં; આખર૦
સાચું જે સમજાય જગત આ, તે મૃગજલના જેવું;
સગપણ બગપણ શું સમજાવે, નવડે મીંડે નેવું; આખર૦
મૂલ વગર મોટી મમતાએ, આ સંસાર રચાયો;
શોધ્યા કર સો વરસો તોપણ, પ્રકટ જણાય ન પાયો; આખર૦
વાયુના બાચકા ભર્યાથી, કાંઈ ન કરમાં આવે;
મારા તારામાં મરડાઈ, શું ધમસાણ મચાવે? આખર૦
શોક હર્ષને રોક હઠીલા, રાચ ન રાગતરંગે;
કેશવ હરિને ભજ ભાવેથી, સંચરતાં સત્સંગે; આખર૦

---

## मनने सुधरवानो बोध.

### खमाच.

માંડ તું મન મારા સુધરવા.—
સુધરવા સુધરવા સુધરવા સુધરવા, માંડ તું૦
ફોકટ જન્મ ગુમાવ શું કરવા? માંડ તું મન મારા સુધરવા.
વિષયાદિકના વેગ વિસરવા, આ કારાગ્રહમાંહિ ઉગરવા; માંડ૦
નૌતમ તરણી ભવજલ તરવા, હાથ ચડી શી બીજી પરવા? માંડ૦
મેલ છકેલ છેલ છોકરવા, ફાંફાં મારી ક્યાં જા ફરવા? માંડ૦
બંધન ભવસાગરનું હરવા, કેશવ હરિના છે ગુણ ગરવા; માંડ૦

---

## संसारमां सार विचारवाविषे.

### माढ अथवा मेवाडो.

સંસારમાં શો સાર તે વિચાર તો કરો.
ફસાઇને આ ફંદમાં શું ફૂલતા ફરો? સં૦ ટેક.
ધન જન યૌવન કામ ન આવે આ ધરણી ને ધામ;
કરીએ કોટિ ઉપાય તથાપિ, કોય ન સુધરે કામ; રે વિ૦
સંબંધે સંતાપ અને સં-કોચે મન મુંઝાય;
ધાર્યું થાય ન કાંઈ બરાબર, કાલ વૃથા વહિ જાય; રે વિ૦
જન્મ અમૂલ્ય મળ્યો તે જાતે, ખાંતે અફલ કરાય;
તરણી તૂટે તો શી રીતે, ભવસાગર ઉતરાય; રે વિ૦
મારૂં તારૂં એવી મમતા, બહુ મારેછે માર;
પ્રાણ પરોણા થાય ભલે પણ, કોઇ કરે નહિ વાર; રે વિ૦
ધસડાયા બહુ અંધ બનીને, વૃદ્ધ તરુણ ને બાલ;
નજરે જોતાં પણ નહિ સૂજે, કેવી થાશે કાલ; રે વિ૦
અજર અમર કો' કોણ રહ્યું છે? કોની રહી છે વાત?
ધામ ધરાદિક હોત અચલ તો, શોક શું કરવા થાત? રે વિ૦
સુખ-સંતોષ વધારો વ્હાલા, મેલી મનનું માન;
ધીરજ કેમ રહેછે તમને, આ તન રાંધ્યું ધાન; રે વિ૦
ક્ષણભંગુર તન શું લઈ જાવું, સાચી એક સુવાસ;
તેમ છતાં નરકે જાશો તો, થાશે નરકનિવાસ; રે વિ૦
સારૂં માઠું સર્વ બતાવે, નજરે સઘળો લોક;
જે કરવું તે પોતે કરવું, શું કરી આપે કોક; રે વિ૦
શોધો શાણા કેશવ હરિને, દૂર કરીને દોષ;
સાર સમજશો તો અંતરમાં, થાશે સુખ સંતોષ; રે વિ૦

---

## मरण पछी कांई न बने तेविषे.

### माढ.

વીંચાતાં આખર આંખ રે, કાંઈ નહિ બને.
અંતે અરે શો સાર તે, વિચારજો મને. ટેક.

માંડ મળ્યું છે આ તન તમને, ચેતો ચતુર સુજાણ;
આગળ પાછળ એમજ રે'* છે, પોઢી જાતાં પ્રાણ;— રે વિ૦
ધન-જોબન અહીંઆં રે'વાનાં, આ તનનું પણ તેમ;
મ્હોબત સોબત સાર વિનાની, અવળું થાતાં એમ:- રે વિ૦
રંગ તરંગે શું રાચો છો, ધન જોબન છે ધૂળ;
પ્રેમ અને પરિચય પોતાનો, તે બંધનનું મૂલ;— રે વિ૦
સુત દારા સંપત છે કોનાં? કોનાં આ ઘરબાર?
સંબંધ સ્વાર્થે બંધાઈ, દે છે દુઃખ અપાર;— રે વિ૦
કરવાનું તે આજ કરી લ્યો, કોણે દીઠી કાલ;
જે દેખો બીજાના જાતે, તે આપણના હાલ;— રે વિ૦
કોણ અને શા કાજે આવ્યા, ક્યાં જાવાનું એમ;
શું કીધું ને શું કરવાનું, ધન્ય થવાશે કેમ;— રે વિ૦
વારંવાર મળે નહિ વ્હાલા, આ માનવનો દેહ;
શુભ સંયોગ અવર પણ એમાં, કાંઈ નથી સંદેહ;— રે વિ૦
માંડો ઉદ્યમ કરવા એવો, સુખ સંતોષ પમાય;
આધિ વ્યાધિ વધારે એવાં, જન્મ-મરણ પણ જાય; રે વિ૦
શોધો કેશવ હરિને હેતે, તો થાશે કલ્યાણ;
નહિ તો શું સમજાવું ઝાઝું, બુડ્યાં બારે વ્હાણ;— રે વિ૦

---

## ज्ञानविना सुख नथी.

### *झींझोटी.

સમજ વિના કેમ સખા સુખ થાય? ટેક.
આ મારૂં આ તારૂં કરતાં, તન અલ બુદ્ધિ હરાય;
પોતાને હાથે સહુ પોતે, બેલ બની બંધાય; સ૦
પ્રેમ અને પરિચય પોતાનો, ક્યાંહિ ન થાય સહાય;
ક્યાં સાચું વચમાંથી વશમું, સગપણ જ્યાં સંધાય; સ૦
તાપ ત્રિવિધથી તન મન તપતાં, રાત દિવસ રંધાય;
હાલ અલૌકિક ખેલ બન્યો છે, પાર કશો ન પમાય; સ૦

---

* માલકોસ વગેરેમાં પણ ગવાય છે. સં. ૧૯૪૫, અશાડ.

જાણી જોઇ જવાઈ તણાતા, માનવ હાય મરાય;
રંગ તરંગ બધા અંતરના, તે અમથા ઉભરાય; સ૦
રાગ-દ્વેષ હર્ષ ને શોકે, નયને નીર ભરાય;
મનમાંથી જો સર્વે મટે તો, શોક સમગ્ર સમાય; સ૦
વારંવાર મળે નહિ આવાં, આ તન જોબન કાય;
કેશવ હરિને હાથ કરી લે, કાલ વૃથા વહી જાય; સ૦

---

## क्षणभंगुर संसारमांथी सार शोधी लेवाविषे.

સાર શોધી લે ક્ષણભંગુર આ સંસારમાં રે.
આ સંસારમાં રે, બહુ ધરબારમાં રે;— સાર૦
ધન જન જોબન માંડ મળ્યાં છે, ભૂલ ન ભૂંડા ભારમાં રે; સાર૦
તન બલ બુદ્ધિ સહાય સરસ છે, વાર કરે શું વિચારમાં રે; સાર૦
અંતર આધિ વ્યાધિ ઉપાધિ, મરણ-જન્મના મારમાં રે; સાર૦
મારૂં તારૂં કાં કર મૂરખ, મરમાં કામવિકારમાં રે; સાર૦
વિષયાદિકના અધમ રસોમાં, તું સુખ સાચું ધારમાં રે; સાર૦
માનવજન્મ મણિ છે મોંઘો, હોડવડે તે હારમાં રે; સાર૦
પર ઉપકાર કરી લે પ્રીતે, નીતિની રીતિ વિસારમાં રે; સાર૦
જોડી દે મન મોહ વિસારી, કેશવ જગદાધારમાં રે; સાર૦

---

## घर मेलीने बहार न दोडवाविषे.

### देशी.

ઘર મેલીને, જોવાને શું દોડ બહાર વધારે;
જાણી જોઈ, કેમ અપાર વિવેકવિચાર વિસારે?
જે બ્હાર બધું તે છે ઘરમાં, પોતામાં તેજ રહ્યું પરમાં,
ફોકટ ફાંફાં મારી ફરમાં;-ઘર મેલીને૦
વ્યવહાર અને લેવું દેવું, ઘરમાં જે જે જોયા જેવું,
સમજી લે તું સઘળે તેવું;—ઘર મેલીને૦
ધારેછે ક્યાં તું ધાવાનું, ઘર ફીટેથી ઘર જાવાનું,
બહુ દુઃખપરાયણ થાવાનું;—ઘર મેલીને૦

લેવાને બદલે બહુ ખોયું, એવું તેં બીજેથી જોયું,
અમૃત મેલીને વિષ ડોહ્યું;—ઘર મેલીને૦
ભણવા ગણવાનું છે ઘરમાં, ભ્રમમાં અવળાં પગલાં ભરમાં,
પરબારો બીજે પરવરમાં;—ઘર મેલીને૦
ઘર જાણે તે સઘળું જાણે, નહિ નાણે તે ન કશું જાણે,
ઠરને તું તારે ઠેકાણે;—ઘર મેલીને૦
પરદેશવિષે પ્રેમી થાવા, દોડે છે દેશ તજી જાવા,
તે છે ભર દરિઆમાં ઝાવાં;—ઘર મેલીને૦
બહુ શોધ્ય વિરોધ બધો ઘરમાં, ઘરમાં છે તે કયાં છે પરમાં,
પોતાનું પણ તું પરહરમાં;—ઘર મેલીને૦
પ્હેલાં ઘરબાર સુધારી લે, અનુભવથી વાત વિચારી લે,
ઘરમેળે ઘરને તારી લે;—ઘર મેલીને૦
કેશવ હરિ હાથ ચડે ઘરમાં, તું અન્ય વિચારવિષે પડમાં,
અમથો અણસમજુ આથડમાં;—ઘર મેલીને૦

---

## थएली भूल न मटवाविषे.

### राग माढ.

ભારે થઈ જે ભૂલ તે ટાળી નહિ ટળે.
હાથે થકી છૂટી બલા વાળી નહિ વળે:— ભા૦
ભૂલ સમજતાં ભૂલ કરે તે, શું સમજે દિનરાત;
મૂર્ખ અને વિદ્વાનજનોની, નોખી સઘળી વાત;-રે ટાળી૦
શું કહીએ સંચિતની વાતો, એતો આડો આંક;
કાયર થાય કુશલ પણ એમાં, તેમાં કોનો વાંક;-રે ટાળી૦
ભૂલ કરે વિદ્વાન ભલે પણ, મૂર્ખ ન કરશો કોય;
વિદ્વાનોના પંથ વિષમ છે, ભૂલ કરે છે તોય;-રે ટાળી૦
વિદ્વાનોની ભૂલ અવરને, થાય સુબોધક રૂપ;
એની ભૂલ અવર નહિ જાણે, અવર રહો ચૂપચૂપ;-રે ટાળી૦
ભૂલ બરાબર સમજે તે તો, ભૂલ કરે તો ઠીક;
ભૂલ ન સમજે તે ભૂલે તો, શી બીજી છે બીક?-રે ટાળી૦
ભૂલે ભૂલે ફેર જગતમાં, સમજે ચતુર સુજાણ;
નહિ સમજે તેવાને ભૂલો, દુઃખતણી છે ખાણ;-રે ટાળી૦

કેશવ હરિની હોય કૃપા તો, ભૂલ કદાપિ ન હોય;
ભૂલો તો તે ભૂલ સુધરવા, પાછલ ન રહો કોય;-રે ટાળી૦

## भूलविषे.

### राग माढ.

ભૂલ્યા વિના ભૂલ્યા છિયે એવું ન માનીએ;
નિશ્ચે ન બાંધી બેસીએ, નામે નિશાનીએ: ભૂલ્યા૦
ભૂલતણું શું રૂપ અને તે, કોને ક્યારે થાય?
એમ તપાસી જોતાં જાતે, સંશય સર્વે જાય;—રે નામે૦
અંતર નિર્મલ હોય નિરંતર, તો ભાગેછે ભૂલ;
દોષ હૃદયનો દીનજનોને, છે બંધનનું મૂલ;—રે નામે૦
ભૂલ સુધારો ભવસાગરમાં, છે અંતરનો ભેદ;
પોતાનું અંતર પોતાને, આમ કરે છે કેદ;—રે નામે૦
ભૂલવિષે જે ભૂલ સમજવી, ક્યાં છે તે વિપરીત?
ભૂલ વિના પણ ભૂલ સમજવી, એ ઉંધી છે રીત;—રે નામે૦
ક્યાં કોણે ક્યારે દીઠું છે, કો' આકાશે ફૂલ?
વિનય-વિવેકવિના છે આખર, સમજણ સઘળી ધૂળ;-રે નામે૦
કેશવ હરિને ભાવે ન ભજ્યા, એજ ખરેખર ભૂલ;
વાત પડે મારી જો ખોટી, તો મસ્તક છે ફૂલ;—રે નામે૦

## मतिने मनाववाविषे.

### * काफी.

વશ થા મતિ વ્હેલી વ્હેલી રે,-જાવું છે ધન જન મેલી રે: વશ૦
ધામ ધરાદિક કામ ન આવે, બાગ બગીચા બેલી રે; વશ૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, દે ઠાલાને ઠેલી રે; વશ૦
અહીં રે'શે અંતે આ તારી, રચના સર્વ રચેલી રે; વશ૦
વિષજેવા આ વિષમ વિષયમાં, ખેલ ઘણા તું ખેલી રે; વશ૦
શું આમાં તારૂં તું દેખે, હે પામરમાં પ્હેલી રે; વશ૦

* તાલ દીપચંદી. દેશ રાગમાં પણ ગવાયછે; અને ભોજા ભગતના ચાબખામાં તથા રાસડામાં પણ ચાલેછે. સં. ૧૯૪૬.

લેવાને બદલે બહુ ખોયું, એવું તેં બીજેથી જોયું,
અમૃત મેલીને વિષ ટોયું;—ઘર મેલીને૦
ભણવા ગણવાનું છે ઘરમાં, ભ્રમમાં અવળાં પગલાં ભરમાં,
પરબારો બીજે પરવરમાં;—ઘર મેલીને૦
ઘર જાણે તે સઘળું જાણે, નહિ નાણે તે ન કશું જાણે,
કરને તું તારે ઠેકાણે;—ઘર મેલીને૦
પરદેશવિષે પ્રેમી થાવા, દોરે છે દેશ તજી જાવા,
તે છે ભર દરિઆમાં ઝાવાં;—ઘર મેલીને૦
બહુ શોધ વિરોધ બધો ઘરમાં, ઘરમાં છે તે ક્યાં છે પરમાં,
પોતાનું પણ તું પરહરમાં;—ઘર મેલીને૦
પ્હેલાં ઘરઘાટ સુધારી લે, અનુભવથી વાત વિચારી લે,
ઘરમેળે ઘરને તારી લે;—ઘર મેલીને૦
કેશવ હરિ હાથ ચડે ઘરમાં, તું અન્ય વિચારવિષે પડમાં,
અમથો અણસમજુ આથડમાં;—ઘર મેલીને૦

---

## थएली भूल न मटवाविषे.

### राग माढ.

ભારે થઈ જે ભૂલ તે ટાળી નહિ ટળે.
હાથે થકી છૂટી બલા વાળી નહિ વળે:— ભા૦

ભૂલ સમજતાં ભૂલ કરે તે, શું સમજે દિનરાત;
મૂર્ખ અને વિદ્વાનજનોની, નોખી સઘળી વાત;-રે ટાળી૦
શું કહીએ સંચિતની વાતો, એતો આડો આંક;
કાયર થાય કુશલ પણ એમાં, તેમાં કોનો વાંક;-રે ટાળી૦
ભૂલ કરે વિદ્વાન ભલે પણ, મૂર્ખ ન કરશો કોય;
વિદ્વાનોના પંથ વિષમ છે, ભૂલ કરે છે તોય;-રે ટાળી૦
વિદ્વાનોની ભૂલ અવરને, થાય સુબોધક રૂપ;
એની ભૂલ અવર નહિ જાણે, અવર રહો ચૂપચૂપ;-રે ટાળી૦
ભૂલ બરાબર સમજે તે તો, ભૂલ કરે તો ઠીક;
ભૂલ ન સમજે તે ભૂલે તો, શી બીજી છે બીક?-રે ટાળી૦
ભૂલે ભૂલે ફેર જગતમાં, સમજે ચતુર સુજાણ;
નહિ સમજે તેવાને ભૂલો, દુઃખતણી છે ખાણ;-રે ટાળી૦

કેશવ હરિની હોય કૃપા તો, ભૂલ કદાપિ ન હોય;
ભૂલો તો તે ભૂલ સુધરવા, પાછલ ન રહો કોય;—રે ટાળી૦

## भूलविषे.

### राग माढ.

ભૂલ્યા વિના ભૂલ્યા છિયે એવું ન માનીએ;
નિશ્ચે ન બાંધી બેસીએ, નામે નિશાનીએઃ ભૂલ્યા૦
ભૂલતણું શું રૂપ અને તે, કોને કયારે થાય?
એમ તપાસી જોતાં જાતે, સંશય સર્વે જાય;—રે નામે૦
અંતર નિર્મલ હોય નિરંતર, તો ભાગેછે ભૂલ;
દોષ હૃદયનો દીનજનોને, છે બંધનનું મૂલ;—રે નામે૦
ભૂલ સુધારો ભવસાગરમાં, છે અંતરનો ભેદ;
પોતાનું અંતર પોતાને, આમ કરે છે કેદ;—રે નામે૦
ભૂલવિષે જે ભૂલ સમજવી, કયાં છે તે વિપરીત?
ભૂલ વિના પણ ભૂલ સમજવી, એ ઉંધી છે રીત;—રે નામે૦
કયાં કોણે કયારે દીઠું છે, કો' આકાશે ફૂલ?
વિનય-વિવેકવિના છે આખર, સમજણ સઘળી ધૂળ;—રે નામે૦
કેશવ હરિને ભાવે ન ભજ્યા, એજ ખરેખર ભૂલ;
વાત પડે મારી જો ખોટી, તો મસ્તક છે ડૂલ;—રે નામે૦

## मतिने मनाववाविषे.

### * काफी.

વશ થા મતિ વ્હેલી વ્હેલી રે,—જાવું છે ધન જન મેલી રેઃ વશ૦
ધામ ધરાદિક કામ ન આવે, બાગ બગીચા બેલી રે; વશ૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, દે ઠાલાને ઠેલી રે; વશ૦
અહીં રે'શે અંતે આ તારી, રચના સર્વ રચેલી રે; વશ૦
વિષજેવા આ વિષમ વિષયમાં, ખેલ ઘણા તું ખેલી રે; વશ૦
શું આમાં તારૂં તું દેખે, હે પામરમાં પ્હેલી રે; વશ૦

* તાલ દીપચંદી. દેશ રાગમાં પણ ગવાયછે; અને ભોજા ભગતના ચાબખામાં તથા રાસડામાં પણ ચાલેછે. સં. ૧૯૪૬

લેવાને બદલે બહુ ખોયું, એવું તેં બીજેથી જોયું,
અમૃત મેલીને વિષ ડોહ્યું;—ઘર મેલીને૦
ભણવા ગણવાનું છે ઘરમાં, ભ્રમમાં અવળાં પગલાં ભરમાં,
પરબારો બીજે પરવરમાં;—ઘર મેલીને૦
ઘર જાણે તે સઘળું જાણે, નહિ નાણે તે ન કશું જાણે,
ઠરને તું તારે ઠેકાણે;—ઘર મેલીને૦
પરદેશવિષે પ્રેમી થાવા, દોડે છે દેશ તજી જાવા,
તે છે ભર દરિઆમાં ઝાવાં;—ઘર મેલીને૦
બહુ શોધ વિરોધ બધો ઘરમાં, ઘરમાં છે તે કયાં છે પરમાં,
પોતાનું પણ તું પરહરમાં;—ઘર મેલીને૦
પ્હેલાં ઘરઘાટ સુધારી લે, અનુભવથી વાત વિચારી લે,
ઘરમેળે ઘરને તારી લે;—ઘર મેલીને૦
કેશવ હરિ હાથ ચડે ઘરમાં, તું અન્ય વિચારવિષે પડમાં,
અમથો અણસમજુ આથડમાં;—ઘર મેલીને૦

---

## थएली भूल न मटवाविषे.

### राग माढ.

ભારે થઈ જે ભૂલ તે ટાળી નહિ ટળે.
હાથે થકી છૂટી બલા વાળી નહિ વળે:— ભા૦
ભૂલ સમજતાં ભૂલ કરે તે, શું સમજે દિનરાત;
મૂર્ખ અને વિદ્વાનજનોની, નોખી સઘળી વાત;–રે ટાળી૦
શું કહીએ સંચિતની વાતો, એતો આડો આંક;
કાયર થાય કુશલ પણ એમાં, તેમાં કોનો વાંક;–રે ટાળી૦
ભૂલ કરે વિદ્વાન ભલે પણ, મૂર્ખ ન કરશો કોય;
વિદ્વાનોના પંથ વિષમ છે, ભૂલ કરે છે તોય;–રે ટાળી૦
વિદ્વાનોની ભૂલ અવરને, થાય સુબોધક રૂપ;
એની ભૂલ અવર નહિ જાણે, અવર રહો ગૂપચૂપ;–રે ટાળી૦
ભૂલ બરાબર સમજે તે તો, ભૂલ કરે તો ઠીક;
ભૂલ ન સમજે તે ભૂલે તો, શી બીજી છે બીક?–રે ટાળી૦
ભૂલે ભૂલે ફેર જગતમાં, સમજે ચતુર સુજાણ;
નહિ સમજે તેવાને ભૂલો, દુઃખતણી છે ખાણ;–રે ટાળી૦

કેશવ હરિની હોય કૃપા તો, ભૂલ કદાપિ ન હોય;
ભૂલો તો તે ભૂલ સુધરવા, પાછલ ન રહો કોય;–રે ટાળી૦

## भूलविषे.

### राग माढ.

ભૂલ્યા વિના ભૂલ્યા છિયે એવું ન માનીએ;
નિશ્ચે ન બાંધી બેસીએ, નામે નિશાનીએઃ ભૂલ્યા૦
ભૂલતણું શું રૂપ અને તે, કોને કયારે થાય?
એમ તપાસી જોતાં જાતે, સંશય સર્વે જાય;—રે નામે૦
અંતર નિર્મલ હોય નિરંતર, તો ભાગેછે ભૂલ;
દોષ હૃદયનો દીનજનોને, છે બંધનનું મૂલ;—રે નામે૦
ભૂલ સુધારો ભવસાગરમાં, છે અંતરનો ભેદ;
પોતાનું અંતર પોતાને, આમ કરે છે કેદ;—રે નામે૦
ભૂલવિષે જે ભૂલ સમજવી, કયાં છે તે વિપરીત?
ભૂલ વિના પણ ભૂલ સમજવી, એ ઉંધી છે રીત;—રે નામે૦
કયાં કોણે કયારે દીઠું છે, કો' આકાશે ફૂલ?
વિનય-વિવેકવિના છે આખર, સમજણ સઘળી ધૂળ;–રે નામે૦
કેશવ હરિને ભાવે ન ભજ્યા, એજ ખરેખર ભૂલ;
વાત પડે મારી જો ખોટી, તો મસ્તક છે ફૂલ;—રે નામે૦

## मतिने मनाववाविषे.

### * काफी.

વશ થા મતિ વ્હેલી વ્હેલી રે,–જાવું છે ધન જન મેલી રેઃ વશ૦
ધામ ધરાદિક કામ ન આવે, બાગ બગીચા બેલી રે; વશ૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, દે ઠાલાને ઠેલી રે; વશ૦
અહીં રે'શે અંતે આ તારી, રચના સર્વ રચેલી રે; વશ૦
વિષજેવા આ વિષમ વિષયમાં, ખેલ ઘણા તું ખેલી રે; વશ૦
શું આમાં તારૂં તું દેખે, હે પામરમાં પ્હેલી રે; વશ૦

* તાલ દીપચંદી. દેશ રાગમાં પણ ગવાયછે; અને ભોજા ભગતના ચાબખામાં તથા રાસડામાં પણ ચાલેછે. સં. ૧૯૪૬

સ્વપ્ન અને મૃગજલના જેવા, રતિરંગે શું રેલી રે? વશ૦
કેમ ચડી છે પેકટ પૂંઠે, વાટે ઘાટે ઘેલી રે; વશ૦
જન્મ-મરણુ મટવાની રીતિ, સમજાવું બહુ સ્હેલી રે; વશ૦
વિનય વિવેક વિચાર વિસારી, છડમાં છેક છકેલી રે; વશ૦
મારૂં તારૂં તું મેલીને, પ્રભુચરણે થા ચેલી રે; વશ૦
તોડી દે તું તત્ત્વવિચારે, હુંપદ-રાશ રસેલી રે; વશ૦
શમ દમ સાધન હાથ કરી લે, ભૂલ ન ભૂલભરેલી રે; વશ૦
કેશવ હરિને ભજ ભાવેથી, છોડ ન આ તક છેલી રે; વશ૦

---

## विचारी जोवाथी सघळुं समजाय.

### * भरथरीने रागे.

વેગે વિચાર કરી જુઓ, સાચું તો સમજાયજી;
શોધક વૃત્તિથી સાનમાં, અંતે અનુભવ થાયજી. વેગે૦
ધામ ધરા ધન ધૂળ છે, મેલી જાવું મસાણુજી;
બાગ બંગીચા વૃથા બધા, ભોગ રોગની ખાણુજી; વેગે૦
વગ સગ સંબંધ બાંધિએ, તે પણ આવે ન કામજી;
વેળા ગઈ તે વળે નહિ, દીધે અગણિત દામજી; વેગે૦
ક્ષણભંગુર સંસારમાં, તન પડતાં ન વારજી;
ખબર પડે નહિ કોઇને, કેવું પડશે સ્હવારજી; વેગે૦
કયાં કોણ કોઇનું કોઇ છે? કોણ કોનું સહાયજી;
કાલ વૃથા કાઢવા વિના, કયારે કો' શું કરાયજી; વેગે૦
આધિ ઉપાધિ વ્યાધિથી, તન જાય તવાઈજી;
માન મમત્વવિષે મુવા, ભારે નીચી ભવાઈજી; વેગે૦
જન્મ જરા ને મરણુની, ધાટી છે ઘટમાળજી;
આશા બધી અળગી રહે, કાલ પડતાં અકાલજી; વેગે૦
દાનવ માનવ દેવનાં, કયાં છે નામ નિશાનજી;
સૂતા ઘણા સોડ તાણીને, મૂકી માન ગુમાનજી; વેગે૦
જન્મ ગયો તે નહિ મળે, જીવિતનું પણ તેમજી;
અજર અમર કોઈ છે નહિ, થાય અનુભવ એમજી; વેગે૦

---

* 'જી' કાઢી નાંખીને રામગ્રી વગેરે ઘણા રાગમાં ગવાય છે. સં. ૧૯૪૬.

શમ-દમ શાસ્ત્રવિચારનું, ભૂલી જાવું ન ભાનજી;
શોક વિસારો સર્વદા, સુખનું એજ નિદાનજી; વેગે૦
પ્રભુ ભજવા શુભ ભાવથી, કરી વિનય વિચારજી;
માનવ તન મળવા તણો, એ છે ઉત્તમ સારજી; વેગે૦
જપ તપ વ્રત શુભ સાધને, રાખી હૃદય વિશાલજી;
કેશવ હરિને ઓળખો, વૃદ્ધ તરુણ ને બાલજી; વેગે૦

---

## *तारनुं तूटवुं.

### भजन.

તૂટ્યો મારો તંબુરાનો તાર-
ભજન અધુરૂં રે, રહ્યું ભગવાનનું. તૂટ્યો૦
એક તૂટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિ હવે જીવજી;
પારા પડ્યા પોચા રે, નખલીયું નામનું; તૂટ્યો૦
તરણુ પડી છે રે બાતલ તુંબડે,
લાગે નહિ ફૂટી જતાં વાર;
ખૂંટીનું ખેંચાવું રે, કાંઈ ન કામનું; તૂટ્યો૦
રંગ ચડેલો કાચો રે, કહો તે કેમ રહે?
ઘોડી ઘણી પોચી પડી જાય;
ખેલ બગડતાં ખાસો રે, ભાન ન તાનનું; તૂટ્યો૦
સ્વર મેળવીએ શેમાં રે, તાલ બેતાલ છે,
ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ;
બંધ થયું છે બારૂં રે, હરિરસપાનનું; તૂટ્યો૦
ખરચી હવે ખૂટી રે બૂટી હવે બીજી નથી,
હરિ હવે ઝાલો તમે હાથ;
કહુંછું કામ ન મારે રે, ધનજન ધામનું; તૂટ્યો૦

---

* ૧૯૪૫માં લખેલી તે આજે ઉતારી. સં. ૧૯૪૬ના ફાગણ. આમાં અક્ષરોની વધઘટ બહુ રહેછે અને તે ચાલી પણ શકેછે. પ્હેલી કડી મને બહુ ગમે છે. લિ. કર્તા.

કેશવ હરિની કરણી રે કોઈ ન જાણી શકે;
વાણી મન પાછાં વળી જાય;
બલ ચાલે નહિ એમાં રે; મહા બલવાનનું; તૂટ્યો૦

---

## माया मूकवामाटे मनने शिखामण.

### होरि.

મેલ મૂરખ હે મન માયા, માયામાંહિ મુવા દોઢડાહ્યા;- મેલ૦
આ ધન ધામ ધરા સુત સંપત, આ જનની જન જાયા;
ભાઈ જમાઈ સગાઈ સકલની, આ સુખકારક કાયા;
માની એમ કૈક મરાયા;— મેલ૦
કલેશ કુસંપ કરી મમતામાં, અહીં આટેઘડ ધાયા;
વિનય વિવેક વિચાર વગરના, કેવલ બંધ કમાયા;
ભૂલી ભાઠમાંહી ભરાયા; મેલ૦
ધન યૌવનમાં ધૂળ ઘાલતાં, જે શઠ નહિ શરમાયા;
પાપતણા પડતા અતિ તાપે, તે પામર કરમાયા;
સદા દીન દુઃખે દબાયા;- મેલ૦
કામ ક્રોધ લોભ મદ મત્સર, તૃષ્ણાતરંગે તણાયા;
ભૂખ તરશ ભય આદિક ભાવો, એ પરધર્મ વરાયા;
એથી કૈક અતિ અકળાયા;- મેલ૦
મિથ્યા મૃગજલરૂપ જગતમાં, રાત દિવસ રઘવાયા;
રાગદ્વેષ હર્ષ ને શોકે, ઘાયલ કૈક ઘવાયા;
ત્રિવિધ તાપમાંહિ તવાયા;- મેલ૦
સંપ-સરલતા-નીતિસરોવર, જે નિર્ગુણ થઈ નાહ્યા;
વિશ્વતણા વસમા વિષજેવા, જેને નથી વા વાયા;
તેઓ સુખમાંહિ સમાયા;- મેલ૦
મેલ મમત્વ ફરી નહિ આવે, આ ધન યૌવન કાયા;
કલ્પલતા કેશવ હરિ શોધી, લે શીતલ સુખ છાયા;
તો તો દિન સર્વ સવાયા;- મેલ૦

---

## जीव पंखीने बोध.

### * सारंगी छंदनी चाल.

ઓચીંતો ઉડી જાવાનો, પંખી પિંજર મેલી રે;
સૂતો શું સંભાર સમયને, વાત છતી છે છેલી રે: ઓચીંતો૦
આવ્યો ક્યાંથી ક્યાં જાવાનો, ખબર પડે નહિ એવી રે;
એક તજી બીજે જાવાનો, વાય વડો છે વેની રે; ઓચીંતો૦
પંત્યાળું માન્યું પોતાનું, અણગમતું તે થાશે રે;
અધવચ્ચ રખડાવીને અંતે, ભટકી ક્યાંહી ભરાશે રે; ઓચીંતો૦
પિંજર પંખીહીન થવાથી, અડતાં સહુ અભડાશે રે;
મોંઘામાં મોંઘુ માનેલું પણ, તરણાતુલ્ય ગણાશે રે; ઓચીંતો૦
રંગ રૂપ ચંચલતા તેની, અન્તે મિથ્યા થાશે રે;
પાછળથી સંઘરતાં પલ પણ, દુર્ગંધે ગંધાશે રે; ઓચીંતો૦
રાખ કરી દેશે રખવાળાં, અન્તે એનાં પ્યારાં રે;
વિસરી જાશે હાય વિહગને, નિજને લેખી ન્યારાં રે; ઓચીંતો૦
જ્યાંસુધી પિંજર-પંખીનો, યોગ રહ્યો છે આવો રે;
ત્યાંસુધી અપશબ્દ તજાવી, પ્રભુનાં નામ પઢાવો રે; ઓચીંતો૦
શમ દમ દાડિમબીજ દયાથી, ખાંત કરી ખવરાવો રે;
નીતિન્યાય-સરોવરજલથી, જન નિશદિન ન્હવરાવો રે; ઓચીંતો૦
પુણ્ય ચણાની દાળ રસાળી, સદાચરણ છે ચોખા રે;
શીલ સત્ય કદલીફલ જેવા, મેવા નોખા નોખા રે; ઓચીંતો૦
કામ ક્રોધ લોભ ફલ ઝેરી, તેને તરત તજાવો રે;
ભય હરનારા કેશવ હરિને, ભાવે ભાઈ ભજાવો રે; ઓચીંતો૦

---

## मोह विसारवानो बुद्धिने बोध.

### †धन्याश्री.

માન તું ગમાર, મતિ મોહ વિસાર.
મોહ વિસાર મતિ, મોહ વિસાર. ટેક.
ધન જન યૌવન તન જાયા પણ, આખર સર્વે અસાર; મતિ૦

---

* અનેક રાગમાં અને રાસડામાં ચાલે છે; 'નારાયણનું નામ જપી લે' એ રાગમાં પણ ગવાય છે.
† ત્રિતાલ. કલ્યાણમાં પણ ગવાય છે.

ઘર વૈભવ વ્હાલાં સુત સેવક, તે ભામિની છે ભાર; મતિ૦
શું લાવી તું શું લઈ જાશે, વિનયે વાત વિચાર; મતિ૦
મારૂં તારૂં મેલ હઠીલી, કેશવ હરિ કર ધાર; મતિ૦

---

## मोह तजी सुखदुःख सहन करवाविषे.

*धन्याश्री.

સુખ-દુ:ખ સાંખ, મન મોહ ન રાખ:
મોહ ન રાખ મન મોહ ન રાખ. ટેક.
આ માનવ તન રત્ન અજાણ્યે, ખડમાં ખોઇ ન નાંખ; મન૦
ધન જોબન ક્ષણમાં વહિજાશે, નિરખ ઉઘાડી આંખ; મન૦
જન્મ-મરણ ભય-મોહવડે છે, શાસ્ત્ર દિએ છે શાખ; મન૦
કેશવ હરિની નિશદિન સેવા, અમૃતરસફલ ચાખ; મન૦

---

## अज्ञानना अंधारामां समय वृथा जवाविषे.

†( મારૂં આપ વગર કોઈ છે નહિ ) એ પ્રમાણે.

અંધારામાં આ અવસર, અમથો વહી જાય છે રે;
જોતાં જોતાં જાણો આયુષ, ઓછું થાય છે રે. ટેક.
ઉત્તમ જન્મ મળ્યો છે આવો, ગાફલ થઇને કેમ ગુમાવો,
સમજાવો મનને તો સૌ સમજાય છે રે;— અંધારા૦
મૂર્ખપણાથી મિથ્યા મરતાં, આ મારૂં આ તારૂં કરતાં,
આશામાં આથડતાં અંત અણાયછે રે;— અંધારા૦
માણો છો મનગમતી રીતે, પરવશતા પામોછો પ્રીતે,
અવગુણવાળાં ગીતે ભૂત ભરાય છે રે;— અંધારા૦
પરનાં ધામ ધરા ધન જોતાં, દુ:ખદબાણે નિશદિન રોતાં,
વંઠી વેશ વગોતાં પણ પરખાય છે રે;— અંધારા૦
તન ધન યૌવન નહિ રે'વાનાં, સંબંધી સઘળાં સેવાનાં,
દુ:ખ બધાં દેવાનાં કોણ સહાય છે રે;— અંધારા૦
આછકડા થઈ અંગ મરોડો, પણ પાછળ ખાવો છો જોડો,
સમય રહ્યો છે થોડો ધૂળ ધમાય છે રે;— અંધારા૦

---

* દેશ અથવા સોરઠમાં પણ ગવાય છે. † ત્રિતાલ. સં. ૧૯૪૬.

હમણાં વાત ગણોછો વાંકી, પસ્તાશો પાછળથી થાકી,
પાળ કરી નહિ પાકી, નરક પડાયછે રે;— અધારા૦
શમ–દમ સાધન સર્વ કરો તો, કેશવ હરિનો હાથ ધરો તો,
વિશ્વાધાર વરો તો તરત તરાય છે રે;— અધારા૦

---

## ममत्व मेलवाविषे.

### *चोपाईनी चाल.

આ તન રંગ–પતંગ નિશાની; મેલ મમત્વ અરે અભિમાની: આ૦
જે ધન ધામ ધરા જન જાયા, માનવ માન મનોહર માયા; આ૦
દેખત ભૂલવિષે ભ્રમ ખામાં, અંધ બની અવળો અથડામાં; આ૦
વેધ વિરોધ બધો તજ વ્હાલા, ઠાલા ચંચલ ચૂંથ ન ચાળા; આ૦
શું લઈ આવ્યો શું લઈ જાશે, શિવ હર આખર શી ગતિ થાશે; આ૦
કાલ કરાલ રહ્યો મુખ ફાડી, ઉંદરઉપર જેમ બિલાડી; આ૦
ધન જન યૌવનવાન ગયા છે, દાનવ દેવ વિનાશ થયા છે; આ૦
દાન દયા શમ–દમ શુભ રીતિ, આદર જાય સમય શુભ વીતી; આ૦
ઉત્તમ પદ પ્રેમેથી લેવા, કેશવ હરિની તું કર સેવા; આ૦

---

## मनरूप मृगने सन्मार्गे वाळवाविषे.

### †चोपाईनी चाल.

આંખ ઉઘાડ મનોમૃગ મારા, કર્મ કઠણ કેવાં છે તારાં? આં૦
આ ભવજંગલ અંત ન આવે, સુખ લેવા લાલચ લલચાવે; આં૦
ચિંતાતાપતણો છે તડકો, કામાદિક તસ્કરનો ફડકો; આં૦
ધામ ધરા ધન જન કંટાળા, તેમાં પણ લાગે છે જ્વાલા; આં૦
પાછળ કાલ પડ્યો પારાધી, મરણસમય સાયકને સાધી; આં૦
મમતા મૃગજલ કામ ન લાગે, ભૂરાયું થઇને ક્યાં ભાગે; આં૦
ક્યાંહિ નથી શીતલ સુખ છાયા, આ સઘળી ઉભરાણી માયા; આં૦
મોહવિષે પડમાં પરબારૂં, શાન્ત કરે તે જલ છે ન્યારૂં; આં૦
આડધડે તું અથડી મરશે, તોપણ કોઈ ભલું નહિ કરશે; આં૦

---

* બરવોપીલુ કે આશાગોડીમાં પણ ગવાય.

† તાલ ત્રિતાલ. રાગ આશા વગેરે અનેકમાં ગવાય છે. સં. ૧૯૪૭ માઘ.

આવ બતાવું સદ્‌ગુણ વાડી, શમ–દમ સુરતરુવાળી ઝાડી; આં૦
શાન્તિ સરોવર લે જઈ શોધી, ત્યાં નહિ આવે કોઈ વિરોધી; આં૦
સરલપણું સરડક છે સારી, વિનયપણું છાંટેલું વારી; આં૦
પરઉપકાર શિખરપર જાજે, પુણ્ય પવિત્ર પવન બહુ ખાજે; આં૦
દાન–દયા ધ્રોખડને ચરજે, તાપ વિવેકવડે પરહરજે; આં૦
કેશવ વાર લગાડ ન લેવા, શ્રીહરિનામ અલૌકિક મેવા; આં૦

---

## खरो परवानो.

### कलिंग.

રે મનમાં આવે તો માનો,
પ્રભુનામ ખરો પરવાનો.— રે મન૦ ટેક
શ્રીહરિવરની છાપ પડે તો, અંતે ઉદય થવાનો;— રે મન૦
ભવસાગર ભારે ઉતરતાં, ન નડે તર તોફાનો;— રે મન૦
હરિવરનું બ્હાનું છે તેને, કાલ નથી નડવાનો;— રે મન૦
કેશવ હરિ કલ્પદ્રુમ સાચું, સંશય રે'છે શાનો?— રે મન૦

---

## संसारे सार न जोयाविषे.

### *कलिंग.

સંસારે સાર ન જોયો રે; સંસારે સાર ન જોયો.
મમતામાં કેવલ મોહ્યો રે, સંસારે સાર ન જોયો. ટેક.
આ ઉત્તમ માનવ તન પામી, રાંક થઇને રોયો;— રે સંસારે૦
ભવસાગરમાં બહુ બહુ ભટકયો, તોય થયો નહીં ભોંયો;—રે સંસારે૦
પુણ્યામૃતરસ અંધ ન દીઠો, દુર્ગુણ કાદવ ડોહ્યો;— રે સંસારે૦
પાસે રત્ન પડ્યું તું તો પણ, સાગર સર્વ વલોયો;— રે સંસારે૦
કામધેનુ કરથી જાવા દઈ, બેલતણો પગ દોહ્યો;— રે સંસારે૦
ગોત્યું નહિ ગંગાજલ ગાંડા, ગારે ગારો ધોયો;— રે સંસારે૦
કેશવ કાલ સુખી થાવાનો, મૂર્ખપણામાં ખોયો.;— રે સંસારે૦

---

* આશાગોડીમાં ગાઉં હશે તો ગવાશે. ટેકના આરંભમાં 'કહિ' અથવા 'અરે' એવા અક્ષરો ઠીક પડે તો ઉમેરવા. રૂચિરા છંદની ચાલમાં પણ ગવાય છે.

## भेदभावना दूर करवाविषे.

### * आशागोडी.

કદિ કોઈ સાથે ઉદાસી ન કરીએ;
ભેદે ભૂલી નયન નહિ ભરીએ. કદિ૦

આપણ પાન્થ થયા અહિં ભેળા, હું-તુંપણું પરહરીએ;
આજ અને કોઈ કાલ જવાના, આખર એમ વીખરીએ; કદિ૦
ક્યાંથી આવ્યા ક્યાં જાવાનું, જાણી શકાય ન જરીએ;
શું લઈ આવ્યા શું લઇ જાવું, વેધ વિરોધ વીસરીએ; કદિ૦
ક્લેશ કરી નિર્મૂલ મમત્વે, કેમ પરસ્પર મરીએ;
સંપ કરી સુખ સર્વ જમાવી, અંતરથી અનુસરીએ; કદિ૦
નાવ-નદીસંયોગ બન્યો છે, તત્ત્વવિચારથી તરીએ;
કેશવ સમય ગયો નહિ આવે, ઠીક રહીને ઠરીએ; કદિ૦

---

## जीवने ठपको.

### †भजनना ढाळनुं पद.

અંતરના કાચા કેમ રહો છો ફૂટી ?
ઉત્તમ અવસર આ માનવતન, છડમાં જાય વછૂટી;—રે અંતરના
કાચા કેમ રહો છો ફૂટી ? ટેક,
ખાતાં પીતાં ને વાવરતાં, ખરચી જાશે ખૂટી;
પુણ્ય કર્મને કાજે દમડી, છેડેથી નહિ છૂટી;—રે અંતર૦
કામ ક્રોધ લોભ લૂંટારા, ધીરજ ધન લે લૂંટી;
ભુંડા ભુંડે હાલે ભટકયો, તોય ન આશા તૂટી;-રે અંતર૦
કાચા કુંભસમાન કલેવર, પૂલણુ જાશે પૂટી;
શમ-દમ સાધન સંપ સરલતા, ચોંપવડે લે ચૂંટી;-રે અંતર૦

---

*તાલ દીપચંદી. રહેની કડી પહેલી કડીએ કે બીજી કડીએ લેવી તે ગાનાર-ની અને રાગની ઉપર આધાર છે.

† શાખીમાં આ દેશી ઠીક ચાલેછે. અનુભવથી એમ સિદ્ધ થાયછે કે ગાયનો સર્વ એક બીજી ભાષામાં ભળી જવાથી કાંઇ કાંઈ તેમાં ભેદ થઈ જાયછે. પરંતુ તેનું મૂલબંધન જો વિદ્વાન તપાસે તો એક જણાઈ રહેછે.

અગડી આજી બેશ અનાવા, બીજી ક્યાં છે બૂટી?
કેશવ હરિનામ સુધા સાચો, ઘેરો રસ લે ઘૂંટી;-રે અંતર૦

## रामनुं रटण करी लेवाविषे.

### रासडो.

રામનું રામનું રામનું રે,
તું રટણ કરી લે રામનું.— તું૦
અંતરના અભિરામ નિરંતર, ઠરવા લાયક ઠામનું રે;— તું૦
સુતદારા સેવકજન શાનાં? સગપણ સૌનું નામનું રે; તું૦
કેમ વૃથા અભિમાન ધરેછે? કામ ધરા ધન ધામનું રે; તું૦
કાલ કરાલ રહ્યો છે તાકી, જોર ન ચાલે જામનું રે; તું૦
વિદ્યા વિનય વિવેક વગેરે, સાધન કાય ન કામનું રે; તું૦
શ્રીભગવાનભજનથી સુનું, આ તન પૂટલ બદામનું રે; તું૦
આયુષ એળે જાય તજી દે, ચિંતન ચરબી ચામનું રે; તું૦
કેશવ હરિ હીરો કર હાથે, ઉત્તમ પદ આરામનું રે; તું૦

## *ममतीली मतिने शीखामण.

### होरी.

હઠ મેલ હવે તો હઠીલી;
મતિ ઝટ હરિરસ લે ઝીલી.—હઠ૦ ટેક.
ઢોંગ કર્યાં ઢગ ઢંગવિનાની, ઢોર થઈ રહી ઢીલી;
વિષય નરકમાં તેં રસ માન્યો, મૂર્ખપણે મમતીલી;
ખશી નહિ હુંપદ ખીલી;—હઠ મેલ૦
વિનય વિવેક વિચાર હજી કર, ચિંતા મેલ ચડીલી;
આ તન માંડ મળ્યું છે તરવા, રાખ વિચાર રસીલી;
ટળી જાય તો શ્યામ ટીલી;—હઠ મેલ૦
શમ-દમ સાધન રંગ રસેથી, લક્ષ દઇ થા લીલી;
સમજણરૂપ સમય બહુ સારો, વાંદરી થા નહિ વીલી;
ઓળખ નિજરૂપ રઢીલી;—હઠ મેલ૦
નીતિ ન્યાય અબીલ ગુલાલે, પુણ્ય પરમ રંગ પીલી;

* સં. ૧૯૪૮ માઘ વદ ૧૩.

કેશવ હરિ અંતરયામીને, ભીંજવ માન મઢીલી;
ખુશી કર તું ખૂબ ખીલી;—હઠ મેલ૦

---

## घर गयाविषे.

### *काफी.

[1]રસોડા સોત રસીલા, ધાણ વળ્યો ઘર જાય;
આજ સુધીની સર્વ કમાણી માનવ મિથ્યા થાય.— ટેક.
કામ ક્રોધ લોભ ને તૃષ્ણા, અંતરમાં ઉભરાય;
અંતે તારી દુષ્ટ દશા છે, રંક હશે કે રાય; રસોડા૦
પાણી પ્હેલાં પાળ નથી થઇ, શું મનમાં મરકાય?
હાથે હાનિ કરે છે તેને, કોઇ ન થાય સહાય; રસોડા૦
ધન યૌવનને ધૂળ કર્યાં તેં, તોય હજી હરખાય;
વિષને અમૃતરૂપ મનાયું, ખોધા કેમ બચાય? રસોડા૦
સાચું સાધન આવ બતાવું, અમથો શું અથડાય?
કર પોતાના કેશવ હરિને, અન્ય ન કોઈ ઉપાય; રસોડા૦

---

## खोटुं अभिमान न राखवाविषे.

### †भजनना ढाळनुं पद.

હૈયાના હેઠા કેમ રહ્યો હરખાઈ?
મારૂં તારૂં કરતાં મરશે, રાખ ન ખોટી રાઇ. રે હૈયા૦
ધન યૌવન વૈભવને ભાવે, જ્યાં ત્યાં જાય તણાઈ;
દુર્લભ માનવ તન પામીને, ધૂળ ધમી તેં ધાઇ; રે હૈયા૦
કામ ક્રોધ લોભ ને કાટે, અંતર જાય કટાઈ;
મોઘમ માર ઘણો તેં ખાધો, માનવડે મરડાઇ; રે હૈયા૦
અજર અમર પદ માની બેઠો, ભૂલવડે તું ભાઈ;
વિષયોના સેવનને સમજ્યો, શઠ સાચી સરસાઇ; રે હૈયા૦

---

*મારૂમાં તથા રાસડામાં પણ ગવાય. ૧ 'નિહાળી કેમ રહ્યો છે,' એમ પણ પ્રથમ પદમાં લેવાય.

† જો ટેકમાં અક્ષરો સંભાળથી નંખાય તો આરાગોડી અને બીજી જાતના ભજનમાં પણ ચાલેછે.

શમ દમ સંપ શીલ સરલાઈ, સાધન છે સુખદાઈ;
સોણે પણ તેને નહિ સાંધ્યાં, એજ નઠોર નવાઈ; રે હેયા૦
માલ મલપતા માહો વોર્યો, પ્રેમવડે પથરાઈ;
ભવસાગરમાં ભૂલ કરે તે, ભાઠે જાય ભરાઇ; રે હેયા૦
કીધી ઠોઠ ઠગાઈ ન લીધી, લોકે લોઢ વડાઈ;
ઉત્તમ આ તનરૂપ ભુવનમાં, લાગી જો ને લાઇ; રે હેયા૦
ધર્મ કર્મમાં પ્રીતિ વધારી, પીડા ટાળ પરાઈ;
સદાચરણમાં ચાલ વિચારી, એ સાચી ચતુરાઇ; રે હેયા૦
કાલ કરાલ તણા તું કરમાં, કયાં જાશે સંતાઈ;
એ ભયથી ઉગરજે અંધા, કેશવ હરિગુણ ગાઇ; રે હેયા૦

---

## अभिमान न धरवाविषे.

### * भैरवी.

અભિમાન ધરે શા માટે ?
આવ્યા સૌ એકજ વાટે:—રે અભિમાન૦
ખર ખોટી મોટાઈ કરે તે, થાપ કરે છે તાટે;
ખોટા ખેલ ખેલ મેલી દે, આખર એમ ન ખાટે;— રે અભિ૦
આડધડે ધાયો શું અંધા, ધન યૌવનને કાટે;
અંતે સૌની એક દશા છે, દાહ કરે કે દાટે;— રે અભિ૦
સુત-દારાખારામાં ખૂતો, ગોથાં ખાય ગપાટે;
ધામ ધરાદિક વૈભવમાંથી, ઝડપે કાલ ઝપાટે;— રે અભિ૦
નીતિ ન્યાય પુણ્યમાં પ્રીતિ, શમ-દમ કર શિરસાટે;
ધર અંતરમાં કેશવ હરિને, જન્મ-મરણખત ફાટે;—રે અભિ૦

---

## जरा छानी मानी आवे छे ते समजवाविषे.

### † खमाच.

જોને જોને જરા આવે છાની માની રે;
જાય છે જુવાની અથડામાં અભિમાની; જો૦

* દેશ, કાનડો, કાલીંગડો અને બીજી ઢપમાં ગાનારની મરજીપ્રમાણે ગાવું. રાસડામાં પણ ગવાય છે.
† જંગલો, ઝીંઝોટ, કલ્યાણ વગેરે રાગમાં ગવાય છે.

પલપલ કરતાં જીવન વીતે, હરિ હરિ એથી કયી બીજી હવે હાનિ? જો૦
વિષમ વિષયવિષને સેવે પણ, અરરર એથી અધમ ગતિ થવાની; જો૦
જપ તપ પૂજન અર્ચન આદિક, ઉદ્યમ છે ગુણરૂપ ગુમાની; જો૦
કેશવ હરિને કર હૈયામાં, દુર્લભ આ માનવ તન માની; જો૦

---

## मनने मगरुरी मेलवाविषे बोध.

### * भैरवी.

મન મેલ હવે મગરૂરી,
રહિ જાશે વાત અધૂરી.—રે મન૦ ટેક.
રખડાવી મારે છે મૃગને, જેમ કુટિલ કસ્તુરી;
તેજ દશા તારી થાવાની, સમજી રાખ સબુરી;— રે મન૦
સારૂં નરતું કેમ ન દેખે, ટેવ બળી એ બૂરી;
કેશવ અંતે એ પંથેથી, પડશે પીડા પૂરી;— રે મન૦

---

## कठोडे केम चडो छो ?

### काफी.

કઠોડે કેમ ચડો છો, અંધ થઇને આમ?
ભૂંડે હાલે ભૂપર પડશો, અંતે એ પરિણામ. ટેક.
મોંઘા માનવ તનને માન્યું, ઠગબાજીનું ઠામ;
મારા તારામાં મરડાયા, વિષયોમાં વિશ્રામ; કઠો૦
વર્ણ અને આશ્રમની રીતે, કોઈ કર્યું નહિ કામ;
અંતે ધૂળ વળે છે ધંધો, સુત દારા ધન ધામ; કઠો૦
રાગ રંગ ભોગને ભાવે, દોઢા ખરચો દામ;
અજ્ઞપણે આડા અથડાઓ, એમ ન રીઝે રામ; કઠો૦
આજ કઠણ લાગે છે લેવું, કેશવ હરિનું નામ;
પાછળથી પસ્તાશો પૂરા, કર્મે કાળો ડામ; કઠો૦

---

* હોરીમાં અને રાસડામાં પણ ચાલે છે.

## कालरूप कसाईनी पासे क्यां संताई जशो ?

### * भैरवी.

નહિ છોડે કાલ કસાઇ, કયાં જાશે તું સંતાઈ?— રે નહિ૦ ટેક.
રાજા રંક દેવ દાનવને, ખૂબ ગયો છે ખાઈ;
એ નિર્દયની આગળ અંતે, ચાલે શું ચતુરાઈ;— રે નહિ૦
ધન યૌવનના માઠા મદમાં, કેમ રહ્યો મરડાઇ;
કોઈ સહાય કામ નહિ આવે, જુઠી સર્વ સગાઈ;— રે નહિ૦
ઉંધું જોઈ રહ્યો શું અંધા, ઘરમાં મૂઢ ઘલાઈ;
મેં મેં કરતાં માનવમેંઢા, પિંડ જશે પકડાઈ;— રે નહિ૦
બચવું હોય હવે જો બોધા, ભારે રાખ ભલાઈ;
કેશવ હરિનું શરણ કરી લે, એ નિર્ભય પદ ભાઈ;— રે નહિ૦

---

## जीवहंसने शिखामण.

### आशागोडी.

હવે હંસ કર જૂદાં દૂધ પાણી:
નિજરૂપ બરાબર જાણી. ટેક.
ચાંચ કનકની પાંખ કનકની, વાહ મનોહર વાણી;
ઉજ્વલ વર્ણ વિશેષ વખાણું, પ્રાણ સરસ છે પ્રાણી; હવે૦
બક સારસનો સંગ તજી દે, અંતરમાં ભય આણી;
ઉત્તમ જન્મ જાતને કરમાં, ધર્મ તજી ધૂળધાણી; હવે૦
શોધ્યો સાર મરાલ કહે શું, તંતુ કમલના તાણી;
પરમેશ્વરનો પાડ ઘણો છે, તે જાતે લે જાણી; હવે૦
માન સરોવરમાં જન્મ્યો છે, ઉત્તમ કર્મે કમાણી;
કેશવ હરિમુક્તાફલ ચણતાં, મોજ ઘણી ઘણી માણી; હવે૦

---

* રાસડામાં અને ભોજા ભગતના ચાબખામાં પણ ચાલે. ટેકમાં આગલની કડીમાં 'અરર' અને પાછળનીમાં 'કહે' વધારીને ઝીંઝોટી તથા જંગલામાં પણ ગવાય છે.

## कुकर्म न करवाविषे.

**कल्याण.**

શાને તું કુકર્મ કરે જાવું છે મરી;
સગાં કુટુંબી સહુ સંપત્તિ સર્વ પરહરી. ટેક.
ભાવથી ભજી લે એક શ્રીપતિ હરિ,
પુણ્ય પ્રેમ પુરે કર પાપથી ડરી; શાને૦
કૂડ કે કપટ નહિ કામનાં જરી,
માટે સુખ લે હૃદયે જ્ઞાનને ધરી; શાને૦
સત્યમાં છે સર્વ લાભ વાત એ ખરી,
મોહિ જા ન જોઈ ભવ માયા ઈશ્વરી; શાને૦
કામ ક્રોધ આદિ ચોર વશ્ય લે કરી,
સદાચાર કેરે પંથ પ્રેમથી ડરી; શાને૦
આ ભવમાં બહુ દુઃખદ ભારે પીડ છે નરી,
કેશવ પ્રભુ ભજીને મન જા સુખે તરી; શાને૦

---

## कालने भरोंसे न रहेवाविषे.

***देश.**

ભરોંસે શું રહ્યા ભૂલી? પલકમાં પ્રાણ જાવાના:
જુવો છો અન્યના એવા, નકી નિજ હાલ થાવાના: ટેક.
વળેલી મૂઠિયે આવ્યા, નથી સાથે કશું લાવ્યા;
ધરા ધન ધામને મેલી, સ્મશાને સૌ સમાવાના; ભ૦
સુખેથી શું હજી સૂતા, ખરેખર ખાડમાં ખૂતા;
સમય વીત્યા પછી પ્યારા, કુશલ ક્યાંથી કમાવાના; ભ૦
રહોને સર્વદા સંપી, જગતજંજાલમાં જંપી;
મમત્વે મોહ થાવાથી વિના મોતે મરાવાના; ભ૦
તમારૂં શું તમે લેખો, કરી ઝીણી નજર દેખો;
ધરા ધન ધામને કામે, નથી નિશ્ચે ધરાવાના; ભ૦
ભમાઈ ભૂલ કીધાથી, વિષયની વાટ લીધાથી,
પરાણે પાપને યોગે, ભવે ભાઠે ભરાવાના;— ભ૦

---

* કલ્યાણ કે ભૈરવી ગમે તેમાં ગવાય.

ખબર પલની નથી પડતી, નથી ગુણ દોષની ગણતી;
ચડીલા કાલની ડાઢે, ઘડી ચોંપે ચવાવાના; ભ૦
સદા સત્સંગને સાધો, વિસારો વેધને વાંધો;
ઉપાયો આદરો અંતે, મહાસુખને જમાવાના; ભ૦
સદા સન્માર્ગના શોધે, સખા શુભ વાતના બોધે;
કૃપા હરિરામની થાતાં, નથી દુઃખે દબાવાના; ભ૦

---

## तुं वारंवार मनमां राख विचार सुखी थावाने.

### राग सारंग.

તું વારંવાર, મનમાં રાખ વિચાર સુખી થાવાને;
ચેત્યા ત્યાંથી, સમય સદા ઈશ્વરના ગુણ ગાવાને. ટેક.
સાચી શીખામણ ઉર ધરવી, ગુરુજનની સેવા શુભ કરવી,
પંડિતતા ખોટી પરહરવી;— તું વારંવાર૦
અભિમાન ન અંતરમાં કરિયે, મમતામાં શાકાજે મરિયે,
શુભપંથવિષે પગલું ભરિયે;— તું વારંવાર૦
કામ–ક્રોધાદિકથી ડરિયે, મદ મત્સર આદિક પરહરિયે,
શમ દમને અંતરમાં ધરિયે;— તું વારંવાર૦
કામ ક્રોધાદિક છે વેરી, વિષયોનું વિષ પણ છે ઝેરી,
ચારે કોરેથી લે ઘેરી;— તું વારંવાર૦
શુભ સરલ રીતિથી સંચરિયે, દુર્ગુણ કે દોષ થકી ડરિયે,
જ્યાં ત્યાંથી ગુણ લેતાં ફરિયે;— તું વારંવાર૦
વિદ્યા ભણવાનું ફલ એ કે, જેથી આપણનું ફલ લેખે,
છલભેદ ન એકે પગ ટેકે;— તું વારંવાર૦
ઉત્તમ આ જન્મ મળ્યો મોટો, શો છે બાકી તુંને તોટો,
શા માટે શોક કરે ખોટો?— તું વારંવાર૦
સંસાર અસાર ગણી લે તું, પુર પ્હેલાં પાળ ચણી લે તું,
ભૂધરનું નામ ભણી લે તું;— તું વારંવાર૦
નહિ કામ કશું તુંને આવે, ભૂલે શું ભામાને ભાવે,
રે ચતુર હવે ખડ શું ચાવે?— તું વારંવાર૦
વર્ણાશ્રમધર્મ પળે તેવો, પ્રેમેથી તે પાળી લેવો,
એથી અવળો પગ નહિ દેવો;— તું વારંવાર૦

પલની પણ ખબર નથી પડતી, ચડતી કે હોય કદી પડતી,
આશા તૃષ્ણા રે' રડવડતી;— તું વારંવાર૦
સ્ત્રીપુત્રાદિક ધન ધામ ધરા, ખાતે તે વીંખી ખાય ખરાં,
અંતે તો તે પણ છે નકરાં;— તું વારંવાર૦
ક્ષણભંગુર આ તન શું કહિયે, વાતો કરતાં તલમાં રહિયે,
માથે મોટપ ખોટી વહિયે;— તું વારંવાર૦
વ્હાલા એ વાત વિચારીને, મમતા ને મનને મારીને,
ભજ ભાવ ધરી ગિરિધારીને;— તું વારંવાર૦
પરઉપકારે પગલું ભરિયે, કેશવવરને વેગે વરિયે,
તો ભવસાગર સુખથી તરિયે;— તું વારંવાર૦

---

## शोक शमावी संप कराववाविषे.

### भजन.

ભોળા ભરમાઈ, ભૂલો કેમ ભલાઈ?
મૂલવિનાનું કારણ માની, કોણ રહે કચવાઇ? - ટેક.
પાણીકાંઠે પાંથસમાગમ, ભમતો જાય ભરાઈ;
આપણનો પણ એજ પ્રકારે, છે સંગમ સુખદાઇ; ભો૦
દૈવેચ્છાએ દૂર દિશાથી, આવ્યા તાત તણાઇ;
સર્વે છે મેમાન પરસ્પર, બંધુ બનેવી બાઇ; ભો૦
વૃક્ષવિષે વસનારાં પ્યારાં, વિહગો જાય વિંખાઇ;
કો'ને કોણ મળેછે પાછાં, આ ભૂમીપર ભાઈ? ભો૦
શું મારા તારામાં મોહ્યા, લાલચથી લપટાઈ;
સાથે કાંઈ નથી લઈ જાવું, અમથી છે અતડાઈ; ભો૦
કોઈ નથી પર સહુ પોતાનાં, ધમિયે ધૂળ ન ધાઈ;
ભીંજાઈ રહી આત્મભાવથી, સંઘરીએ સરલાઈ; ભો૦
સંપીને સુખમાં દિન ગાળો, પ્રેમવડે પથરાઈ;
થાય નહિ કલ્યાણ કોઈનું, આડધડે અથડાઇ; ભો૦
વારંવાર નથી મળવાનું, આ તન યૌવન કાંઈ;
કીર્તિ કરો સુખ સર્વ જમાવો, સાધી સર્વ સગાઇ; ભો૦

અંતરમાં અજ્ઞાન ભરાયું, ચોરે તે ચતુરાઇ;
તત્ત્વવિચાર કરો તો કેશવ, જાશે દુઃખ દબાઈ; ભો૦

---

## वृथा शोक न करवाविषे.

### * बरवापीलु.

કેમ વૃથા અથડાઈ મરો છો ? શીદ વૃથા સહુ શોક કરો છો ? ટેક.
થાય બધું જન જેમ થવાનું, ભાવિ ભવિષ્ય નહીં મટવાનું. કેમ૦
કોઈ પ્રકારે સુખી નહીં કોઈ, દુઃખમાં જાય દિવસ રોઇ રોઈ; કેમ૦
કાલ કઠણ ગતિ કર્મની તેવી, કોણની પાસે જઈ વાત કે'વી ? કેમ૦
વિનય-વિવેકવડે બોધ આવે, તો મનના સહુ તાપ સમાવે; કેમ૦
સંબંધ કે બંધ કયાં છે સગાઇ ? અજ્ઞાનથી ઇંદ્રજાલ રચાઇ; કેમ૦
કયાં સુખ દુઃખ રાગ ને પ્રીતિ, કયાં ભવસાગર શી હોય ભીતિ ? કેમ૦
દેહના ધર્મ રહ્યા દેહમાંહિ, આપણને નહિ સંબંધ કાંઈ; કેમ૦
મેલો મમત્વ મહા મોહ મોટો, સંતોષવાનને શો હોય તોટો ? કેમ૦
પ્રેમ કરો શુભ પુણ્ય કમાવા; જન્મ મરણ ભય શોક સમાવા; કેમ૦
કેશવ હરિચરણે ચિત્ત ચોડો, કામ ઘણાં ને રહ્યો દિન થોડો; કેમ૦

---

## विषयनी वात विसारवाविषे.

### होरी.

ચાલો ચાલ ચતુર નર સારી;
વેગે વિષયની વાત વિસારી.— ચાલો૦

આજ અમૂલ્ય મળ્યો છે અવસર, ભૂલ કરો કેમ ભારી ?
હીરો ચડ્યો હાથ આજ તમારે, હરિ હરિ જાઓ ન હારી;
લઈ કર જ્ઞાન કટારી;— ચાલો૦
શોધો સુગમ પંથ પ્રેમ ધરીને, વિનય વિવેક વધારી;
શમ દમ સુભટ સહાય લઇને, ભાવે ભજો ત્રિપુરારિ;
અનુમતિ એમ અમારી;— ચાલો૦
એક અખંડ અરૂપ અજન્મા, એને અંતરમાં ઉતારી;

---

* આશા, સિંધુ વગેરેમાં ચાલે.

સંસારસાગર તરવા ત્વરાથી, વિવિધ પ્રકાર વિચારી;
વિષયવાસનાને વિદારી;— ચાલો૦
પશુ પણ ખાય પિયે સુખ માણે, એમાંહિ શું મોથ મારી?
આ લોકને પરલોક સુધારો, એમાંજ શોભા તમારી;
કેશવ પ્રભુ લેશે ઉગારી;— ચાલો૦

---

## दोडमां गमार दूर ईश्वर छे आंहि.

### * महीदीप छंदनी चाल.

દોડમાં ગમાર દૂર, ઈશ્વર છે આંહી,
પૂર્ણ ને પ્રકાશમાન, ભાન સર્વમાંહીં: દોડમાં૦
દૂર દૂર જાય તેમ, દૂર વિશ્વબંધુ,
સ્વપ્નમાં મળે ન એમ કદી કૃપાસિંધુ; દોડ૦
અંતર છે એક ધામ, શ્રીનિવાસ કેરૂં;
બહિર્દૃષ્ટિ રૂપ પડ્યો, મધ્યમાંહિ મેરૂ; દોડ૦
જનનીને જેમ અંધ, બાલકો ન જાણે;
એમ જગતનાથ રહિ,—જાય છે અજાણે; દોડ૦
દેશ–કાલ–વસ્તુનો ન ભેદ ભાઈ તેને;
જાગ્રત કે સ્વપ્ન કે, સુષુપ્તિ હોય કેને? દોડ૦
નામ રૂપ સર્વ એ વિના ન લેશ ભાસે;
જ્ઞાનરૂપ થઈ રહ્યો સદૈવ સર્વ પાસે; દોડ૦
જગત સર્વ છે વિવર્ત, શુદ્ધરૂપ પોતે;
એ અનાદિ દેવને, બહાર કેમ ગોતે? દોડ૦
સાધન શુભ ધર્મ કર્મ, શુદ્ધ ભક્તિભાવે;
શમ દમ નિયમાદિવડે, સહજ હાથ આવે; દોડ૦
અંતર્મુખ ઇંદ્રિયો કરી, વિચાર વ્હાલા;
કેશવ હરિ આમ તેમ, મળે કેમ કાલા? દોડ૦

---

* રાગ જંગલો, ઝીંઝોટ વગેરેમાં પણ ગવાય છે

## हंस थईने कागडानुं काम न करवाविषे.

### झूलणा छंद.

કનકના રંગનાં કમલના કુંજમાં, હેતથી હંસણી સાથ સૂતો,
કનકની પાંખ ને કનકની ચાંચને, નિત્ય માણિક્યની માંહિ લૂતો;
માનસરમાં થયો માનસરમાં રહ્યો, પ્રકટ છે પુષ્ટતા તાત ત્યાંની,
હંસ થઇને કરે કાગડાનું અરે, કામ નાદાન એ રીતિ કયાંની?
કોણ છે તું અને કેમ આવ્યો અહિં, જાતિ તારી જરા જો વિચારી,
હાડકાં ચામડામાં રહ્યો શું મળી, માંસને મેદને દે વિસારી;
મૂત્ર વિષ્ટા તણા કુંડમાં કાં પડ્યો, એજ પીયૂષનું પાત્ર માની,
હંસ થઇને કરે કાગડાનું અરે, કામ નાદાન એ રીતિ કયાંની?
રંગને રૂપને મેળવી જો જરા, ભ્રાંતિથી કેમ તું ભાન ભૂલ્યો?
માનસરમાંહિથી ભાઈ ભૂલો પડ્યો, દુષ્ટના સંગમાં દેહ ડુલ્યો;
કાલ વીતી ગયો તે ન પાછો મળે, એ થકી અન્ય કાંઈ ન હાનિ;
હંસ થઇને કરે કાગડાનું અરે, કામ નાદાન એ રીતિ કયાંની?
શુદ્ધ મુક્તાફ્લો પ્રથમ ચણતો હતો, તાણતો કમલના તંતુ તાજા?
દીનના સંગમાં રંગ ખોટો ચડ્યો, પાપ કયાંથી નડ્યું પક્ષીરાજા;
સાચવી રાખતાં શુદ્ધ પદ પિંડનું, મૂર્ખ માની મને ખોટ શાની?
હંસ થઇને કરે કાગડાનું અરે, કામ નાદાન એ રીતિ કયાંની?

### દોહરો.

કેશવ હંસ બની અને, કરે કાગનું કામ;
એ ઉંધા આચારથી, કેમ રીઝશે રામ?

---

## खोटो खेल मेली देवाविषे.

### भैरवी.

આ ખેલ તજી દે ખોટો, છટકીને થામાં છોટો:- રે આ૦
ચેતી લે ચંચલ છે કાયા, પાણીનો પરપોટો;
કોનાં ધામ ધરા ધન યૌવન, કાઢ અહંપદ કોટો;- રે આ૦
સંસાર-વ્યવહારવિષે તું, ચાર પગે શું ચોટો?
કાલ પરાધી ક્રૂર અચાનક, દાબી દે ગલગોટો;- રે આ૦

સહનપણામાં સુખ માનીને, મન મારી થા મોટો;
સાર્થક કર તું સર્વ પ્રકારે, જન્મ-મરણનો જોટો;- રે આ૦
વિનય વિવેક વિચાર સહાયક, શો સાધનનો તોટો?
કેશવ આ બાજી છે છેલી, વાળ ન ગડબડગોટો;- રે આ૦

---

## चेतवणीरूप चाबखो.

### भैरवी.

ભૂલ્યો શું ભોંય પથારી, પડ્યું છે પાય પસારી.- રે ભૂ૦
ભારે ભુવન ચણાવ્યાં ઉંચાં, અગણિત ગોખ અટારી;
વાળાની તટીઓમાં છાંટ્યાં, સ્વચ્છ સુગંધી વારી;- રે ભૂ૦
ગાદી-તકીઆ છત્રપલંગે, સૂઈ રહ્યો શણગારી;
પવન તણા ચાલેછે પંખા, પાય તલાંસે પ્યારી;- રે ભૂ૦
ચંદન પુષ્પ અરગજા અત્તર, શીતલ જલની ઝારી;
ખાસાં ખાનપાનની ખાંતે, રોજ કરે તૈયારી;- રે ભૂ૦
ભોગવિલાસવિષે સુખસીમા, ધન યૌવનથી ધારી;
શ્રૃન-બગીમાં પ્રમદા સાથે, ખાય હવા પરવારી;- રે ભૂ૦
બાગ બગીચામાં બહુ રીઝ્યો, નચવી નકટી નારી;
દયા ધર્મ કે દાન ન દીધાં, પુંજી ગઈ પરબારી;- રે ભૂ૦
પુત્ર-કલત્ર-મિત્રમમતાએ, મારી મોહ કટારી;
દુઃખદ કામ-ક્રોધ-લોભને, તું સમજ્યો સુખકારી;- રે ભૂ૦
ઠાઠ બધો અહીંઆં રહી જાશે, સાથ ન આવે તારી;
અંતે સર્વ અરે મૃગજલ છે, ખોટી મેલ ખુમારી;- રે ભૂ૦
શમ-દમ સાધન સાધ વિવેકે, કર સંગતિ અતિ સારી;
કેશવ હરિ ગુરુશરણ ગ્રહીલે, વરામી વાટ વિચારી;- રે ભૂ૦

---

## देहपिंजरमां पडेला जीवरूप पोपटने चेतवणी.

### आशागोडी.

પોપટ તનપિંજર છે નહિ તારૂં;
અંતે ઉડી જવું પરબારૂં:- પોપટ૦

છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો 'મારૂં;'
ક્યાંનો તું ક્યાંનું એ પિંજર, તે સમજે તો સારૂં; પોપટ૦
માંસ રુધિરમય ને દુર્ગંધિ, નરક સમાન નઠારૂં;
તું તેને કાંચનમય માને, અવડું શું અંધારૂં; પોપટ૦
બીજાં જોયાં એવું આ પણ, નામે કેવલ ન્યારૂં;
સર્વે પ્રકારે સાચવ તોપણ, પલમાં છે પડનારૂં; પોપટ૦
સારાસારવિચાર કરે તો, ભવસાગરનું બારૂં;
કેશવ હરિ કારીગર તેનો, વીસરમાં સંભારૂં; પોપટ૦

---

## उपयोगी शरीर.

### आशागोडी.

આ ઉપયોગી તન છે તારૂં;
શુભ રીતે સાચવતો સારૂં.– આ૦
કોઈ ન માનવ તનને તોલે, નિગમાગમ એ રીતે બોલે; આ૦
કેમ અનાદર કર તું એનો, નિત્ય ખરેખર ખપ છે જેનો; આ૦
ધર્માદિક પુરુષાર્થો પ્યારા, તન છે તો સચવાશે સારા; આ૦
ભવસાગર તરવાની નૌકા, શાસ્ત્ર પુરાણ કરેછે ટૌકા; આ૦
કલ્પલતા કહીએ તો શોભે, દેવાદિકનું પણ મન લોભે; આ૦
સુખ સર્વે છે એને અંગે, ધામ ધરા ધન સજ્જન સંગે; આ૦
કામ ક્રોધ લોભ ને જીતી, નીતિન્યાયવિષે કર પ્રીતિ; આ૦
કેશવ હરિને ઓળખ આમાં, દૂર રહીને દુર્ભગ થામાં; આ૦

---

## अहीं तारुं कोई नथी.

### धन्याश्री.

કેશવ કોઈ નથી અહિં તારૂં.
આ ભૂતાવળમાં ભરમાઈ માં કર મારૂં મારૂં: ટેક.
ભાઈ ભરોંસે કોને બેઠો, મેલ બધું અધીઆરૂં;
સુત સેવક સંબંધી સ્વાર્થી, શું કરી આપે સારૂં? કેશવ૦
ધન યૌવન ને ધામ ધરાદિક, જોતાં સર્વે જનારૂં;
અનુભવ છે તોપણ ઉંઘે છે, એજ મહા અંધારૂં; કેશવ૦

જેની પર આધાર બધો છે, તે તન પણ પડનારૂં;
બલમાંથી બંધાઈ રહ્યો શું, ગાજે મોતનગારૂં; કેશવ૦
હાથ પસારી હાય જવાતું, સમજી જા સંભારૂં;
સાચું હરિપદ એક શરણ છે, પ્રાણથકી કર પ્યારૂં; કેશવ૦

## हंसप्रत्ये हितनां वचन.

### आशागोडी.

હવે હંસ દે હાડપિંજર છોડી;
હજી કેમ રહ્યો કર જોડી? હવે૦
પિંજરમાં પડવાથી પીડા, પ્રાણ નથી થઈ થોડી;
પાછું વાળી કેમ ન પેખે, દૂર ગયો બહુ દોડી; હવે૦
કેમ ગમેછે મલિન મઢીમાં, તે તારી નહિ જોડી;
માંસરુધિરમય અતિ દુર્ગંધી, આખર રાખ-મટોડી; હવે૦
સ્નેહવડે સાચવ તું તોપણ, જાય તને તરછોડી;
મોહ થયો તેમાં મોટો પણ, કિંમત થાય ન કોડી; હવે૦
માનસરોવર સ્થલની મમતા, ચૂકયો કેમ સચોડી?
કેશવ હરિગુરુ-કળ શોધી લે, ખબર પડી નથી મોડી; હવે૦

## सहवाससंबंधी शोकशमन.

પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઈ?
કોઈ કયાંહિથી કોઈ કયાંહિથી આવે એમ તણાઈ; પંખી૦
તૂટે સાથ સર્વનો જ્યારે, ખરચી જાય ખવાઈ;
કોણ સદૈવ રહેછે સાથે, પ્યારામાં પથરાઈ? પંખી૦
દૂર રહીને દોરી ખેંચે, કૂટો કાલ કસાઈ;
જૂદું જૂદું સૌને જાવું, ધાટવિના ધસડાઈ; પંખી૦
કોનાં સુત દારા ને સેવક, કોનાં બાંધવ બાઈ;
જુઠી માયા જુઠી કાયા, જુઠી સર્વ સગાઈ; પંખી૦
સ્નેહ અને સંબંધ રડાવે, અંતરમાં અથડાઈ;
શોક તજો શાન્ત રહો શાણા, કેશવ હરિગુણ ગાઈ; પંખી૦

## जागीजोवाविषे चेतवणी.

### राग देश.

જોને જોને જાગી જીવન વીતી જાયછે રે.
મિથ્યા માયામાં શું ઠાલો ઠોઠ ઠગાય છે રે? જોને૦
ધામ ધરા ધન ક્યાં છે તારાં, પીડા કરનારાં છે પ્યારાં,
અંતે તે છે ન્યારાં, કોણ સહાય છે રે?- જોને૦
મારૂં મારૂં મિથ્યા કરતો, ફૂલણજી થઇને તું ફરતો,
સ્વાર્થે નથી લવ સરતો, ઉંધો ધાયછે રે?- જોને૦
અંધ થઈ અવળો આથડતો, જ્યાં ત્યાં ઠોકર ખાતો પડતો,
હર્ષ-શોકથી રડતો, બહુ રગડાય છે રે;- જોને૦
આ જંજાલ કરી દે અળગી, વ્હાલા કેમ રહ્યો છે વળગી?
ઘર ઉઠયું છે સળગી, શું મરડાય છે રે?- જોને૦
વિષયોમાં રમ શું રઘવાયા, એથી કોઈ નથીજ ધરાયા,
દોષદૃષ્ટિથી ડાહ્યા, શાન્ત થવાય છે રે;- જોને૦
અમૃત જે લાગેછે આગળ, તે વિષરૂપ બનેછે પાછળ,
છટકેલા છલ-કપટ વડે, છંદાયછે રે;- જોને૦
દુઃખદ આ સંસાર ઠર્યો છે, વિનય વિવેક વિચાર કર્યો છે,
સમજે તેજ તર્યો છે, ઈતર તણાય છે રે;- જોને૦
શમ-દમ સાધન સુખનાં સજવાં, કામ-ક્રોધ-લોભને તજવા,
કેશવ હરિને ભજવા, એજ ઉપાય છે રે;- જોને૦

---

## प्राणपोपटप्रति उक्ति.

### *राग सारंग.

હે પોપટપાંથ! રાધાકૃષ્ણ વિના તું બીજું બોલમાં.
ઠરવાનું ઠામ, અમૃતફલ મેલીને ઠળીયા ઠોલમાં. ટેક.
આવીને આંબાની ડાળે, સુખરૂપ સરોવરની પાળે:
માયામય માની તે માળે;-હે પોપટપાંથ૦
ચતુરાઈ ચતુર અતિ તારામાં, સુકૃત કર ઉત્તમ વારામાં,
નથી સાર સુખદ સુત દારામાં;-હે પોપટપાંથ૦

---

* ત્રિતાલ.

અંતે આવાસ તજી જાશે, આડો અવળો અતિ અથડાશે,
તુંથી તે સમયે શું થાશે?–હે પોપટપાંથ૦
વીસર વ્હાલા મિથ્યા વાણી, કેશવ હરિની કરતો કહાણી,
મનગમતી રીતે લે માણી;–હે પોપટપાંથ૦

---

## भवसागरनुं वारुं नहि भूलवाविषे स्मरण आपनारुं पद्य.

### आशागोडी.

સમજો તો તમને સંભારૂં, વચન મહા હિતકર છે મારૂં;
જો ભૂલ્યા ભવસાગર બારૂં, ક્યાંહિ નથી કલ્યાણ તમારૂં. ટેક.
માંડ મળી છે તરણી તરવા, કાયર થઈ બેઠા શું કરવા?
જીર્ણ નથી થઈ તે જ્યાંસુધી, તાત તરી શકશો ત્યાંસુધી; સમજો૦
શઢ સાજી છે સાવ તમારી, હાથ હલેસાં છે સુખકારી;
મંદ પવન મોજા છે ધીમા, શાન્ત તિમિંગલ ન તજે સીમા; સમજો૦
ઉઠ્યું નથી તોફાન લગારે, સાધન સહુ અનુકૂલ તમારે;
નાવિક ચંચલ શ્રેષ્ઠ સુખાણી, જાગો આજ સમય શુભ જાણી; સમજો૦
એક સખા આવ્યો છે સંગે, થાય સહાયક સર્વ પ્રસંગે;
માર્ગ બરાબર નજરે જોવો, આળસમાં અવસર નહિ ખોવો; સમજો૦
કાંપણ રાખી કામણ દેવું, સાવધ સર્વ વિચારે રે'વું;
ખાડ ખડકમાં નહિ અથડાવું, ચારેકોર નિરખતાં જાવું; સમજો૦
કેશવ હરિના શુભ ગુણ ગાતાં, અંતરમાં અતિશય ઉભરાતાં;
ખેપ સફલ કરવી શુભ રીતે, જો જો છેવટ છેક ન છીતે; સમજો૦

---

## चेतवणी.

દુર્લભ દેહ ધરી દિન ગાળો; એનો છે આગળ સરવાળો. ટેક.
છલકપટે શું પેટ ભરોછો, કોને કાજ કુકર્મ કરો છો?
વાવેતર વાવે જન જેવું, ફલ પામેછે અન્તે તેવું; દુર્લભ૦
ભૂલવણીમાં શું ભરમાયા, મોહ કરેછે તમને માયા;
સુખ માની રાચો શામાટે, વીર જવું છે વશમી વાટે; દુર્લભ૦
પરમાર્થે પ્રેરો શુભ પ્રીતિ, અળગી રાખી સર્વ અનીતિ;
નીતિન્યાય હ્રદયમાં રાખો, દુઃખ પડે તેમાં તે સાંખો; દુર્લભ૦

શું લઈ આવ્યો શું લઈ જાવું, સમજે તો નપડે પસ્તાવું;
શમ-દમ દાન દયા આદરજો, શુભ વર્તનથી ગુણ સંઘરજો; દુર્લભ૦
ધારી ધામ ધરા ધન માટી, ભાઈ ફૂલાઈ જશોમાં ફાટી;
જીવન ચંચલ-દલ-જલ જાણી, મિથ્યા તંત ન બાંધો તાણી; દુર્લભ૦
વિનય વિવેક વિચાર વધારી, ધર્મ કર્મ અંતરમાં ધારી;
કેશવ હરિ પોતાના કરવા, ભાવે ભવસાગરને તરવા; દુર્લભ૦

---

## सांसारिक समागमविषे.

### भजननो ढाळ.

પીયાવા કાંઠે પાંથ સમાગમ આતો.
મહાન ઈશ્વરની માયાનો ભેદ નથી સમજાતો: પી૦
કાંઠે થાય ક્યાંક એકઠો, જલઓવાળ તણાતો;
આ સંઘાત આપણો એવો, ખોટ રખે તું ખાતો; પી૦
પ્હેલું કોણ જશે પદ મેલી, નિશ્ચય તે નથી થાતો;
પ્રાણ વળી પાછું મળવાનો, નથી વિશ્વાસ રખાતો; પી૦
મૃગજલ જેવા વૈભવમાટે, ભાઈ રખે ભરમાતો;
આમ કરૂં ને તેમ કરૂં તે, માલ વિનાની વાતો; પી૦
કાંઈ નથી લઈ આવ્યો સાથે, કર્મવડે રગડાતો;
મારૂં તારૂં કરતાં કાલા, કેમ નથી શરમાતો; પી૦
શા સારૂ કડવાશ કરેછે, મૂર્ખપણે મરડાતો;
ચાર ઘડીના ચટકા જેવો, જન્મ રહેછે જાતો; પી૦
કામક્રોધ લોભને જીતી, નીતિનવાણે ન્હાતો;
ધીર થઇને ધર્મ સમજજે, પ્રેમવડે પથરાતો; પી૦
મિથ્યા ચિંતન મેલી મનમાં, આનંદે ઉભરાતો;
દયા દાન ને દીનપણામાં, નિત્ય રહે તું તાતો; પી૦
ખોટી વાતે ખેલ બગાડી, પ્રિય જોજે પસ્તાતો;
સંપી જંપી રે'જે શાણા, કેશવ હરિગુણ ગાતો; પી૦

---

## चित्तचकोर.

(મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય.) એ રાગ.

હે ચિત્તચકોર, નિરખ પૂર્ણાનંદ પ્રકાશક ચંદ્રને.
શીતલ સાચા, સ્વાભાવિક સર્વોત્તમ સુખના કંદને. ટેક૦
નથી કાલતણા કરમાં જાતો, નથી ક્યાંહિ કલંકિત તે થાતો,
ઉદયાસ્ત રહિત અંતે આ તો;— હે ચિત્તચકોર૦
એનાં વિશ્વે કિરણો વ્યાપી, જીવાડે છે જીવન આપી,
સચરાચરનાં સંકટ કાપી;— હે ચિત્તચકોર૦
ઉત્તમ તરુપર તું જઈ બેઠું, પલ્લવમાં પ્રેમવડે પેઠું,
રહિ જોયા વગર હવે હેઠું;— હે ચિત્તચકોર૦
નહિ દૂર જવું પલ પણ તારે, અંજામાં મિથ્યા અંધારે,
ભય લેશ નથી ભટકણ ભારે;— હે ચિત્તચકોર૦
પ્રતિકૂલ પવન પલપલ વાતાં, વચમાં વાદળ આવી જાતાં,
પ્રત્યક્ષ નથી દર્શન થાતાં;— હે ચિત્તચકોર૦
સન્મુખ આંખ ઉઘાડી જો, પ્રેમેથી પરિચય પાડી જો,
લાખેણા લક્ષ લગાડી જો;— હે ચિત્તચકોર૦
નિજ ધર્મ પરમ ધન ધારીને, ક્ષણભંગુર સંગ વિસારીને,
નિશ્ચલ પદ એક વિચારીને;— હે ચિત્તચકોર૦
તન તાપ બધા તત્કાલ જશે, નિરવધિ અદ્ભૂત સુખ સાંપડશે,
કેશવ કુલ-જન્મ કૃતાર્થ થશે;— હે ચિત્તચકોર૦

---

## मत्तमयूर.

### *राग सारंग.

હે મત્તમયૂર, ભજ ભજ પૂર્ણાનંદ પયોધર વૃન્દને.
નિર્મલ સુખરૂપ, શીતલ સર્વોત્તમ કરુણામૃતકંદને. ટેક.
બહુ શીતલતા પસરી રહી છે, આ લીલાલ્હેર થઈ રહી છે,
સમરસતા ભાઈ ભરી રહી છે;— હે મત્તમયૂર૦
પ્રેમે જીવનજલને પાતો, રહી છૂટ રહ્યો છે છવરાતો,
કરુણાકર ક્યાંહિ નથી જાતો;— હે મત્તમયૂર૦

* ત્રિતાલ.

સીંચી એણે સુંદર વાડી, ફુલેલ ફળેલ ઘણી ઘાડી,
ઝૂકી રહી ઝાડ તણી ઝાડી;— હે મત્તમયૂર૦
ઉત્તમ તરુને તું સંભાળે, બેઠો છે અતિ ઉંચી ડાળે,
ડોકયા કરતો દિન કાં ગાળે?— હે મત્તમયૂર૦
ભારે ભારે ભાવે એવા, મેળવતો અતિ ઉત્તમ મેવા,
હડ હડ થાવાના તજ હેવા;— હે મત્તમયૂર૦
તું અજ્ઞપણે અંતે મરવા, આ જઠર અજર ભક્ષ્યે ભરવા,
જામાં જડબુદ્ધિ હવે ફરવા;— હે મત્તમયૂર૦
એ કામ મલિન ભય છે ભારે, રગડાવું છે અંતે તારે,
રણવગડે કોણ તને વારે?— હે મત્તમયૂર૦
ગાંડા મન રાખે ગારામાં, એ મોટો દુર્ગુણ તારામાં,
સમજ્યો નહિ નરતા સારામાં;— હે મત્તમયૂર૦
જેને તું પોતાનાં જાણે, માનીતા થઈને જે માણે,
તે નિત્ય તને નીચો તાણે;— હે મત્તમયૂર૦

---

## भोगी भृंग.

### *सारंग.

હે ભોગી ભૃંગ, મેળવ પરમાનંદકમલ-મકરન્દને.
એ દુર્લભ લાભ, મળવો દુર્લભ મધુકર અતિ મતિમંદને. ટેક.
ભરપૂર ભર્યો ચારે કોરે, જીવે છે તું તેને જોરે,
ચંચલ શા માટે તન ચોરે?— હે ભોગી ભૃંગ૦
સુખ સર્વ જગત પામે જેથી, અલિ કેમ ઉદાસ રહે એથી,
ત્રણ તાપ ટળે તારા જેથી;— હે ભોગી ભૃંગ૦
ગાંડા બગડયો ગજમદગારે, ષટ્પદ શરમાવાનું તારે,
શુભ ભાગ્યવિના ભૂલ્યો ભારે;— હે ભોગી ભૃંગ૦
છાણેથી નાસા છંદાઈ, દુર્ગંધ ભર્યો અંદર ભાઈ,
એથીજ રહ્યો છો અંજાઈ;— હે ભોગી ભૃંગ૦
જલથી નિર્મલ થાશે જ્યારે, પ્યારા પરિમલ મળશે ત્યારે,
સમજીશ પછી કપટી ક્યારે?— હે ભોગી ભૃંગ૦
પચરંગી પરિમલને હરતો, જ્યાં ત્યાં વળગે ગણગણ કરતો,
શું ફૂલે ફૂલવિષે ફરતો,— હે ભોગી ભૃંગ૦

---

* ત્રિતાલ.

મંજરીઓના મુખપર જાતો, અવળી સવળી છાપટ ખાતો,
હજી કેમ નથી કાયર થાતો?— હે ભોગી ભૃંગ૦
મમતા મેલી દે મૂંછાળા, ચૂંથેછે શું ખોટા ચાળા?
એમાં કસ કાંઈ નથી કાળા;— હે ભોગી ભૃંગ૦
તુજપર પક્ષી બેઠો ટાંપી, પકડી લેશે પલમાં પાપી,
ભુંડા ભય કોણ શકે કાપી?— હે ભોગી ભૃંગ૦
જો જન્મ નથી આવો જડતો, પરિચય પરિવાર રહે પડતો,
અધવચ રહિ જાશે આથડતો;— હે ભોગી ભૃંગ૦
પંકજમાં અંધા બંધાશે, ગજરાજ તનેય ગળી જાશે;
શી રીતે જન્મ સફલ થાશે?— હે ભોગી ભૃંગ૦
વ્હાલા વીસર સઘળી ક્રીડા, કર હરિપદકમલવિષે ક્રીડા,
કેશવ પરહર સર્વે પીડા;— હે ભોગી ભૃંગ૦

---

## प्रभु भजवाविषे.

### कानडो.

હરિ ભજ હરિ ભજ હરિ ભજ ભાઈ રે;*
વિષમ વિષયોમાં વિસર વડાઈ રે.

ધન જન ધામ ધરાદિક વૈભવ, જાય પવનમાં જેમ તણાઇ રે; હરિ૦
આ તન ચપલા જેવું ચંચલ જીવન જલસમ જાય તણાઈ રે; હરિ૦
મૃગજલ જેવી મિથ્યા મમતા, સ્વપ્નસમાન સમજજે સગાઇ રે; હરિ૦
કામ ન આવે કાંઈ અકાલે, ભોળપણે શું જા ભરમાઈ રે; હરિ૦
પુણ્યવડે માનવ તન પામી, ધૂળ ધમે અમથો આથડાઈ રે; હરિ૦
લવરી કરતાં લેશ ન થાકે, નામરટણમાં જાય લજાઇ રે; હરિ૦
ઠાઠ તજી દે ઠાઠ ઠગાઈ, કર સંપાદન શુભ સરલાઈ રે; હરિ૦
સાંગ સફલ કર કેશવ સારો, હેતવડે હરિના ગુણ ગાઇ રે; હરિ૦

---

* 'રે' ની જરૂર નથી પણ લટક માટે નાંખેલ છે. 'રે' મેલીને માધુબનના મહિનાના રાગમાં ગાઈ શકાય છે. 'હરિ' ને ઠેકાણે 'પ્રભુ' પદ પણ ઠીક છે.

## मेमानपणाविषे.

* काफी.

અમે તો આજ તમારા, બે દિનના મેમાન.
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન.　ટેક.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઈ દિને નહિ મળીએ, ક્યાં કરશો સન્માન?　અમે૦
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન;　અમે૦
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન;　અમે૦
કેશવ હરિએ કરુણા કીધી, ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહેછે તેને, થાય ન જરીએ જાન;　અમે૦

---

## सद्‌गुरुनुं शरण.

राग देश.

સદ્‌ગુરુ-શરણવિના અજ્ઞાનતિમિર ટળશે નહિ રે;
જન્મ-મરણ દેનારૂં બીજ ખરૂં બળશે નહિ રે.—ટેક.
પ્રેમે વચનામૃત પાનવિના, સાચા ખોટાના ભાનવિના,
ગાંઠ હૃદયની જ્ઞાનવિના, ગળશે નહિ રે;—સદ્‌ગુરુ૦
શાસ્ત્રપુરાણ સદા સંભારે, તન મન ઇંદ્રિય તત્પર તારે,
વગરવિચારે વળમાં, સુખ રળશે નહિરે;—સદ્‌ગુરુ૦
તત્ત્વ નથી મારા તારામાં, સુજ્ઞ સમજ નરતા સારામાં,
સેવક સુત દારામાં, દિન વળશે નહિ રે;—સદ્‌ગુરુ૦
કેશવ હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા,
શોધવિના સજ્જન એવા, મળશે નહિ રે;—સદ્‌ગુરુ૦

---

## प्रभुना भजनविना जन्म-मरणरूपी बंधन मटतुं नथी.

राग देश.

પ્રભુના ભજન વિના બંધન તારૂં ટળવું નથી રે;
માનવ તન ખોયું તો તે પાછું મળવું નથી રે.—ટેક.

---

* આ પદ મારૂ રાગમાં પણ સંભાળથી ગાઈ શકાય છે. તાલ દીપચંદી.

ધન જન યૌવન કેરા વળમાં, છટકી છંદાયો જો છલમાં,
તો બલમાં અજ્ઞાન કદિ બળવું નથી રે; પ્રભુના૦
ધ્યાન સદા વિષયોનું ધરતાં, દાનપુણ્યનો પંથ વીસરતાં,
ખોટી ખટપટ કરતાં, સુખ વળવું નથી રે; પ્રભુના૦
ભવસાગર તરવાનું બારૂં, હરિના શરણ થકી શું સારૂં?
મારૂં તારૂં પ્રાણ કશું પળતું નથી રે; પ્રભુના૦
કાલ ફરેછે નિશદિન માથે, જાગીને જો હિત છે હાથે,
કેશવ હરિજન સાથે, શું હળવું નથી રે? પ્રભુના૦

---

## खोटुं मोटपणुं मूकी देवाविषे.

### राग देश.

સાચી વાત સખા સમજાવું તુંને સાનમાં રે;
ખોટું મોટપણું મેલી દે મિથ્યા માનમાં રે. ટેક.
ધામ ધરા ધન સાથ ન આવે, સ્નેહ અને સંબંધ સતાવે,
સુતદારાદિક તને નચાવે તાનમાં રે; સાચી૦
પુણ્યવડે માનવ તન પામી વામી થઈ બેઠો છે કામી,
ખલ તારી તે ખામી કહુંછું કાનમાં રે; સાચી૦
નામરૂપ સર્વે છે નિષ્ફલ, બહુ કોને દેખાડેછે બલ,
જીવન ચલ જલબિંદુ પડેલું પાનમાં રે; સાચી૦
વિનય વિવેક વિચાર કરીને, તર ભવસાગર પુણ્ય કરીને,
ભાવ ધરીને કેશવ હરિ ભગવાનમાં રે; સાચી૦

---

## ज्ञाननां पदो.

### रामग्री.

રે જીવ! તું શિવરૂપ છે, ભૂલ્યો કેમ ભમેછે?
આ સંસારની જાલમાં, શું ગુંથાવું ગમે છે? રે જીવ૦
પંચમહાભૂતનો થયો, તું નથી જડ દેહ;
શાસ્ત્ર પુરાણો શાખ દે, પછી શો સંદેહ? રે જીવ૦

જ્ઞાનેંદ્રિય તે તું નથી, નથી તું પંચપ્રાણ;
કર્મેન્દ્રિઓ પણ તું નથી, એમ નિશ્ચય જાણ; રે જીવ૦
પંચમહાભૂત તું નથી, તું નથી નામ રૂપ;
વર્ણ અને જાતિ તું નથી, કાં પડ્યો અંધકૂપ? રે જીવ૦
ત્રિગુણ અહંકાર તું નથી, નથી માંસ ને મેદ;
વસ્તુ–કાલ અને દેશનો, તુજમાં નથી ભેદ; રે જીવ૦
હાડ ચર્મ રસ લોહી ને, તું નથી મલમૂત્ર;
માતપિતા ભાઈ ભામિની, પુત્રિ કે નથી પુત્ર; રે જીવ૦
કર્તૃત્વપણ તુંમાં નથી, નથી ભોક્તૃત્વ ભાઈ;
સંસારના સંબંધની, નથી તારે સંગાઈ; રે જીવ૦
નીચ ઉચ્ચ વર્ણ તું નથી, નથી નર તેમ નારી;
તારાં નથી ધન ધામ આ, તે તું જોને વિચારી; રે જીવ૦
ખાવું પિવું હર્ષ શોક એ, દેહના સહુ ધર્મ;
વેદ વેદાંતની વાણીનો, કેમ જાણે ન મર્મ? રે મન૦
જન્મ-મરણ ને જરા નથી, એક રૂપ અનાદિ;
સચ્ચિત્આનંદરૂપ છો, નથી અંત ને આદિ; રે જીવ૦

---

## ( ૨ )

### बरवापीलु.

આનંદ આનંદ આજ અમારે, વિનય વિવેકથી વસ્તુવિચારે. આ૦
હેય ઉપાદેય હોય હવે શું? આ આપણું પારકું તું લવે શું? આનંદ૦
ધામ ધરા ધન દુઃખ ન આપે, એ નિજરૂપના પ્રૌઢપ્રતાપે; આનંદ૦
પુત્ર કલત્ર કુટુંબ વગેરે, દુઃખદ દેખું નહિ કોઈ પેરે; આનંદ૦
સાંભળું જોઉં જગતમાંહિ જે જે, હુંથી નહિ કાંઈ નોખું રહે તે; આનંદ૦
હર્ષ અને શોક શેનો કરૂં હું? કયાં ભવસાગર શાને તરૂં હું? આનંદ૦
બંધન મોક્ષ નહિ કાંઈ મારે, શું સાંભરે ને પડે શું વિસારે? આનંદ૦
બ્રહ્મવિલાસ રમું હુંજ તેમાં, હોય અચંબો નહિ કાંઈ એમાં; આનંદ૦
તાપ ત્રિધા તન કેમ તપાવે? કોણ કહો રાગ–રોષ કરાવે? આનંદ૦
ભૂલવડે હાય વોય વધારી, જાણ થયું આજ જોતાં વિચારી; આનંદ૦
કેશવ અંતરયામીપ્રતાપે, વિશ્વવિલાસ સદા સુખ આપે; આનંદ૦

---

## ( ૩ )

### *रुचिराछंदनी चाल.

શાનો ભય ક્યાં છે ભવસાગર, શું મારે તે તરવું રે?
નિત્ય પરમ આનંદરૂપ હું, દુઃખવિના શું ડરવું રે? ટેક.
પાપ પુણ્યનો હું નહિ કર્તા, તે સાથે શું લાગ્યું રે?
મારે જન્મ-મરણ પણ ક્યાં છે? શાથી ભડકી ભાગું રે? શાનો૦
ક્યાં છે કુલ કોનો હું પોતે, કોણ કુટુંબી મારો રે?
ક્યાં છે સંપત ધામ ધરા ધન, ક્યાં સુખ ભોગ સુધારો રે? શાનો૦
તાપ ત્રિવિધ તન મનના ક્યાં છે, શા કારણથી તપવું રે?
ધર્મ કર્મ પણ ક્યાં કોને છે, શું તજવું શું જપવું રે? શાનો૦
ક્યાંથી આવ્યો ક્યાં જાવાનું, ક્યાં આખર ક્યાં આદિ રે?
હર્ષ શોક સુખ દુઃખ મને ક્યાં, ક્યાં વાદી પ્રતિવાદી રે? શાનો૦
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ અવસ્થા, ક્યાં છે આધિ ઉપાધિ રે?
ઝીણી નજરે નિરખી જોતાં, ક્યાં વળગે છે વ્યાધિ રે? શાનો૦
અહંકાર મન ઇંદ્રિય ક્યાં છે, ક્યાં છે વિષયવિચારો રે?
પંચભૂતનું તન પણ ક્યાં છે, ક્યાં બંધન ક્યાં આરો રે? શાનો૦
યમકિંકર નહિ દેખું નયને, નરક સ્વર્ગ તે શાનાં રે?
આ સ્થાવર આ જંગમ એ તો, છે બોલ્યાનાં બાનાં રે? શાનો૦
પૃથ્વી પાણી પર્વત તારા, ક્યાં પશુ-પક્ષી પ્રાણી રે?
દાનવ દેવ મનુષ્ય વગેરે, કહેવાની છે કા'ણી રે; શાનો૦
લાભ હાનિનો સંભવ શાનો, ભેદ કશો નહિ ભાળું રે;
મિત્ર પવિત્ર પુત્ર પણ ક્યાં છે, ક્યાં કેને સંભાળું રે? શાનો૦
ક્યાં ઘરબાર જનક ને જનની, ક્યાં છે શ્યામા શાણી રે?
મારૂં તારૂં એવી માયા, મનમાંથી ઉભરાણી રે; શાનો૦
નામ રૂપ ને નાશ વગેરે, કલ્પું હું તે કોનું રે?
અધિષ્ઠાનથી કાંઈ ન અળગું, સઘળાં ભૂષણ સોનું રે; શાનો૦
ભેદકલ્પના ભય આપેછે, એ જો વાત ન જાણી રે;
મૃગજલમાં મૃગલાની પેઠે, બંધન પામે પ્રાણી રે; શાનો૦

* ટેકમાં જે ખુબી છે તે ખુબીના અંતરાઓ નથી, અને સંબંધવાળા પણ નથી; તોપણ બોલવામાટે ઉતારેલ છે. આ પદ ઘણા ઢાળમાં ગવાય છે.

ઈંદ્રજાલના જેવું લાગે, તે મનના સંકલ્પે રે;
ચિદાભાસના ચૈતન્યવડે, મનગમતું મન કલ્પે રે; શાનો૦
કેશવ હરિની હોય કૃપા તો, સારી સમજણ આવે રે;
પોતાના અંતરના અનુભવ, ઉત્તમ સુખ ઉપજાવે રે; શાનો૦

---

## ( ૪ )

### भुजंगी छंद.

ભલે માન આપો ન આપો ગમે તો, રમો રંગમાં સંગીસાથે તમે તો,
નથી કામ કાંઈ તમારૂં અમારે, અમે મગ્ન બેઠા અમારે વિચારે. ૪
નથી જાણવાની તમારે જરૂર, અમારો અનિર્વાચ્ય છે પ્રેમ પૂર;
તમે મગ્ન રે'જો તમારા નિશામાં, અમે ચોડિએ ચિત્ત દેવી દિશામાં. ૫
ખરે ખેલ આ દૃશ્યનો સર્વે ખોટો, અવિદ્યાવડે ચિત્તમાં નિત્ય ચોટો;
નથી સાર સંબંધ છે બંધરૂપ, સદા શ્રેષ્ઠ છે એક આત્મસ્વરૂપ. ૬

---

## ( ૫ )

### काफी.

બતાવું હું કથી રીતે, આજ અહો આનંદ?
અંતરમાં ઉગ્યો છે રસમય, અદ્ભુત સુખનો ચંદ્ર. બ૦
તાપ ગયા તનમનના મારા, છૂટ્યો સઘળો છંદ;
ભય તૂટ્યો આ ભવસાગરનો, ફેદી નાંખ્યો ફંદ; બ૦
દુર્ગુણ દોષ–તિમિરનો સત્વર, કાઢી નાંખ્યો કંદ;
કેશવ હરિની પૂર્ણ કૃપાથી, વાધ્યો ગુણનો વૃંદ; બ૦

---

## ( ૬ )

### मुख्य भैरवी.

સ્વપ્નસમ સંસારમાં શો શોક મોહ તમારે છે?
બોધ થાતાં અંતરે આનંદ નિત્ય અમારે છેઃ સ્વ૦

માન ને મમતાવડે કલ્પાંતમાં પોતે કરેલા;
સ્વાંતના સંકલ્પ તે તો સ્વાંતને સહુ સારે છે; સ્વ૦
છે બધું છે તો પછી કાંઈ નથી તો તેમ છે આ;
સાર જો સમજાય તો સુખ-દુઃખ સર્વ વિસારે છે; સ્વ૦
કાંઈ છે નહિ તોય જે દેખાય તે શાને નિહાળો;
માનવાના ભાવથી ભવસિંધુનો ભય ભારે છે; સ્વ૦
વશ્ય ને પરવશ્યતા તે આપણા આધીનમાં છે;
સ્વપ્નજાગ્રત એક એવો ભાવ ભેદ વિદારે છે; સ્વ૦
આ અલૌકિક ઇંદ્રજાલે દ્વેષ-રાગ તરંગ મેલો;
મોક્ષ-બંધન આપણાં તે આપણુનેજ પનારે છે; સ્વ૦
ટળતાં અજ્ઞાન કેશવ વાસનાનો નાશ થાતાં;
સત્ય તત્ત્વવિચાર તે સંસાર પાર ઉતારે છે; સ્વ૦

---

(૭)

महीदीपनी चाल.

દ્વૈતભાસ ભ્રાંતિમાત્ર છે વિવર્તરૂપે;
શુદ્ધ બુદ્ધ મુક્ત સદા નિશ્ચલ સ્વરૂપે; હું૦
ધ્યાન અને ધ્યેય અને ધ્યાતા નહિ નોખો;
વાણી મનથી અતીત હું ચતુર્થ ચોખો; હું૦
કેશવ હરિરામ કૃષ્ણ નામથી ગવાઉં;
સ્થિર સદૈવ પરમધામ થાઉં કે ન જાઉં; હું૦

## વિભાગ ૧ લો સમાપ્ત.



## વિભાગ ૨ જો.

### ઈશ્વરસ્તુતિ અને ભક્તિનાં પદો.

દોહરો

જેવી વૃત્તિ હરામમાં, તેવી હરિમાં હોય;
વણો જાય વૈકુંઠમાં, નહિ અટકાવે કોય.

### ગણપતિની સ્તુતિ.

* ઝુલણાની ચાલ.

શ્રીગજાનન ગણાધીશ ગૌરીસુત, પ્રથમ કલ્યાણ કરજો અમારૂં;
આજ આરંભમાં વિઘ્ન સઘળાં હરી, કીજીએ પ્રેમથી નિત્ય સારૂં;
વિઘ્ન હરનાર સુખ સર્વ કરનાર છો, દુઃખ હરનાર સંસારમાંહી;
એમ સમજી અમે અરજ કરીએ સહુ, કામ નિર્વિઘ્ન થાવાજ આંહી.

### ઉમાસ્તુતિ.

ઝુલણાની ચાલ.

સતિ શિરોમણ ઉમા માત જગદંબ તું, બાળકો પર સદા મ્હેર ધરજે;
વિઘ્ન પડતાં પહેલાં સદા માત તું, દિલવિષે ધરિ દયા દૂર કરજે;
આપની આશ મનમાં સદા રાખીએ, કામની સિદ્ધિને કાજ દાડી;
અલ્પ બુદ્ધિ થકી અરજ કરીએ અમે, માની લેજો તમે આજ માડી.

### પ્રભુસ્તુતિ.

ઝુલણાની ચાલ.

એક ઈશ્વર અનાદિ અખિલેશ તું, જગતનાયક સદા સુખકારી;
દીનબંધુ દયાસિંધુ સૃષ્ટિ સ્થિતિ, ને વળી આપ સંહારકારી;
સર્વનાં દુઃખ હરનાર ઈશ્વર તમે, આજ વિઘ્નો અમારાં નસાડી;
હામને દામની સાથ સહુ કામમાં, શક્તિ આપો પ્રભુ દાડી દાડી.

---

* સોરઠ, પ્રભાતી, કેદાર વગેરે રાગમાં ગવાય છે. તાલ ચર્ચરી.

# શિવસ્તુતિનાં પદો.

## ( ૧ )

કો’ને હવે ક્યાં હું જાઉં? સાંબ! શું કરૂં?
આધાર ન અન્ય કોઈ ક્યાં જઈ ઠરૂં? કોને૦
ચરણ વિચારી સદાચારમાં ધરૂં, દૂર દોષને કર્યાનું જ્ઞાન પાધરૂં; કોને૦
આપતુંજ નામ એક હું ગણું ખરૂં, અન્ય વાતતણું ધ્યાન તો કરૂં પરૂં; કોને૦
તોય તાપ ત્રિધા મનમાં રહે શરૂ, સાચવી શકાય સ્હેલથી ન આબરૂ; કોને૦
જનક જણાવો નહિ કેમ આદરૂં? કોણની સમીપે જઈ આંખને ભરૂં? કોને૦
કેમ દુઃખમાંથી છુટીને હરૂં ફરૂં? મૂરખ ન મન મારૂં રે કલાગરૂં; કોને૦
મોત જો મળે તો નાથ હું હવે મરૂં, અન્ય આ ઉપાધિઓના દુઃખમાં ડરૂં; કોને૦

---

## ( ૨ )

### शार्दूलविक्रीडित.

કામ ક્રોધ મરે ભલે પણ મને એ તે શકે શું કરી?
લોભે ને મદ મત્સરે ક્યમ અરે હું જાઉં આજે ડરી?
આધિ વ્યાધિ ઉપાધિતું પ્રબલ તે શું ચાલશે આ સમે?
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
તૃષ્ણાવાનવિષે રહે જઈ સદા તૃષ્ણા ભલે બાપડી,
ભોગીમાં જઇને વસે ભવતણા ભોગો ભલે આ ઘડી;
મારૂં માનસ નિત્ય વૈભવ તજી વૈરાગ્યમાંહિ રમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
જે સંસારતણાં સુખો અખિલ તે સંસારીઓ મેળવો,
સ્ત્રીપુત્રાદિકમાં સદા હૃદયને ભાવે ભલે ભેળવો;
મારૂં માનસ તો સદૈવ પરમાનંદ પ્રભુમાં ભમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
નિંદે નિંદક તોય તે વિષયનું કાંઈ ન મારે મને,
ના પામું કદિ હર્ષ વર્ણન કરી ઉંચો ચડાવે મને;
દુષ્ટો આ દુનિઆ વિષે વળી ભલે દુઃખો દઇને દમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.

ભુખે પ્રાણ ગયા તથાપિ મુજને શી ખોટ લાગી ગઈ?
મિષ્ટાન્નો મળવા થકી કદિ રહ્યા તોએ ન મારે કંઈ;
મારૂં અંતર ચંદ્રચૂડચરણે નિશ્ચિન્તતાથી નમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
પામું આ ભવમાં કદિ ઉદય હું તેથી કરી શું થયું?
જામ્યો હું ધન ધામમાં નહિ કદિ તેથી કરી શું ગયું?
મારૂં અંતર પુણ્યના પ્રબલથી સર્વે પ્રકારે શમે.
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
માતા તાત કલત્ર સોદર અને મિત્રાદિ સર્વે સગાં!
મારે કાજ સદાય જે ભવતણાં દુઃખો ખમ્યાં છે બધાં;
ચિંતા ચિત્ત વિષે ન કાંઈ કરતાં દીર્ઘાયુ રે'જો તમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.
વિદ્યાર્થી જન હોય તે સુખથકી વિદ્યા ભલે મેળવો,
અર્થી જે જન હોય તે સુખથકી અર્થો ભલે મેળવો;
વિશ્વાધાર થકી રહે વિમુખ જે તે ધૂળ ઢાલી ધમે,
ભાવેથી ભજવા ઉમાપતિ હવે અત્યંત મુને ગમે.

---

## आप आवीने उगारो.

**माढ.**

ઉગારો આવી આપ, હે દીનબન્ધુ હે દયાળ!
દેખાડો પ્રૌઢ પ્રતાપ, હે દીનબન્ધુ હે દયાળ!
અકળ કલાવાળા અવિનાશી, શું વરણવીએ વીર?
પાર ન પામું હું પ્રભુતાનો, ગુણગણથી ગંભીર;
હે દીનબન્ધુ હે દયાળ!
ડુબું છું હું દુઃખમાંહિ, હે દીનબન્ધુ હે દયાળ!
આવ્યો આધારે આંહિ, હે દીનબન્ધુ હે દયાળ!
પૂજન પાઠ કર્યાં નહિ કોડે, સોણે પણ સુખરૂપ;
ઘૃતના દીપક પણ નહિ પ્રગટ્યા, ન ધર્યા રૂડા ધૂપ;
હે દીનબન્ધુ હે દયાળ!
બોલું શુ બીજો બોલ, હે દીનબન્ધુ હે દયાળ!
અંતરમાં કરશો તોલ, હે દીનબન્ધુ હે દયાળ!

ન કર્યાં મેં નવેદ્ય નમીને, સ્તવન કર્યાં નહિ તેમ;
પુષ્પાંજલિ પણ ન ભરી કોડે, અવળો ચાલ્યો એમ;
હે દીનબન્ધુ હે દયાળ!
ભટકું ભવમાં ભૂતેશ, હે દીનબન્ધુ હે દયાળ!
સુખ દેખું નહિ લવલેશ, હે દીનબન્ધુ હે દયાળ!
વિનય વિવેક ન જાણું જાતે, ખાંતે રખડું ખૂબ;
નીતિ ન્યાય ન સમજ્યો સાચો, રસમાં ડૂબાડુબ;
હે દીનબન્ધુ હે દયાળ!
તાપેથી હૃદય તપાય, હે દીનબન્ધુ હે દયાળ!
આયુષ્ય એળે જાય, હે દીનબન્ધુ હે દયાળ!
વાંક અનેક થયા છે અમથી, કરજો માફ મહેશ;
અંતર્યામી છો અલબેલા, શુ વદવુંજ વિશેષ;
હે દીનબન્ધુ હે દયાળ!
સંતાણા ક્યાં શૂલપાણ? હે દીનબન્ધુ હે દયાળ!
મારે તો આપ પ્રમાણ, હે દીનબન્ધુ હે દયાળ!
પીધું હર હાલાહલ હોંશે; કઠણ કર્યું એ કામ;
સેવકને સુખિઓ કરવામાં, અટકો છો શું આમ?
હે દીનબન્ધુ હે દયાળ!
ચરણે રાખુંછું શિશ, હે દીનબન્ધુ હે દયાળ!
શોભે નહિ સ્વામી રીસ, હે દીનબન્ધુ હે દયાળ!
નિદ્રા નાથ નહિ કરતા હો, મારે કાજ રમેશ;
એવું હું અંતરમાં સમજી, ચિંતા ન કરૂં લેશ;
હે દીનબન્ધુ હે દયાળ!
રાખો ને સુખમાં ઈશ, હે દીનબન્ધુ હે દયાળ!
માગું છું એ દિનનિશ, હે દીનબન્ધુ હે દયાળ!
પોત પ્રભુ જો જોતા હો તો, બહુ જોયું જગદીશ;
અણુસમજુ અડબોથ અભાગી, શું હું શ્રેય કરીશ;
હે દીનબન્ધુ હે દયાળ!
તંમ હાથે મારી લાજ, હે દીનબન્ધુ હે દયાળ!
જાશો ક્યાં નાશી આજ, હે દીનબન્ધુ હે દયાળ!

વસતા હો કૈલાસે સ્વામી ! તો ત્યાં આવું ઈશ;
ગિરિજાનાથ ગમે તે રીતે, આનંદ આપો ઈશ;
હે દીનબન્ધુ હે દયાળ !
ભીડભંજન ભાગો ભીડ, હે દીનબન્ધુ હે દયાળ !
ચૂકયો છું ત્યાં શી ચીડ, હે દીનબન્ધુ હે દયાળ !
બાળકના અપરાધ ન માતા, મનમાં લાવે લેશ;
તેમ તમેં માતા છો મારાં, રાખો રે'મ રમેશ;
હે દીનબન્ધુ હે દયાળ !
જીવાડો તો જીવીશ, હે દીનબન્ધુ હે દયાળ !
તારો તો તરત તરીશ, હે દીનબન્ધુ હે દયાળ !
સમજું છું હું સઘળું કરવા, સાંબ સમર્થ સદૈવ;
કાલ તણા પણ કાલ કહું છું, દૈવતણા પણ દૈવ;
હે દીનબન્ધુ હે દયાળ !
ભય ભાગો હે ભગવાન, હે દીનબન્ધુ હે દયાળ !
સેવકને આપો સાન, હે દીનબન્ધુ હે દયાળ !
આધિ વ્યાધિ ઉપાધિ કાપો, ટાળોને ત્રણ તાપ;
ભવસાગરને પાર ઉતારો, બાંહે ઝાલી બાપ;
હે દીનબન્ધુ હે દયાળ !
જોશો જો ઈશ અવાણુ, હે દીનબન્ધુ હે દયાળ !
તો બારે બુડ્યાં વ્હાણુ, હે દીનબન્ધુ હે દયાળ !

૨

**માઢ.**

વીનવું છું વારંવાર, હે દીનબન્ધુ હે દયાળ !
વારે આવો આ વાર, હે દીનબન્ધુ હે દયાળ !
સચરાચર સેવે છે જેને, નારદ તુંબરૂ ગાય;
શેષ સહસ્ર મુખે વરણવતા, તોય ન પાર પમાય;
હે દીનબન્ધુ હે દયાળ !
હું તે બોલું શું બિચારો, મારો શો છે ભાર ?
કરગરતો બેઠો કર જોડી, આપો લક્ષ લગાર;
હે દીનબન્ધુ હે દયાળ !

આવ્યો આજે શરણે સ્વામી, ચરણે નામું શીશ;
માફ કરો અપરાધ હજારો, ઉગારો હે ઈશ;
હે દીનબન્ધુ હે દયાળ!
આશુતોષ! અનેક પીડા, અંતર થાય હમેશ;
આધિ વ્યાધિ ઉપાધિ એકે, સુખ થાવા દે ન લેશ;
હે દીનબન્ધુ હે દયાળ!

---

## इश्वरस्तुतिनां पदो.

### દોહરો.

રામ નામ સહુએ લહે, ઠગ ઠાકરને ચોર;
જેણે ધ્રૂ પ્રલ્હાદજી, તર્યા નામ તે ઓર.

---

## आ भव पार उतारवाविषे.

### होरी.

પ્રભુ ભવપાર ઉતારો. ટેક.
કંઇક કિધાં હશે પાપ પ્રપંચે, અપરાધ એમાં ન મારો;
સંચિતને વશ વરતે સહુએ, એવો છે પંથ તમારો;
ત્યારે રીબાવી શીદ મારો? પ્રભુ૦
સંસારમાં સઘળી છે ઉપાધિ, આવે ન એથી આરો;
દુર્જન લોક દમે મને દાડી, લાગું એને ખૂબ ખારો;
એવો આજ હું દુખિયારો; પ્રભુ૦
કૂડું કર્યું કોઇનું નકદિ મેં, સહુને સુખે સુખીઆરો;
પુણ્યમાં રાજી રહું દિનરાત હું, તોય થયો છું નકારો;
સદાચાર પાળતાં સારો; પ્રભુ૦
જાણ થયું જ્યારથી જગજીવન, પંથ તજ્યો છે નઠારો;
દુર્ગુણથી દૂર રોજ રહું છું, સદ્‌ગુણ છે મુજ પ્યારો;
નહિ થાઉં એ થકી ન્યારો; પ્રભુ૦
અન્ય ન જાણું કંઇ અખિલેશ હું, તારણ કેમ ન તારો?
હું છું અજાણ અજ્ઞાનના અંશે, જાતે કરો જાણનારો;
સંચિત સર્વ નાથ નિવારો; પ્રભુ૦

જાણું જ્યેં મૃગજલ સમ સર્વે, ત્યારે હું છું અંશ તારો;
એવી રહે નહિ વૃત્તિ હમેશાં, જેથી ટળે જન્મવારો;
કેશવ કહું વાર હજારો; પ્રભુ૦

---

## दुःखमां सहाय मागवाविषे.

### होरी.

નાથ આવી હવે તો ઉગારો;
દાસ પીડા પામે છે તમારો. ટેક.

સંકટ સર્વે પડ્યાં મુજ માથે, તરત હવે હરિ તારો;
વાર થશે જો હવે કાંઈ વિઠ્ઠલ, તો જીવ જાણો જનારો;
માટે મેલી સર્વે વિચારો; નાથ૦
જો કદિ કાંઈ થશે કષ્ટ મુને, એથી નથી ડરનારો;
દેહ પડયાનો નથી ડર મારે, ટળશે તરત જન્મવારો;
એથી અન્ય લાભ શું સારો? નાથ૦
ઉત્તમ મેં આપનું પદ લીધું, ત્યારે પ્રભુ શું વિસારો?
કોણ કરે વાર આ વાર મારી, આપે કર્યો જો નકારો;
નથી ક્યાંહિ મારો કિનારો; નાથ૦
જગજીવન ક્યાં જઇને વસ્યા છો, અરજ જરા ઉર ધારો;
શરમ નથી શીદ લાવતા વ્હાલા, નામ હરિ ધરી હારો;
ત્યારે કેમ આવશે આરો; નાથ૦
કંઈક પીડા એમ પામતા દેખું, આપના દાસ હજારો;
વ્યાપક નામ ખરૂં કરવાને, આ વાર આવ્યો છે વારો;
આપોઆપ આજ પધારો; નાથ૦
શરણાગત પ્રતિપાલ દયાલુ, સેવક હું છું તમારો;
શરણ રહું છું સદા આપને, કેશવ કોઈ ન મારો;
વિના આપ ભવ તારનારો; નાથ૦

---

## विश्वनाथ विना कोई तारनार नथी.

### वसंततिलका.

આદ્યંત જે અખિલ વિશ્વ વિષે સમાન,
વ્યાપી રહ્યા સતત અંબરની સમાન;

પામે કદિ ન શત કલ્પ વડે વિકાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
કાષ્ઠે હુતાશન અદૃશ્ય સદૈવ રે'છે,
પ્રત્યક્ષ યત્ન થકી ભિન્ન જણાઈ રે'છે;
છે તેમ વિશ્વમય વિશ્વ થકી બહાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
પોતે પ્રકાશક સદા સહુને પ્રકાશી,
દૃષ્ટા થઈ ઘટઘટે વસતા વિલાસી;
આનંદથી અખિલને સુખ આપનાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
જેનો પ્રભાવ નહિ કુંઠિત લેશ થાય,
ને દેશકાલ વળી વસ્તુતણો જરાય;
જેના વિષે નહિજ ભેદ કદિ થનાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
માયાવડે સગુણ સૌ જનને જણાય,
જે નિત્ય નિર્ગુણ અને નિરુપાધિ રાય;
જન્માદિ દુઃખ જનનાં સહુ કાપનાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
જે સત્ત્વ ને રજ અને તમના વિકારે,
ઉત્પત્તિ ને સ્થિતિ અને લય કાજ ધારે;
ઇચ્છાવડે ત્રિવિધરૂપ અનેક વાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.
અવ્યક્ત ઈશ ત્રિગુણાત્મક જે અનુપ,
નિત્યે નિરંજન નિરાકૃતિ વિશ્વરૂપ;
જે ભક્તના સહુ મનોરથ પૂરનાર,
એ વિશ્વનાથ વિણ કોઈ ન તારનાર.

## दुःख दरिआमांथी तारवाविषे.

** भैरवी.*

સહાય કરો કૃપાલુ રે, પીડાઉં છું હું તમારો;
દયા દીનબન્ધુ લાવી, દુઃખદરિએથી તારો. ટેક.
આપ વિણ કોઇની હું, આશ નહિ લેશ ધરૂં;
આપજ અનાદિ ઈશ, એક છો આધાર મારો. સહાય૦
શેષનાગ પણ પાર, વરણુવતાં ન પામે;
નારદાદિ મુનિ મોટા, ગુણ ગાયછે હજારો. સહાય૦
જાણતો નથી હું કાંઈ, સેવવાની શુભ રીત;
સંસારવિષે સતાઉં, આવી હવે તો ઉગારો. સહાય૦
કેશવ કહું શું વધુ, આપ છો અંતરયામી;
શરણ પડ્યો છું આધિ,-વ્યાધિ-ઉપાધિ નિવારો. સહાય૦

---

## प्रार्थना.

### शार्दूलविक्रीडितम्.

વિશ્વાધાર વિપદ્વિનાશક સદા આદ્યંત વિશ્વંભર,
જેની શક્તિ અને અપાર મહિમા જાણે ન કોઈ નર;
તે સાક્ષી સહુના સહાય અમને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
આધિ વ્યાધિ ઉપાધિ આદિક સહુનાં સંકટો કાપજો,
દીનાનાથ દયાલ દેવ સહુને સારી મતિ આપજો;
આર્યોના અખિલેશ અંતરતણા અજ્ઞાનને ટાળજો,
સૌનાં શાન્ત કરી સદા હૃદયને સન્માર્ગમાં વાળજો.
આર્યોનાં અખિલેશ અંતર તમે સન્માર્ગમાં વાળજો,
દીનાનાથ કરી દયા પ્રતિદિને સૌને સુખે સ્થાપજો.
આર્યો ભારતભૂમિના ઉદયમાં આનંદ લેતા થજો,
અંતર્યામી અહો કહું અધિક શું લજ્જા તમે રાખજો.

---

* કાલીંગડામાં પણ ગવાય છે. તાલ દાદરો.

રે'જો આર્યજનો સદૈવ સુખમાં સર્વે રૂડી રીતિથી,
લેજો લાભ અનેક સદ્‌ગુણ અને નિત્યે રૂડી નીતિથી;
નિષ્ઠા શીલવિષે સદાચરણમાં સદ્ધર્મમાં રાખજો,
બ્રહ્માનંદતણાં સદૈવ સુખને ચાતુર્યથી ચાખજો.
વર્ણોના શુભ જાતિના વળી વિશેષે દંપતીના રુડા,
પુત્રોના, પ્રભુના, સહોદરતણા પત્નિતણા જે ઘણા;
માતા તાતતણા અને ગુરુતણા ધર્મો ધરામાં બહુ,
પાળો પ્રાણ જતાં લગી પણ સદા અત્યંત પ્રેમે સહુ.

---

## परमेश्वरनो पाड मानवाविषे.

### शार्दूलविक्रीडितम्.

જેના પ્રૌઢપ્રતાપથી પ્રથમ હું આવી રુડી જાતિમાં,
સૌથી શ્રેષ્ઠ ગણાય જે પ્રતિદિને તે ઉત્તમ જ્ઞાતિમાં;
માતા તાત તણા પવિત્ર કુલમાં જન્મી થયો આવડો,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું ઘણો.
આધિ વ્યાધિ ઉપાધિ આવી પણ હું તેમાંથીએ ઉગર્યો,
પીડા પિંડવિષે પડી પણ વળી તેમાંથીએ હું તર્યો;
જીવું આજ સુધી શરીરસુખમાં જેના પ્રતાપે થકી,
તે વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું નકી.
જેના પ્રૌઢપ્રતાપથી પ્રતિદિને માતા અને તાતની-
સેવા શુદ્ધ મને કરી, નહિ ગણી ખામી કશી વાતની;
જાણ્યો સાર સમગ્ર અંતરવિષે મેં સત્ય સંસારનો,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું ઘણો.
જેના પ્રૌઢપ્રતાપથી પ્રતિદિને સન્માર્ગમાં હું રહ્યો,
જેના પ્રૌઢપ્રતાપથી સુજનની સાથે હળી હું ગયો;
એકાગ્રે સુજની સદાચરણમાં ચોંટી રહી છે મતિ,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું અતિ.
જેના પ્રૌઢપ્રતાપથી સરલતા ને શાન્તતા મેળવી,
જેના પ્રૌઢપ્રતાપથી સદુપદેશે બુદ્ધિને કેળવી;

પામ્યો સૌખ્ય વધારનાર ગુણનો ભંડાર નારી સતી,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું અતિ.
જેના પ્રૌઢપ્રતાપથી શિયલને સારી રીતે સાચવ્યું;
જેના પ્રૌઢપ્રતાપથી નહિ પડ્યું ક્યાંહિ મને જાચવું;
ધારી ધૈર્ય સદાય આ જગતમાં સંતોષ માની લહું,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું બહુ.
અંગે કાંઈ અપંગતા નહિ થઈ પામ્યો નિરોગીપણું,
જામ્યો હું ધન ધામમાં નહિ કદિ, તેનું ન લેશે ગણ્યું;
એ સર્વે સુખ-સાધનો પ્રબલ છે જેના પ્રતાપે કહું,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું બહુ.
માતા તાતતણો અને ગુરુજનોનો શ્રેષ્ઠ પુત્રોતણો,
પત્નિનો પતિનો સહોદરતણો ને દંપતીનો રુડો;
જાણ્યો ઉત્તમ ધર્મ મેં મનવિષે જેના પ્રતાપે સહુ,
એ વિશ્વંભર નાથનો પ્રતિદિને હું પાડ માનું બહુ.

---

## अविनाशीप्रति अरज.

### *भैरवी.

અરજ સુણો અવિનાશી, અમારી અરજ સુણો અવિનાશી.
આપ દયાળ અમે સૌ બાળક, એક તમારી આશ; અમારી૦
વાંક કરે બાળક તો બહુએ, થશો ન લેશ ઉદાસ; અમારી૦
ભણતર ભણવા ભેળાં થઇએ, કરશો નહિજ નિરાશ; અમારી૦
શુભ ગુણ લઇએ સહુએ સમજી, ન રહે લેશ કચાશ; અમારી૦
આપ શુભ મતિ સદ્ગુણ સાથે, સહુમાં થાય સમાસ; અમારી૦
નિર્મલ મનનાં નિશદિન રહીએ, પસરે જેમ સુવાસ; અમારી૦
મુખથી એવું માગી લહીએ, અંતર થાય ઉજાસ; અમારી૦
આપ તણો આધાર મળ્યાથી, હૈયામાં છે હાશ, અમારી૦
ન રહે લેશ કુધારો કદિ પણ, સુખનો થાય ન નાશ; અમારી૦

---

* દેશરાગમાં પણ ગવાય. ત્રિતાલ. આ કવિતા પારસી સ્કૂલનાં બાળકો માટે લખાએલી છે. સં. ૧૯૪૨ લિ. કર્તા.

## प्रभुविना कोण तारे ?

### महीदीप छंदनी चाल.

આપના વિના અનાદિ ઈશ કોણ તારે?
કોઈનું ન શરણ આપના વિના અમારે. આપના०
ક્રોધ કામ લોભ મોહ હૃદયને વિદારે;
આંધળા બનાવી અંધ કૂપમાં ઉતારે; આપના०
વ્યાધિ-આધિ ને ઉપાધિ મોતવગર મારે;
ત્રિવિધ તાપ તન તપાવનાર છે મુરારે! આપના०
છે ભવાટવીતણાં અનેક કષ્ટ ભારે;
આ ગુંચાઈ જાય દાસ વિષયરૂપ ગારે; આપના०
ધ્યાન દાન જપ તપ નથી જાણતો લગારે;
ઠગ્યો ઠાઠમાઠરૂપ દુષ્ટ આ ઠગારે; આપના०
હાથમાં ચડ્યો મણિ દબાઈ દાસ હારે;
જન્મ-મરણ હર્ષ-શોક વેદના વધારે; આપના०
કેશવ હરિ ચૌદલોકનાથ ચડો વારે;
નટવર નહિ તો બુડી ગયાં વહાણ બારે; આપના०

---

## हे दयानिधान आप आवीने उगारो.

### महीदीप छंदनी चाल.

હે દયાનિધાન આપ આવીને ઉગારો;
હું હણાઉં છું સદૈવ દાસ આ તમારો. હે દયા०
વિષસમાન વિષયનો નિશો ચડે નઠારો;
વ્યાધિ આધિને ઉપાધિનો નથી કિનારો; હે દયા०
ત્રિવિધ તાપ આવવા ન દે રુડા વિચારો:
આ ભવાબ્ધિનો પમાય કેમ આમ આરો? હે દયા०
માંડ માંડ આ મળ્યો મનુષ્ય-જન્મવારો;
આપની કૃપાવિના નક્કી ઠરે નકારો; હે દયા०
નીતિ રીતિને ન જાણું ધર્મનો ન ધારો;
ગ્રહણ મેં કર્યો કૃપાળુ આપનો પનારો; હે દયા०

પ્રેમથી કરૂં પ્રણામ નરહરે! હજારો;
દયાદૃષ્ટિ કરી નાથ ઠીક ઠીક ઠારો; હે દયા૦
આપથી અનાદિ ઈશ હું ન હોઉં ન્યારો;
પ્રણતપાલ નામ ધરી આમ શું વિસારો? હે દયા૦

---

## ते ईश्वरनां दर्शन केम थाय?

### हरिगीत.

ઘટઘટવિષે વ્યાપી રહ્યા પણ દૃષ્ટિએ પડતા નથી,
ગોતે ગમે તે યત્નથી યોગીજનો જડતા નથી;
યોગીજનો યત્ને કરે જેની નિરંતર સેવના,
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
સ્થાવર અને જંગમતણાં પાત્રો બનાવે પ્રેમથી,
ખાસા કરે જે ખેલ નટવર નિત્યના શુભ નેમથી;
બહુએ કહે બહુરૂપ જેને, ગુણ ગણાય ન જેમના,
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
જે સર્વ પ્રાણીમાત્રને સુખ આપનારા દેવ છે,
સાચા જગતની જાલના જે સૂત્રધાર સદૈવ છે;
જુગતે રમાડે જીવને જે કાંઈ યત્ન કર્યા વિના,
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
નહિ સૂર્યદેવ પ્રકાશ આપે ચંદ્ર પણ ચળકે નહિ,
બીજી બધી બહુ વસ્તુઓ આ જગતમાં ઝળકે નહિ;
વાયુ વહે નહિ વિશ્વમાં જેની જબર સત્તા વિના,
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
નિર્ગુણ અને નિર્દોષ નિર્મલ નિરાકાર નિરંજન,
જેને જરૂર જનનાં ન પ્હોંચે વિવિધ વાણી ને મન;
ચૈતન્ય સર્વે વસ્તુઓ સંસારમાં જડ જે વિના,
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
જાણે જગતમાં થાય જે તે પ્રથમથી પલવારમાં,
પશુ-પક્ષીઓ જન જાતને જે સુખદ છે સંસારમાં;

પાલન અને પોષણ કરે છે ખચિત રાખી ખેવના.
કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?
'કરિએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવનાં?'
એ બોલ છે અજ્ઞાનથી ખોટી પડેલી ટેવના;
અણુમાત્ર પણ અળગો નથી નિજપાસ નિત્ય મુકામ છે,
અનુભવ કરીને ઓળખ્યાનું એક કેવલ કામ છે.

---

## *परमेश्वर अने पवनविषे कठण कविता.

### मंदाक्रांता.

જાણી જોતાં ત્રિભુવનવિષે કામ કાંઈ ન કોય,
નાનાં મોટાં ચર અચર તે તું વિનાનાં ન હોય;
સત્તા તારી અતિ સરસ છે તું બધાંને નિભાવે,
સર્વવ્યાપી અગમ ગતિથી જાડ્યતાને તજાવે.
આંખો દેખે સરસ રચના કામ હાથે કરાય,
વાણી બોલે વચન-રચના, કાનથી સંભળાય;
ટાઢું ઉનું તરત પરખે ચામડી સ્પર્શ થાતાં,
જિવ્હા જાણે સરસ રસને ખાંતથી જે ખવાતા.
હાલે ચાલે ચરણ સઘળે, ગંધને ઘ્રાણ લે છે,
સારા માઠા અનુભવ બધા દેહ દાડી સહે છે;
આવાં કાર્યો જડ જગતમાં તું વિના કેમ થાય?
તારી ભારે ગહન ગતિ તે વર્ણવી કેમ જાય?
તું કોપે તો સકલ જનને દુઃખ અત્યંત આપે,
જો રીઝે તો સકલ જનના દેહનાં કષ્ટ કાપે;
સર્વે તુંને તન-મનવડે દૂરથી દેવ વંદે,
પીડા પામે કદિ તુજ થકી તો પછી નિત્ય નિંદે.
ચિત્તે તારી સકલ જનને પ્રીતિ નિત્યે ગમે છે,
સેવે તેને કઠણ થઈને કોકને તું દમે છે;

---

* પવન ઘણા પ્રકારના છે માટે જે ઠેકાણે જેમ અનુકૂલ પડે તેમ તે સ્થલે ગ્રહણ કરી લેવું. લિ. કર્તા.

જન્માવે છે જન જગતમાં તેમ સંહાર વાળે,
રાજી હો તો પ્રણય રસથી સર્વને નિત્ય પાળે.
સારી રીતે ન કદિ જન જો ચાલવા ચાંપ રાખે,
તો તેના તે અવગુણ બધા અંતરે તું ન સાંખે;
વિદ્વાનોએ પદ વિનયથી તૂર્ય તારૂં ગણાયું,
બીજું ત્રીજું પ્રથમ પદ તો માત્ર કોકે ભણાયું.
તારી સત્તા વગર સઘળે અગ્નિ ઓલાઈ જાય,
તારી સત્તા વગર જલને કોણથી સૂકવાય?
તારી સત્તા વગર પૃથિવી ધારનારૂં ન કોઈ,
તારી સત્તા અનુભવવડે સાવ પ્રત્યક્ષ જોઈ.
તારી સત્તા વગર ન વદે વિશ્વમાં કોઈ વાણી,
તું સર્વેમાં સકલ તુજમાં એમ લીલા રચાણી;
તેં રાખી છે ચર અચરમાં એક આદ્યંત ટેક,
તારી સત્તા વગર ન હલે ઝાડનું પાન એક.
તું લાગે છે સમરસ બધે નિર્ગુણી નિર્વિકાર,
આવે આજે ગુણ અનુભવે તોય તારા અપાર;
સાચો સાક્ષી નિકટ સહુને તેમ પ્રાણસ્વરૂપ,
વિદ્વાનોએ અગણિત ગણ્યાં આપનાં નામરૂપ.
માને તુંને જન મનવિષે તાપનો આપનાર,
જાણો તુંને જન મનવિષે તાપનો ટાળનાર;
જેવો જેને અનુભવ થયો તેમ તે આચરે છે,
ગાંડા લોકો ગરજ પડતાં ધ્યાન તારૂં ધરે છે.

---

## *मारे देह नथी धरवो. 



### शिखरिणी.

ઘણા પાડા ઘોડા વૃષભ ખર ને વાનર વળી,
દુખી સર્વે દીઠા મૃગ કરભ ને ખચ્ચર મળી;
પરે પેટે પાટા પરવશપણે પિંડ ભરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.

---

* સં. ૧૯૩૯. જેઠ શુદિ ૧૫, બુધ.

સુખે પૂરૂં ખાવા ખડ કડબ કે ખાણુ ન જડે,
સદા ભૂખ્યાં તર્સ્યાં પરઘરવિષે રોજ રખડે;
પડે પીઠે પાછો ગરજુ નરનો માર ગરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
ઘણા ઘાણી તાણે વળિ ઘણુખરા ખેડ કરતા,
ઘણા ગાડાં તાણે વળિ ઘણુખરા ભાર ભરતા;
દુખી થાતાં થાતાં શ્રમ જનમથી છેક કરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
દયાહીણા દુષ્ટો કતલ તલવારે વળી કરે,
પછી પાપી પૂરા ઉદર નિજનાં એ થકી ભરે;
ન જાણે તે જાતે ભવજલધિ આ કેમ તરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
સુગંધી ચીજો કે કનક રસથી આ નથી કર્યો,
મળે ને મુત્રે ને રુધિરરસ માંસેથકી ભર્યો;
મઢ્યો ચર્મે તેથી નહિ ઉપર તે માત્ર વરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
અહો આધિ વ્યાધિ પ્રતિદિન ઉપાધિ પ્રભુ પડે,
હરિ હારી તેથી હરદમ હરામી હડબડે;
ફરી ફેરો એવો નરહરિ નથી હાય ફરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
અહો આ સંસારે અવતરિ ઘણાં દુઃખ ખમવાં,
ભૂલીને પોતાને રમત ગમતે રોજ રમવાં;
રુડી રીતે સાચો કઠણ નિજનો સ્વાર્થ સરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
અરે પાપી આવું ઉદર ભરવા ભૂતલવિષે,
ફરે ચારે કોરે છલ-કપટ રાખી દસ દિશે;
અરે એ પીડામાં કઠણ પ્રભુમાં ભાવ કરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
અહો છૂટું ક્યારે જનમ-મરણેથી નરહરિ,
વિચારો એવા એ સુખદ, પણ તે સાવ વિસરી;

વધારે બંધાવા પરધન અને માલ હરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
અહો હાડે ચર્મે રસ ચરબિ નાડી નસ થકી,
સદા દુર્ગંધી તે અપુનિતપણાનું ઘર નકી;
રુડો કે રૂપાળો નજર કરતાં માત્ર નરવો,
નથી એવો મારે નરહરિ હવે દેહ ધરવો.
પડ્યો છું પીડાતો અતિ દૃઢ મહાબંધનવતી,
નથી મારી બીજી તમવગર હે કેશવ ગતિ;
નથી મારે પાછો વિષયરસગારો ક્યરવો,
નથી પાછો મારે નરહરિ હવે દેહ ધરવો.

---

## प्रेमे करुं ए प्रभुने प्रणाम.

१

### उपजाति.

અનાદિને અંત વિહીન જે છે, આ વિશ્વમાં વ્યાપિ સદા રહેછે;
આ વિશ્વનું તેમજ એક ધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
સદાય જે પૂર્ણ સ્વયંપ્રકાશ, જેને નથી જન્મ અને ન નાશ;
અકામ છે તો પણ પૂર્ણકામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
પ્હોંચે ન જેને મન બુદ્ધિ વાણી, શકે ન પૂરા કવિઓ વખાણી;
જેના વિના ઠાલું ન કોઈ ઠામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
સદૈવ આનંદતણા નિધાન, સદૈવ જે વ્યાપક વિદ્યમાન;
કે'વાય જે નિત્ય અનંત નામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
અરૂપ છે તોય અનંતરૂપ, આનંદના કંદ અને અનૂપ;
જેને કરે આપણુની લગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
અનેક સિદ્ધો મુનિઓ નરેન્દ્રો, અનેક યોગેશ્વર ને સુરેન્દ્રો;
જેના વિષે નિત્ય લહે વિરામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

જે ઇન્દ્રિયાતીત સદૈવ સત્ય, જે જાણવાની જનને અગત્ય;
સમાન જેને મનુજો તમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

---

૨

## इंद्रवज्रा अने उपजाति.

માયા તણો મોહ સુખે નિવારી, ધ્યાને કરી અંતરમાં ઉતારી;
જેને ભજે સત્પુરૂષો તમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વના અંતરમાં વિરાજે, જેના વડે વિશ્વ બધું વિરાજે;
જેને વિષે થાય વળી વિરામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
ખાસા રચે ખેલ અનેક એવા, રચી શકે કોઈ ન અન્ય તેવા;
દેખે જનો દૃષ્ટિવડે દમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે ઇંદ્રિયોથી નહિ ઓળખાય, પીયે ન પાણી નહિ અન્ન ખાય;
જે પામવા યોગ્ય પવિત્ર ધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વના અંતરમાં રહે છે, જેને વિષે વિશ્વ બધું વસે છે;
વિચિત્ર જેનાં ગુણ રૂપ નામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વનાં કામ સદૈવ દેખે, જે પાપ ને પુણ્ય પવિત્ર લેખે;
સદાય જે વ્યાપક શુદ્ધ ધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
પાણીવડે જે નહિ સોડવાય, જેનો ન વાયુથકી શોષ થાય;
ન દેવતાથી પણ થાય ડામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
શસ્ત્રો ન છેદે ન અડી શકાય, ગુણો ન જેના ગણતાં ગણાય;
જે દેવના દેવ બધા ગુલામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયે શીતલ વાયુ વાય, જેના ભયે અગ્નિ સતેજ થાય;
જેને કરે લોક તણી લગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયે કાલ ગતિ કરે છે, જેના ભયે વૃષ્ટિ પડ્યા કરે છે;
જેના ભયે અંબર નિત્ય શ્યામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
સમુદ્ર મર્યાદ ન મેલનારો, આકાશથી કોઇ ખરે ન તારો;
જેનાં અતિ અદ્ભુત સર્વ કામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયેથી દિનરાત થાય, આયુષ્ય આ લોક તણું હરાય;
ધરા ધરે સર્વ શહેર ગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

કરે બધું તોપણ જે અકર્તા, હરે બધું તો પણ જે ન હર્તા;
ન નિશ્ચયે એક કરે મુકામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેને બધા લોક નમ્યા કરે છે, જેનાવડે સર્વ ગમ્યા કરે છે;
જેના વિના ઠાલું ન કોઈ ઠામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
અનેકરૂપી પણ એકરૂપ, જેના વિના છે નહિ કોઈ રૂપ;
જે એક ને નિત્ય અનેકનામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
વિચિત્ર જે સૃષ્ટિ બનાવનાર, પવિત્ર પ્રેમે પણ પાળનાર;
પાછી પમાડે પણ જે સ્વધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
મરી ગયા સિદ્ધજનો મથીને, કવિ ગયા કૈક કથી કથીને;
જેને ન પ્હોંચ્યા પણ કોઇ આમ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
બહાર ને માંહિ ભર્યા રહેલા, શુદ્ધસ્વરૂપે સહુમાં ઠરેલા;
જાણે ન જેને કદિએ હરામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે ઇન્દ્રજાળી જબરા જણાય, નવા નવા ખેલ ઘણા રચાય;
બેસે ન જેને કદિએ બદામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેને ભજે કોઈ વ્રતે કરીને, જપે કરી કોઈ તપે કરીને;
તજી કદિ કોઈ ગરાસ ગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
યજ્ઞો અને યોગવડે ભજે છે, ને કોઈ સંસાર બધો તજે છે;
જેને ભજે કોઇ વળી સકામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

---

## ચોરાશીનો ફેરો ન ફરવાવિષે પ્રાર્થના.

*( નાથ કૈસેં ગજકો બંધ છુડાયો ) એ પ્રમાણે.

સદા અમે શરણ છીએ અવિનાશી;
નથી ફરવી અમારે ચોરાશી.— સદા૦
દીનદયાળ કૃપા-કરુણાકર, ઓ પૂર્ણબ્રહ્મ પ્રકાશી;
વિશ્વપાલક સુખદાયક સ્વામી, પાપના પુંજવિનાશી; સદા૦
બ્રહ્મ હરિહર નામ ધરો છો, ત્રિગુણવડે ગુણરાશી;
અંતે તમે એકના એક રો'છો, પોતાને રૂપે પ્રકાશી;— સદા૦

---

* તાલ દીપચંદી. રાગ તિલકકામોદ. આશાગોડીમાં પણ ગવાય.

જે ઇન્દ્રિયાતીત સદૈવ સત્ય, જે જાણવાની જનને અગત્ય;
સમાન જેને મનુજો તમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

---

## ૨

### ઇંદ્રવજ્રા અને ઉપજાતિ.

માયા તણો મોહ સુખે નિવારી, ધ્યાને કરી અંતરમાં ઉતારી;
જેને ભજે સત્પુરૂષો તમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વના અંતરમાં વિરાજે, જેના વડે વિશ્વ બધું વિરાજે;
જેને વિષે થાય વળી વિરામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
ખાસા રચે ખેલ અનેક એવા, રચી શકે કોઈ ન અન્ય તેવા;
દેખે જનો દૃષ્ટિવડે દમામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે ઇંદ્રિયોથી નહિ ઓળખાય, પીયે ન પાણી નહિ અન્ન ખાય;
જે પામવા યોગ્ય પવિત્ર ધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વના અંતરમાં રહે છે, જેને વિષે વિશ્વ બધું વસે છે;
વિચિત્ર જેનાં ગુણ રૂપ નામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે સર્વનાં કામ સદૈવ દેખે, જે પાપ ને પુણ્ય પવિત્ર પેખે;
સદાય જે વ્યાપક શુદ્ધ ધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
પાણીવડે જે નહિ સોડવાય, જેનો ન વાયુથકી શોષ થાય;
ન દેવતાથી પણ થાય ડામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
શસ્ત્રો ન છેદે ન અડી શકાય, ગુણો ન જેના ગણતાં ગણાય;
જે દેવના દેવ બધા ગુલામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયે શીતલ વાયુ વાય, જેના ભયે અગ્નિ સતેજ થાય;
જેને કરે લોક તણી લગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયે કાલ ગતિ કરે છે, જેના ભયે વૃષ્ટિ પડ્યા કરે છે;
જેના ભયે અંબર નિત્ય શ્યામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
સમુદ્ર મર્યાદ ન મેલનારો, આકાશથી કોઇ ખરે ન તારો;
જેનાં અતિ અદ્ભુત સર્વ કામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેના ભયેથી દિનરાત થાય, આયુષ્ય આ લોક તણું હરાય;
ધરા ધરે સર્વ શહેર ગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

કરે બધું તોપણ જે અકર્તા, હરે બધું તો પણ જે ન હર્તા;
ન નિશ્ચયે એક કરે મુકામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેને બધા લોક નમ્યા કરે છે, જેનાવડે સર્વ ગમ્યા કરે છે;
જેના વિના ઠાલું ન કોઈ ઠામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
અનેકરૂપી પણ એકરૂપ, જેના વિના છે નહિ કોઈ રૂપ;
જે એક ને નિત્ય અનેકનામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
વિચિત્ર જે સૃષ્ટિ બનાવનાર, પવિત્ર પ્રેમે પણ પાળનાર;
પાછી પમાડે પણ જે સ્વધામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
મરી ગયા સિદ્ધજનો મથીને, કવિ ગયા કેક કથી કથીને;
જેને ન પ્હોંચ્યા પણ કોઇ આમ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
બહાર ને માંહિ ભર્યા રહેલા, શુદ્ધસ્વરૂપે સહુમાં ઠરેલા;
જાણે ન જેને કદિએ હરામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જે ઇન્દ્રજાળી જબરા જણાય, નવા નવા ખેલ ઘણા રચાય;
બેસે ન જેને કદિએ બદામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
જેને ભજે કોઈ વ્રતે કરીને, જપે કરી કોઈ તપે કરીને;
તજી કદિ કોઈ ગરાસ ગામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.
યજ્ઞો અને યોગવડે ભજે છે, ને કોઈ સંસાર બધો તજે છે;
જેને ભજે કોઇ વળી સકામ, પ્રેમે કરૂં એ પ્રભુને પ્રણામ.

---

## चोराशीनो फेरो न फरवाविषे प्रार्थना.

*( નાથ કૈસેં ગજકો બંધ છુડાયો ) એ પ્રમાણે.

સદા અમે શરણ છીએ અવિનાશી;
નથી ફરવી અમારે ચોરાશી.— સદા૦
દીનદયાળ કૃપા-કરુણાકર, ઓ પૂર્ણબ્રહ્મ પ્રકાશી;
વિશ્વપાલક સુખદાયક સ્વામી, પાપના પુંજવિનાશી; સદા૦
બ્રહ્મ હરિહર નામ ધરો છો, ત્રિગુણવડે ગુણરાશી;
અંતે તમે એકના એક રો'છો, પોતાને રૂપે પ્રકાશી;— સદા૦

---

* તાલ દીપચંદી. રાગ તિલકકામોદ. આશાગોડીમાં પણ ગવાય.

વિશ્વની જાલ અહો જગદીશ્વર, ખાંતે રચી ખૂબ ખાસી;
મોહી મરે મમતાથી જનો સૌ, કાંઈ રહે ન કચાશી; સદા૦
ઈશ્વર! આ વિશ્વમાં કૈક જોયા, નિર્ધન તેમ નિરાશી;
પુત્ર કલત્ર ને અન્ય કૃપણની, ખાંતથી કરતા ખવાશી; સદા૦
સુકૃત શ્રેષ્ઠ કરીને ન દીધાં, નરક તણાં દ્વાર વાશી;
કૂડાં કર્યાં કામ હામ ધરીને, સાંપડવાને સાબાશી; સદા૦
ભાવે ભજ્યા નહિ શ્રી ભગવાનને, કીધી હૈયાશુદ્ધ હાંસી;
કૂડ કપટ ને અનીતિભરેલી, વાત ભલેરીજ ભાસી; સદા૦
આશાતણા દાસ થઇને રહ્યા પણ, આશા કરી નહિ દાસી;
પાપના પુંજ પ્રલય કરવાને, બનિયા બહુ ઉપવાસી; સદા૦
કેશવ એવા થવાથી ઉગારો, હે ઘટઘટના નિવાસી;
આપના નિયમ પ્રમાણે ફરેછે, પ્રાણિઓ સઘળા પ્રવાસી; સદા૦

---

## ઈશ્વરશરણ.

### * મહીદીપ છંદની ચાલ.

આપનું અનાદિ ઈશ શરણ એક મારે;
આ ભવાબ્ધિથી સદૈવ તારવો તમારે. આપનું૦
શ્યામ સ્વરૂપ સુખદ સાર ન સંસારે;
અનુભવાય એમ ઈશ વિનયને વિચારે; આપનું૦
વ્યાધિ ને ઉપાધિ આધિ ને મનોવિકારે;
પાપરૂપ આ પ્રપંચ હૃદયને વિદારે; આપનું૦
દુષ્ટ દુર્ગુણોતણા ગુંચાય કોઈ ગારે;
કોઇ તે થકી ન આપના વિના ઉગારે; આપનું૦
આ બધો પ્રપંચ અંધકૂપમાં ઉતારે;
કોણ આપના વિના દયાનિધે નિવારે? આપનું૦
અન્ય પાપના પ્રપંચમાં ભલે પડ્યારે';
દુઃખરૂપ દુરાચારમાં ભલે દડ્યારે'; આપનું૦

---

* આ છંદ ગાયનરૂપે ગવાય માટે અરધે અરધે છંદે પહેલી કડીના પૂર્વાર્ધની ટેક મૂકી છે. રાગ ભૈરવી, કાફી, કલ્યાણ, ઝીંઝોટી ઇત્યાદિમાં ગવાય છે. તાલ દાદરો.

કામ ક્રોધ લોભથી ભલે સદા ભર્યા રે';
મત્સર મદ મોહથી ભલે સદા ભમ્યા રે'; આપનું૦
રાત દિવસ રોજ રાગમાં ભલે રમ્યા રે';
ભલે અંધ વિષયરૂપ ધૂળને ધમ્યા રે'; આપનું૦
દીનને અપાર દુઃખ આપવા અડ્યા રે';
ક્લેશ આપનાર નિત્ય કર્મને કર્યા રે'; આપનું૦
ધર્મ-કર્મની ન વાત ધ્યાનમાં ઉતારે;
પરધન પરધામ ધૂતવા સદૈવ ધારે; આપનું૦
દ્વેષ-રાગ દુઃખ-શોકથી ભલે રડ્યા રે';
આ ભવાટવીની જાલમાં ભલે જડ્યા રે'; આપનું૦
આપના અમૂલ્ય નામને નહિ ઉચારે;
મોહજાલમાં મમત્વથી ભલે મચ્યા રે'; આપનું૦
લાભ-હાનિમાં સદૈવ તે ભલે લડ્યા રે';
આજ કાલ એમ કાલને ભલે ગણ્યા રે'; આપનું૦
કેશવ કૃપાનિધાન આપને પનારે;
પ્રાણ જાય તોય તે કદિ નહિ વિસારે; આપનું૦

---

## अमे तमारे शरण छीए.

*कल्याण.

શરણ છીએ તમારે–શ્રી નિવાસ શ્રીઃ ટેક.
આધિ વ્યાધિને ઉપાધિ કીજીએજી નાશ;
અવર ન આપવિણ કોઇ તણી આશ; શરણ૦
આપીએ અનાદિ ઈશ જ્ઞાનનો પ્રકાશ;
આશ આપની છે કરશો નહિ નિરાશ; શરણ૦
જગતગુરુ જોઇએ ન કદિ ગર્ભવાસ;
કેશવ પ્રભુ સદાય રાખો તમ પાસ; શરણ૦

---

## अमारे शुं करवुं !

वसंततिलका.

ધાર્યું ન થાય કંઈ માનવનું કશામાં,
આવી પડેલ અતિ દુર્બલ આ દશામાં;

---

* તાલ દાદરો.

સંસાર તાપ ઘડિએ ઘડીએ વિદારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે!
જે જે પડે પરમ દુઃખદ મૂઢ માર,
મૂગે મુખે સહન તે કરવા અપાર;
કે'વાય કોઈ જન પાસ ન તે લગારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે!
આધિ ઉપાધિ અતિ અંતરમાં નડે છે,
વ્યાધિ પ્રકોપ કરતાં સુખ શું જડે છે;
ગુંચાય છે મન સદૈવ મમત્વ ગારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે!
માન્યું મમત્વ પણ તે પણ થાય ખોટું,
આશ્ચર્ય એ મનવિષે ન સમાય મોટું;
આવે ન અંત પણ કોઇ કશા પ્રકારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે.
આશા રહે અરર અંતરમાં અધૂરી,
છે હર્ષ-શોક પણ એક વિપત્તિ પૂરી;
કામાદિના કટકની પણ ભીતિ ભારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે!
નાના અનેક વિષયો નિજ દેશરૂપ,
આ દેહ દુર્લભ ભલું રથનું સ્વરૂપ;
આ ઇંદ્રિયો હય ન હાથ રહે વધારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે!
આ છે શરીર રથ સારથી ચિત્ત એક,
તે તો નથી સુખદ સંઘરતું વિવેક;
દેહી ન થાય ભયમુક્ત કશે પ્રકારે;
હા હાય હાય હરિ શું કરવું અમારે.
આશ્ચર્ય કાલગતિ કેમ કળી શકાય?
સારૂં શરીર પલમાં પણ નાશ થાય;
શ્યામા સમગ્ર સુખભોગ પછી પડ્યારે',
હા હાય હાય હરિ શું કરવું અમારે!

વ્હાલા તથાપિ વિષયો વિષની સમાન,
ભૂલાવનાર જનનું ભવમાંહિ ભાન;
માયા અનાદિ પડી જન્મ થકી પનારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે !
સાચું જણાય સઘળું પણ તે અસત્ય,
ભાસે અસત્ય પણ તે પણ સર્વ સત્ય;
અંતે વિચાર કરતાં બલબુદ્ધિ હારે.
હા હાય હાય હરિ શું કરવું અમારે !
ક્યાં છે સહાય સુત-મિત્ર-કલત્ર કોય,
કોનાં ધરા ધન અને ઘરબાર હોય;
હું કોણ તે પણ પડે વચમાં વિસારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે !
જાણ્યા છતાં પણ ન લાભ જણાય લેશ,
શી રીતથી સફલ થાય ધરેલ વેશ;
ઈચ્છાનુકૂલ કરતાં નહિ કોઈ વારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે !
યત્નો કર્યા પણ નથી ફલ કાંઈ થાતું,
આયુષ્ય જાય ઘડિએ ઘડિએ ઘસાતું;
બુડે વિચાર કરતાં પણ વ્હાણ બારે,
હા હાય હાય હરિ શું કરવું અમારે !
હે કેશવ પ્રભુ ઉદાસ રહો ન આપ,
દેખાડજો નરહરિ પ્રકટ પ્રતાપ;
આવો હવે અખિલનાયક નાથ વારે,
બીજું નથી શરણ કોઈ અહીં અમારે.

---

## प्रभुप्रार्थना.

### मनहर.

१

દીનના દયાળ હે કૃપાલુ કર જોડી કહું,
સંસારના તાપ આપ સકલ સમાવજો;

વ્યાધિ આધિ ને ઉપાધિ રાતદિન દુઃખ આપે,
પ્રભુ પીડા પામું અતિ વારે વ્હેલા આવજો;
હુંમાં નથી નીતિ ન્યાય રાગ રંગ લેશ નથી,
આપ આપતણી પ્રભુ પ્રભુતા નિભાવજો;
હિત કે અહિતની ન વાત જાણું જગન્નાથ,
માટે મારી પાસે શ્રેષ્ઠ સાધનો સજાવજો.

૨

માયારૂપ મોટી ઇન્દ્રજાલમાંહિ મચી રહ્યો,
રચી રહ્યો મમતાથી ઘણું ઘરબારમાં;
ભટકુંછું ભૂમિપર અથડાતો આમ તેમ,
પીડા પામું પ્રતિદિન પાપતણા ભારમાં;
ભારે ભવસાગરમાં ડુબુંછું દયાનિધાન,
વિધિ કે નિષેધ હૈયે એકે ન હજારમાં;
વારંવાર વિનવું શું વૈકુંઠવિલાસી પ્રભુ,
વિશ્વપતિતણું નામ આવ્યું ન વિચારમાં.

૩

આપની અનુજ્ઞારૂપ સંસારના નાટકમાં,
લીધા મેં અનેક વેશ આપને રીઝાવવા;
સિંહ સુસવાટ ગાય ભેંશ ખર હાથી ઘોડા,
મોર શુક મેના હંસ આપ મન ભાવવા;
ભૂલ ચૂકવિના ભીડભંજન ભજાવ્યો વેશ,
નાચ્યો હું અનાદિ ઈશ શ્રેષ્ઠ સુખ આવવા;
રીઝયા હો તો હે કૃપાળ આપો ને અનંત સુખ,
નહિ તો કહો કે હવે વેશજ ન લાવવા.

૪

દીનના દયાળ પ્રતિપાલ પ્રભુ આપ મારા,
મનોરથ પૂરો કે ન પૂરો આજ દાસના;
માગુંછું તથાપિ આજ જોડી કર વિશ્વનાથ!
મનની નસાડો નાથ વિધવિધ વાસના;

વધારે જીવાડવો જો હોય આ જગતમાંહિ,
તો તો હે દેવાધિદેવ મુને ન વિસારજો;
દૈત્યને વિદાર્યા જેમ તેમ ઈશ આજ મારા,
ક્રોધ-કામ-લોભ-મોહ-મત્સરને મારજો.

---

## भवसागरमां पडेला दुःखी बालनी प्रार्थना.

### शिखरिणी.

દશા મારી માઠી હરિ હરિ હવે કેમ કરવું,
રિબાઈ રીબાઇ વગરમરણે રોજ મરવું;
સગાં સંબંધી તે નથિ સુખ કશું કાંઈ કરતાં,
હવે હું તો હાર્યો નરહરિ! ભવાંભોધિ તરતાં.
ખરે ખાવું પીવું પ્રતિદિન નથી નાથ ગમતું,
વિલાસે વિશ્વાસે નરહરિ નથી ચિત્ત રમતું;
ધરા ધામે કામે ધનજનવિષે ધ્યાન ન રહે,
સદાના સંતાપો પલપલવિષે સ્વાંત ન સહે.
પડે પીડા પૂરી પરવશપણે પિંડ પડતાં,
ઉપાધિ વ્યાધિથી દિવસ-રજની જાય રડતાં;
અરે અંતર્યામી પ્રણુતજનનું દુઃખ હરજો,
મહામાયામાંથી કર પકડીને પાર કરજો.
ઉદાસી રાખો જો પ્રણુતજન બંધુ પ્રભુ તમે,
કહો ત્યારે કોને કુટિલજનનું મસ્તક નમે?
તમે મારા ત્રાતા ત્રિભુવનવિધાતા વગર તો,
દયાસિંધુ હુંબું દિનદિન રહી દીન રડતો.
હવે લે જે તારી નટવર મને આ ભવથકી,
નથી મારૂં કોઈ તમવગર હે કેશવ નકી;
સુવારી દે સ્વામી સુખ સરસ આપી પ્રણુયથી,
ઉગારી લે આજે ભવજલધિના હાય ભયથી.

---

## ભવસાગરમાંથી બચાવમાટે પ્રાર્થના.

* ભૈરવી.

ઓ પ્રભુ અખિલેશ આજે આંહિથી ઉગારી લે;
આંહિથી ઉગારી લે તું હાય હરિ તારી લે. ઓ પ્રભુ૦
શોક મોહમાંહી નાંખી સ્વાંતને ન સારી લે;
તાપથી તપું છું તેને ઠીક ઠીક ઠારી લે; ઓ પ્રભુ૦
વ્યાધિ આધિ ઉપાધિ મારી ધ્યાનમાં તું ધારી લે;
દેહથી થએલા દોષ શ્યામ તું વિસારી લે; ઓ પ્રભુ૦
કામ ક્રોધ લોભ મોહ મત્સર નિવારી લે;
ભારે ભારે ભૂલચૂક ભૂધર સુધારી લે; ઓ પ્રભુ૦
દીનનાથ દુઃખ બહુ હૃદયને વિદારી લે;
એથકી અધિક ઠીક મોતથી જો મારી લે; ઓ પ્રભુ૦
વ્હેલું વારે આવવાની વાત તું વિચારી લે;
હાથીની પેઠે તું હાથ પ્રેમથી પધારી લે; ઓ પ્રભુ૦

---

## પ્રભુપ્રતિ વિજ્ઞપ્તિ.

કલ્યાણ.

આજ લાજ રાખ નાથ અરજ કરૂં;
ત્રિધા તાપ દીનનાથ તેવડે ડરૂં.
આવ્યો તમારે પ્રાણુપનારે, શું કહું હું બહુ હે હરે હાથ લે;
ચરણ તમારૂં શરણ અમારૂં, ઈશ દિનનિશ તુજ ધ્યાન ધરૂં; આજ૦
પાપને હર તાપ તું, છે છબીલા મને આપનો આશરો;
આપ સુખ ભય કાપ તું, તારનાર તાર તો તરત તરૂં; આજ૦

---

## આપનું ચરણ એજ શરણ.

†ભૈરવી.

ચરણ તમારૂં એક શરણ અમારે. ચરણ૦
દીનદયાળ પ્રણતજન પાલક, તમ વિના કોઇ ન તારે; ચરણ૦
શરણ તમારૂં સુખકર સ્વામી, કપટી કોણ વિસારે? ચરણ૦

---

* કલ્યાણમાં પણ ગવાય છે. તાલ દાદરો. આ પદમાં તાલનું માપ છે, માત્રાનું નિયમિત માપ નથી. મનહર છંદ પણ આ ઢાળમાં ચાલે છે.

† તાલ લાવણી અથવા ત્રિતાલ.

નાથ કૃપાકણિકાથી કેશવ, ભાગે ભવભય ભારે; ચરણ૦
કેશવ પ્રભુ કલ્પાંત કરૂં શું, આવો અખિલેશ આજ વારે; ચરણ૦

---

## भवभय भागवाविषे.

### कल्याण.

ભવભય ભાગો ભારે, જય જગદીશ. ભવ૦
જન્મ-મરણની જાલ જબર છે, હું તે શું હવે ફરીશ? ભવ૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારે, સેવા હું શી રીતે કરીશ? ભવ૦
તાપ ત્રિવિધ તન મનને તપાવે, એમાં હું શી રીતે ઠરીશ? ભવ૦
કેશવ પ્રભુ કર જોડી કહું છું, ઊગારો હવે ઈશ; ભવ૦

---

## ए दीननाथ सहुने करजो सहाय.

### वसंततिलका.

જે નિર્વિકાર સુખસાગર પૂર્ણકામ,
જેના વિષે જગતનો જુગતે વિરામ;
જેના ગુણો ગુણિજને ન ગણ્યા ગણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જેનાં જણાય જનમાં બહુ નામ-રૂપ,
અંતે અહર્નિશ અનામ અને અરૂપ;
વાણી અને મનવડે ન કદિ પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જેને સદૈવ સુખકારણ સિદ્ધ ગોતે,
પૂરા પવિત્ર ન કળાય પવિત્ર પોતે;
માયાતણું પ્રબલ જે પ્રભુથી જણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે દેશકાલ સહુ વસ્તુવિષે વિહીન,
કોડે કરે જગતમાં રચના નવીન;
જે કોઈના ડરવડે ન જરા દબાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

જેને ન હાથ પગ કે મુખ અંગ કોય,
જેને ન ઇંદ્રિય તણો સમુદાય હોય;
સાક્ષી સ્થિતિ ત્રયવિષે રહિને મનાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

પાણી પહાડ તરુ આદિક ઊપજાવે,
જાતે સમાન રસથી રહિને નિભાવે;
પોતે પિએ ન જલ કે શુભ અન્ન ખાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

જે સૂત્રધાર સચરાચરના અનાદિ,
જેને ન અંત નહિ ક્યાંહિ કળાય આદિ;
જેનો ન પાર પરમાર્થવિના પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

ઉત્પત્તિ જે જગતની જબરી કરે છે,
પ્રેમે પછી પ્રણય પાલન આદરે છે;
સંહારનું પરમ કારણ જે જણાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

ખાસા કરે અખિલમાં બહુ ખેલ ખાંતે
લેખી શકાય નહિ તે પણ કોઈ વાતે;
જેનું પવિત્ર પદ પુણ્યવડે પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

જેના સમાન ન દયાલુ લખાય કોય,
જેના પ્રસાદથકી હોય ન હાય વોય;
પાસે છતાં પણ ન પાણિવડે અડાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

વ્યાપી રહ્યા નભસમાન સદૈવ નાથ,
જેના વિના અખિલને ગણવું અનાથ;
જેના વિના પ્રણતપાલક કોણ થાય?
એ દીનનાથ સહુને કરજો સહાય.

દુઃખે સુખે સુજન જે પ્રભુને જપે છે,
જેના પ્રકાશથકિ સૂર્ય સદા તપે છે;

જેના પ્રતાપથકિ અગ્નિ પ્રદીપ્ત થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે વિશ્વમાં જડ હુતાશનને તપાવે,
આકાશથી સુખદ જે વરસાદ લાવે;
જે ઈશના નિયમને વશ વાયુ વાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જેના પ્રકાશથકિ શીતલ ચંદ્ર શોભે,
બીજી અનેક શુભ વસ્તુથિ ચિત્ત લોભે;
સીમા સમુદ્ર જલથી ન કદિ તજાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે શુદ્ધ બુદ્ધ નિજ ઇંદ્રિયને ચલાવે,
જે જીવને ભવવિષે ભ્રમથી ભમાવે;
જેના વડે મનતણા સહુ ભાવ થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે દૈવરૂપ થઇને બહુ દંડ દે છે,
જેના વિષે જગત સર્વ સમાઈ રે'છે;
જે પુણ્યના બહુલ પુંજવડે પમાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
ચૈતન્યરૂપ રહિ જે હૃદયે વસે છે,
જેને જરૂર અજરામર વેદ કે'છે;
જેને અખંડ સુખસાગર શાસ્ત્ર ગાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે નાથ છે પ્રણતપાલક દેવદેવ,
જે આપનાર સુખરૂપ સમગ્ર ટેવ;
આનંદકંદ નિગમાગમમાં ગવાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
સાચા સગા પ્રથમ જે બલબુદ્ધિ આપે,
સંતાપ સર્વ જનના મનના ઉથાપે;
જેને સમાન સઘળા જન રંક રાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

છેટે નથી નિજ સમીપ સદૈવ વાસ,
જેને વિષે જબર કાલ તણો સમાસ;
જેનું ભલું ભજન નિષ્ફલ તો ન જાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.
જે કેશવ પ્રભુ ખરેખર ઓળખાતાં,
જાતાં રહે મરણ-જન્મ જરૂર થાતાં;
સંસારનું જબર બંધન દૂર થાય,
એ દીનનાથ સહુને કરજો સહાય.

---

## हुं तमारो छुं.

### *भैरवी.

હરિ હું ભલો ભુંડો પણ તારો; ભલો ભુંડો પણ તારો.
તું મારી માતા હું તારૂં બાલક, બહુ દુઃખ પામું બિચારો; હરિ૦
દીનદયાલ થઈ દીનબંધો, બંધન વિવિધ વિદારો; હરિ૦
માતાની માફક સેવકપર, ભૂધર ભાવ વધારો; હરિ૦
પૂજું આપતણાં પદ એવું, સ્વાંત સદૈવ સુધારો, હરિ૦
કેશવ પ્રભુ હું કાંઈ ન માગું, નરકનિવાસ નિવારો; હરિ૦

---

## अमने अन्तर्यामी उगारो.

### भैरवी त्रिताल.

અમને અન્તર્યામી ઉગારો; અન્તર્યામી ઉગારો.
સેવાની શુભ રીતિ ન સુઝે, અંગ ઉમંગ ન સારો; અમને૦
પૂજા પાઠ ન અર્ચન કીધાં, ન જપ્યાં નામ હજારો; અમને૦
ક્યાં કહિએ અણધાર્યો આવે, કાલ મગરમચ્છ મારો; અમને૦
આ ભવસાગર દુઃખ ભરેલો, આવ્યો ન એથકી આરો; અમને૦
આપ વિના નહિ કોઈ અમારૂં, વિઠ્ઠલ કેમ વિસારો? અમને૦
જન્મ સફલ કરવાને સારો, નટવર ન મળ્યો વારો; અમને૦
જે કરીએ તે આપ કરાવો, શો અપરાધ અમારો; અમને૦
સકલ દેવના દેવ દયાલુ, સહુને ઓથ તમારો; અમને૦

---

* ત્રિતાલ.

જગતતણા હે જનક અજન્મા, ન કરો જન્મ નકારો; અમને૦
જેવા તેવા દાસ તમારા, નરહરિ લાજ વધારો; અમને૦
વીર તમારી વાટ નિહાળી, પ્રેમે આજ પધારો; અમને૦
માફ કરો અપરાધ અમારા, કેશવ પ્રભુ કર ધારો; અમને૦

---

## हुं तमारे शरण छुं.

*** कल्याण.**

આ તન ધનનું નથી કામ મારે;
હું હરિ શરણ પડ્યો છું તમારે. આ તન૦
પુત્ર પવિત્ર કલત્ર અમારા, ઠાકર ચાકર ઠાઠ તમારા; આ તન૦
ધામ ધરા સુખ ભોગ સુધારો, એ અખિલેશ્વર છે ખેલ તારો; આ તન૦
આધિ ઉપાધિ અધિક ભય આવે, આપ વિના કોણ સંકટ કાપે ? આ તન૦
આ અવતાર વૃથા થાય મારો, આ ભવસાગર પાર ઉતારો; આ તન૦
દીનદયાળ દયા કર દાતા, દુઃખના દિવસ નથી આ ખમાતા; આતન૦
વસ્તુવિચાર વિવેક વધારો, પ્રેમ કરી પ્રભુ પાસ પધારો; આ તન૦
બાંહ ધરો ધરણીધર મારી, આશ હવે હરિ એક તમારી; આ તન૦
કેશવ નાથ નથી કાંઈ કે'તો, રાખ તું લાજ હવે જો રે'તો, આ તન૦

---

## ईश्वरप्रार्थना.

**†मराठी चालनी शाखी.**

રે દેવ મુરારે; હરિ શરણ તમારૂં મારે. ધ્રુતિ.
નારદ આદિક મુનિવર મોટા, પ્રભુ તુજ પાર ન પામે;
'नेति नेति' ઉપદેશ કરીને, અંતે વેદ વિરામે; રે દેવ૦
વિશ્વેશ્વર વર્ણન શું કરવું, પ્હોંચે નહિ મન વાણી;
બ્રહ્મા ને ભવજેવાથી પણ, તુજ પદવી ન પમાણી; રે દેવ૦
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, જગદીશ્વર નહિ જાણું;
પૂજન પાઠ પવિત્ર ન સમજું, સ્તવન ન કોઈ કરાણું; રે દેવ૦

---

* બરવા પીલુ, દેશ વગેરે રાગોમાં ગાઈ શકાય છે. તાલ દીપચંદી.

† ટેકવિના બીજી કડીઓ 'નાથ કૈસે ગજકો બંધ છોડાયો' વગેરે બીજી ઢાળમાં પણ ગવાય છે.

હાર્યો હું નરહરિ ભવભયથી, ક્યાં સંતાણા સ્વામી?
પાલક થઈ પરમેશ્વર પાછા, નાસોમાં બહુનામી; રે દેવ૦
શરણાગતના સ્વામી થઈને, દર્શન કેમ ન આપો?
આધિ વ્યાધિ ઉપાધિ પ્રણયે, કરુણાસાગર કાપો; રે દેવ૦
જેમ કરાવો તેમ કરૂં હું, વાંક કહો શો મારો?
અન્તર્યામી એક મનેછે, શુભ આધાર તમારો; રે દેવ૦
કેશવ હરિ સહુને તારો તો, વાર નથી પ્રભુ તરતાં;
નહિતો નટવર અંત ન આવે, આ ભવસાગર ફરતાં; રે દેવ૦

---

## दर्शनमाटे प्रभुस्तुति.

*खंभात.

સંતાણા ક્યાં ઈશ્વર મારા! સેવકને પ્રાણ થકી પ્યારા.
ભવમાં જે દુઃખ તણા ભારા, પ્રતિદિન દેછે મનને ડારા; સં૦
આવ્યો હું આપતણે ચરણે, સેવક જાણી રાખો શરણે;
સુખ આ સુખભોગવિષે ન જડે, થાક્યો છું જન્મ અને મરણે; સં૦
સંસાર મહાસાગર ભારે, તરવો કઈ રીતે તે મારે?
તમવગર નહિ બીજો તારે, વિશ્વેશ્વર આવો ને વારે; સં૦
અતિ કામક્રોધાદિક જે વેરી, ગઢ લીધો છે તેણે ઘેરી;
વિષયોનું વિષ પણ છે ઝેરી, ચતુરાઈ ચિંતાએ ચેરી; સં૦
ત્રણ તાપવડે તન નિત્ય બળે, શીતલતા લેશ મને ન મળે;
શું કરવું ખબર પડે ન કળે, સુખદાયક સમય ન કોઈ મળે; સં૦
અભિમાન રહે નહિ અંતરનું, કરીએ પોતાનું કે પરનું;
ન મળે સુખ ઘડીએ પણ ઘરનું, જીવન! જન જોબન કે જરનું; સં૦
ગુંચાણો મમતાને ગારે, શો સાર હશે આ સંસારે;
ગતિ કાલ તણી અકલિત ભારે, કલિયુગ પણ માર ઘણો મારે; સં૦
વળી કર્મ કઠણ વિપરીત થતાં, મતિ મોહવડે ભટકી મરતાં;
ફલ ભોગવતાં શુભ ને નરતાં, સુખ કાંઈ નથી અંતે કરતાં; સં૦

---

* રાગ દેશ; ઠુમરીમાં પણ ચાલે છે. બહુ રસિક નથી, ગજલમાં ગવાઈ શકે માટે વચમાં પ્રાસ નાંખેલ છે; પ્રાસ લાવતાં અર્થગાંભીર્ય અને સંબંધ જતાં રહેછે. તાલ દીપચંદી. સં. ૧૯૪૩. જેઠ વદ ૧૧. લિ. કર્તા.

મનની આશા અધવચ રે'છે, દુર્જન પણ દુઃખ ઘણું દેછે;
વચને પણ કાલ ગળી લેછે, કેવું ઈશ્વર અદ્ભૂત એ છે! સં૦
કરુણાકર કર જોડી નમને, વિનવે કેશવ વિનયે તમને;
જાણી શરણે નિજનાં જનને, દર્શન દેજો ઈશ્વર અમને; સં૦

---

## तमेज अमारुं शरण छो.

### *झींझोटी.

પ્રણતપાલ આપ એક શરણ છો અમારૂં;
ધરણીધર ધરતીપર અન્ય હું ન ધારૂં; પ્રણત૦
ધન જન તન ધામ ધરા નોબત નગારૂં;
પુત્ર મિત્ર કે કલત્ર સર્વ છે તમારૂં; પ્રણત૦
આ ભવાબ્ધિમાં અનાદિ ઇશ હું ઉતારૂં;
કર્ણધાર આપ એક કેમ હું વિસારૂં? પ્રણત૦
સંકટ સહુ દૂર જાય થાય સર્વ સારૂં;
ચપલાપતિ ચિત્તમાં ન એ વિના વિચારૂં; પ્રણત૦
માનવતનરૂપ કોહિનૂર હું ન હારૂં;
કેશવ હરિ એક એજ છે અભીષ્ટ મારૂં; પ્રણત૦

---

## ईश्वरस्तुति.

### †दिंडी.

હૃદય કામાદિક કર્વતેં કપાતાં, વિષમ કોઈ કઠણ કર્મયોગ થાતાં;
નાથ ધર્મ-કર્મ કાંઈ હું ન જાણું, નથી પૂજન પણ પૂર્ણ મેં કરાણું.
વાસના વિષયતણી વરી પરાણે, પાપ ક્યાંથકી નડચું અરે કટાણે?
આપની કૃપાવિના અરે અજાણે, નાથ ચડે દાસ દુઃખની શરાણે.
દુઃખ શોક આદિનો ભવાબ્ધિ ભારો, આપની કૃપાવિના નથી કિનારો;
દોષ હોય તોય અંતરે ન ધારો, ગમે તેમ તોય બાલ હું તમારો.
થાય ધામ ધરા સર્વ ધૂળધાણી, અધિક આશ સર્વ અંતરે સમાણી;
કરૂં શી કહો કૃપાલુ હું કમાણી, દયા કરો દીનનાથ દીન જાણી.

---

* તાલ દાદરો.. † રાગ ખંભાત વગેરેમાં. તાલ દાદરો.

નહિ જાણતા વિચાર કે વિવેક, તર્યાં તે અભાગીઆ જનો અનેક;
રાખનાર સર્વેની સમગ્ર ટેક, જગતમાં તમેંજ વિશ્વનાથ એક.
ભવે ભક્તિભાવથી ઘણા ભર્યાં છે, કૈકને તમે સદા સુખી કર્યાં છે;
કૈક ઠીક ઠીક ધન-જને ઠર્યાં છે, કૈક અજર અમર ભાવને વર્યાં છે.
દેવ દાનવો અને અનેક પ્રાણી, આપને સમાન સર્વે ચક્રપાણી;
નાથ આપથી ન વાત એ અજાણી, સર્વ શાસ્ત્ર ને પુરાણમાં લખાણી.
જુઓ વિશ્વનાથ અંતરે વિચારી, દુઃખશોકથી હણાઈ જાઉં હારી;
આપવગર નથી કોઈ ગતિ મારી, શરણ નથી કોઈ અન્યનું મુરારી.
દીનનાથ દીનબંધુ કષ્ટ કાપો, અખિલનાયક આપત્તિઓ ઉથાપો;
પરમ ભક્ત કરી પ્રણતપાલ થાપો, તાપ પાપ હરી કેશવ સુખ આપો.

---

૨.

*दिंडी.

જંતુજીવનાં શરીર સર્વ પેક, આપની કૃપાવડે વધે વિવેક;
આપ રાયરંકની કૃપાલુ ટેક, સર્વેના સદાય સુખદ આપ એક.
જગતનાથ જીવજાન છો અમારા, વર્ણવ્યા ન જાય સદ્‌ગુણો તમારા;
ભૂલચૂક પડે કોઈ પ્રાણ પ્યારા, કરો માફ આપ આંખના સતારા.
ભણી ગણી ભાવથી સુખી થવાય, એ પ્રકારની કરો પ્રભુ સહાય;
ભલે બુદ્ધિએ ઉદય દયાલુ થાય, શોક-મોહ દુઃખ સર્વ દૂર જાય.
કરો કુશલ સર્વ રીતથી અમારૂં, શરણ સર્વને ખરેખરૂં તમારૂં;
દીનબંધુ બુદ્ધિ શુદ્ધ આપ આપો, પાપતાપ રોગદોષ સર્વે કાપો.

---

## विश्वेश्वर अमारी वार करो.

भैरवी.

વિશ્વેશ્વર કર વાર; અમારી વિશ્વેશ્વર કર વાર. ટેક.
ભવસાગર આ ભય ઉપજાવે, આધિ વ્યાધિ અપાર; અમારી૦
કામ ક્રોધ લોભ મોહાદિક, પ્રતિદિન મારે માર; અમારી૦
ધામ ધરા ધન કામ ન આવે, ક્યાં કોનાં ઘરબાર? અમારી૦
પુત્ર કલત્ર કુટુંબ કબીલો, ભૂપર કેવલ ભાર; અમારી૦

* આ કવિતા પારસીનાં બાળકોમાટે બનાવેલી છે. લિ. કર્તા.

તાપ ત્રિવિધ તનમનને બાળે, અન્ય ઉપાધિ અપાર; અમારી૦
ક્ષણભંગુર તન કાલ કુટિલ આ, વણસે વિનયવિચાર; અમારી૦
અખિલેશ્વર અડચણ આ સઘળી, કર પકડી કર પાર, અમારી૦
આપ સુબુદ્ધિ પુણ્યમાં પ્રીતિ, અંતર્યામી ઉદાર; અમારી૦
જન્મ વૃથા આ જાય અમારો, શોધી શકાય ન સાર; અમારી૦
ધર્મ-કર્મપર ધ્યાન રખાવા, કર કરુણા કિરતાર; અમારી૦
સ્મરણ થવા સમજણ તેં દીધી, એ તારો ઉપકાર; અમારી૦
કેશવ પ્રભુ કર જોડી માગું; નરકનિવાસ નિવાર; અમારી૦

---

## *संसारसागरमां तणाती देहहोडीविषे.

### १.

### धीराना पदनो ढाळ.

શામળીઆ શઢ ત્રુટી રે, હોડી હવે હાલે નહિ:
આ ભવસાગર કેરા રે, ઝપાટા ઝાલે નહિ: શામળીઆ૦
ભવસાગરના ભરદરિઆમાં, હાલક લોલક થાય;
નીરમ ન મળે નાથ વધારે, પવને પાછી જાય;
ડામણ ક્યાંથી દઇએ રે, કુવાથંભ ક્યાં છે અહીં? શામળીઆ૦
ભાર ભર્યો છે નાથ વધારે, પાણી પેસે માંહ્ય;
હાય હલેસાં કામ ન લાગે, અન્ય ઉપાય ન કાંય;
હોકાની હુશિયારી રે, હરિ હરિ જાતી રહી! શામળીઆ૦
નાવિક મૂર્ખ નમાલો માધવ, અધિક કરાવે કાશ;
સહાયકારક સખા હતો તે, પણ પામ્યો છે નાશ;
મારી કર્મકહાણી રે, હરિ નહિ જાય કહી; શામળીઆ૦
આ ઘમઘોર ઘટા ચડી આવી, તેમાં છે તોફાન;
ઉપર આભ તળે છે પાણી, ભૂલ્યો ભૂધર ભાન:
દામોદર હુબું છું રે, સંકટ સર્વે સહી; શામળીઆ૦
વીજળીઓના થાય કડાકા, અતિ અંધારી રાત;
સુકાન કામ કરે નહિ કાંઇ, હરિ હવે ઝાલો હાથ;
વાર કર્યે શું વળશે રે, અધવચ આમ અહીં; શામળીઆ૦

---

* સંવત્ ૧૯૪૪. ફા. શુ. ૯.

શરણાગત-પાલક છો ત્યારે, ચિંતા શાને હોય?
જગજીવન જાણું છું સઘળું, ધિરજ ન રહે તોય;
કેશવ ક્યાં સંતાણા રે, અવસર જાય વહી; શામળીઆ૦

---

૨

## *रुचिरा छंदनो ढाळ.

શામળીઆ શઢ તૂટી જાતાં, તરણી[1] જાય તણાતી રે;
ભવસાગરના ભર દરિઆમાં, હાલક લોલક થાતી રે; શામળીઆ૦
મેઘાડંબરવાળું અંબર, ચિત્ત ચપલ આ ચમકે રે;
વાદળ પવનસહિત પાણીને, વરસે ઠમકે ઠમકે રે; શામળીઆ૦
ગાજવીજ અંધારી રજની, દૂર દિશા નહિ દેખું રે;
ઉપર આભ તળે છે પાણી, લાભતણું શું લેખું રે; શામળીઆ૦
હાય હેલીયાં કરતાં હાર્યો, નિરખે લાખો લોકો રે;
ધોસતણી હોંશ ગઈ છે, કામ કરે નહિ હોકો રે; શામળીઆ૦
કુવાથંભને કાપી નાંખ્યો, સાવ સુકાન નકામું રે:
ઠામણનું ક્યાં છે ઠેકાણું, સુખ શી રીતે પામું રે? શામળીઆ૦
હાથ ન લાગે લેશ હલેસાં, પેસે અંદર પાણી રે:
દીનદયાળ દયાકર દાતા, દોર દઈ લે તાણી રે; શામળીઆ૦
નાથ નથી નીરમ પણ આમાં, ભાર વધારે માથે રે;
કોની પાસે વાત કરૂં હું, કોય ન બીજો સાથે રે; શામળીઆ૦
સખા સહાયક એક હતો તે, જાય પ્રથમથી પોતે રે;
નાવિક મૂર્ખ મળ્યો છે માધવ, ગોલો માર્ગ ન ગોતે રે; શામળીઆ૦
ખાડ ખડક જો આવ્યું કોઈ, હાલ ભયંકર થાશે રે;
ઘણી ઘણી ઘુમરીઓ ખાતાં, અંદર બેશી જાશે રે; શામળીઆ૦
જીવાડ્યો શાને જગજીવન, આ દિવસોને સારૂ રે;
વાર કરોમાં હે વિશ્વેશ્વર, શરણ તમેં છો મારૂં રે; શામળીઆ૦
સંતાણા શાને સુખદાતા? માતા તું છો મારી રે;
ત્રાતા થઇને કેમ ન તારે? ભૂલ થઈ શી ભારી રે? શામળીઆ૦

---

* 'જય નારાયણ જય પુરુષોત્તમ' એ ઢાળમાં, લાવણી, ઠુમરી, દેશી રાસડો, વગેરે અનેક રાગમાં ગવાય છે. ૧ તરણી એટલે હોડી.

તેં ચલવ્યો તે રીતે ચાલ્યો, સ્વામી કેમ વિસારો રે?
કર પકડો કરુણાકર મારો, મોત વગર શું મારો રે? શામળીઆ૦
પાંચાલીનાં પૂર્યાં પટકૂલ, સત્યસંધ્ર છો એવા રે;
શરણાગતપાલક થાવાનો, હરિહર તમને હેવા રે; શામળીઆ૦
નામ જપું છું નિત્ય તમારું, લાજ તમારે હાથે રે;
લાભ હાનિ જે થાય હવે તે, નાથ તમારે માથે રે; શામળીઆ૦
જેમ ગયા'તા ગજને માટે, તેમજ તરત પધારો રે;
કેશવ કર જોડીને માગું, અવર ન મારો આરો રે; શામળીઆ૦

---

## अमारुं निर्धननुं धन.

### भैरवी.

અમારે નિર્ધનને ધન રામ:

એ ધરણીધર ધામ-ધરા-ધન, એજ કુશલ શુભ કામ; અમારે૦
સુત દારા સંપત પણ એ છે, અખિલેશ્વર અભિરામ; અમારે૦
યૌવન-યશ-બલ-બુદ્ધિ-ધર્મ પણ, એ નટવર નિષ્કામ; અમારે૦
જરીયન કનક જવાહીર સુંદર, એ નરહરિનું નામ; અમારે૦
ધ્યાન-દાન-જપ-તપ શુભ સાધન, અનુપમ અમર વિરામ; અમારે૦
વિદ્યા-વિનય-વિચાર-ચતુરતા, સુખદાયક એ શ્યામ; અમારે૦
જન્મ અને જીવિત જગદીશ્વર, એ દૈવત એ દામ; અમારે૦
અવર કશાની ગરજ ન મારે, થાય ભલે વિધિ વામ; અમારે૦
શુભ સર્વસ્વ એક અંતરમાં, શ્રીનિવાસ સુખધામ; અમારે૦
સીતાકાંત કૃપાધન કેશવ, રઘુકુલતિલક લલામ; અમારે૦

---

## प्रभुनी मायानुं अंधारुं!

### रुचिरा छंदनी चाल.

વિશ્વેશ્વર તારી માયાનું, આ કેવું અંધારૂં રે;
દુખિયું દેખી સર્વ જગતને, હૃદય બળે છે મારૂં રે. વિશ્વે૦
કામ-ક્રોધ કુકર્મ કરાવે, લાલચ લોભ લગાડે રે;
મોહ અને મદ મત્સર માધવ, બહુધા બુદ્ધિ બગાડે રે; વિશ્વે૦

ષડરિપુ સાથે આશાતૃષ્ણા, બલથી બંધન આપે રે;
મારૂં તારૂં એવી મમતા, અરરર અંતર કાપે રે; વિશ્વે૦
તાણે આમ તેમ ઇંદ્રિય પણ, વિવિધ વિષયમાં જાવા રે;
ઝાવાં નાંખે ઝાઝાં તોપણ, અન્ન મળે નહિ ખાવા રે; વિશ્વે૦
એક બીજાને સર્વે દબાવે, બળિયા જીતે બાજી રે,
કરતા હોડ અહર્નિશ હારે, રામ થવું ક્યાં રાજી રે; વિશ્વે૦
ચાડી ચુગલાઈ ચમકાવે, કૂડકપટ પણ તેવાં રે;
નિર્દયતાનાં કર્મ કહું શું, જોયાં જાય ન એવાં રે; વિશ્વે૦
રાગ-દ્વેષ વિશેષ થવાથી, હર્ષ-શોકને કરતા રે;
મૂંગે મોઢે માર ખમીને, માનવ દેખું મરતા રે; વિશ્વે૦
પરવશતા સઘળાં પ્રાણીને, તે પણ પીડે પાપે રે;
અણધાર્યાં આવે તે માથે, કોઇ ન સંકટ કાપે રે; વિશ્વે૦
જન્મ-મરણ ને તેની વચમાં, ક્યાંહિ ન સુખનું સોણું રે;
વારેધારે ઘડિએ ઘડિએ, વારંવાર વગોણું રે; વિશ્વે૦
વશમી વિવિધ વિપત્તિ પડ્યાથી, રડતા પડતા લોકો રે;
ધનજનની હાનિથી હારી, પુષ્કલ મેલે પોકો રે; વિશ્વે૦
આધિ વ્યાધિ ઉપાધિ દયાથી, ત્રિવિધ તાપ બહુ બાળે રે;
ભવાટવીમાં ભટકી ભટકી, આવે અંત અકાલે રે; વિશ્વે૦
દયા દાન શ્રદ્ધા રીસાણાં, શમ દમ ચાલ્યા સ્વર્ગે રે;
જપ તપ ધ્યાન સમાધિ સમાયાં, દુર્ગુણને સંસર્ગે રે; વિશ્વે૦
શ્રાંતિ કરી કેશવ શું સૂતા? આવો અંતરયામી રે;
સુખ આપો સહુને સર્વેશ્વર, હે નટવર બહુનામી રે; વિશ્વે૦

---

## प्रभु अमारी सामुं केम जोता नथी!

भैरवी.

પ્રભુ શું જોતા નથી, આ શી દશા થઈ છે અમારી?
શી દશા થઈ છે તમારી, શી દશા થઈ છે અમારી? પ્રભુ૦
કામનાં કાંઈ નથી [illegible], ધન ધામ જન સુત મિત્ર નારી;
બંધ છે સંબંધ જગતમાં, બહુ યુક્તિએ જોતાં વિચારી; પ્રભુ૦

વ્યાધિ આધિ ઉપાધિના, ત્રણ તાપ આપ હવે નિવારી;
હર્ષ-શોકવડે દબાયાં, દુઃખમાં લેજો ઉગારી; પ્રભુ૦
લોભ લાલચ કામને, ન્હોંચી શકાય ન મુરારી;
મોહ મત્સરથી ભરેલાં, સ્વાંતને દેજો સુધારી; પ્રભુ૦
આજ સુધી મળી નહિ, ભવસિંધુની સુખરૂપ બારી;
ડુબતાં આ દાસજન, લક્ષ્મીરમણ લેજો ઉગારી; પ્રભુ૦
ક્યાં ગયા કરુણાનિધે ! આ સંકટે અમને વિસારી;
મારવાં ન ઘટે, વિનામોતે રિબાવીને મુરારી; પ્રભુ૦
હાયવોયવડે અરેરે, નિત્ય હાય જવાય હારી;
એ બધું ગણિએ નહિ, જો હોય નાથ કૃપા તમારી; પ્રભુ૦
ધારજો કર કાલકારણ, પ્રેમથી અહીંઆં પધારી;
કાન્ત કેશવના નિકર, દેજો સદા સુખમાં સુવારી; પ્રભુ૦

---

## गढ घेराणो मारो रघुवर व्हेला वारे वळजो रे.

### * रुचिरा छंदनी चाल.

ગઢ ઘેરાણો મારો રઘુવર, વ્હેલા વારે વળજો રે;
વિનવું વિનયવડે કર જોડી, પ્રાણસખા સાંભળજો રે. ટેક.
કટક લઇને ક્રૂર હૃદયનો, કાલ કુટિલ ચડી આવ્યો રે;
અંદર પેશી સેવક સાથે, રણસંગ્રામ મચાવ્યો રે; ગઢ૦
નવ દરવાજા આ નગરીના, બંધ કર્યા બહુ બલમાં રે;
નટવર માલ ન અંદર આવે, વાત ચડી છે વળમાં રે; ગઢ૦
દરવાણી નાઠા દિશ લઇને, ચોકીદાર દબાયા રે;
આ આખરના સમયે ઇશ્વર, શા કાજે સંતાયા રે; ગઢ૦
જે નારીના હાવે-ભાવે હું લોભાયો વસવા રે;
તેણે પણ માયા મેલીને, આખર માંડ્યું ખસવા રે; ગઢ૦
પુત્ર-કલત્ર અને સેવકજન, પલ પણ પાસ ન આવે રે;
બહુ રીતે બંધાયો માધવ, કોઈ ઉપાય ન ફાવે રે; ગઢ૦
સુખમાં સર્વ મળે છે આવી, સંકટમાં વિખરેછે રે;
એ અંતરમાં અનુભવ થાતાં, નયને નીર ખરેછે રે; ગઢ૦

---

* ઠુમરી, રાસડો, પ્રભાતી, ભજન વગેરે ઘણા પ્રકારમાં ગવાય.

સુખનું સાધન પ્રથમ દઇને, નિત્ય સહાયક રહીને રે;
દીનદયાળ દગો શું દીધો, નાથ નમેરા થઇને રે; ગઢ૦
ભાગ્યો ગઢ અંતઃપુર તોડ્યું, કોઇ રહ્યું નહિ કે'વા રે;
પલમાં જીવ જશે પરમેશ્વર, હાલ ભયંકર એવા રે; ગઢ૦
ઓ માર્યો! ઓ લીધો! ઈશ્વર! નટવર કેમ ન આવો રે?
ક્યાં જાવું! શું કરવું! કેશવ! બાંધવ આપ બચાવો રે; ગઢ૦

---

## परमेश्वर भक्तिथी वश थाय छे.

### कालींगडो.

ભક્તિવડે વશ થાય, રમાપતિ ભક્તિવડે વશ થાય;
જો ઈશ્વર વશ થાય નહિ તો, જન્મ-મરણ નહિ જાય. રમા૦
ભક્તિ પરમ સુખનું શુભ સાધન, સફલ કરે છે કાય; રમા૦
ભક્તિવડે ભગવાન સદા વશ, નિગમાગમ પણ ગાય; રમા૦
બળિયાના બલરૂપ દયાધન, નિર્બલ થઇ બંધાય; રમા૦
સંકટ સેવકપર આવે તો, ત્યાં ધરણીધર ધાય; રમા૦
ભક્તાધીન દયાનિધિ ભૂધર, ભક્તિવિના ન પમાય; રમા૦
ભકિતવિના વ્રત જપ-તપ આદિક, અફલ અનેક ઉપાય; રમા૦
ધન યૌવન બલ બુદ્ધિ ચતુરતા, નિષ્ફલ તે સમુદાય; રમા૦
રંગ રૂપ કુલ જાતિ વિશેષે, ન કરે કોય સહાય; રમા૦
અજામીલ નારદમુનિ શબરી, ક્યાં ગણિકા ગજરાય? રમા૦
કેશવ હરિની ભકિતતણા ગુણ, એક મુખે ન ગવાય; રમા૦

---

## अमारुं साचुं धन घनश्याम.

### खंभात.

અમારૂં સાચું ધન ધનશ્યામ: ટેક૦

ધામ-ધરા-ધન-જન વૈભવનું, કલ્પે ન કશું કામ; અ૦
પુત્ર કલત્ર પવિત્ર મિત્રમાં, ક્યાંહિ મને ન વિરામ; અ૦
હીરા માણિક મોતી જવાહીર, જરિયન જૂઠી બદામ; અ૦

લીલમ લાલ મણિ રત્નાદિક, લીધે ન ગમે નામ; અ૦
શ્યામ સદા સુખધામવિનાનાં, કામ બધાંય નકામ; અ૦
લક્ષ્મીનાથ સહાયક સાચા, શું કરશે વિધિ વામ; અ૦
શરણાગતપાલક સુખદાતા, નામ અખિલ અભિરામ; અ૦
કમલાકાન્ત કૃપાધન કેશવ, યદુકુલતિલક લલામ: અ૦

## मारी अवगणना करशो मां!

### भैरवी.

૧૪-૧૪

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં.
હાથ મારો મૂકશો માં; હાથ મારો મૂકશો માં; દીનનાથ૦
આ મહાભવસાગરે, ભગવાન હું ભૂલો પડ્યો છું;
ચૌદલોકનિવાસ ચપલા-કાન્ત, આ તક ચૂકશો માં; દીનનાથ૦
ઓથ ઈશ્વર આપનો, સાધનવિષે સમજું નહિ હું;
પ્રાણપાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશો માં: દીનનાથ૦
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસસારૂ સૂકશો માં; દીનનાથ૦
શરણુ કેશવલાલનું છે, ચરણુ હે હરિરામ તારૂં;
અખિલનાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં; દીનનાથ૦

## प्रार्थना.

### प्रभात.

દીનદયાળ દયા કરો, સુખ સાગર શ્યામ;
નાથ ઘટે નહિ આપને, દુઃખ આપવું આમ; દીન૦
જપ-તપ-વ્રત હરિ વેગળે, ધ્યાન દાન તમામ:
કાંઇ કૃપાલુ કર્યું નથી, હાય અઘવચ આમ; દીન૦
સેવા ન નાથ કરી કશી, નહિ દર્શન દેવ;
દ્વેષ-કપટ કરવાવિષે, ટળી જાય ન ટેવ; દીન૦
કૃષ્ણ-કથામૃત પાનમાં, રોક્યા ક્યાંહિ ન કાન;
માન મમત્વ કરી મુવા, ભૂલ્યા ભેદથી ભાન; દીન૦

સંગતિ સંતતણી નહિ, કયાં છે વિનયવિચાર?
પુણ્ય પવિત્ર થવાવિષે, વાત નિત્ય ઉધાર; દીન૦
શાસ્ત્રશ્રવણ નહિ સમજીએ, બહુ દુર્લભ બોધ;
ભાવ ભજન કરવાવિષે, વિશ્વનાથ વિરોધ; દીન૦
આધિ ઉપાધિ અનેક છે, તન તાપ તવાય;
આ ભવસાગર ભટકતાં, જન્મ નિષ્ફલ જાય: દીન૦
જગત-પિતા નહિ જાણીએ, જાતે પૂજન-પાઠ;
સાધન કોઈ ન સાંભરે, ઠાલા ભક્તિના ઠાઠ; દીન૦
આ ઇન્દ્રજાલના આપછો, સૂત્રધાર ધરાર;
પાત્ર બનાવી મને પ્રભુ, સોંપ્યા સોંગ અપાર; દીન૦
તે ભજવ્યા ભલીભાતથી, તોય રીઝયા ન કેમ?
કેમ કરી સુખ પામશું, જ્યારે ઉંધશો એમ? દીન૦
માતા-પિતા-ભાઈ ભામિની, સાચા આપ સહાય;
ધન-જન-તન-મન આપછો, મૂકે શિરપર પાય; દીન૦
ચરણ શરણરૂપ આપનું, એક જાણીએ આજ;
કેશવ હરિ કરુણા કરી, રાખજો નિજ લાજ; દીન૦

---

## हाथ आवेल होडी हारुं छुं.

### मंदाक्रांता.

પૂજા-પાઠે પ્રણય ન કર્યો ભેદમાં ભૂલ ખાધી,
કર્તા ભોક્તા પ્રથમ થઈને કર્મની ગાંઠ બાંધી;
'હું મારૂં' એ અવસર છતાં નાથ ગ્રંથી ન તોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
સાચા સ્નેહી ભવભયથકી તારનારા નરેશ,
તેને ત્યાગી અવર તરણે ક્લેશ વેઠયા વિશેષ:
સૂઝે કયાંથી પરમ સુખનાં સાધનો બુદ્ધિ થોડી,
હારૂંછું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
દંભી દૈવે કઠણ થઇને કોપ કીધો કટાણે,
પાળ્યો છે મેં તદપિ નિજનો ધર્મ શક્તિપ્રમાણે;

જાતે જોકે સમજણવડે ભક્તિમાં વૃત્તિ જોડી;
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
આ સંસારે સગપણ કશું કામ કાંઈ ન આવે,
સર્વે શાણા સુજન જન તે સ્વાર્થસારૂ નચાવે;
રાગ-દ્વેષે નરકપદમાં ચિત્તની વૃત્તિ ચોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
મ્હાણા પૃથ્વી અવર પશુઓ પક્ષિઓ ઝાડ પાણી,
આ આકાશે અકલિત અહો જે અવિદ્યા રચાણી;
શું જાણું કે મુજ નયનને કાજ એ છે મરોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
સંબંધોનું સુખ સરસ તે અંતમાં દુઃખરૂપ,
અજ્ઞાનેથી નહિ હૃદયથી ઓળખ્યો અંધકૂપ;
માન્યો જેને સહચર સખા હોય તે જાય છોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
વિદ્યા-વાણી-વશ કુશલતા સર્વ શું કામ લાગે?
શ્રેષ્ઠાચારે પણ વિચરતાં મર્મમાં માર વાગે;
માયા મૂડી મરણ સમયે કામ લાગે ન કોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.
આવો વારે પરમસુખના ધામ હે વિશ્વનાથ!
આટાણે હું તમવગરનો એકલો છું અનાથ;
કાલે મારાં સકલ સુખના યોગની રેખ ખોડી,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હોડી.

---

## हाथ आवेल रत्न हारुं छुं.

### मंदाक्रांता.

આધિ વ્યાધિ પ્રતિદિન પડે કોઈ સૂઝે ન કામ,
વિદ્યા વંઠે વિનય વિસરે છે દશા દુષ્ટ આમ;
કાલે માર્યાં કઠણ ફલનાં પીઠમાં તીવ્ર તીરો,
હારૂં છું હું નરહરિ હવે હાથ આવેલ હીરો.
અંતે ખોટાં વિષયસુખ છે તત્ત્વ શું હોય તેમાં,
આશાતૃષ્ણા પરવશ કરે જાય આયુષ્ય એમાં;

ઝાઝાં થાવા ધન-જન ધરા આંધળો જે અધીરો,
હાર્ું છું હું નરહરિ હવે હાથ આવેલ હીરો.
ધારી'તી મેં સફલ કરવા ધારણા ધર્મવાળી,
માની'તી આ સકલ રચના વિશ્વમાં મેં સુખાળી;
થાતાં મિથ્યા તન-મન તણાં તે સમગ્ર પ્રયત્ન,
હારૂંછું હું નરહરિ હવે હાથ આવેલ રત્ન.
આવા ભારે ભવજલવિષે નાથ તોફાન થાતાં.
ઓચીંતાં આ ભય ઉપજતાં શુદ્ધિ-બુદ્ધિ હરાતાં;
વ્હાલા મારી નજર ન પડે આપજો આપ ગોતી,
હારૂંછું હું નરહરિ હવે હાથ આવેલ મોતી.

---

## आज वधतुं शुं कहुं? मारी लाज राखो.

### भैरवी.

લાજ લક્ષ્મીકાન્ત રાખો; આજ શું વધતું કહું હું:
આજ શું વધતું કહું હું, આજ શું વધતું કહું હું; લાજ૦
લોભ લાલચ દોષ, દીનદયાળ શી રીતે દહું હું?
રામ કામક્રોધથી, રૂંધાઇને વચમાં રહું હું; લાજ૦
જે પડે પીડા પ્રભો તે, શોક મોહવડે વહું હું;
દુઃખભાર ભવાટવીના, શ્યામ સર્વે શિરે સહું હું: લાજ૦
આથડ્યો ભવસાગરે, અજ્ઞાનમાં બેલી બહુ હું;
બુદ્ધિબલને ઇંદ્રિયોનો, લાભ શી રીતે લહું હું; લાજ૦
સર્વ સાધનરૂપ કેશવ,–ચરણ ચિત્તવિષે ચહું હું:
જન્મની જડ ગાંઠને, શુભ બોધથી જાતે જહું હું; લાજ૦

---

## *दयाघन आप भुजाए लाज.

દયાઘન આપ ભુજાએ લાજ. ટેક.

વિનય વિવેક વિચાર ન સમજું, અણસમજુ છું આજ; દયા૦
ભવસાગર તરવાને ઉત્તમ, પુરુષોત્તમ છો પાજ; દયા૦

---

* ફારશી શબ્દ આવે એવી આ કૃતિ છે; ભાષાનું વર્ણસંકરપણું કરવું તે મને પસંદ નથી, તોપણ અહીં તેમ કર્યું છે; કેમકે રૂઢ શબ્દ પછી ચાડવા દેખાતા નથી. લિ. કર્તા.

સાધન કોઈ નથી સુખકારક, સંકટરૂપ સમાજ; દયા૦
રટણ કરૂંછું નિત્ય રમાપતિ, હૃદયવિષે હરિરાજ; દયા૦
યાચું છું યશવંતા ઈશ્વિર, દીન જનોના જહાજ; દયા૦
કરથી કર પકડો કેશવનો, શરણાગત શિરતાજ; દયા૦

---

## *मारी संभाळ ल्यो.

### भैरवी.

શ્યામ લ્યો સંભાળ પાલક, દીનનાથ દયાળ મારી.
દીનનાથ દયાલ મારી; દીનનાથ દયાળ મારી; શ્યામ૦
દોષથી દિઙ્મૂઢ હું, કાંઇ નહિ દેખું કૃપાલુ;
માર્ગ શુદ્ધ બતાવજો, મુને હવે મારા મુરારી; શ્યામ૦
શું કહું કરુણાનિધે, વિધિ કે નિષેધ ન કાંઇ જાણું;
રીત આ સંસારમાં, સમજું ન સારી કે નઠારી; શ્યામ૦
શરણ લીધું ચરણ ચિત્તે, કોઇની આશા ન રાખી;
ભાગજો ભવનો હવે ભય, ભૂતનાથ બધોય ભારી; શ્યામ૦
દુઃખ દૂર કરી કૃપાધન, તાપ આપ હરી અમારા;
સર્વ જે સુખ ભોગ તે, દેજો સદા સાચા વિચારી; શ્યામ૦
રટણ કેશવ હૃદયમાંથી, નાથ હું રાખું નિરંતર;
વિશ્વનાથ કહો હવે, શાને મને દેશો વિસારી? શ્યામ૦

---

## नाथ ! विसारो तो नहि चाले.

### †सोरठ.

[૧]વિસારો તો નહિ ચાલે નાથ !
[૨]શરણાગત સેવકને કરજો, સાંબ સદૈવ સનાથ: ટેક.
[૩]ધામ-ધરા-ધન-જન-સુત-દારા, એ સુખનો સહુ સાથ. વિસારો૦
[૪]થાકયો હું ભવસાગર તરતાં, નરહરિ પકડો હાથ; વિસારો૦
[૫]છૂટે નહિ નટવર હૃદયેથી, બળિયા લીધી બાથ; વિસારો૦
[૬]કેમ ઘટે રહી જાવો કેશવ, અન્તર્યામી અનાથ; વિસારો૦

---

* સકામ માણસ માટે લખી છે. લિ. કર્તા.

† ભૈરવી વગેરે ગમે તે રાગમાં ગવાય છે. ત્રિતાલ. ૧ અસ્તાઈ. ૨ અંતરો. ૩ અભોગ. ૪ સંચાઈ. ૫ અભોગ. ૬ સંચાઈ.

## हरि! हुं एवो अधम अनाडी.

### *सोरठ.

હરિ! હું એવો અધમ અનાડી.
ચંચલવૃત્તિ ચપલ મન મારૂં, એ અડચણ છે આડી: ટેક.
શું સારૂં શું નરતું જોવા, ઈશ ન આંખ ઉઘાડી;
શું સમજું શરણાગતપાલક, મૂર્ખ અને મતિ જાડી; હરિ૦
આપ કૃપાધનના પૂજનમાં; વિઠ્ઠલ વાર લગાડી;
વિષયાદિકના વ્યસનવિષે મેં, તન-બલ-બુદ્ધિ બગાડી; હરિ૦
અગણિત પૂર્વજન્મનાં પાપે, દગડ્યો દાડી દાડી;
અથડાયો આડો અવળો પણ, આજ્ઞા મેં ન ઉપાડી; હરિ૦
પાલક પ્રભુ આગળ મેં કીધી, લાખ કરોડ લબાડી;
ભારે ભૂલ થઈ એ ભૂધર, નાથ છુપે ન છુપાડી; હરિ૦
મૃગજલ પીવા દોડ્યો દસ દિશ, કોઈએ ના નહિ પાડી;
તોપણ કેશવ હરિ સમજ્યો છું, હું બાલક તું માડી; હરિ૦

---

## †भवसागरना भयमां कुशलपणुं मेळववाविषे.

પ્રભુ ભવસાગરનો ભય અતિ ભારે રે;
કુશલપણું કમાઉં કૃપાધન ક્યારે રે? ટેક.
સંસારનું સગપણ સરરર સારે રે;
ધીરજ અંતર ધરણીધર ન ધારે રે; પ્રભુ૦
મારાં તારાંથી મન નહિ પરવારે રે;
અધિક અધિક રાગ અમથો કરાવે રે; પ્રભુ૦
ક્રોધ કામ લોભ મોહ માર બહુ મારે રે;
વિષમ વિષયમાંહિ ઈન્દ્રિઓ ઉતારે રે; પ્રભુ૦
પુત્ર કે કલત્ર મિત્ર આખર વિસારે રે;
ધામ કે ધરાનું કામ કાંઈ ન લાગે રે; પ્રભુ૦
પરમ દયાલુ પડ્યો આપને પનારે રે;
તોપણ ત્રિવિધ તાપ હૃદય વિદારે રે; પ્રભુ૦

---

* ચાલી શકે તેવા ગમે તે રાગમાં ગવાય. સં. ૧૯૪૪
† સારી નથી, માત્રાનું ઠેકાણું નથી, મનહરનો ઢાળ છેવટ જતાં ફરી જાયછે.

સંતાયા શું કારણથી આવો ઈશ વારે રે;
દીનનાથ દુઃખ દેવું ન ઘટે તમારે રે; પ્રભુ૦
આપના વિના શરણુ કોઈ નહિ મારે રે;
કોણ આપના વિના અહિંથકી ઉગારે રે? પ્રભુ૦
હરિ! હરિહીરો હરિ–રામસુત હારે રે;
કેશવ કૃપાલુ તો તો બુડ્યાં વહાણ બારે રે; પ્રભુ૦

---

## अमारे जे कहीए ते आप.

### झींझोटी.

અમારે જે કહીએ તે આપઃ ટેક.

ધામ ધરા ધન જન યૌવન ને, તું બલ તેજ પ્રતાપ; અ૦
જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય આદિક, તેપર તારી છાપ; અ૦
તું મન બુદ્ધિ વિચાર કલ્પના, ચિત્ત ચપલની ચાંપ; અ૦
શમ–દમ શીલ યાગ યોગાદિક, તું વ્રત જપ કે જાપ; અ૦
પુત્ર કલત્ર મિત્ર સગપણ સહુ તું બાંધવ તું બાપ; અ૦
તું સંવત્સર ઋતુ દિન રજની, તું પુણ્ય અને પાપ; અ૦
શબ્દ સ્પર્શ રૂપ રસ આદિક, વિદ્યા કાવ્યકલાપ; અ૦
આ જંજાલતણા દર્શનની, તુંજ ખરેખર ખાપ; અ૦
પાણી પવન તેજ ચંદ્રાદિક, પર્વત પૃથિવી થાપ; અ૦
તું ગુણધામ વિરામ જગતનું, મોહન થાય ન માપ; અ૦
આધિ વ્યાધિ ઉપાધિ વગેરે, કરુણાસાગર કાપ; અ૦
અંતર્યામી ટાળ નિરંતર, તન ધન મનના તાપ; અ૦
જન્મ-મરણ આદિક ભય ભારે, અંતક ઈશ ઉથાપ; અ૦
વિવિધ ભાવ જે જે લાગે તે, જેમ શીંદરી સાપ; અ૦
આપવિના હું કાંઈ ન ભાળું, શું સુખભોગ વિલાપ; અ૦
કેશવ હરિ સુખ એક અખંડિત, અંતવગરનું આપ; અ૦

---

## लाज तमारे हाथ.

*काफी.

દયાઘન હે દીનબંધો, લાજ તમારે હાથ.
જગદીશ્વર હું કાંઈ ન જાણું, એકલો આજ અનાથ; દયા૦
સ્વપ્નસમાન જગત શું જોઉં, ક્યાં સુખદાયક સાથ;
કેશવ કરુણા લેશ કરો તો, નાથ સદૈવ સનાથ; દયા૦

---

## नरहरि! मारुं कुशल करो.

†नरकूटक वृत.

નરહરિ હે પ્રભો! કુશલ કેમ નથી કરતા?
કર કરુણાનિધે પરમ કેમ નથી ધરતા?
શરણ પડ્યો હવે પ્રણતપાલ દયા કરજો,
અરજ કરૂં ધરાધર જરા મનમાં ધરજો.
હરિ હરિ છે નહિ અવર કોઈ સહાય મને,
જન-ધન-ધામમાં ન સુખ લેશ જણાય મને;
સમ સુખ-દુઃખ છે ઘર અને વનમાં વસતાં,
તન-બલ જાયછે અરર આખર તો ખસતાં.
વગર વિચારનો વિવિધ લાલચમાં લથડ્યો,
જન-ધન-ધામ-કામ કરતાં રગડાઈ રડ્યો;
નહિ શુભ ધર્મ-કર્મપર કોઈ વિચાર થયો,
અવર વિચારમાં સમય નિષ્ફલ સાવ ગયો.
ન કરી શક્યો કશુંય પણ પૂજન પાઠ અરે,
મન વિષયાદિકમાં મફત ફોટલ રોજ ફરે;
કઠણ ભવાટવી ભટકતાં સહુ એમ મરે,
ત્રિભુવન નાથ સાથ નહિ કોઇ સહાય કરે.
કઠણ દશા અને કઠણ કર્મ બંધાય બહુ;
વિવિધ વિચારમાં વિકલ થાય વિશેષ સહુ;
નિરવધિ ઇંદ્રજાલ નહિ પાર પમાય અમે,
નટવર સૂત્રધાર બનિ દોર તણાય તમે.

---

* આવાં પદો ભોજા ભગતના ચાબખામાં અને સીંધી કાફીમાં ચાલેછે.
† ભાગવત દશમસ્કંધમાં વેદસ્તુતિ નરકૂટક વૃતમાં લખાએલી છે.

ભવભય ટાળનાર ભગવાન ભલું કરજો,
નૃહરિ સદૈવ હેત કરિ દુઃખ બધાં હરજો;
અતિ અડબોથ હું અવર ઓથ નથી જડતો,
શરણુ જડ્યું હવે દિવસ આજ થકી ચડતો,
પરમ દયાલુ દેવ પરમેશ્વર પાપ હરી,
જગતપિતા કૃપા અધિક આદર સાથ કરી;
કુશલ હવે સદૈવ હરિ કેશવનું કરજો,
નિજ સુખધામમાં પ્રણુતપાલક સંઘરજો.

---

## मन मारुं हवे हरिचरणे.

મન મારૂં હવે હરિચરણે;
હરિચરણે હું છું શરણેઃ મન૦
મૃગજલ જેવા વિષય વિસારી, ઝૂક્યું છે હરિરસઝરણે; મન૦
સુખભોગ સુખ લેશ ન લાગે, સંપતને તોલું તરણે; મન૦
આધિ વ્યાધિ ઉપાધિ રહી નહિ, મોહ ગયો જન્મે મરણે; મન૦
કર પકડ્યો કરુણાથી મારો, કેશવ હરિ ધરણીધરણે; મન૦

---

## परमेश्वरने प्रणाम.

### वसंततिलका.

આધાર જે જગતને સુખરૂપ એક,
જેનાવડે જગતમાં પ્રસરે વિવેક;
જે સર્વ શક્તિ ધરનાર પવિત્રધામ,
તે પૂર્ણકામ પરમેશ્વરને પ્રણામ.
જે આપનાર સહુને બલ-બુદ્ધિઆદિ,
જે નિત્ય નિર્ગુણ અરૂપ અને અનાદિ;
જાતે ચરાચરતણો શુભ સૂત્રધાર,
તે નાથને નમન નિત્ય હજાર વાર.
પોતે થયો ભુવન-અંબરરૂપ એક,
જે ચૌદલોકમય માળ બન્યો અનેક;
જે સૂર્ય-ચંદ્ર-ચલદીપકરૂપ પોતે,

રાખો સદા કુશલ ગોડ બજાણીઓ તે.
પોતે અનેક ગુણ-કર્મ-પદાર્થરૂપ,
પોતે ચરાચર બન્યો પણ જે અરૂપ;
જાણી શકે ન જરિએ મન બુદ્ધિ જેને,
પ્રેમે પ્રણામ કરિએ પ્રિયમિત્ર તેને.
જે દૃશ્ય દર્શનથકી અળગો અનંત,
જેનો જણાય નહિ કલ્પ જતાંય અંત;
ચૈતન્યરૂપ સુખસાગર પૂર્ણકામ,
તે પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.

---

## धरो कर नाथ मारो, दयाघन हुं तमारो.

***धन्याश्री.**

ધરો કર નાથ મારો, દયાઘન હું તમારો.
વિધિ કે નિષેધ કાંઈ, જાણતો નથી હું આંહિ;
પુણ્યનો નથી વધારો, દયાઘન હું તમારો; ધરો૦
નીતિ–ન્યાયમાં ન જાણું, ઠીકમાં નથી ઠરાણું;
માથે પાપરૂપ ભારો, દયાઘન હું તમારો; ધરો૦
વિષયવિષે ઉમંગે, રાચ્યો રતિરાગ-રંગે;
સૂઝે પંથ કેમ સારો, દયાઘન હું તમારો; ધરો૦
ધન–જનકાજ ધાયો, મમતાવિષે મરાયો;
આવ્યો નહિ ઈશ આરો, દયાઘન હું તમારો; ધરો૦
પુત્ર મિત્ર દેહ દારા, ઠાઠમાઠ તે તમારા;
શ્યામ શો વિચાર ધારો, દયાઘન હું તમારો; ધરો૦
છચોકપણે છકેલો, ભૂલથી સદા ભરેલો;
સમજ્યો નથી સુધારો, દયાઘન હું તમારો; ધરો૦
આપે મતિ જેવી આપી, તેવો હું થયો પ્રતાપી;
નથી વાંક કાંઈ મારો, દયાઘન હું તમારો; ધરો૦
કેશવ કૃપાલુ થાઓ, માધવ ત્વરાથી ધાઓ;
ભવભયથી ઉગારો, દયાઘન હું તમારો; ધરો૦

---

* ત્રિતાલ.

## प्राणबंधु परमेश्वरने प्रणाम.
### वसंततिलका.

વાણી અને મન વિચાર કર્યે ન પામે,
જ્યાં 'नेति नेति' કરતાં શ્રુતિઓ વિરામે;
જેને વદે વિવિધ શાસ્ત્ર પવિત્રધામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
કાલ-સ્વભાવમય જે સહુથી સ્વતંત્ર,
જેણે રચ્યો જગતરૂપ વિચિત્ર યંત્ર;
જે શુદ્ધ બુદ્ધ સુખકારક પૂર્ણકામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
જે બુદ્ધિઆદિ શુભ સાધન આપનાર,
જેની કલા કુશલતા પ્રકટી અપાર;
જેને ન દોષ ગુણ રૂપ અને ન નામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
જેના ભયે પૃથિવિ ધારણધર્મ પાળે,
જેના ભયે નહિ હુતાશન સર્વ બાળે;
જેના ભયે પવન વાય ન થાય ધામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
સીમા તજે નહિ સમુદ્ર સમર્થ તોય,
જેને કરે નહિ કદાપિ વિરોધ કોય;
આકાશથી ન અવકાશ તજાય આમ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
જે જીવ જીવન અને જગતસ્વરૂપ,
જે આ ચરાચરતણો અતિયુક્ત ભૂપ;
જે સર્વનું અતિ અલૌકિક એક ઠામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
પાસે છતાં પણ અદૃશ્ય અવશ્ય રે'છે,
છેટે છતાં હૃદયમાંહિ રમ્યા કરેછે;
જેને જરાય ન અડે જડ હાડ ચામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.

સત્તાવડે પરમ પોષણ જે કરેછે,
સત્વાદિથી વિવિધ જે અવતાર લેછે;
જેને વિષે પ્રલયમાં સહુનો વિરામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.
જેને વિરંચિ હરિ ને હર નામ આપી,
ભાવે કરે ભજન પુણ્યવડે પ્રતાપી;
જીભે જપાય હર કેશવ કૃષ્ણ રામ,
એ પ્રાણબંધુ પરમેશ્વરને પ્રણામ.

---

## माधव धाई धरो कर मारो.

### *आशागोडी.

માધવ ધાઈ ધરો કર મારો; ઓથ અહર્નિશ એક તમારો. મા૦
દાન દયા કે ધ્યાન ન જાણું, પૂજન અર્ચન મેં ન કરાણું; મા૦
માન મમત્વ અને મદમાંહિ, સાધન નાથ થયું નહિ કાંઈ; મા૦
ભૂધર ભૂપર હુંજ અભાગી, રોજ રહ્યો વિષયોપર લાગી; મા૦
આ ભવસાગરમાં અથડાયો, પામર કેવલ પાપ કમાયો; મા૦
સાર અસાર વિચાર ન સૂઝે, કેમ થશે એમ અંતર ધ્રૂજે; મા૦
માફ કરો ચૂક મારી મુરારી, આપની આપ વડાઇ વિચારી; મા૦
શરણ કરૂંછું ચરણ તમારૂં, કેશવ હરિ નહિ ક્યાંહિ વિસારૂં; મા૦

---

## †अधवच गाडुं गुंची गयुं.

### ढाळ धीराना पदनो.

જાવું છે દૂર ઝાઝું રે, ગાડું અહીં ગુંચી ગયું;
પરમેશ્વર પાર ઉતારો રે, અધવચ આ શું થયું! જાવું૦
હાંકનાર હરજૂડ બન્યો ને, બેલ રહ્યા નહિ હાથ;
ચૂક્યા દિશ જાવાની ચમકી, રઝળ્યો સઘળો સાથ;
કોણ કહો અટકાવે રે, આખર આવી રહ્યું; જાવું૦

---

* ચોપાઈ કે મનહરમાંથી થએલો વિકાર આ કવિત છે. તાલ દીપચંદી.
† સં. ૧૯૪૬, જેઠ.

હાય ભયાનક જંગલ મોટું, ભારે પંક ભરેલ;
વાઘ વરૂ ને વાનર ઝાઝા, એમાં કૈંક મરેલ;
ચોગમ ચોર ફરેછે રે, કાંઇ નહિ જાય કહ્યું; જાતું૦
રાત રહી અંધારી ભારે, કંટક ભાગે પાય;
વરસે મેઘ વીજળી ચમકે, થરથર કંપે કાય;
ભૂતાવળ ને ભડકે રે, હડબડ થાય [1]હયું; જાતું૦
ગારામાં ગુંચ્યાં બે પૈડાં, તૂટ્યાં જોતર રાશ;
બેલ કહેડી હેઠા બેઠા, કોટિ કરાવે કાશ;
આમાંથી ઉગરવા રે, કરવું કામ કયું? જાતું૦
ગાડું ગુંચે હું ગુંચાયો, કોય સહાય ન પાસ;
વિશ્વેશ્વર વગડાં વીણીને, નટવર થાઉં નિરાશ;
કેશવ હરિ શું સૂતા રે, પ્રભુપદ જાય વહ્યું; જાતું૦

---

## संसारसागरना तोफानमां पडेली नौका.

### शार्दूलविक्रीडित.

[2]સોડે કેમ કરાય ડામણુ નથી દેવાય તેવું રહ્યું,
શું થાશે શઢ જાય નાવિક કશું કાને ન ધારે કહ્યું;
આવેછે વરસાદ વાયુ વચમાં શું સૂસવાટા કરે,
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે!
ડોલાં ખાય સુકાન કામ ન કરે ક્યાં કાંઈ દેખાય છે?
ખુટ્યાં સાધન સર્વ ગર્વ ન રહ્યો હૈયું વલોવાય છે;
ચારે કોર ચડી તિમિંગલ ઘણા નૌકા નમાવે અરે,
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે!
અંધારે અથડાય ખાડ ખડબાં દેખી ઘણો હું ડરૂં,
આ ટાણે કરુણાનિધાન કથળ્યા ત્યાં એકલો શું કરૂં?
સાથે કોઈ સહાય હાય ન મળે શી રીતથી ઉગરે?
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે!
પાણીમાં ધન જાય આખર ખરી આ ખેપ એળે ગઈ,
ભૂલ્યો માર્ગ ભલો ભવે ભટકતાં ભૂતેશ ભારે થઈ;

---

૧ પ્રાસને માટે બીજો શબ્દ ન મળવાથી 'હૈયું' શબ્દને બદલે 'હયું' નાખેલ છે.
૨ સોડે એટલે કિનારે. લિ. કર્તા.

દેજો હાથ દયા કરી પ્રથમથી છું આપને આશરે,
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે !

### दोहरो.

કેશવ હરિ છે આપનાં, વ્હાણુ અને તોફાન;
સાચવજો સહુ રીતથી, આપ આપનું માન.

---

## गोविंदना गुण गावाविषे.

### रासडो.

ગાઇએ ગાઈએ ગાઇએ રે; ગોવિંદના ગુણુને ગાઇએ:
ગુણુસાગરના ગુણુ ગાવામાં, ન કદિ લેશ લજાઇએ રે: ગોવિંદ૦
શમ-દમ સાધન હાથ કરીને, સ્થિર મનવાળા થાઇએ રે; ગોવિંદ૦
વિનય વિવેક વિચાર સરોવર; નિર્મલ થાવા ન્હાઇએ રે; ગોવિંદ૦
જલને મૂલે જીવન વીતે, સમજીને શરમાઇએ રે; ગોવિંદ૦
તન-ધન-જન-યૌવન ક્ષણુભંગુર, ઠાઠે કેમ ઠગાઈએ રે; ગોવિંદ૦
આ મારૂં આ તારૂં એવી, મમતામાં ન મરાઇએ રે; ગોવિંદ૦
મૃગજલ જેવા વિષયો જાણી, ભવમાં નહિ ભરમાઇએ રે; ગોવિંદ૦
જન્મ-મરણુના ફેરા ફરતાં, કાંઈ હવે તો કાઇએ રે; ગોવિંદ૦
અનુભવ થાય નિરંતર તોપણુ, ધમવા ધૂળ ન ધાઇએ રે; ગોવિંદ૦
હેતેથી હરિના ગુણુ ગાતાં, ખોટો માર ન ખાઈએ રે; ગોવિંદ૦
સમજણુ દીધી દીનદયાળે, ફોકટ શીદ ફસાઈએ રે; ગોવિંદ૦
શીતલ નામસુધારસ પીને, પરને પણુ તે પાઈએ રે; ગોવિંદ૦
કેશવ હરિ જો હોય વસીલો, શુભપદમાંહિ સમાઈએ રે; ગોવિંદ૦

---

## परमेश्वरना भजनविषे.

### *सोरठ.

મન ભજ ભાવે ગિરધારીને;—
ગિરધારી કુંજ વિહારીને: મન૦ ટેક.
આ તન ઉત્તમ માંડ મળ્યું છે, ફર તું સફલ સુધારીને;
સમય ગયો પાછો નહિ આવે, અકલિત વાત વિચારીને; મન૦

* દેશ, ભૈરવ, રામગ્રી, કાનડો વગેરે રાગમાં ચાલે છે.

ભોગવિલાસ ભલા તેં કીધા, પ્રાણ હવે પરવારીને;
વિષવલ્લી વિષયને તજ તું, વશ રાખું છું વારીને; મન૦
આશાતૃષ્ણાને કર અળગી, વિનય વિવેક વધારીને;
ધર્મ કર્મને પાળ નિરંતર, શુભ ગુણને સંભારીને; મન૦
ભૂલે જે ભગવાન ભજનમાં, હાથ ઘસે તે હારીને;
ધામ ધરા-ધનનો મદ મેલી, મોહ મમત્વ વિસારીને; મન૦
શમ-દમ સાધન સજજ કરી, કામાદિક અરિને મારીને;
ઘટઘટવ્યાપક એક અખંડિત, અંતરમાંહિ ઉતારીને; મન૦
અન્ય કલ્પના કામ ન આવે, ખોટી મેલ ખુમારીને;
ઓળખ તું આ સકલ જગતના, માયાકાર મદારીને; મન૦
ભય ભાગે ગોવિંદ ગદાધર, પાર ઉતારે તારીને;
કેશવ હરિ કલ્પલતા સાચી, માન સદૈવ મુરારીને; મન૦

---

## अमारो राम.

### १.

**माढ.**

આનંદકંદ અનંત રે, એવો અમારો રામ;
જેના વિના આ લોકમાં, ઠાલું ન કોઈ ઠામ. ટેક.
પૃથ્વી પાણી તેજ વગેરે, સર્વે એનાં અંગ;
જૂદાં કેમ પડે તે કો'ને, જલમાં જેમ તરંગ;— રે એવો૦
જ્યાં જોશો ત્યાં પૂર્ણ ભરેલો, પણ તે સ્થૂલ ન હોય;
ઝીણામાં ઝીણો છે પોતે, નિરખી ન શકે કોય;— રે એવો૦
કેમે માપ ન થાય કશાથી, માયાતીત મહાન;
બ્રહ્મા ને ભવ જેવા જેનું, નિત્ય ધરેછે ધ્યાન;— રે એવો૦
આંખવિના દેખેછે સૌને, શ્રવણ કરે નહિ કાન;
નામ રૂપ આ દૃશ્ય બધાનું, નિર્મલ એક નિધાન;— રે એવો૦
વિશ્વ અલૌકિક વૃક્ષ બન્યું છે, પોતે તેનું મૂલ;
આડંબર આરંભ્યો ભારે, પણ નોખો નિર્મૂલ;— રે એવો૦
મન-વાણી નહિ પ્હોંચે પૂરાં, છે સૌનો આધાર;
સત્તાથી સંભાળી રાખે, બ્રહ્માંડોનો ભાર;— રે એવો૦
પશુ પક્ષી માણસ સર્વેમાં, પોતે જીવનરૂપ;
દેવોનો પણ દેવ દયાળુ, ભૂપોનો પણ ભૂપ.— રે એવો૦

દેજો હાથ દયા કરી પ્રથમથી છું આપને આશરે,
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે!

### दोहरो.

કેશવ હરિ છે આપનાં, વ્હાણુ અને તોફાન;
સાચવજો સહુ રીતથી, આપ આપનું માન.

---

## गोविंदना गुण गावाविषे.

### रासडो.

ગાઇએ ગાઈએ ગાઇએ રે; ગોવિંદના ગુણને ગાઇએ:
ગુણસાગરના ગુણ ગાવામાં, ન કદિ લેશ લજાઇએ રે: ગોવિંદ૦
શમ-દમ સાધન હાથ કરીને, સ્થિર મનવાળા થાઇએ રે; ગોવિંદ૦
વિનય વિવેક વિચાર સરોવર; નિર્મલ થાવા ન્હાઇએ રે; ગોવિંદ૦
જલને મૂલે જીવન વીતે, સમજીને શરમાઇએ રે; ગોવિંદ૦
તન-ધન-જન-યૌવન ક્ષણભંગુર, ઠાઠે કેમ ઠગાઈએ રે; ગોવિંદ૦
આ મારૂં આ તારૂં એવી, મમતામાં ન મરાઇએ રે; ગોવિંદ૦
મૃગજલ જેવા વિષયો જાણી, ભવમાં નહિ ભરમાઇએ રે; ગોવિંદ૦
જન્મ-મરણના ફેરા ફરતાં, કાંઈ હવે તો કાઇએ રે; ગોવિંદ૦
અનુભવ થાય નિરંતર તોપણ, ધમવા ધૂળ ન ધાઇએ રે; ગોવિંદ૦
હેતેથી હરિના ગુણ ગાતાં, ખોટો માર ન ખાઈએ રે; ગોવિંદ૦
સમજણ દીધી દીનદયાળે, ફોકટ શીદ ફસાઈએ રે; ગોવિંદ૦
શીતલ નામસુધારસ પીને, પરને પણ તે પાઈએ રે; ગોવિંદ૦
કેશવ હરિ જો હોય વસીલો, શુભપદમાંહિ સમાઈએ રે; ગોવિંદ૦

---

## परमेश्वरना भजनविषे.

### *सोरठ.

મન ભજ ભાવે ગિરધારીને;—
ગિરધારી કુંજ વિહારીને: મન૦ ટેક.
આ તન ઉત્તમ માંડ મળ્યું છે, કર તું સફલ સુધારીને;
સમય ગયો પાછો નહિ આવે, અકલિત વાત વિચારીને; મન૦

---

* દેશ, ભૈરવ, રામગ્રી, કાનડો વગેરે રાગમાં ચાલે છે.

ભોગવિલાસ ભલા તેં કીધા, પ્રાણ હવે પરવારીને;
વિષવલ્લી વિષયને તજ તું, વશ રાખું છું વારીને; મન૦
આશાતૃષ્ણાને કર અળગી, વિનય વિવેક વધારીને;
ધર્મ કર્મને પાળ નિરંતર, શુભ ગુણને સંભારીને; મન૦
ભૂલે જે ભગવાન ભજનમાં, હાથ ઘસે તે હારીને;
ધામ ધરા-ધનનો મદ મેલી, મોહ મમત્વ વિસારીને; મન૦
શમ-દમ સાધન સજ્જ કરી, કામાદિક અરિને મારીને;
ઘટઘટવ્યાપક એક અખંડિત, અંતરમાંહિ ઉતારીને; મન૦
અન્ય કલ્પના કામ ન આવે, ખોટી મેલ ખુમારીને;
ઓળખ તું આ સકલ જગતના, માયાકાર મદારીને; મન૦
ભય ભાગે ગોવિંદ ગદાધર, પાર ઉતારે તારીને;
કેશવ હરિ કલ્પલતા સાચી, માન સદૈવ મુરારીને; મન૦

---

## अमारो राम.

### १.

माढ.

આનંદકંદ અનંત રે, એવો અમારો રામ;
જેના વિના આ લોકમાં, ઠાલું ન કોઈ ઠામ. ટેક.
પૃથ્વી પાણી તેજ વગેરે, સર્વે એનાં અંગ;
જૂદાં કેમ પડે તે કો'ને, જલમાં જેમ તરંગ;— રે એવો૦
જ્યાં જોશો ત્યાં પૂર્ણ ભરેલો, પણ તે સ્થૂલ ન હોય;
ઝીણામાં ઝીણો છે પોતે, નિરખી ન શકે કોય;— રે એવો૦
કેમે માપ ન થાય કશાથી, માયાતીત મહાન;
બ્રહ્મા ને ભવ જેવા જેનું, નિત્ય ધરે છે ધ્યાન;— રે એવો૦
આંખવિના દેખે છે સૌને, શ્રવણ કરે નહિ કાન;
નામ રૂપ આ દૃષ્ય બધાનું, નિર્મલ એક નિધાન;— રે એવો૦
વિશ્વ અલૌકિક વૃક્ષ બન્યું છે, પોતે તેનું મૂલ;
આડંબર આરંભ્યો ભારે, પણ નોખો નિર્મૂલ;— રે એવો૦
મન-વાણી નહિ પ્હોંચે પૂરાં, છે સૌનો આધાર;
સત્તાથી સંભાળી રાખે, બ્રહ્માંડોનો ભાર;— રે એવો૦
પશુ પક્ષી માણસ સર્વેમાં, પોતે જીવનરૂપ;
દેવોનો પણ દેવ દયાલુ, ભૂપોનો પણ ભૂપ.— રે એવો૦



ભાવ પ્રમાણે દર્શન દેછે, ભક્તજનોને જેમ;
રૂપ ધરે છે નાનાં મોટાં, ઇચ્છા આવે એમ;— રે એવો૦

---

## ૨

### માઢ.

પંચભૂતના પિંજરમાં છે, પોતે પંખીરૂપ;
અજર અમર અવિનાશી અંતે, અળગો એક અરૂપ;—રે એવો૦
અવળા ચાલે એ લોકોને, દે છે દંડ પ્રચંડ;
જાડી રીતે ક્યાંહિ જડે નહિ, ખોળો સઘળા ખંડ;— રે એવો૦
દ્રષ્ટા દર્શન દ્રશ્યપણાથી, લાગે છે બહુરૂપ;
તત્ત્વવિચારે ત્રિપુટી જોતાં, અંતે આપ અરૂપ;— રે એવો૦
ઉત્પત્તિ સ્થિતિ લય છે સર્વે, એની સ્ફૂરણારૂપ;
આ જંજાલ જમાવી બેઠો, પણ પોતે ગૂપચૂપ;— રે એવો૦
બાંધ્યે તે બંધાય ન બૂઢો, છોડ્યો નહિ છોડાય;
વેદપુરાણો તત્ત્વવિચારે, જેના ગુણને ગાય;— રે એવો૦
પાસે નિત્ય રહેછે પણ તે, બોધ વિના છે દૂર;
ભાવે તે રીતેથી ભાળો, ભાઈ બધે ભરપૂર;— રે એવો૦
મર્યાદાનું મૂલ દયાલુ, કાલતણા પણ કાલ;
કોટી કલ્પ જતાં પણ વીતી, વાંકો થાય ન વાળ;— રે એવો૦
કેશવ હરિ કે રામ કહો કે, સર્વે તેનાં નામ;
પોતાના લોકોને પ્રેમે, આપે ઉત્તમ ધામ;— રે એવો૦

---

## परमेश्वर पासे याचना.

### *मराठी शाखीनी चाल.

સંપ જંપ સંબંધ સગાંમાં, સંતોષે દિન વીતે;
કામ કરાય કુશલતાવાળાં, સુખ ઉપજે જે રીતે;
ઈશ્વર એ માગું, હરિ હેતે ચરણે લાગું.

---

* ત્રીજી કડી છોડી દેવાથી રૂચિરા છંદની રીતે ગમે તે ઢાળમાં બોલાય છે; અને ત્રીજી કડીની ટેક કરવાથી ભજનને ઢાળે બોલાય છે.

પ્રાણીમાત્ર નિહાળું સુખિયાં, કોઈ ન સંકટ પામે;
ધર્મકર્મ શુભ આચરણેથી, આ જગતે યશ જામે; ઈશ્વર૦
કામ ક્રોધ લોભ લૂટારા, ન લહે મુને લૂટી;
આડધડે અથડાવી અંતે, કાલ ન મારે કૂટી; ઈશ્વર૦
મૃગજલ જેવા દુષ્ટ વિષયમાં, મન લલચાય ન મારૂં;
અંધ કરે નહિ મુને માયા,-રૂપ અહો અંધારૂં; ઈશ્વર૦
નીચું મુખ રાખીને નિશદિન, હાટે વાટે ઘાટે;
ક્યાંહિ દીનતા કરવી ન પડે, પેટ પૂરવા માટે; ઈશ્વર૦
અનાયાસથી મોતે મરવું, કુશલ કુટુંબી મેલી;
મતિ મારી હરિચરણે ચોટે, પ્રાણ ગયાથી પ્હેલી; ઈશ્વર૦
ભેદ મટે મારા અંતરનો, વિનય-વિવેક-વિચારે;
એવી કેશવ હરિ હેતેથી, કરુણા કરશો ક્યારે? ઈશ્વર૦

---

## हरिराम हवे हुं हार्यो.

### *भैरवी.

હરિરામ હવે હું હાર્યો, કરુણાકર કેમ ન તાર્યો?— રે હરિ૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, બહુ સંસારે સાર્યો;
અજ્ઞપણે આશા તૃષ્ણામાં, મોહ મમત્વે માર્યો;— રે હરિ૦
અધવચ આમ મને અથડાવી, વિઠ્ઠલ સાવ વિસાર્યો;
પણ કેશવ હરિ છો હેયામાં, અન્ય ધણી નથી ધાર્યો— રે હરિ૦

---

## मने शामाटे भूलाव्यो.

### ओधवजीना महिनानो ढाळ ?

ભૂલાવ્યો ભગવાન મને શા કારણે?
શું કીધું' તું મેં પૂર્વજન્મમાં પાપ જો;
મૂર્ખજનોના અવિવેકથી અંતરે,
આજ મને લાગે છે તીખો તાપ જો; ભૂલાવ્યો૦
ભૂલ કરી પ્હેલાં મેં પગલું માંડતાં,
તેપણ છે કરુણાકર તારો વાંક જો;

* સોરઠમાં પણ ગવાય છે.

નહિ તો ચેતી ચાલત હું ચપલાપતિ,
મન મારૂં થઇ જાત ન આવું રાંક જો; ભૂલા૦યો૦
મેં જાણ્યું જે ઉજ્વલ સઘળું દૂધ છે,
હું જેવો આખો છે આ સંસાર જો;
પણ પોગળ વરતાણું અંતે એ બધું,
એથી લાગે મનમાં સર્વ અસાર જો; ભૂલા૦યો૦
ભુંડાનો ભુંડો બદલો વળતો નથી,
સારૂં કરવાની છે ટેવ સદાય જો;
શાન્ત વિચાર વચે સંતાપ થયા કરે,
અંતર અદ્‌ભૂત રીતિથી ઉભરાય જો. ભૂલા૦યો૦
દુષ્ટ જનોને કેમ નથી તું દાબતો?
સજ્જન જનને કેમ દિયે સંતાપ જો;
સર્વાંતર્યામીને એમ ઘટે નહિ,
વિપરીત વળી પડશે તારી છાપ જો; ભૂલા૦યો૦
રોષ બધો અંતરમાં હાય સમાય છે,
વિનય વિવેક વિચાર વળી વિસરાય જો;
તોપણ કાલ જવાથી તે ત્રણ જીતશે,
ઝીણી નજરે જોતાં એમ જણાય જો; ભૂલા૦યો૦
જાણું છું તોપણ આ ખેદ થયાં કરે,
યત્ન કરૂં પણ ચિંતા થાય ન દૂર જો;
શામાટે એવું અંતર મારૂં કર્યું?
કરવું' તું સંયમ કરવામાં શૂર જો; ભૂલા૦યો૦
ભુંડું કરનારાનું થાય ભલે ભલું,
તારી મરજી હોય કરે તું તેમ જો;
પણ ભૂલાવિશમાં પાછો પ્રેમે મને,
કર જોડી માગું છું કેશવ એમ જો; ભૂલા૦યો૦

---

## ईश्वरशरण.

### दिंडी.

નાથ! શરણ હું પડ્યો હવે તમારે, અન્ય ઓથ નથી ઈશ કોઇ મારે;
બુદ્ધિ આપશો સદૈવ દેવ! જેવી, ક્રિયા સર્વ હું કરી શકીશ તેવી;

ધર્મ-કર્મની ન વાત લેશ જાણું, માન મૂર્ખતાવડે મમત્વ તાણું;
પાઠ-પૂજનમાં પ્રીતિ મેં ન કીધી, કર્મ દોષવડે દુષ્ટ વાટ લીધી.
દયાસિંધુ છો ઉદાર ચિત્તવાળા, જાણતાં છતાં જપી ન નામમાલા;
બધું શું કહું! થયા કરે બળાપો, દીનબંધુ કૃપાસિંધુ કષ્ટ કાપો.
દુઃખ દૂર થાય એજ ઇષ્ટ માગું, પ્રેમથી પસારી હાથ પાય લાગું;
પાપ-પુણ્યના વિચારને વિસારી, હાથ કેશવ હરિ ધરજો પધારી.

## ईश्वरकृपानी सतृष्ण अंतःकरणथी याचना.

### भैरवी चलती.

(કબ હોત ખુશી કબ હોત કફા) એ ઢાળ.

કરુણાનિધિ ક્યાં સંતાઈ ગયા? દામોદર નિર્દય કેમ થયા? કરુણા૦
આપવિના આધાર ન મારે, કેમ દયાલુ કરો ન દયા? કરુણા૦
શરણાગતપાલક છો સાચા; કેશવ કેમ રિસાઈ રહ્યા? કરુણા૦

## ए दीननाथ दयाळ नटवर नाथने नमीए अमे.

### हरिगीत.

જેથી સબલ પૃથ્વી પવન જલ તેજ ને આકાશ છે,
મન બુદ્ધિઆદિક વર્ગમાં જેનો વિશેષ વિકાસ છે;
ભમતાં બધાં બ્રહ્માંડનો આધાર ભાર ખરો ખમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
રચના બધી આ વિશ્વની જેનો વિચિત્ર વિલાસ છે,
એ વિશ્વની રચનાવિષે જેનો નિરંતર વાસ છે;
અંતર્વિષે આરૂઢ પણ નહિ દૃષ્ટિએ દેખો તમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
માયાવડે માનેલ જેનાં નામરૂપ અનેક છે,
વ્યાપક નિરંતર તોય જે નિર્લેપ નિર્ગુણ એક છે;
જપ-તપ અને આરાધને જેને જગત આખું નમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
પોતેજ દશ્ય વિવર્તરૂપે દૃષ્ટિએ દેખાય છે,
જે નિરંજન નિર્દોષમાં સર્વે પ્રપંચ સમાય છે;
સ્વાધીન સુખનો કંદ જે પોતાવિષે પોતે રમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.

જેના બલે જીવાય વેદ પુરાણ જેને ગાય છે,
જેથી જગતમાં અસ્તિ-ભાતિ-પ્રિયપણું પરખાય છે;
જંજાળીઓ જેને વિસારી ધૂળ ધંધામાં ધમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
ન કરે કશું કરનાર પણ સંહાર-પાલન-સર્ગનો,
પોતે પ્રકાશક એક જે બીજા પ્રકાશક વર્ગનો;
યોગીજનો જેને સમજવા દેહ ઈંદ્રિયને દમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
જેના બલે રચના રહી છે રંગમાં બ્રહ્માંડની,
મેલે ન મર્યાદા જરા પ્રાણી-પદાર્થો પિંડની;
જેનું સ્મરણ કીર્તન થતાં સંસારનાં સંકટ શમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
સુખનાં સરસ સહુ સાધનો જેની કૃપાથી સાંપડે,
જેની કૃપાથી અજ્ઞજન પણ ઉચ્ચપદને આંપડે;
શુભભાવ નીતિન્યાય-સદ્‌ગુણવાન્ જન જેને ગમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
ન જણાય વાણી-મનવડે પણ દૂર અનુભવથી નથી,
શાસ્ત્રો પુરાણો શોધતાં થાક્યાં સમગ્ર મથીમથી;
જેની મહામાયાવિષે કેશવ સદા ભૂલ્યો ભમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.

---

## हुंतो माळा जपुं हरिरामनी.

### केरबो.

હુંતો માળા જપું હરિરામની,
અંતરના અભિરામની રેઃ—હુંતો૦ ટેક.

આધિ ઉપાધિ વ્યાધિ વિસારી, ઠરવા લાયક ઠામની રે; હુંતો૦
ધન યૌવન જીવિત છે ચંચલ, વાદળમાં જેમ દામની રે; હુંતો૦
બંધન છે સંબંધ બધામાં, રાખી ગરજ ગુણધામની રે; હુંતો૦
ભય જાવા ભવનો સુખ થાવા, પ્રીતિ પ્રભુમાં એક કામની રે; હુંતો૦
ઉત્તમ એ સાધન કલિકાલે, અન્ય ઉપાધિ બધી નામની રે; હુંતો૦

સુરનર કેક તર્યાં હરિનામે, ગોપી તરી વ્રજગામની રે; હુંતો૦
ભોગ-વિલાસવિષે જે ભટકે, એનાં અફલ દિનયામિની રે; હુંતો૦
કેશવ હરિનાં ભજનવિનાની, કાયા નકામી હાડચામની રે; હુંતો૦

## हवे मारीपर दया करो.

### देश.

દીનાનાથ દયાળ, હવે હેતે કરજો દયા રે;
ત્રિગુણાતીત મને તરછોડી, દોડી ક્યાં ગયા રે?—ટેક.

સમજ્યો નહિ હું સ્વાર્થ સર્યામાં, નાથચરણમાં ચિત્ત ધર્યામાં,
નથી ભર્યા મારામાં, દોષ કયા કયા રે?— દીના૦
થાક્યો ભવાટવીમાં ભટકી, અંતે સાવ રહ્યો છું અટકી,
મારાથી છટકીને ક્યાં છાના રહ્યા રે?— દીના૦
આપવિના આધાર ન મારો, પ્રભુ સંકટથી પાર ઉતારો,
સેવકને સંભારો, કપટી કાં થયા રે?— દીના૦
કરુણાસાગર કેમ તપાવો, બહુ મૂંઝાણો માર્ગ બતાવો,
કેશવ હરિ આવો, સંતાપ ઘણા સહ્યા રે;— દીના૦

## हवे तमने नहि जवादउं.

### देश.

અન્તર્યામી ક્યાં જાશો, નહિ જવા દઉં હરિ રે;
હઠથી હું રાખીશ હવે, મન-મંદિરમાં ધરી રે.—ટેક.

મોહન તમને ઘણા મનાવું, *ઘર મેલીને ન ઘટે જાવું;
નિર્દય આમ ન થાવું, પ્રભુ પદ વિસરી રે;— અન્તર્યામી૦
રીઝવવાની રીતિ ન જાણું, મનગમતી રીતે વરતાણું,
મન ગભરાણું, બીજી કાશ કરી કરી રે;— અન્તર્યામી૦
જેવો તેવો તોય તમારો, તજવાથી નહિ આવે આરો,
નાથ ઉગારો, રખડ્યો પેટ ભરી ભરી;— અન્તર્યામી૦

---

* 'ईश्वरःसर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति' ઈત્યાદિ ગીતાનાં વચનોથી અત્રે અંતઃકરણને ઈશ્વરના ઘર તરીકે માન્યું છે. લિ. કર્તા.

અંધ થયો હું અજ્ઞપણેથી, પાસે છો પણ ન જડયા તેથી,
કેશવ થાકયો એથી, શોકટ ફરી ફરી રે;— અન્તર્યામી૦

## आर्तपणामां इश्वरप्रार्थना.

### राग देश.

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજો રે.
પ્યારા પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે.—ટેક.
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે;— મારી૦
અનાદિ વૈદ્ય આપછો સાચા, કોઈ ઉપાયવિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે;— મારી૦
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે;— મારી૦
કેશવ હરિ મારૂં શું થાશે? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે; મારી૦

## हुं तमारे शरणे आव्यो छुं.

### राग देश.

મારા હાથ પડયા છે, હેઠા હરિ હું શું કરૂં રે?
શરણે આવ્યોછું, કરુણાકર કરશો તે ખરૂં રે.
કયાં સંતાયા કુશલકરાણી, તરણી નટવર જાય તણાણી,
ભાઠે હાય ભરાણી, કઈ રીતે તરૂં રે?— મારા૦
થતું હશે શું સમજણ ન પડે, ગોતું પણ માર્ગ મને ન જડે,
ભવસાગરનાં દુઃખવડે, હદયે ડરૂં રે;— મારા૦
ધરણીધર શું ધાર્યું મારૂં, રટણ કરૂંછું નિત્ય તમારૂં,
અવડું શું અંધારૂં, મરણ વિના મરૂં રે;— મારા૦
સાધન સર્વે ગયાં છે ખૂટી, કપટી કાલે માર્યો કૂટી,
બગડયાની નહિ બૂટી, ઠાકર કયાં ઠરૂં રે?— મારા૦
અતિ તાપેથી તપી રહ્યો છું, બાષ્પકંઠથી અંધ થયોછું,
ભૂલી ભાન ગયોછું, ધીરજ શું ધરૂં રે?— મારા૦

અદ્‌ભૂત માયા નાથ તમારી, મન-વાણી નહિ પ્હોંચે મારી,
કેશવ હરિ હારી, ફટકેલ થઈ ફરૂં રે;— મારા૦

---

## मारी लाज निभावजो.

### राग देश.

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજો રે;
દીનાનાથ દયાળ દયા, અદ્‌ભૂત દર્શાવજો રે. ટેક૦
સંકટથી સોસાઉં મુરારિ, લેજો અન્તર્યામી ઉગારી,
હવે ગયોછું હારી, આપ બચાવજો રે;— મારી૦
કર્મ કઠણ માઠા ગ્રહ બેઠા, હાથ પડ્યા છે હમણાં હેઠા,
પરમેશ્વર ક્યાં પેઠા, પણ પરખાવજો રે;— મારી૦
અહિત અને હિતમાં અણસમજુ, કૃત્યાકૃત્યવિષે શું સમજું?
ભજું તજું શું? માધવ માર્ગ બતાવજો રે;— મારી૦
કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુ! પદ હોય હજી જો પ્યારૂં,
મંગલ કરવા મારૂં, અંગદ અવજો રે;— મારી૦

---

## प्रार्थना.

### वैतालीय.

વિનવું વિભુ વિશ્વનાપતિ, કરજો નિર્મલ મૂર્ખની મતિ;
હરિ અંતરમાંહિ આવજો, શરણે સેવકને નિભાવજો.
નથિ પૂજન-પાઠ મેં કર્યાં, નથિ દુઃખો કદિ દીનનાં હર્યાં;
ધન ધર્મવિષે નથી વર્યું, કપટે કેવલ પેટ મેં ભર્યું.
સુખસાધકને ભજ્યા નહીં, વિષયોને મનથી તજ્યા નહીં;
બહુ દૂર રહ્યો દબાઇને, શઠ સંસારવિષે સમાઈને.
ચડતાં ચડતાં પડાય છે, ચલ સંકલ્પ ઘણાય થાય છે;
મમતા કરતાં મરી ગયો, નરનો જન્મ જડી જતો રહ્યો.
શમને દમ સાંભર્યા નથી, સુખ માન્યું સુત-વિત્ત-દારથી;
પરમાર્થવિચાર વિસર્યો, પગ પુણ્યે ભવમાં નથી ભર્યો.
પ્રભુ સુકૃતકાજ આવિઓ, રિપુઓએ ફરતો ફસાવિઓ;
અતિ આધિ ઉપાધિઓ નડે, જલ આવે પલમાંહિ પાંપણે.
મન મોહવડે મુંઝાય છે, ધરતાં ધૈર્ય બધું હરાય છે;

ધરણીધર ધૈર્ય આપજો, કરુણાસાગર કષ્ટ કાપજો.
ત્રિગુણાશ્રય તારનાર છો, અવળા પંથથિ વારનાર છો;
અખિલેશ્વરજી ઉગારજો, અપરાધો સઘળા વિસારજો.
ભટક્યો ભગવાન હું ભવે, નહિ ઇચ્છું અવતારને હવે;
કદિ જન્મ દિઓ જગત્પતિ, નિજમાં નિત્ય રખાવજો મતિ.
સમજ્યો સઘળું દયાધન, મળતાં મંગલ આપમાં મન;
નથી અન્ય કશોય આશરો, કર મારી પર ધર્મથી ધરો.
સુખસાગર એક આપને, હરનારા ગણી સર્વ તાપને;
ચરણે શરણે સુખી થવા, ધશી આવ્યો જડ દુઃખની જવા.
પરમેશ્વર પૂર્ણકામ છો, પરમાનંદ અખંડધામ છો;
બહુરૂપ અનેકનામ છો, કલિમાં કેશવ કૃષ્ણરામ છો.

---

## दर्शन करवा शी रीते आवुं?[1]

### * सारंग.

ક્યાંથી આવું, દર્શન કરવા શ્રીરણછોડ તમારાં!
અન્તર્યામી, આડાં આવે માઠાં કર્મ અમારાં! ટેક.

નાંખેછે તાપ મને તાવી, ભગવાન હશે કેવું ભાવી?
નથી શક્તિ શરીરવિષે આવી;—ક્યાંથી આવું૦
હરિ સર્વ હવે માની લેવું, નથી લેશ હવે લેવું દેવું,
ન હતું જાણ્યું બનશે એવું;—ક્યાંથી આવું૦
આપો હરિ જો આરોગ્યપણું, તો તો અગણિત ઉપકાર ગણું,
છે દુઃખ હજી ઘટમાંહિ ઘણું;—ક્યાંથી આવું૦
આવો જો આપ કૃપા કરવા, હું છું હાજર મસ્તક ધરવા,
કેશવ હરિ નથી પરની પરવા;—ક્યાંથી આવું૦

---

૧ ડાકોરજી ન જઈ શકાવાથી લખી. આ કવિતામાં 'હે શ્રીરણછોડ દર્શન કરવા આવું કેમ તમારાં' એમ પણ ટેક લેવાય. * તાલ દીપચંદી.

## प्रार्थना.

### शार्दूलविक्रीडित.

વિશ્વાધાર વિશેષ શાન્તિ ન મળે શું વિનવું આપને,
પૂજું પ્રેમવડે પવિત્ર પણ હું પામ્યા કરૂં તાપને;
રીઝો કેમ કરી તમે તરત તે હું રીતિ જાણું નહીં,
તેથી પાત્ર જ આપના પ્રણયનું કાં તો થવાયું નહીં.
આપીને અવતાર ઈશ્વર મને ઠાલો ન ઠેલી દિઓ,
પોતાના જનને જગત્પતિ હવે ભૂમાં ન ભેળી દિઓ;
મારે ક્યાં શરણે જવું સુખ થવા આધાર શો અન્ય છે?
ધાતા ધ્યાનવિષે કશુંય ન ધરો એ ધર્મને ધન્ય છે!
ધાયા છો ધરવા ધણીપત કરી પ્રેમે મહાપાપને
દીનાનાથ દયાળ શું વિષમતા ત્યારે ધટે આપને?
એવાથી પણ શું અરે અધમ છું કે કાન દેતા નથી?
દુઃખે દીન થઈ ગયો પણ તમે સંભાળ લેતા નથી.
તાર્યો નામવડે અજામિલ મહાપાપી હતો જે ઘણો,
ઉગાર્યો ગજરાજને સહજમાં તેને ગમે તે ગણો;
એવા આજ અસંખ્ય આ અવનિમાં છે દાખલા દેવના,
ત્યારે નિષ્ફલ જાય કેમ કરવી સાચે મને સેવના?
દેખો છો સઘળું હજાર મુખ છે શાને નથી બોલતા?
ભારે ભૂધર ભેદ તોય પણ કાં ખાંતે નથી ખોલતા?
જ્યારે આ ભવસાગરે ભટકતાં મારે જવું છે મરી,
ત્યારે શું કરવા હવે ગરજ હું રાખું તમારી હરિ?
મારે કામ નથી તમેં હઠ કરી નાશી જશો તો ભલે,
મારૂં ચિત્તચકોર આપચરણે રાખીશ બાંધી બલે;
તેમાં કાંઈ ન જોર થાય તમથી સ્વાધીન છું હું હરિ,
દેખી નિર્દય આપને પ્રથમથી મેં ભાગ્ય લીધું ભરી.
પ્હેલાં પૂર્ણ વિચાર કાંઇ ન કર્યો મેં હાય હૈયાવિષે,
કે મારી ભવસાગરે ભટકતાં અંતે દશા શી થશે;
કલ્પે કોઇ દિને ન થાય મનનું ધાર્યું અરે પાધરૂં,
ત્યારે હું કરુણાનિધાન સુખનાં તે સાધનો શું કરૂં?

સ્વાર્થથી સુખના નિધાન તમમાં હું દોષદૃષ્ટિ કરૂં,
જેને આપતણી કૃપા કરવિષે તે કેમ માને ખરૂં?
ખોલું પેટભર્યો પિતા ન મનમાં લેશેય તે લાવશો,
કોડે કેશવ સર્વ સાર સમજી વારે હવે આવશો.

---

## आ कलिकालमां आपविना कोण उगारे?

### इन्द्रविजय अने मनहर.

ધર્મ ગયો ધરણીતલમાંહિથી કર્મવિષે મતિ કોણ કરે છે?
પ્રીતિ ગઈ નયનીતિ ગઈ કુલરીતિ વળી વળમાં વિસરે છે;
આશ્રમ વર્ણ થયા વિપરીત ભયાનક આ ભવ આખર ભારે,
આ કલિકાલવિષે કરુણાકર આપવિના અહિં કોણ ઉગારે?

વેષધારી બ્રહ્મચારી, સંન્યાસી સંગ્રહકારી,
સંસારીઓ શોક ઉપજાવે એવા થાય છે;
વિદ્વાનો વિકલ, અધિકારી અંધ ધૂતી ખાય,
કષ્ટ ન કહી શકાય પાપ ઉભરાય છે;
વિદ્યા કલા કુશલતા દૃષ્ટિએ દેખાય નહિ,
ચાડી ચુગલાઈ ચારે કોર ચમકાવે છે;
કામ–ક્રોધ–લોભ–મોહપાશમાં પડેલા લોક,
દોષને દરિદ્રતાથી દુઃખ ઉપજાવે છે.

સેવકનો ગુરુભાવ ગયો વનિતા વિપરીત થઈ વિફરે છે,
વૃદ્ધ રહે વહી જાય જુવાન અબુદ્ધપણું બલ–બુદ્ધિ હરેછે;
અન્નવિના રખડે બહુ રાંક બધા સરખા શુભ કોણ વિચારે?
આ કલિકાલવિષે કરુણાકર આપવિના અહિં કોણ ઉગારે?

અનાવૃષ્ટિઆદિ ઉતપાત અકળાવે અતિ,
અન્નરસ ધરતી ધરાર ગળી જાય છે;
પૂરૂં અન્ન પાકે નહિ આપવા અનેક કરો,
તેમાં મહામારી જેવા રોગ પથરાય છે;
સત્ય તો સમાઈ ગયું દયા ન દેખાય ક્યાંહિ,
સંતોષ કે સુખ સાચું સાણેય ન સાંપડે;

ધન ધામ માન જાય બધે અપમાન હોય,
આમ તેમ દોડતાં અકાલે કાલ આપડે.
વર્ણ થયા વિપરીત બધા, અધિકાર ન કોઈ પવિત્ર નિહાળું,
દંભવડે બહુ ઢોળ વધ્યો, સુખ શીલ અને સરલાઈ ન ભાળું;
નિર્બલને બલવાન હણે હરિ કેશવ કષ્ટ અનેક વિકારે,
આ કલિકાલવિષે કરુણાકર આપવિના અહિં કોણ ઉગારે?

---

## *प्रभु! सत्प्रज्ञा सुविचार सत्समयने सद्धर्मने आपजो.

### शार्दूलविक्रीडित.

દાખે દેવ અનેક દીન જનને દાડી દયાદૃષ્ટિએ,
જીવાડે સહુને સદા સુખવિષે જે મેઘની વૃષ્ટિએ;
લીલા અદ્‌ભુત જે કરે જગતમાં તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
વાણી ઇંદ્રિય ને વળી મન કશી જાણે ન જેની ગતિ,
જેનાં અદ્‌ભુત કાર્ય જોઈ નજરે મુંઝાય મારી મતિ;
એવા વ્યાપક એક ઈશ્વર સદા સંતાપને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
આપે અંતરમાં પ્રકાશ સહુને જે નિર્વિકારી રહી,
જેની શક્તિ સદા ચરાચરવિષે સંકોચ પામે નહીં;
એ વિશ્વેશ્વર શોકરૂપ સહુના કંકાસને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
દીનાનાથ દયાનિધાન સુખના સંપૂર્ણ હે સાગર!
ભક્તોના ભય ટાળનાર ભગવાન્ આ ઢાડના ઠાકર;
હું છું દોષભરેલ તોય મનમાં દાડી દયા રાખજો.
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
જેના તેજવડે પ્રકાશ કરતા સૂર્યાદિ સર્વે અહો,
જે બાજીગર એક આ જગતમાં આશ્ચર્ય આપે અહો;

---

* આ કવિતાની એક એક કડી અનુક્રમે સં. ૧૯૪૦ થી સં. ૧૯૪૭ સુધીના આર્યધર્મપ્રકાશના પૃષ્ઠપર લખવામાટે રચાએલી છે.

તે વિશ્વેશ્વર ચિત્તની ચપલ જે તે ચાંપને ચાંપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
જેને જન્મ જરા અને મરણ કે આદ્યંત આવે નહીં,
જેને નિશ્ચય કાલ કર્મ ગુણ કે કોઈ નચાવે નહીં;
એવા એક અખંડ દેવ અમને આનંદદાયી થજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
જાતે જીવનરૂપ આ જગતમાં જે ભાવરૂપે ભર્યો,
જેને પ્રાપ્ત થઈ જરા મરણથી યોગીજનો ઉગર્યો;
પાણીમાંહિ તરંગ તેમ સઘળે જે વ્યાપ્ત દેખાય છે,
સારા આત્મવિચારવાન જનને પ્રત્યક્ષ તે થાયછે.

---

## संसारनी जंजाळ अने प्रभुस्तुति.

### पृथ्वी छंद.

શરીર પલમાં પડે પ્રથમ વાત એ આકરી,
પડી પરવશે પ્રભો! ચતુર તે કરે ચાકરી;
ભવાબ્ધિ તરવો તથા કઠણ કર્મનો યોગ છે,
વિનાશ કરનાર આ વિષયભોગનો રોગ છે.
મમત્વ કરવું વૃથા ધન ધરા નથી આપણાં,
કલત્ર સુત મિત્ર તે પણ સમગ્ર છે તાપણાં;
મમત્વ તનનું અહીં પણ પડ્યું રહે પાછળ,
કશા વિષયમાં ન કોઈ જનનું લગારે બલ.
ઉપાધિ અતિ આવતાં અધિક થાયછે આધિઓ,
શરીરસુખમાં રહે નહિ વળી વધે વ્યાધિયો,
સદૈવ મન મૂર્ખ આ ત્રિવિધિતાપ આપ્યા કરે,
શિરે પ્રતિદિને પ્રભો! કુટિલકાલ ટાંપ્યા કરે.
વિચાર કરતાં મને મનવિષે વ્યથા થાયછે,
સુપુણ્ય કરવાવિના વય વૃથા વહી જાયછે;
ગમે મનવિષે ન તે પણ પડે કશું પાધરૂં,
અહો નરહરિ હવે સુખ થવા કહો શું કરૂં!
વિવેક મનમાં વસે સુખદ એક સદ્વસ્તુનો,
ટળે તરત ભાસતો અસલનો અસદ્વસ્તુનો;

પરંતુ અખિલેશ્વર પ્રણતપાલ વિશ્વંભર!
બને ન તુજની કૃપાવગર તે કશું શંકર!
અનંત હરિ કેશવ પ્રભુ કરો કૃપા પ્રેમથી,
ધરૂં ચરણ તો પછી મરણ-જન્મ મારે નથી;
સદૈવ સુખરૂપ છું નહિ કશું મને બંધન,
કલત્ર સુત સર્વદા સુખદ છે ધરા ને ધન.

---

## हरि! मने उत्तम मार्ग बतावो.

હરિ વારે આવો, ઉત્તમ માર્ગ બતાવો.
પ્રપંચ આ પ્રકટ્યો શામાટે, ખબર નથી તે પડતી;
અંતવિનાની અદ્ભુત રચના, છે ચડતી ને ચડતી; હરિ૦
ક્યાં કરિએ વિશ્વાસ જગતમાં, નિશ્ચય તે નથી થાતો;
શંકાશીલ દશામાં રખડી, જીવ રહે છે જાતો; હરિ૦
પરાધીનતા પલમાં લાગે, સ્વાધીનપણું પલમાં;
અભિમાન અને અધિક દીનતા, જાય બધું તે જલમાં; હરિ૦
સજ્જન દુર્જનતણી પરીક્ષા, શી રીતેથી કરવી;
ઓચિંતા ઉત્પાત નડે ત્યાં, ધીરજ ક્યાંથી ધરવી? હરિ૦
ગુણ-સ્વભાવ સર્વના ન મળે, વર્તન તેવું તેવું;
ઇચ્છા પણ અંતરમાં તેવી, એ કૌતુક તે કેવું? હરિ૦
પુણ્યવડે સુકૃત સૂઝે તો વિઘ્નો વિવિધ નડે છે;
અદ્ભુત રીતે ઉદયાસ્તવડે, સર્વે ચડે પડે છે; હરિ૦
એની મેળે આગળ આવે, આધિ ઉપાધિ વ્યાધિ;
આ સંસારે સાધન સુખનાં, કોણ શકેછે સાધી? હરિ૦
કેશવ હરિપદ હાથ ન આવે, ફટકી ફોકટ ફરવું;
નિશદિન ડરવું આખર મરવું, અંતે સર્વ વિસરવું; હરિ૦

---

## हरि! हुं हीरो हार्यो छुं.

साखी.

હીરો આવ્યો તો હાથમાં, હાર્યો છું હે હરિ!
કોટી ઉપાય કર્યાં છતાં, મળશે ન તે ફરી. ટેક.

શું આ પૂર્વ જનમનાં પાપે, કીધો કાળો કેર?
કે શું નિર્દય દૈવે આવી, વાળ્યું જુનું વેર?– રે હાર્યો૦
ભૂલ થઈ શું કાંઈ ભજનમાં, કે કોપ્યા કિરતાર;
જપ તપ ધ્યાન સમાધી સાધન, સુખનાં સર્વ અપાર;– રે હાર્યો૦
આ સંસાર અસાર અરેરે, વંઠ્યા વિનય વિચાર;
શું છે કામ હવે સંપતનું, ઘોળ્યાં આ ઘરબાર;– રે હાર્યો૦
સાંખ સહાય કરો તો સ્વામી, પામું પદ નિર્વાણ;
કરુણાકર નહિ તો કેશવનાં, બુડયાં બારે વ્હાણ;– રે હાર્યો૦

---

## जीवन निष्फल जाय छे माटे करुणामृतनी याचना.

### देश.

હઠ લઈ બેઠા છો હરિરાય હવે હદ થાય છે રે;
જગદીશ્વરજી જન્મ જડેલો નિષ્ફલ જાય છે રે. ટેક.
શો અપરાધ થયો છે સ્વામી, પૂછુંછું પ્રણુયે શિરનામી,
અંતરયામી, અતિ અંતર ઉભરાય છે રે;– હઠ૦
છે ભગવાન મને ભય ભારે, આપવિના નહિ કોઇ ઉગારે,
આ સંસારે, અધવચ વ્હાણ તણાય છે રે;– હઠ૦
ઘણા ઘણાની વારે ધાયા, સેવકને ટાણે સંતાયા,
માધવ ન કરો માયા, નયન ભરાય છે રે;– હઠ૦
કેશવ હરિ બહુ કઠણ ન થાશો, નિર્દય થઇને દૂર ન જાશો,
પ્રિય કરુણા–મૃત પાશો, જીવન જાય છે રે;– હઠ૦

---

## आपविना बीजा कोनी पासे जाउं ?

### शाखी मराठी चालनी.

હરિ! હું ક્યાં જાઉં! સુખિઓ શી રીતે થાઉં?
તાપે તન–મન નિત્ય તપે છે, દેવ દિશા નહિ દેખું;
હાનિવડે હડબડતો હાર્યો, લાભતણું શું લેખું? હરિ૦
કામ ન આવે કાંઈ કુશલતા, કઠણ કર્મને યોગે;
ભૂલીને આ ભવસાગરમાં, ભૂધર ભટકું ભોગે; હરિ૦

પૂજન-અર્ચનમાં પરમેશ્વર, પ્રીતિ ન રાખી પૂરી;
ધાર્યું થયું નથી ધરણીધર, આશા જાય અધૂરી; હરિ૦
ક્ષમા કરો અપરાધ દયાનિધિ, હું છું ગાંડો ઘેલો;
ઓથ નથી બીજો આ સમયે, માધવ હાથ ન મેલો; હરિ૦
શરણાગતપાલક પરમેશ્વર, પદ લઈ બેઠા મોટું;
અખિલેશ્વર આ ખરા વખતમાં, ખશી જાઓ તે ખોટું; હરિ૦
રક્ષા કરી ગર્ભમાં મારી, કહ્યાવિના પણ આપે;
વિનવતાં પણ હવે વિસારો, કયા કલ્પને પાપે; હરિ૦
ઘણા ઘણાની વારે ધાયા, પ્રભુતા ભલી ભજાવી;
ભારે શું હું એક પડ્યો કે, દયા નથી દર્શાવી; હરિ૦
કેશવ હરિ હદ થઈ ગઈ છે, પોત તપાસ્યું પૂરૂં;
નહિ રીઝો તો ઈશ્વર મારૂં, રે'શે બધું અધૂરૂં; હરિ૦

---

## माधवमेघप्रति चातकनी प्रार्थना.

### सारंग.

હે માધવમેઘ, કેમ હજી આ ચાતકને તરસાવો?
અતિ તાપ પડે, કરુણાવારિ હવે હેતે વરસાવો.
ચોતરફ પવન ઉના ફૂંકે, આ તન-મન કંઠસહિત સૂકે,
અતિ કઠણ થયા છો કઈ ચૂકે?—હે માધવમેઘ૦
વરસ્યાનો જાય સમય વીતી, એ નાથ નથી ઉત્તમ રીતિ,
ભલપણ કરવામાં શી ભીતિ, હે માધવમેઘ૦
બીજે બહુરૂપ બની ગાજો, આ લાયક ઠેકાણે લાજો,
નિજ ધર્મ વિચારો તો ધાજો;- હે માધવમેઘ૦
કેશવ હરિ! ચિત્ત તમારામાં, તમવડિયે સુખ સુત-દારામાં,
નહિ બોધ કશોય બિચારામાં;—હે માધવમેઘ૦

---

## तमारा दीनदासने केम विसारो छो?

### होरी.

હરિ હું દીનદાસ તમારો; કરુણાકર કેમ વિસારો? હરિ૦
સર્વાન્તર થઈ ક્યાં સંતાયા, આપવિના નથી આરો;

ભયકારક આ ભવસાગરમાં, બહુ અથડાઉં બિચારો;
કેમેય ન દેખું કિનારો;— હરિ૦
ઉત્તમ નૌકા નરતન આવ્યું, પણ નાવિક નહિ સારો;
શી રીતે પ્રભુ પાર પામશે, હરકત થાય હજારો;
એમાં અપરાધ ન મારો;— હરિ૦
તાર્યો જેમ તમેં ગજપતિને, તેમ મને પણ તારો;
આશાતૃષ્ણા-મમતામગરે, પકડ્યો છે પરબારો;
પેખો પણ કાં ન પધારો?— હરિ૦
લાગ્યો છે વડવાનલ ચોગમ, હે વિઠ્ઠલ ઝટ ઠારો;
શરણાગતપાલક પણ રાખી, કેશવ હરિ કર ધારો;
મેલી વિપરીત વિચારો;— હરિ૦

---

## परमेश्वरप्रति पत्र.

સ્વસ્તિ ! શ્રીપરમાનંદધામ, નિગમનિવાસી રે;
ત્રિગુણાલય વિશ્વવિરામ, વિચિત્રવિલાસી રે.
પ્રિય પૂજન કરવા યોગ્ય, પરમસુખકારી રે:
મનમોહન નીતિનિકુંજ, હૃદયદુ:ખહારી રે.
ઓગણીશસો બાવન સાલ, અખંડિત આજે રે;
મિતિ શુદ્ધ અષાઢી બીજ સોમની સાંજે રે.
લખું કેશવ કાગળ એક, અંતરીયાળ તમને રે;
વાંચો આગળ દીનદયાળ, નયન દઇ નમને રે.
લખવાની હશે શી રીત, ન જાણું જાતે રે:
સાર સમજી ન લેશો દોષ, વૃથા કોઈ વાતે રે.
અહિં કુશલ સમગ્ર કુટુંબ, તમારે પ્રતાપે રે;
માત-તાત સહોદર સર્વ, સદા સુખ આપે રે;
પચરંગી તમારૂં રૂપ, જગત આ જોઈ રે;
યશ નિર્મલ સુણતાં વેંત, ગયું મન મોહી રે.
પૂર્વજન્મ તણો સંસ્કાર, ઉદય થઈ આવ્યો રે;
પ્રભુ પાલક એણે પ્રેમ, પરમ પ્રકટાવ્યો રે.

વિશ્વરૂપપરમ પ્રતિબિંબ, અલૌકિક આવું રે;
શુદ્ધરૂપવિષે સંદેહ, લગારે ન લાવું રે.
અતિ અદ્‌ભૂત ને બહુરૂપ, અનેક પુકારે રે;
કહે અવયવ, ઇંદ્રિય, રૂપ, ઘણાં છે તમારે રે.
લઘુ-ગુરુ નિર્ગુણ ગુણવાન, કહ્યા છે અનેકે રે;
ઓચરે વળી કોઈ અપંગ, અવયવ નહિ એકે રે.
સ્થૂલ સૂક્ષ્મ કહેછે કોઈ, શૂન્ય સમજાવે રે;
તેમ તેમ તમારા માંહિ, અધિક ભાવ આવે રે.
મન મળવા ઘણું અકળાય, મહારાજ મારૂં રે;
થાશે દર્શન ક્યારે દેવ! મને તે તમારૂં રે.
આપવગર ગમે ન જરાય, જગત શૂન્ય જેવું રે;
થાય અંતરમાં પરિતાપ, અધિક શું કહેવું રે.
તમે ક્યાં ને પડ્યો હું આંહિ, ઘણું છે છેટું રે;
કોય કર્મ કઠણ આ કાલ, કહો કેમ ભેટું રે?
વિદ્યા વિનય વિચાર વિહીન, વસું દૂર દેશે રે;
રહું વિહ્વલ વિકલ સમાન, વિરાગી વેશે રે;
પ્રાણદાયક પુણ્યપવિત્ર; નયનના તારા રે;
ક્ષેમકુશલ તમારે હાથ, મુકુટમણિ મારા રે.
મન મળવા થયું તૈયાર, અનેક ઉચ્ચારે રે;
માગી લીધી મજાની વ્હેલ, ઘટિત બહુ ધારે રે;
પ્હોંચવાને તમારી પાસ, પરમપંથ લીધો રે;
સમજીને સદા સુખરૂપ, સરલ ને સીધો રે.
હાંકનાર મળ્યો હરજૂડ, બળદ બલવાળા રે;
આમ તેમ તણાવી જાય, મહાહઠવાળા રે.
લખ્યું હોય લલાટે દુઃખ, મળે સુખ શાથી રે;
પ્રભુ! ભાગ્યમાં હોય વિયોગ, મળાય તે ક્યાંથી રે?
મારા કઠણ કરમથી આજ, ઘણું કષ્ટ વેઠું રે;
આતો બોકડું કાઢતાં જેમ, ઉંટીયું પેઠું રે.
થાકી બળદ થયા બલહીન, રહેછે અટકી રે;
વળી શિથિલ થઇ છે વ્હેલ, ભવે બહુ ભટકી રે.

તૂટી જાયછે જોતર રાશ, ખશી જાય ખીલા રે;
હરિ! હાય હવે થઈ જાય, બધા બંધ ઢીલા રે;
ચડી આવ્યો વચ્ચે વરસાદ, કાલને યોગે રે;
ભય થાય ઘણો ભગવાન, ભાગ્યને ભોગે રે.
ચારે કોર ફરેછે ચોર, બીક બહુ મનમાં રે;
રખડાવે તમારો રાગ, વિકટ ભવવનમાં રે.
વાટ લાંબી જવાનું દૂર, કેમ પ્હોંચાશે રે?
શ્યામસુંદર પૂર્ણકૃપાલ, હવે શું થાશે રે?
મારી દીનદશાની વાત, તમે કેમ જાણો રે;
નિજરૂપવિષે રળીઆત, મહાસુખ માણો રે.
નિજજન હિત કરવા કાજ, દયાવંત દોડો રે;
કયા કારણથી એ રીત, હવે હરિ તોડો રે.
કરૂં પ્હોંચવા કાજ પ્રયત્ન, વિવેક વિચારે રે;
પ્રાણાધાર ઉતરવું પાર, નથી હાથ મારે રે.
ભલે આપણ બેય સમાન, વદે લોક વાણી રે;
પણ આપ વડા હું અલ્પ, કહું શું વખાણી રે.
આપ પાથરી બેઠા પ્રપંચ, ન સાભરૂં એથી રે.
રખે ભૂલી જતા ભગવાન, તપું છું તેથી રે.
રહ્યા હો જો તમે ઘરમાંહિ, રહો શીદ છાના રે;
એમ જાણી અજાણ્યો આમ, થયો તો રવાના રે.
રહી જાઉં દીનદયાળ, અંતરીયાળ આંહિ રે;
એમાં મારો નથી અપરાધ, અંતર્યામી કાંઈ રે.
પ્રેમપાત્ર રહ્યા છો આપ, હૃદયમાં મારા રે;
પ્રાણ જાય ભલે પણ પ્રાણ, નથી લેશ ન્યારા રે.
બીજા જન્મવિષે પણ નાથ! મનેછે મળવું રે;
સુખસાગર સોગન ખાઉં, પાછું નથી વળવું રે.
આપ છોડી દિઓ કદિ છેક, કેમ હું છોડું રે;
ચોંપે ચરણકમલમાં કાન્ત, ચપલ ચિત્ત ચોડું રે.
ગતિ આપ વિના નથી અન્ય, કદિ ક્યાંહિ મારી રે;
છબી અંતરમાંહિ સદાય, રમેછે તમારી રે.

હું તો માની લહું સુખ સર્વ, તમારે નામે રે;
બેઠા આપ રહો બલવંત, તમારે ધામે રે.
પણ એમ ન ચાલે ચિત્ત, અનાદર કરવા રે;
પરમેશ્વર કેમ ન હોય, પ્રાણુની પરવા રે?
ભૂલ્યો હોઉં કદિ ભગવાન, ક્ષમા કરી મળજો રે;
વિશ્વનાથ! હવે હદ થાય, વારે ઝટ વળજો રે.
કરૂં કેશવ કોટિ પ્રણામ, તમારે ચરણે રે;
ટાળો સેવકના સંતાપ, સદા લઈ શરણે રે.

---

## आवा परमेश्वरने भजो.

### लावणी.

પરમેશ્વર પરમાનંદ સદા સુખકર્તા,
નિર્ગુણ નિર્લેપ પવિત્ર ભુવનના ભર્તા;
શરણાગતપાલક એક દીનના બંધુ,
ઘટઘટમાં વ્યાપક પૂર્ણ કૃપામૃતસિંધુ.
સમદૃષ્ટિવડે પ્રેમથી પ્રજાને પાળે,
સુખ-દુઃખવિષે સર્વને વળી સંભાળે;
નહિ દૃષ્ટિવડે દેખાય અગોચર એ છે,
અદ્ભૂત લીલા એમની વિચિત્ર દિસે છે.
વળિ વિવિધ ધરે અવતાર અકલ ગતિ એની,
આ અસ્તિ ભાતિ ને પ્રિય સત્તા છે તેની;
બહુરૂપ અનંત અપાર અખંડિત પોતે,
તેનેજ યોગીજન સદા હૃદયમાં ગોતે.
આ સર્વ તંત્ર ચાલેછે તેના બલમાં,
પ્રકટાવે રચના નવી નવી પલપલમાં;
સર્વે સુર મુનિ નર નાગ પગે લાગેછે,
શુભ અશુભ કર્મ જોનાર એજ જાગેછે.
આ પૃથ્વી પાણી તેજ પવન આકાશે,
દેખાતા વિવિધ પ્રકાર અને દેખાશે;

જો રાત દિવસ ઋતુ માસ સદૈવ રસીલા,
એ નટવરની છે બધી અલૌકિક લીલા.
તન-મન-ઇંદ્રિયને તેજ શક્તિ આપેછે,
આ સ્થાવર જંગમ જગતરૂપ પણ એ છે;
એ પરમધામ હરિરામ રહ્યા અંતરમાં;
સમજ્યાનો વીતે સમય વિવેક વિસરમાં.
શું દૂર દૂર જન જાય વૃથા દોડીને,
પાસે પરમેશ્વર રહ્યા છતાં છોડીને;
આ લોક અને પરલોકવિષે છે સાથી,
ખાલી નહિ ખૂણો કોઈ અરે એનાથી.
ત્રણ લોકવિષે નહિ કોઈ તેવિના ત્રાતા,
નહિ ઓથવિના નાથના થાય સુખશાતા;
શા માટે તું અભિમાન ઉપાડે માથે,
છે ક્ષેમકુશલ સહુનું હરિવરને હાથે;
અંતે ખમવી છે ખોટ રહ્યો જો ખેલી,
સજ શમ-દમ સાધન સર્વ ગર્વને મેલી;
એ અજરઅમર અવિનાશ ભજી લે ભાવે,
તો જન્મ-મરણ સંસાર ફરી નહિ આવે.
દેવે દીધો આ દેહ સુકૃત કરવાને,
ભયકારક ભવસાગરે સુખે તરવાને;
કેશવ હરિચરણે રાખ ચિત્તને ચોડી,
બહુ લઈ બેઠો શું વેપ રાત છે થોડી.

---

## વિભાગ બીજો સમાપ્ત.

# વિભાગ ૩ જો.



## સંસારનું વિરાગદૃષ્ટિએ અવલોકન; આધ્યાત્મિક વિચારો, અને બોધ.

---

### सुख दुःखादिनुं कारण मन छे.

इन्द्रविजय.

કોઈ સમે મન શોક ઘણો નિત, કોઈ સમે મન હર્ષ અતીશે;
કોઈ સમે દુઃખદાવ બળે દિલ, કોઈ સમે સુખમાં મન દીસે;
કોઈ સમે સુખકારક તે જન, કોઈ સમે દુઃખકારક થાયે;
કોઈ સમે મન શાન્ત રહે બહુ, કોઈ સમે નવ જંપ જરાયે.
કોઈ સમે મળવા મન આતુર, થાય સુહૃજ્જન સાથ વિશેષે;
કોઈ સમે ધનવાન થવા બહુ, યત્નકર્યે ન જડે ફલ લેશે;
એનું ન કારણ કોઈ મળે કદિ, શોધ સહુ શતવર્ષ કરે તો;
કેશવ કારણ છે મુજ અંતર, આપસ્વભાવવશે સહુ એ તો.

आर्या.

શું સંસારે સારૂં, મારૂં મન તે કંઈ નહીં જાણે;
જે વખતે જે ગમતું, કે અણગમતું, સહે સહુ ટાણે.
એજ અજબની રીતિ, આ દુનિઆની ખરેખરી લેખું;
કે રંક કોઇ રાણો, કે તેને નવ સુખી કદિ દેખું.
સજ્જન જને સદાયે, દુર્જન જનથી સદા ડરી રે'વું;
સુખ દુઃખ આ દુનિઆનું, પડતાં પિંડે ધરી ધિરજ સ્હેવું.
અવર ન કોઇ આરો, આ દુનિઆમાં વિના ધિરજ ધારૂં;
સુખસંપત્તિ મળવા, એ સાધન છે ખરેખરૂં સારૂં.
ઉદ્યમની સાથે જે, નિર્મલ મનડું સદા કરી રે'છે;
તે આ ભવનું ભારે સુખ સંપાદન કરે કરી લેછે.



## मनने बोध.

### शार्दूलविक्रीडित.

વ્હાલા ચિત્ત ચતુર થૈ ભવવિષે કે’ ભાટકી કાં મરે?
શાને શોક અરણ્યમાં નિશદિને નિશ્વાસ ખાતું ફરે?
શાને શાન્ત થઇ અતિ સરસ સાચા પંથને ના ચહે?
શાને કર્મ અનેક નેક કરતાં દાડી નડીને દહે?

### वसंततिलका.

ચિત્તે વિચાર કયમ મૂરખ ના જરાયે?
કાં દુઃખકારક કુકર્મવિષે પલાયે?
જો તું વિવેકથકિ આંખ જરા ઉઘાડી,
જો લાભ લોભ કરિ આ જગમાંહિ દાડી.

### शार्दूलविक्रीडित.

રે’જે શાન્ત કરી સ્વભાવ સહુની સાથે સજી સંપને,
લેજે લાભ અનેક એક પલમાં લાવી જરા જંપને;
પીડા પિંડતણી બધી પરહરી આશા હરીની ધરી,
માયાની મદિરા તણા મદવિષે મોહી ન જા તું જરી.

---

## नहि अस्त–उदय मटवानो.

### होरी.

નહિ અસ્ત–ઉદય મટવાનો, હર્ષ–શોક પછી હોય શાનો? નહિ૦
પુણ્યશ્લોક નલરાયજી જેવા, યશ જે નરોનો ગવાણો;
કલિએ કટાક્ષ કરી દુઃખ દીધું, લીધી પછી ખૂબ લાણો;
કુટિલ કલિયુગ તો હણાણો;— નહિ૦
શ્રીરામચન્દ્રે ચૌદ વરસનો, વેઠયો વિયોગ પ્રજાનો;
લંકેશને રણજંગમાં રોળ્યો, ઉત્તમ આવ્યો જમાનો;
ત્યારે મળ્યો સુખનો જમાનો;— નહિ૦
ધર્મધુરંધર ધર્મસરીખા, એને ન હાથ જમાનો;
તે પણ અસ્ત–ઉદયને પામ્યા, કટકો થઇને ખરાનો;
લીધો સ્વાદ સુખના ઝરાનો;— નહિ૦

સત્યનું રૂપ હરિશ્ચન્દ્ર રાજા, ભય નહિ જેને જરાનો;
તેણે અતિ દુઃખ વેઠયું જગતમાં, ઉદય થયો જો દશાનો;
પછી રહ્યો તોટો કશાનો?— નહિ૦
બીક કશી નહિ રાખવી મનમાં, વિષય નથી ડરવાનો;
નિત્ય સદાચારમાં પ્રીત રાખી, મારગ લ્યો ઠરવાનો;
સદા યશ શુભ કરવાનો;— નહિ૦
દુઃખ પડે શિરપર ભલે ભારે, તોએ પ્રભુને ભજ્યાનો;
ભાવ ધરો ભવસાગર તરવા, સંગ વિષયવાસનાનો;
તજી સુખ પામો જુવાનો;— નહિ૦
નિત્ય પ્રયાસ કરો સહુ કોડે, પુણ્યને પંથે ગયાનો;
દીન અને દુઃખ પામતાં ઉપર, રાખવો ભાવ દયાનો;
કેશવ પ્રભુ રાજી થવાનો;— નહિ૦

---

## ए कारणे धिक्कार छे निस्सार आ संसारने.

### हरिगीत.

સુખ માનિએ, જેને વિષે, તે દુઃખદાયક થાયછે,
તેમજ જણાતાં દુઃખદાયકથી સદા સુખ થાયછે;
પણ છે નહીં સુખ લેશ પણ પશુ-પક્ષિ કે નરનારને,
એ કારણે, ધિક્કાર છે, નિસ્સાર આ, સંસારને.
ગુણિજન ઘણા ગુંથાઈને ગોથાં ઘણાં ખાતા ગયા,
સુખિઆ જણાતા જે જનો તે દૈવથી દુઃખિઆ થયા;
મુનિવર મરીખૂટ્યા બધા પાસ્યા નથી પણ પારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
સંબંધ સાચો હોય પણ પૈસાવિના કાચો અરે,
આ ઠાઠમાઠ નજરવડે દેખાય તે જુઠો ઠરે;
લૂંટે લફંગા લોક પરધન-ધામ ને પરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
ચાડી અને ચુગલાઈ ચારે કોરથી ચમકાવતી,
લુચ્ચાઈ ને લોંડાઈ ભાંડ ભવાઈ પણ ભડકાવતી;
સમજે નહિ જન કોઈ પણ નિજ કર્મ કે આચારને,

## मनने बोध.

### शार्दूलविक्रीडित.

વ્હાલા ચિત્ત ચતુર થૈ ભવવિષે કે' ભાટકી કાં મરે?
શાને શોક અરણ્યમાં નિશદિને નિશ્વાસ ખાતું ફરે?
શાને શાન્ત થઇ અતિ સરસ સાચા પંથને ના ચહે?
શાને કર્મ અનેક નેક કરતાં દાડી નડીને દહે?

### वसंततिलका.

ચિત્તે વિચાર કયમ મૂરખ ના જરાયે?
કાં દુઃખકારક કુકર્મવિષે પલાયે?
જો તું વિવેકથકિ આંખ જરા ઉઘાડી,
જો લાભ લોભ કરિ આ જગમાંહિ દાડી.

### शार्दूलविक्रीडित.

રે'જે શાન્ત કરી સ્વભાવ સહુની સાથે સજી સંપને,
લેજે લાભ અનેક એક પલમાં લાવી જરા જંપને;
પીડા પિંડતણી બધી પરહરી આશા હરીની ધરી,
માયાની મદિરા તણા મદવિષે મોહી ન જા તું જરી.

---

## नहि अस्त–उदय मटवानो.

### होरी.

નહિ અસ્ત–ઉદય મટવાનો, હર્ષ–શોક પછી હોય શાનો? નહિ૦
પુણ્યશ્લોક નલરાયજી જેવા, યશ જે નરોનો ગવાણો;
કલિએ કટાક્ષ કરી દુઃખ દીધું, લીધી પછી ખૂબ લાણો; નહિ૦
કુટિલ કલિયુગ તો હણાણો;—
શ્રીરામચન્દ્રે ચૌદ વરસનો, વેઠ્યો વિયોગ પ્રજાનો;
લંકેશને રણજંગમાં રોળ્યો, ઉત્તમ આવ્યો જમાનો; નહિ૦
ત્યારે મળ્યો સુખનો જમાનો;—
ધર્મધુરંધર ધર્મસરીખા, એને ન હાથ જમાનો;
તે પણ અસ્ત–ઉદયને પામ્યા, કટકો થઇને ખરાનો; નહિ૦
લીધો સ્વાદ સુખના ઝરાનો;—

સત્યનું રૂપ હરિશ્ચન્દ્ર રાજા, ભય નહિ જેને જરાનો;
તેણે અતિ દુઃખ વેઠયું જગતમાં, ઉદય થયો જો દશાનો;
પછી રહ્યો તોટો કશાનો?— નહિ૦
બીક કશી નહિ રાખવી મનમાં, વિષય નથી ડરવાનો;
નિત્ય સદાચારમાં પ્રીત રાખી, મારગ લ્યો ઠરવાનો;
સદા યશ શુભ કરવાનો;— નહિ૦
દુઃખ પડે શિરપર ભલે ભારે, તોએ પ્રભુને ભજ્યાનો;
ભાવ ધરો ભવસાગર તરવા, સંગ વિષયવાસનાનો;
તજી સુખ પામો જીવાનો;— નહિ૦
નિત્ય પ્રયાસ કરો સહુ કોડે, પુણ્યને પંથે ગયાનો;
દીન અને દુઃખ પામતાં ઉપર, રાખવો ભાવ દયાનો;
કેશવ પ્રભુ રાજી થવાનો;— નહિ૦

---

## ए कारणे धिक्कार छे निस्सार आ संसारने.

### हरिगीत.

સુખ માનિએ, જેને વિષે, તે દુઃખદાયક થાયછે,
તેમજ જણાતાં દુઃખદાયકથી સદા સુખ થાયછે;
પણ છે નહીં સુખ લેશ પણ પશુ–પક્ષિ કે નરનારને,
એ કારણે, ધિક્કાર છે નિસ્સાર આ, સંસારને.
ગુણિજન ઘણા ગુંથાઈને ગોથાં ઘણાં ખાતા ગયા,
સુખિઆ જણાતા જે જનો તે દૈવથી દુઃખિઆ થયા;
મુનિવર મરીખૂટ્યા બધા પામ્યા નથી પણ પારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
સંબંધ સાચો હોય પણ પૈસાવિના કાચો અરે,
આ ઠાઠમાઠ નજરવડે દેખાય તે જુઠો ઠરે;
લૂંટે લફંગા લોક પરધન–ધામ ને પરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
ચાડી અને ચુગલાઈ ચારે કોરથી ચમકાવતી,
લુચ્ચાઈ ને લોંડાઈ ભાંડ ભવાઈ પણ ભડકાવતી;
સમજે નહિ જન કોઈ પણ નિજ કર્મ કે આચારને,

એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
આશા અને તૃષ્ણા નદીમાં લોક ગળકાં ખાયછે,
મદ મોહ કામ-ક્રોધ તેમજ લોભથી લૂંટાયછે;
સમજણવિના માથે વહે પંડિતપણાના ભારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
આ હું અને આ આપણું એવું મમત્વ ટળે નહીં,
આ જન્મની જડતાતણી પણ ગાંઠ લેશ ગળે નહીં;
છે દુઃખ સરખાં સર્વને નોકર અને સરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
પૂર્વે કરેલાં કર્મથી બહુ જંતુઓ જન્મે મરે,
આધિ ઉપાધિ વ્યાધિઓ આવી પડી પીડ્યા કરે;
મરવું અરે મેલી સગાં સંબંધિ ને ઘરબારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
સુખમાં સહાય કરે બધા પણ દૂર દુઃખે જાયછે,
પાશેરનાં પણ પેટ માટે કપટ કૂડાં થાયછે;
આવ્યો ન મેલે કાલ પણ દુખિયાં અને દરબારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સસારને.
ક્ષણમાં જનારો દેહ છે તેની ખબર પડતી નથી,
નાના અને મોટાતણી તે વાતમાં ગણુતી નથી;
મનની બધી મનમાં રહેછે મોતથી મરનારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
જૂઠી બધી જંજાલ તે સારી સદા સમજાયછે,
સંબંધિઓ ને સ્નેહિઓ તે સ્વાર્થથી વશ થાયછે;
ભૂલે ભટકતા ભાળિએ ભૂસાં ભલા ભણનારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
વર્ણો વિનાશ થતા ગયા જાતિ કશી નહિ જાણિએ,
મરજી પ્રમાણે મૂર્ખ ને પંડિત મજાથી માણિએ;
જુગતે નથી પણ જાણતા આહાર કે વિહારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
આસ્થા નથી ઈશ્વરવિષે ભાવે ભજન કરતા નથી.

કરતાં નઠારાં કામ કરથી હૃદયમાં ડરતા નથી;
કરતા નથી ઉદ્યમ કશો મળવા જગતકર્તારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.

---

## मन जे बने ते मान तुं सुखरूप आ संसारमां.

### हरिगीत.

ઈશ્વરતણી ને કાલની અકલિત કલા ન કળાય ને,
જાણે નહીં જન કોઈ પણ જન્માય તેમ મરાય તે;
જોડાઈ જા તું સકલ સુખના ધામ જગદાધારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
આવી પડે છે આધિઓ આ અંગમાં અત્યંત જે,
કાલે કરીને પામશે અવધિ થવાથી અંત તે;
સરખા બધા છે પ્રાણિઓ ઈશ્વરતણા દરબારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
અગણિત ઉપાધિ વ્યાધિઓ પ્રારબ્ધથી આવી પડે,
કુડાં કપટ કરનાર નાદારો કદિ આવી નડે;
આનંદ કે કદિ શોકથી ડરવું નહીં ઘરબારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
લક્ષ્મીતણી બહુ લ્હેરમાં સુખ સર્વ સારાં સાંપડે,
કે ક્લેશ ને કંકાસ થાય ભરાય પાણી પાંપણે;
સુખ દુઃખની વાતો વિશેષે લાવવી ન વિચારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
તારૂં નથી તલભાર આ જૂઠો સકલ સંસાર છે,
ભાવે પ્રભુ ભજવા નિરંતર એજ કેવલ સાર છે;
શુભ શાસ્ત્રના સત્સંગથી પરમાર્થે કે વ્યવહારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
પ્રારબ્ધ સંચિત ક્રિયમાણ અનેક કર્મો જે હશે,
તેના પ્રમાણે સર્વ ફલ આ લોકમાં મળતાં જશે;
સઘળો તજીને શોક ધર તું ધ્યાન નિજ કરતારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.

શું શોક કરવાથી થશે ફલ તે વિચારી જો જરા,
શાને વૃથા વીતાડ બાલકપણુ જુવાની ને જરા;
નિજ પોત નહિ પરખાય તેવું નિત્ય રે'વું ભારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
સંસાર સ્વપ્નારૂપ છે પલની ખબર પડતી નથી,
આ ઉંચ કે આ નીચ એવી કાલને ગણુતી નથી;
સંતોષ રાખીને રહે આહાર તેમ વિહારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
સુખદુઃખ તારા માનવાથી થાય છે તુજને ખરે,
એ વાત તું તત્ત્વે કરી અંતર વિચારી જો અરે;
સમભાવ રાખીને રહે તું જીતમાં ને હારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
ઇશ્વરતણા અવતાર પણુ રૂલી ગયા છે દુઃખમાં,
યમ-નિયમના કરનાર પણુ ભટકયા કર્યા છે ભૂખમાં;
તે પણુ ગયા રમતા સદા જે અલખના દરબારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
તૃણુપણુ હલવવાનું કદિ પણુ આપણા કરમાં નથી,
ઇશ્વર કરે તે થાય છે મન મનવિષે જોજે મથી;
મિથ્યા અરે મુંઝાય શું સંતાપરૂપ વિચારમાં?
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
મિષ્ટાન્ન પાન મળે ભલે અથવા ન પાણી પણુ જડે,
સૂવે શરીર પલંગમાં અથવા ભલે ભૂપર પડે;
સરખી નજરનું થા સદા ભૂરજ અને ભંડારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
રાજા પ્રજા આદિક બધાંને કાલ ગલતો જાય છે,
મરતાં જતાં જોવાય તેમજ જન્મતાં પણુ જાયછે;
સમજી જવો સંસારને ઘટમાલના આકારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
એકેય વાતે વિશ્વમાં નિશ્ચય કશો થાતો નથી,
સંશય મહાવિદ્વાનનો સમજ્યાવિના જાતો નથી;

શુભ લાભ કે તોટો ગમે તે થાયછે વ્યાપારમાં,
મન જે અને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
પ્હેર્યાં સુશોભિત વસ્ત્ર કે ધાલ્યાં ઘરેણાં ઘાટથી,
માણ્યા મજા ગાદી અને તકિયા હીંદોળાખાટથી;
અથવા કદી આવી ગયા મર ખડગની ખર ધારમાં,
મન જે અને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
કરવો પડે વનવાસ તેમાં ત્રાસ તનને ઊપજે,
વિનયે વિવેકે તે બધું કરવું સહન ચુપચૂપ ને;
મોઘું મહા માનવશરીર પડી જશે પલવારમાં,
મન જે અને તે માન તું સુખરૂપ આ સંસારમાં.

---

## गई पल न पाछी सांपडे ए कालनो निश्चय खरो.

### हरिगीत.

નિદ્રા અને આળસ તજી જોતા નથી કાં જાગિને?
સંતાઈ જાશો ક્યાં કહો યમદૂત આગળ ભાગિને?
નિર્ભય થવા મન હોય તો કલ્યાણનું સાધન કરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
મ્હોળા બગીચા બંગલાના ઠાઠ કાંઈ ન કામના,
ઉપકારનાં કામો કરીને અચલ રાખો નામના;
સંસારના વિષયો વડા વિષધર ગણી તેથી ડરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
ધન ધામ ને ધરણીતણી મનમાં કરોછો કામના,
ગુણ કોઈ દી ગાયા ન અંતરમાં રહેલા રામના;
માયાતણા મદથી મદી શું ફાંકડા થઈને ફરો?
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
કોને ખબર છે કાલની ક્ષણમાં જનારો દેહ છે,
એ સિદ્ધ વાતવિષે તમોને આજ શો સંદેહ છે?
માટે પરમ સુખ પામવાનાં કાર્ય કોડે આદરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.

સંસારને તરવા શરીર અમૂલ્ય એકજ વ્હાણ છે,
અધિકાર તેમાં આપણો ને મનની પાસ સુકાન છે;
શુભ વાટ લઇ એ વ્હાણથી સંસારનો સાગર તરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
કલ્યાણનાં ને ઉદયનાં સાધન સમગ્ર તયાર છે,
હાથે ચડ્યો હીરો ખુવે તે મૂર્ખના સરદાર છે;
અંધા થઈ અમૃત વિસારી ઝેર શાને સંઘરો ?
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
બાલકપણું રમતે ગયું ને તરુણતા તરુણીવિષે,
વૃદ્ધત્વ આવ્યું આગળે આવે ન તે અંતરવિષે;
સારૂં થયું જીવ્યા હજી તો શ્રેષ્ઠપંથે સંચરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
વય જાયછે ઠાલું વહી અવતાર નિષ્ફલ થાય છે,
ભૂલે કરી સોનું તજીને સાવ ધૂળ ધમાય છે;
એ વાત અતરમાં વિચારી દુષ્ટ દુર્ગુણથી ડરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
જાગ્રત થયા ત્યાંથી પ્રભાત સદૈવ એમ વિચારિએ,
ચૂકયા કદી ચૂકે કરી અવસર ન તે સંભારિએ;
શુભ જ્ઞાન સંપાદન કરીને ધ્યાનમાં પ્રભુપદ ધરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
સન્માર્ગના શત્રુ સદા મદ મોહ મત્સર કામ ને,
લેવા ન દે વળિ લોભ ક્રોધ પ્રભુપદે વિશ્રામને;
શમ-દમ અને નિયમે કરીને તરત તેનું બલ હરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
સાથે ન આવે કોઈપણ એ વાત સાવ પ્રસિદ્ધ છે,
ખાધું અને દીધું કરેથી આપણું તે સિદ્ધ છે;
માટેજ ધન સન્માર્ગમાં વિનયે કરીને વાવરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
શું ખાનપાનવિષે ખુવાર થઈ રહ્યા છો ખેલમાં,
સુતાં રહી સુખિઆં થવાય પડ્યું નથી તે સ્હેલમાં;

નિજ દેશના કલ્યાણમાં જીવન ભલે અર્પી મરો !
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
પરધન અને પરધામને નિન્દા પરાઈ પરહરો,
સુખદુઃખ સહુને થાયછે કાં દીનતા દિલમાં ભરો ?
આશીષ લેવા અન્યની સર્વ વિભૂતિ વાપરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
હુન્નરકલામાં કુશલ થાતાં સંપ રાખી સર્વમાં,
અતિ ઉદયનાં કાર્યો કરી ન તણાઈ જાતાં ગર્વમાં;
નિજ નિકટનાં સંબંધિને નિજ દેશને ઠારી ઠરો,
ગઈ પલ સફલ શાણા કરો રાખી હૃદય નિશ્ચય ખરો.

---

## जन जाण यौवन जाय छे धन जाय छे तन जाय छे.

### हरिगीत.

દીધે કરોડો દામ માનવ દેહ આ મળતો નથી,
તે પણ વૃથા કે'વાય જો હરિચરણમાં હળતો નથી;
રાજી રહે અંતરવિષે, શું રામ રટતાં થાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
લલચાય શું વિષયોતણા સુખમાં સદા સમજુ થઈ ?
વિદ્યા વિવેક વિનય ગયાં કયાં બુદ્ધિ સારી કયાં ગઈ ?
જાણી કરીને કેમ તું આ માર ખોટો ખાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
કલ્યાણકારક કામ કરવાં હોય તે લેને કરી,
સુખકર સમય આવો તને તે કયાં થકી મળશે ફરી ?
ઉન્મત્ત થઇને શું ફરે તું શું જગતનો રાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
તારૂં નથી તલભાર આ સઘળું સદા જનાર છે,
ઉપકાર કરવો અન્યનો સંસારનો એ સારછે;
બહુ રાગરંગવિષે વિષયનાં ગીત શું તું ગાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
હીરો ચડ્યો છે હાથ તે અવિચારમાં તું હારમાં,
શોધી ગ્રહણ કર સાવ સાચો માર્ગ આ સંસારમાં;

સારૂં કર્યે સારૂં નઠારેથી નઠારૂં થાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
ભણવું કદી જો હોય તો ભાવે ભણી લે સર્વ તું,
ધન જન અને યૌવનતણો મિથ્યા તજીને ગર્વ તું;
આળસવડે શું ઉંઘતાં ખાલી બગાસાં ખાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
આ હું અને આ આપણું એવું મમત્વ ન રાખવું,
સંસારના સંબંધનું સહુને સરસ સુખ આપવું;
મન મત્ત છે તેને વળી પ્રિય વિષયવિષ શું પાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
સાચું સદા વદિએ દયા બહુ દીનજનપર રાખિએ,
અપરાધ અજ્ઞ જનો કરે તે સહનતાથી સાંખિએ;
વિપરીત વાયુ વાય તો મનની મને રહિ જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
શમ-દમ તણી સાંકલવડે મન મત્ત હાથી બાંધવો,
વિશ્વેશની સાથે સદા સંબંધ સાચો સાંધવો;
કોનાં ધરા ધન ધામ ને આ અચલ કોની કાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
મન-વચન કે કર્મે કદી હિંસા ન કરવી કોઈની,
દેવું સદા દેવાય તે આશા ન કરવી સોઈની;
ધન-જન કરે શું ધૂળ ? વયને કાલ ગળતો જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
શાને ભમાઈ ભેદ રાખે ભૂતપ્રાણિ જાતમાં,
ઈશ્વરતણી રચનાવિષે સરખા બધા સહુ વાતમાં;
નિજ ધર્મ કર્મ પળાય તેને પાળતાં શું થાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
આસ્થા ખરી અંતરથકી અળગી કદી કરવી નહીં,
પરધન અને ધરધામમાં માઠી નજર ધરવી નહીં;
સંસારની ઘટમાલ નિત્ય ભરાયને ઠલવાય છે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.

સંસારના વ્યવહારથી પરમાર્થ પૂરો સાધવો;
હરિચરણમાં ને પુણ્યમાં તો પ્રેમ પૂરો રાખવો,
સારાં નઠારાં કર્મ છેવટમાં સદૈવ સહાય છે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે,
તજ કૂડકપટ કહું તને મદમોહ મેલી દે પરા,
કોરે કરી દે ક્રોધ મત્સર કામ કપટી આકરા;
સોનું સરસ મેલી વૃથા શું ધૂળ ધમવા ધાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
કરવું કશું જે હોય તે આજે કરી લે કોડથી,
તું હારમાં હીરો ચડ્યો છે હાથ તેને હોડથી;
જલ જાન્હવીનું જતું મેલી નરકમાં શું ન્હાયછે?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.
ગુરુજન અને અતિથિ પ્રથમ પૂજા ઘટેછે પામવા,
છલ કપટથી ભરપૂર પાખંડો વિશેષે વામવા;
સત્સંગ શ્રેષ્ઠ ન હોય તો આ જન્મ ફોકટ જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે.

---

## फल ए पापतणां प्रमाणीए.

### उपजाति.

વશમાં દિનરાત જાયછે, ક્ષણમાં યોગ-વિયોગ થાયછે;
બહુ નેત્ર ભરાય પાણિએ, ફલ એ પાપતણાં પ્રમાણિએ.
ન વિવેક વિચાર સાંભરે, અતિ અંતઃકરણે બળ્યા કરે;
અપશબ્દ વદાય વાણિએ, ફલ એ પાપતણાં પ્રમાણિએ.
અતિ આધિ ઉપાધિઓ પડે, ન ગમે કાંઈ વિપત્તિઓવડે;
સુખ થાય ન કોઈ કાણિએ, ફલ એ પાપતણાં પ્રમાણિએ.
રમવું જમવું ગમે અહીં, વળિ વિદ્યા ભણવી ગમે નહીં;
બહુ કાશ પડે કમાણિએ, ફલ એ પાપતણાં પ્રમાણિએ.
મન ઈન્દ્રિય વશ્ય રે' નહીં, મમતા મોહ જરા તજે નહીં;
ઘરની ઘચડાય ઘાણિએ, ફલ એ પાપતણાં પ્રમાણિએ.

---

## समजी जजे मन पापना फलरूप ए परिणामने.

### हरिगीत.

પશુ-પક્ષીના અવતાર આવે એવિષે પીડા અતિ,
પ્રતિદ્દિવસ પણ પરવશપણાથી પિંડની માઠી ગતિ;
ન કરી શકાય જરાય પણ કલ્યાણકારક કામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
બહુ જાત હોય જનાવરોની જંતુઓ ઝીણા બહુ,
ગણતાં ગણાય ન મુખવડે સંખ્યા વધારે શું કહું?
વિણમોતથી મરતાં ન પામે લેશ પણ વિશ્રામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
નિર્બલ બિચારાં પ્રાણિઓના પ્રાણ બલવાળાં હરે,
તે પાપરૂપ કુકર્મ કરતાં પેટ પોતાનાં ભરે;
જાણે નહીં જડ જન્મમાં અંતર રહેલા રામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
ભરવા પડે બહુ ભાર કે બહુ મારપણ પીઠે પડે,
નહિ પેટ પૂરાં ખાણ કે ખડકડબ ખાવાને જડે;
માનવ શરીર મળ્યાવિના ન રટાય રઘુપતિ રામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
માનવ થતાં પણ સર્વ સુખ એ જન્મમાં સરખું નથી
લેવો પડેછે જન્મ તેમજ મરણ પણ મટતું નથી;
લાવી શકાય ન લેશ પણ સંભારવામાં શ્યામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
વળિ ગર્ભવાસે વેદના અગણિત સહન કરવી પડે,
જન્મ્યા પછી બાલક અને પરવશપણે પીડા પડે;
ભૂખે રડાતું હોય ત્યાં સહુએ મળી દે દામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.
માબાપ પામે મરણ કાં પોષણ પરાયા હાથમાં,
સુખ લેશ પણ ન મળે કદિ સંસારના આ સાથમાં;
રોગે શરીર રિબાય કાંતો જાય ચરણે રામને,
સમજી જજે મન પાપના ફ્લરૂપ એ પરિણામને.

આયુષ્ય લાંબું હોય તો નબળી દશામાં ગાળવું,
સારૂં નઠારૂં જે મળે તેથી વળી મન વાળવું;
અંગે અપંગપણાવડે ન પમાય પલ આરામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
વિદ્યા ભણ્યાનું ફલ નહીં ધનના વડા વાંધા પડે,
ધન હોય તો વિદ્યા વિવેક વધારતાં વિઘ્નો નડે;
જશ જગતમાં જામે નહીં ન તજાય પરધન-ધામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
આયુષ્ય રોતાં જાય શોકટ થાય આ વારો વળી,
તેમાં ત્રિવિધના તાપથી તન-મન સદૈવ રહે બળી;
દેખી નયનથી દીનને ન અપાય દમડી દામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
માતા પિતા પુત્રો અને પત્નિ કુસંપ કર્યા કરે,
મન તોયપણ સંસારના સંબંધમાં લપટ્યા કરે;
કજિઆ અને કંકાસથી કરવું ગમે નહીં કામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
ભારે ભર્યા ભંડાર તે ભડકી જતાં ભાવે નહીં;
ઇશ્વરતણું શુભ ભજન કરવું હૃદયમાં આવે નહીં;
સમજ્યા છતાં ન રટાય પણ રઘુવંશદીપક રામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
આશા અને તૃષ્ણા તપાવે, તે થકી મનમાં બળે,
સંસારને સંબંધના કલેશે કરી ન પડે કળે;
મદ મોહ મત્સર લોભને ન તજાય કુત્સિત કામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
ક્રોધે અને વળિ કૂડકપટે કામ માઠાં થાય છે,
લલચાવનારા વિષયમાં ઇન્દ્રિય તણાતાં જાયછે;
ગુંથાઈ ગૃહની જાલમાં ચૂંથાય કેવલ ચામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
પરવશ પરાણે પેટ ભરવું સુખ ન લેશે સાંપડે,
ભાવે રજોગુણ ને તમોગુણનાં નગારાં ગડગડે;

નહિ ધર્મ-કર્મે પ્રીતિ થાય પમાય યમના ધામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
ભૂલાય સઘળું ભાન ચિંતા થાય ચિત્તે ચૂકમાં,
આશા ન પૂરી થાય જીવન જાય ટૂટી ટુંકમાં;
આધિ ઉપાધિ વ્યાધિથી ન રટાય નટવર નામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.

---

## मोंघो मानव जन्म आ जगतमां खांते करी कां खुवो ?

### शार्दूलविक्रीडित.

ખોટો ખેલ રચેલ આ અખિલનો માયાવડે માધવે.
આપી દેવ અનેક જન્મ સહુને હેતે રમાડે હવે;
માથે કાલ ફરે સદૈવ સહુને શાન્તિ કરીકાં સુવો ?
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો ?
કોનાં પુત્ર કલત્ર મિત્રમણિઓ સ્વાર્થે સગાં સર્વ છે,
કોનાં ધામ ધરા અને ધન? ભણો શા કારણે ગર્વ છે ?
ઉંઘોછો અભિમાનમાં જન અરે જાગી જરા તો જુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો ?
ખોયું બાલપણું જુવાનિ પણ તે જાણો વહી જાયછે,
ભોગોમાં વિષયોવિષે તરુણિમાં પ્રીતિ પરોવાયછે;
સૂંઘો તો સમજાય અત્તર હશે કે કાચલીનો ચુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો ?
આવા ઉત્તમ જન્મમાં અવતરી કર્તવ્ય કોરે કરી,
પીડા પિંડવિષે કરે પ્રતિદિને તે કામને આદરી;
કાળા કાદવમાં પડેલ પગને કાં કીચડેથી ધુવો?
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો ?
રાજી રોજ રહો તમે હૃદયમાં વ્યાપારને વિત્તથી,
જાઠી જાણ જુવો તથાપિ સમજો સાચી સદા ચિત્તથી;
હર્ષે હર્ષ કરો વિપત્તિવખતે નાંખી નિશાસા રૂવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો ?

નીતિ તો ન ગમે કદી પ્રભુપદે પ્રીતિ નથી રાખતા,
શાસ્ત્રોના ઉપદેશના શ્રવણુનો સ્વાદે નથી ચાખતા;
શોધો દીપકને લઈ કરવિષે શા કારણે રે કુવો?
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
રાચો શું રતિરંગની રજવિષે ખાંતે બનીને ખર,
પુત્રોના પ્રિયમિત્રના પ્રિયતમાના નિત્યના નોકર;
જાશે સર્વ બધું રહી મનવિષે જો દેહ મોતે સુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
જન્મીને જન જાતિમાં પ્રથમથી હું કોણ તે વીસર્યા,
મોહે ને મદ-મત્સરાદિકવડે આડે પથે ઉતર્યા;
પેખો જે પ્રિયપુત્ર ને પ્રિયતમા ભાવે બનાવે ભુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો?
લેવા સદ્ગુણ સર્વ દુર્ગુણ તજી દેવા વિવેકે કરી,
રોકી સર્વ વિકારરૂપ સઘળા વૈરી વિરાગે કરી;
આ સંસારતણાં પડે ન ખમવાં દુઃખો કશાં દેહથી,
લેશે ક્લેશ રહે નહીં સુખ થતાં તો જન્મ મિથ્યા નથી.

---

## सुख छे नहि संसारमां शाने वृथा चिंता करो?

### हरिगीत.

જનનીથકી જન્મ્યાપછી મરવા સુધીમાં માનવી,
સંચિતવડે જે સાંપડે તે દૈવની ગતિ માનવી;
હારી ગયે મળવો કઠણ છે પુણ્યનો પથ પાધરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
સુખ હોય જો સંસારમાં તો કેમ સત્પુરુષો તજે?
સુખ સત્ય જો સંસારનું તો કેમ ઈશ્વરને ભજે?
ઘરના ધણી સરખા અને સરખા સદા છે ચાકરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
લક્ષ્મીતણો આવાસ એવી રાજગાદીને તજી,
ભાવે થકી ભિક્ષુક થઈ ભાગી ગયા કાં ભરતજી?

બહુ આધિ વ્યાધિ ઉપાધિનો તો તાપ લાગે આકરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
લાખો પ્રયત્ન કર્યાં છતાં નહિ રાજ્યમાં પાછા ફર્યાં,
ગુણધામ ગોપીચંદ જેવા રાજ્ય મેલી સંચર્યાં;
ગાદી અને તકિયા તજી કાં સરસ લાગ્યો સાથરો?
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મુનિવર મહાયોગીશ પણ સંસારથી છેટે ફરે,
જાણે રખે વળગી જશે એવીજ રીતિથી ડરે;
પ્રતિદિવસ દેખે દૃષ્ટિથી તે દુઃખરૂપ ખરેખરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
ભારે ભલા વૈભવ તણા ભોગીજ માંધાતા સમા,
જેને જરા ખોંખારતાં બહુવાર થાય ખમા ખમા;
પરદુઃખભંજનનો ખરેખર ખૂબ કાઢયો ખાખરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
સંસારની ઘટમાલ નિત્ય ભરાય ને ઠલવાય છે,
જન્મે જગતમાં જેટલાં તે મોતને વશ થાયછે;
આવે ન કામ કદાપિ જે પ્રેમે પથારી પાથરો;
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
ક્ષણમાં જનાર શરીર છે પલની ખબર પડતી નથી,
એ વાતમાં તો રંકની કે રાયની ગણુતી નથી;
સંસારના સંબંધમાં બળિઆતણો ન રહે બરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મન મત્તહાથી બાંધવો શમ-દમતણી સાંકળવડે,
બંધાય જો નહીં તો પછી આડેધડે તે આથડે;
તે બાંધવામાં મુખ્ય છે સત્સંગનો શુભ આશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો.
આ ઈન્દ્રિઓ છે અશ્વ ને રથ આ શરીર વિચિત્ર છે,
મન સારથિ ને જીવ તેમાં બેસનાર પવિત્ર છે;
જો સારથિ વશ હોય તો રથ ચાલવાનો પાંશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?

રોગી અને ભોગી ભવે ભાળ્યા ભટકતા ભૂખથી,
દીઠા ઘણા દુખિઆ દબાતા દેહનાં બહુ દુઃખથી;
અથડાઇને થાકી ગયે નહિ કાંઈ આવે આશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
સંબંધ સાચો છે નહીં સૌ સ્વાર્થને આધીન છે,
માતા પિતા ભ્રાતા પ્રિયા પુત્રો સહુ તલ્લીન છે;
જો સ્વાર્થ હોય નહીં કદી કાઢી લહે તો કાંકરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
કલ્યાણકારક કામ તે કલ્યાણકાજે આદરો,
દિલમાં દયા રાખી ખરી પરદુઃખ પ્રેમેથી હરો;
સંસારમાં લપટાવનારા દુષ્ટ દુર્ગુણથી ડરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
વાણી અને મન નિત્ય નિર્મલ શુદ્ધ ભાવે રાખવા,
સદ્‌ગુણ અને શુભ સંપથી સંબંધીને સુખ આપવા;
આશા અને તૃષ્ણા અને ઈર્ષ્યા વળી અળગી કરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
પરનાં ધરા ધન ધામમાં પ્રીતિ કદી કરિએ નહીં,
દુર્જન અને સજ્જન હસે તેવું કદી વદિએ નહીં;
તન-મન અને ધન હોય તો શુભ રીત રાખી વાવરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
આવી પડે શિરપર વિપત્તિ તોયપણ ડરવું નહીં,
કારણવિના મૃત્યુ બને તેવું કંઈ કરવું નહીં;
નિજધર્મની શુભ ધોંસરી હિમ્મતવડે કાંઈ ધરો;
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મમતા મટાડી મોહની સંતોષ સારો રાખવો,
સંસારમાં રે'તાં છતાં વૈરાગ્યનો રસ ચાખવો;
શુભભાવથી હરિને ભજી સંસારનો સાગર તરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?

---

બહુ આધિ વ્યાધિ ઉપાધિનો તો તાપ લાગે આકરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
લાખો પ્રયત્ન કર્યાં છતાં નહિ રાજ્યમાં પાછા ફર્યાં,
ગુણધામ ગોપીચંદ જેવા રાજ્ય મેલી સંચર્યાં;
ગાદી અને તકિયા તજી કાં સરસ લાગ્યો સાથરો?
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મુનિવર મહાયોગીશ પણ સંસારથી છેટે ફરે,
જાણે રખે વળગી જશે એવીજ રીતિથી ડરે;
પ્રતિદિવસ દેખે દૃષ્ટિથી તે દુઃખરૂપ ખરેખરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
ભારે ભલા વૈભવ તણા ભોગીજ માંધાતા સમા,
જેને જરા ખોંખારતાં બહુવાર થાય ખમા ખમા;
પરદુઃખભંજનનો ખરેખર ખૂબ કાઢયો ખાખરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
સંસારની ઘટમાલ નિત્ય ભરાય ને ઠલવાય છે,
જન્મે જગતમાં જેટલાં તે મોતને વશ થાયછે;
આવે ન કામ કદાપિ જે પ્રેમે પથારી પાથરો;
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
ક્ષણમાં જનાર શરીર છે પલની ખબર પડતી નથી,
એ વાતમાં તો રંકની કે રાયની ગણતી નથી;
સંસારના સંબંધમાં બળિઆતણો ન રહે બરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મન મત્તહાથી બાંધવો શમ-દમતણી સાંકળવડે,
બંધાય જો નહીં તો પછી આડેધડે તે આથડે;
તે બાંધવામાં મુખ્ય છે સત્સંગનો શુભ આશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો.
આ ઈન્દ્રિયો છે અશ્વ ને રથ આ શરીર વિચિત્ર છે,
મન સારથિ ને જીવ તેમાં બેસનાર પવિત્ર છે;
જો સારથિ વશ હોય તો રથ ચાલવાનો પાંશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?

રોગી અને ભોગી ભવે ભાળ્યા ભટકતા ભૂખથી,
દીઠા ઘણા દુખિઆ દબાતા દેહનાં બહુ દુઃખથી;
અથડાઇને થાકી ગયે નહિ કાંઈ આવે આશરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
સંબંધ સાચો છે નહીં સૌ સ્વાર્થને આધીન છે,
માતા પિતા ભ્રાતા પ્રિયા પુત્રો સહુ તલ્લીન છે;
જો સ્વાર્થ હોય નહીં કદી કાઢી લહે તો કાંકરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
કલ્યાણકારક કામ તે કલ્યાણકાજે આદરો,
દિલમાં દયા રાખી ખરી પરદુઃખ પ્રેમેથી હરો;
સંસારમાં લપટાવનારા દુષ્ટ દુર્ગુણથી ડરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
વાણી અને મન નિત્ય નિર્મલ શુદ્ધ ભાવે રાખવા,
સદ્‌ગુણ અને શુભ સંપથી સંબંધીને સુખ આપવા;
આશા અને તૃષ્ણા અને ઈર્ષ્યા વળી અળગી કરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
પરનાં ધરા ધન ધામમાં પ્રીતિ કદી કરિએ નહીં,
દુર્જન અને સજ્જન હસે તેવું કદી વદિએ નહીં;
તન-મન અને ધન હોય તો શુભ રીત રાખી વાવરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
આવી પડે શિરપર વિપત્તિ તોયપણ ડરવું નહીં,
કારણવિના મૃત્યુ બને તેવું કંઈ કરવું નહીં;
નિજધર્મની શુભ ધોંસરી હિમ્મતવડે કાંઈ ધરો;
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?
મમતા મટાડી મોહની સંતોષ સારો રાખવો,
સંસારમાં રે'તાં છતાં વૈરાગ્યનો રસ ચાખવો;
શુભભાવથી હરિને ભજી સંસારનો સાગર તરો,
સુખ છે નહીં સંસારમાં શાને વૃથા ચિંતા કરો?

---

## शाने वृथा शोक करो सदाय ?

### उपजाति.

હું કાલના યોગથિ એમ માનું, ભાવી હશે તેમ થયું થવાનું;
ટાળ્યું ન તે કોઈથિકી ટળાય, શાને વૃથા શોક કરો સદાય ?
નાનાં અને તેમજ સર્વ મોટાં, તે કાલની આગળ સર્વ ખોટાં;
જે જન્મ લે તે નકિ નાશ થાય, શાને વૃથા શોક કરો સદાય?
છે નામ ને રૂપતણોજ નાશ, શું અંતરે એનિ પમાય આશ;
ન ફેરવ્યું ફેરવી એ શકાય, શાને વૃથા શોક કરો સદાય ?
શરીર છે બુદ્બુદની સમાન, ગયા પછીનું ન રહે નિશાન;
આવ્યાં ગયાં તે ન ગણી શકાય, શાને વૃથા શોક કરો સદાય?
ઓવાળની માફક સૌ મળેલાં, મા, બા, પછી એમ સગાં ઠરેલાં;
વિચાર ને શાસ્ત્રવડે જણાય, શાને વૃથા શોક કરો સદાય?
સગાં રહે સર્વ સદૈવ સાથે, વિપત્તિઓ આવિ પડે ન માથે.
સંસાર મિથ્યા ન પછી જણાય, શાને વૃથા શોક કરો સદાય?
પ્રારબ્ધને આધિન સર્વ રે'છે, વિવેકિઓ એમ સદા વદે છે;
ફૂટે ઘડો પાપથકી ભરાય, શાને વૃથા શોક કરો સદાય?
ચાલો સદાચારવિષે વિચારી, પ્રપંચ સંસારતણો વિસારી;
કર્યું કરે આ ભવ ભોગવાય, શાને વૃથા શોક કરો સદાય ?
વિવેકથી અંતરમાં વિચારો, શરીરના સર્વ વિકાર મારો;
ખોટું ખરૂં ખાંતથિ પારખાય, ત્યારે વૃથા શોક સદા સમાય.

---

## सुख संसारविषे कशुं नथी.

### वैतालीय.

અજરામર કોઈ છે નહીં, અહિંઆં કે પરલોકમાં કહીં;
નકિ નિશ્ચય. એજ વાતથી, સુખ સંસારવિષે કશું નથી.
જનમ્યાં જન સર્વ જાયછે, ક્ષણમાં યોગ–વિયોગ થાયછે;
ખમવું બહુ દુઃખ દેહથી, સુખ સંસારવિષે કશું નથી.
ઘરબાર બધાં ચણ્યાં રહે, તરુણી ને તન તે પડ્યાં રહે;
અવલોકન થાય આંખથી, સુખ સંસારવિષે કશું નથી.
નરનાથ અને અનાથને, નહિ નિશ્ચિત ગણાય સાથને;

દુખિઆ દિન-રાત દુઃખથી, સુખ સંસારવિષે કશું નથી.
ધરતી ધન ને હવેલિને, મરવું મિત્ર ધરાર મેલીને;
મનમાંહિ જુવો મથી મથી, સુખ સંસારવિષે કશું નથી.
અતિ આધિ અને ઉપાધિઓ, વળગે તેમ વિશેષ વ્યાધિઓ;
તન જાય તવાઈ તાપથી, સુખ સંસારવિષે કશું નથી.
ભગિની કંઈ ભાઈ ભામિની, કંઈ એની ન સગાઈ કામની;
વળગે સહુ આપસ્વાર્થથી, સુખ સંસારવિષે કશું નથી.
દુખિઆ બહુ લોક દીન છે, ધન ને પુત્ર કલત્રહીન છે;
કરિ કાય અનેક કાશથી, સુખ સંસારવિષે કશું નથી.
કરવું કંઈ તે બધું વૃથા, અભિલાષા અતિ અંતરે તથા;
પણ તે ન પમાય પાપથી, સુખ સંસારવિષે કશું નથી.
પલ પાછિ ગઈ મળે નહીં, વય વીત્યું પણ તે વળે નહીં;
ડરવું મરવું નિમિત્તથી, સુખ સંસારવિષે કશું નથી.
સહુ બાલક ને જુવાનિઆ, વળિ વૃદ્ધો સઘળા વહ્યા રહ્યા;
યમના પકડાઈ પાશથી, સુખ સંસારવિષે કશું નથી.
સુખ સર્વવિષે જણાયછે, સુખ સંભોગવિષે ગણાયછે;
મનમાંહિ સદૈવ મૂર્ખથી, સુખ સંસારવિષે કશું નથી.
નહિ ગામગરાસ આપણાં, સહુએ સંકટરૂપ તાપણાં;
વ્યવહારતણી કુરીતિથી, સુખ સંસારવિષે કશું નથી.
સહુ સદ્‌ગુણ નિત્ય સંઘરો, અતિ અંતઃકરણે દયા ધરો;
ન વળે કંઈએ વિલાસથી, સુખ સંસારવિષે કશું નથી.
સુખસાધન શ્રેષ્ઠ પામવા, વિષયો વૃશ્ચિકરૂપ માનવા;
શુભ સદ્‌ગુણને વિવેકથી, સુખ સંસારવિષે કશું નથી.

---

## समज्याविना शाणा करो शुं शोक ठालो अंतरे?

### हरिगीत.

સાચી સગાઈ ન કોઇની સંસાર સ્વપ્નારૂપ છે,
સુખ માનિએ તો સુખ નહીં તો નિત્ય તે દુખરૂપ છે;
જન્મે જગતમાં પ્રાણિઓ તે મોત આવ્યેથી મરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?

પાણી તણા જે પૂરમાં ઓવાળ ભેળો થાયછે,
સાથે રહે જૂદો પડે એમજ તણાતો જાયછે;
સંસારની રીતિ ફરે નહિ લેશ પણ કલ્પાન્તરે;
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
ધાર્યું ન સરખું ઉતરે ભાવી હશે તેવું થશે,
રહેવું હશે તે રહિજશે જાવું હશે તે તો જશે;
હિમ્મતવિનાનું હોય તે એ વાતથી બ્હીતું ફરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
સંબંધ જેનો જેટલો સહવાસ રે'છે તેટલો,
આગળથકી સમજણ નથી પડતી હશે તે કેટલો?
સંસારને માથે અહર્નિશ કાલચક્ર ફર્યા કરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
જીવ્યું સફલ કરવા સદા ઉદ્યમ કરો સંસારમાં,
કલ્યાણનાં સાધન બધાં શોધી લહો પલવારમાં;
ગુણવાન લોકો તો સદા સારા વિચાર કર્યા કરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
ચિંતા નકામી ચિત્તથી ચતુરાઇથી મેલી દઈ,
પરમેશને ભાવે ભજો તન મનવડે નિર્મલ થઈ;
ચાલો સદા શુભમાર્ગમાં ઈશ્વર ગમે તેવું કરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
સારૂં કર્યે સારૂં નઠારેથી નઠારૂં થાયછે,
વાવ્યા પ્રમાણે પાકની પેદાશ પણ લેવાય છે;
મન મૂર્ખ જન જે હોય તેને નીર નયનેથી ખરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?
સંતોષ ને શાન્તિવિષે સુખ સર્વ આવી જાય છે,
પીડા અને પંચાત ને વળિ પાપ નાશી જાય છે;
મન જોડવું કેશવ પ્રભુમાં કામ તે રસ્તે સરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે?

---

## संसारनो सागर तरी जावा उपाय करे करो.

### हरिगीत.

મદ મોહ મત્સર કામ ક્રોધ વિશેષ લોભ છ વૈરિઓ,
કરવા પરાભવ તેમણે આ દેહનો ગઢ ઘેરિઓ;
શમ-દમ સુભટને સાથ રાખી તરત તેનું બલ હરો,
સંસારનો સાગર તરી જાવા ઉપાય કરે કરો.
આશા નથી પલ એકની ક્ષણમાં જનાર શરીર છે,
પલ પણ મરણને ખેસવે કો' કોણ એવો વીર છે?
આવ્યો સમય સુખ આપનારો મોહથી નહિ વીસરો,
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો.
નાનાપ્રકારતણા વિષય લલચાવનાર ઘણાયછે,
સંઘાત સર્વે ઇન્દ્રિઓનો તેવિષે ભરમાય છે;
તે ઇન્દ્રિઓને વિષયથી ખેંચી લઈ મન વશ કરો,
સંસારનો સાગર તરી જાવા સદા ઉદ્યમ કરો.
નહિ દંભ કે નહિ દર્પ કે અભિમાન નહિ રાખો જરા,
નિર્દયપણું નિષ્ઠુરપણું એ સર્વ દોષ કરો પરા;
મન-વચન ને કાયાવડે દુખ આપતાં દા'ડી ડરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કર્યા કરો.
સંસારના સર્વે પ્રપંચો ગણો કેવલ નામના,
શાને વૃથા નિશદિન કરોછો ક્લેશકારક કામના?
આવે ન કામ કશાં વસ્ત્રાં ધનધામ એ નિશ્ચય ખરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કર્યા કરો.
અજ્ઞાનનું અંધત્વ ટાળો જ્ઞાનરૂપી ચક્ષુથી,
નિજ ધર્મનો શુભ મર્મ સમજો માનવી સહુ મનનથી;
શુભશીલનો ચિન્તામણી ચોંપે ચતુર નર સંઘરો,
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો.
નિંદા નકામી કોઇની કરવી ઘટે નહિ આપણે,
શું આપણો કો'ને કર્યો અપરાધ એવો બાપડે;
ભૂલી સફલ શુભ આમ્રને ખોળ્યા ફરો શું ખાખરો?
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો.

ઈશ્વરકૃપાથી છો તમે મતિમાન માનવ જાતિમાં,
તેમજ તમોને છે બધી સમજણ સરસ સહુ વાતમાં;
સહુ સકલ વિદ્યાભ્યાસ શાસ્ત્રવિચારમાં બુદ્ધિ ધરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કર્યા કરો.

---

## आ संसार असारमां अवतरी शुं सार लीधो तमे ?

### शार्दूलविक्रीडित.

ખોયું બાલપણું પરાધિનપણે ખાતાંપિતાં ખેલમાં,
ગુંથાયા દિનરાત યૌવનવિષે ગોરીતણા ગેલમાં;
ભારે ભોગવિલાસની મનવિષે વાતો વિશેષે ગમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે?

મારાં પુત્ર કલત્ર મિત્રમણિઓ માની સુખે માણતા,
જુઠો વૈભવ જે ચડે નજરમાં તેને ખરો જાણતા;
રાગ–દ્વેષ કલત્ર–પુત્ર કરતાં તૃષ્ણા ન લેશે શમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે?

માયાથી મમતા વડે તરુણીના રાચ્યા રતિરંગમાં,
વિદ્યા શક્તિ વિચાર આમ વિસર્યા શ્યામાતણા સંગમાં;
અંધાપે અભિમાનને નજર તો નીચી ન લેશે નમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે?

આધિવ્યાધિવિષે તવાય તન તો માતાપિતા સાંભરે,
આવે અંગવિષે ઉપાધિ અદકી તો નીર આંખે ખરે;
સ્વાર્થે સર્વ અનર્થ રોજ કરવાની વાત ચિત્તે રમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે?

કામક્રોધવડે કટાય સઘળાનાં કાળજાં શું કહું?
લોભે લાલચ લાગતાં ધન થવાને બાથ ભીડો બહુ;
મોહે ને મદ મત્સરે મન તમારાં ધૂળ ઢાલી ધમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે?

શાસ્ત્રોના ઉપદેશ લેશ શ્રવણે સાચા નથી સાંભળ્યા,

ભૂતપ્રાણિતણું ભમાઈ ભવમાં ભુંડું કર્યામાં ભળ્યા;
આપ્તોનાં ચરણે ન મસ્તક તમારૂં નેહ લાવી નમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમેં ?
ક્યાં છે ઈશ્વર કોણ હું ફુલ ક્યું ક્યાં છે જવું આખરે,
સંભારાય ન સ્વપ્નમાં પણ અને સુતાં સુધી સાથરે;
આવે અંતક તેડવા તરત તો શું થાય તેવે સમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમેં ?
સાચો પ્રેમ નહીં સદાચરણમાં ત્યાં ધર્મનું શું કહું ?
અંતે અંતરમાં વિચાર કરતાં સંતાપ પામો સહુ;
વૃદ્ધત્વે ન કરાય કામ કરથી આ દેહ દુઃખે દમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમેં ?

---

## વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?

### શાર્દૂલવિક્રીડિત.

કોનાં ધામ ધરા અને ધનવળી સંબંધ શું સત્ય છે ?
ભૂતપ્રાણિ સમગ્ર આ જગતનાં તે ક્યાં કહો નિત્ય છે ?
જન્મ્યું જે જનનીથકી જગતમાં તે અંત આવ્યે મરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
સાયંકાલવિષે નિવાસ કરવા અંતે જતાં પંખિઓ,
છાયાળા શુભવૃક્ષમાં સહજમાં સંયોગ તેનો થયો;
તે રીતે સહુનો સમાગમ સદા સંસારમાંહિ ઠરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
પંથીલોક પવિત્ર સર્વ દિશના વિશ્રામ લેવા મિશે,
આવી વાસ કરે અચાનક સુખાળી ધર્મશાલાવિષે;
તેવો છે સહુનો સમાગમ અને સંબંધ અંતે અરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
પ્રાતઃકાલ થતાં સમાગમ કશો રે'તો નથી તેમનો,
પોતાની દિશમાં પળે પલવિષે વિશ્વાસ શો એમનો ?
જાવું છે સહુનો સમાગમ તજી એ રીતથી આખરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?

લ્હેણાદેવી લલાટમાં પ્રથમથી જેવી લખાણી હશે,
જે રીતે અથવા અરે કરમમાં રેખા રખાણી હશે;
એ રીતે સુખ–દુઃખ સર્વ જનને છે કર્મને આશરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

પાણીના પુરના પ્રવાહવચમાં વેગે તણાતો જતો,
તે ઓવાળ વીંખાય કે પલવિષે કાંઠે થતો એકઠો;
સંબંધી સઘળાં બધાં વિવિધ તે એ રીતથી વીખરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

કોનાં ધામ ધરા અને ધન કહો મેલી જવું એકલું,
આવે અન્તક તો અચાનક કહો ત્યાં કોણ થાશે ભલું?
જોતાં સર્વસમાજ એકનજરે સુવું પડે સાથરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

માતા તાત અને સહોદર સગાં જે સર્વ સંબંધિઓ,
સાસુ ને સસરો જમાઈ સહુનો સંબંધ શાથી થયો?
પોતાના સુખકાજ સ્વાર્થમય છે સંસાર આખો ખરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

જન્મે જાય મરી જનો નજરથી જોયા બધા આપણે,
સંબંધે સુખદુઃખના સમયમાં પાણી ભર્યાં પાંપણે;
રોતાં રાંક થતાં અને રખડતાં શું સ્વાર્થે લેશે સરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

ભાવેથી ભગવાનને ભજ ભલા દુઃખો બધાં ભાંગવા,
રાખીને મનમાં વિવેક સઘળો આનંદને પામવા:
મેલી દે મમતા વિચાર કર તું શાને નિશાસા ભરે?
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

થાવાનું મટતું નથી મનવિષે એવો કરી નિશ્ચય,
આધિ વ્યાધિ ઉપાધિનો વિનયથી અંતે પમાડી લય;
જોડી દે જગદીશમાં મન સદા તેથી સુખે તું તરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

---

## પ્રાણને પ્રયાણમાટે સૂચના.

### શાર્દૂલવિક્રીડિત.

પ્યારા પ્રાણ કરો પ્રયાણ પલમાં આશા તજો અંગની,
રાખોમાં લવ લાલસા મનવિષે સંસારના રંગની;
દૈવાધીન દશાવિષે વિચરતાં જે ભોગવ્યું આ ભવે,
તે માની સુખરૂપ સજ્જન જનો સંતોષને મેળવે.

આ જંજાલવિષે વિનોદ કરવો તેમાં કહો સાર શો?
હૈયે હાશ કરી રહ્યા ઘર કરી તો તો હવે હારશો;
ઠાલું શું ભવમાં ભમી ભટકવું ભારે ખમીને ભય?
અંતે આખર આવતાં અખિલનો છે લાખવાતે લય;

જોયા જન્મ ધરી અરે જગતમાં જે જીવતાં માણતા,
સંસાર વ્યવહારનાં સુખ થવા જે સીંદરાં તાણતા;
તેનાથી સુખમાં વસે જન બધા જે સ્વર્ગમાં સંચર્યા,
કાં તો આ અવનિવિષે વિષયમાં વૈરાગ્યથી વીચર્યા;

જો આયુષ્ય વિશેષ હોય તમને તો તે નથી કામનું,
તેનું કારણ એજ સેવન નથી થાતું કશું રામનું;
રાચોમાં રતિરંગ ભોગ સુખમાં તે દુઃખનું ઠામછે,
સાચું તો સુખરૂપ આ અખિલના આધાર શું ધામછે.

---

## અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?

### હરિગીત.

જનજાતિમાં જન્માય પણ પિંડે ઘણી પીડા પટે,
બાલકપણે પરવશપણું યૌવનવિષે યુવતી નટે;
જાતે દિને જબરી જરામાં આ શરીર જળી જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?

દિનરાત પડતાં દુઃખથી નિશ્વાસ ઉંડા નાંખિએ,

સાવધ છતાં સંકોચથી સંતાપ સઘળા સાંખિએ;
સંબંધ સઘળો બંધમાં આખર ખરેખર નાંખશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
વિદ્વાન દક્ષિણવર્ગ જે વિખ્યાત વિનયનિધાન છે,
ભમતા ફરે ભવસાગરે તેને કહો ક્યાં ભાન છે?
પાશેરના પણ પેટમાટે કપટ કૂડાં ઝટ થશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
રોગે શરીર રિબાય કાંતો જાય યમને બારણે,
ચરચર બળેછે ચિત્તમાં કંકાસ કરતાં કારણે;
આધિ ઉપાધિ વ્યાધિથી જંગલવિષે જઇને વસે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
રોતાં રખડતાં દિવસ પુત્ર-કલત્ર કરતાં જાયછે,
ધન-ધામનો ધોખો કરીને અશુભ કામ કરાય છે;
આવી જતાં સંકટ સમય નિજ મોત મુખથી માગશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
ધાર્યું ન મનનું થાય જીવન જાય ટૂટી ટેકમાં,
પોતે કરેલાં કર્મથી અથડાયછે અવિવેકમાં;
મન-ઈન્દ્રિઓ વલખ્યા કરે પણ નિયમથી ન રહે વશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
જે વિષયરસ અમૃત ગણ્યો તે ઝેર જેવો થાયછે,
ચૂંથી નકામાં ચામડાં નર ધૂળ લેવા ધાયછે;
નાંખી નજર પ્હોંચે નહીં અંતે અરેરે શું થશે?
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
રાજાધિરાજા રાંક લોક અને વડા વેરાગીઓ,
ભિક્ષુક અભાગી દીન ને ભોગી વિયોગી રોગિઓ;
કરતા બિચારા શોક મેલી પોક માથું કૂટશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
કરવી મજુરી મોતથી વસમી પરાણે કોકની,
એવી દશા લાલચવડે દેખાય લાખો લોકની;
જમદૂત જ્યારે આવશે તેના ભયે ક્યાં ભાગશે?

અરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
તનમન બળેછે ત્રિવિધ તાપે શોક હર્ષ થયા કરે,
સંસારનો વ્યવહાર કરતાં વગરમોતવડે મરે;
નિજ કર્મને આધીન સંકટ આવશે તે સાંખશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
કપટી કઠણ છે કાલ કાઢી લે બધાનાં કાળજાં,
હું કોણ ને આ શું કરૂંછું તે નથી સંભાળ જ્યાં;
ક્રોધે અને લોભે કરાયાં કામ અપયશ આપશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
મદ મોહ મત્સરનો અરેરે માર પણ છે આકરો,
એના અરે આ વિશ્વમાં છે ચતુરનર પણ ચાકરો;
આશા અને તૃષ્ણાવડે દોડે દબાઈ દસ દિશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
ઉડી જશે આ પ્રાણપોપટ હાડપિંજરમાંહિથી,
સંબંધ ને સુખ તૂટશે અન્તે અરેરે આંહિથી;
ધન ધામ ધરતી પુત્ર મિત્ર કલત્ર હાય રહી જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
મારે પરસ્પર એક બીજા સ્વાર્થકાજે ક્રોધથી,
આવે સદૈવ વિરાગ મનમાં વિવિધ દુષ્ટ વિરોધથી;
આનંદની પણ વાત ઝાળ સમાન અંગે લાગશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
જલજન્તુ કે પશુ-પક્ષિના અવતાર આવે છે બહુ,
ભય શોક મોહવડે સદા સંકટ સહે સમયે સહુ;
બલવાન દુર્બલને દમે મરવું અરે ખોટે મશે
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
આવાગમનનાં દુઃખ અગણિત તે બધાં ખમવાં પડે,
કરથી કરેલાં પાપથી નર નરકમાં પોતે પડે;
ધન જન સહાય ન થાય જ્યારે ફંદમાં આવી ફસે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
દિનરાત સાંજસ્હવાર પલપલ દુઃખરૂપ જણાયછે,

ઉંડે કુવે પડનારના જેવી દશા દેખાય છે;
ખાવો ખરે ખોટો અરે આ માર જમ જે મારશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
સારૂં કરાય ન કામ રામ ભજાય નહિ ભાવે કરી,
ભવજલતણા મોજાવડે ભૂલાય ભાન અને હરિ;
પ્રેમે સુપંથ પળાવનાર મળે ન નર ખોટે મશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
વર્ણાશ્રમોના ધર્મ કર્મ સદાચરણ નહિ સાંભરે,
બાલ્યા યુવા વૃદ્ધા અવસ્થા તેમ વય વીત્યા કરે;
સદ્ગુણભરેલા સંતને સંસાર સારી નાંખશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
લુચ્ચાઈ ભાંડ ભવાઈ ને ઢોંગાઈ ચારે કોર છે,
જૂઠાઈ ને જબરાઈનો ચોમેર શોર બકોર છે;
બલ બુદ્ધિ જાય દબાઈ રાઈ સુકાઈ સર્વેની જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?
આ પુણ્યના પુંજે મળેલા દેહની આશા નહીં,
પલની ખબર પડતી નથી મુંઝાય છે મોટા અહીં;
આ કાલની અકલિત કલાથી બાલવૃદ્ધ વહી જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે?

---

## बोध.

### हरिगीत.

ભમતા ફેરામાં ભૂલમાં ભોળાજનો ભેળા થઈ,
ટકટક કરો શા કારણે મળશે ન જે વેળા ગઈ;
કેવલ નકામાં કામમાં આયુષ્ય વીતી જાયછે,
શમદમતણા સાધનવિના આ જન્મ મિથ્યા થાયછે;
વદવું વધારે શું હવે સમજુ તમે સહુ વાતમાં,
લાખો ઉપાયે લક્ષ આપી ભાત પાડો જાતમાં;
લક્ષ્મીરમણનું નામ લેતાં લાજ શાને લાવિયે,
હરિભક્તિને શુભ યુક્તિથી નિજ બુદ્ધિને શોભાવિયે;

રીબે બધાને વ્યાધિ આધિ ઉપાધિઓ અતિ અંગમાં,
રાતે પ્રભાતે દુઃખથી ક્ષણ જાયછે દુઃસંગમાં;
મરવાથકી ડરતા નથી ગુંચી રહી ઘરબારમાં,
નાના અને મોટા બધા ફરતા ફરે સંસારમાં.
પ્રતિદિવસ એવી વેદનાથી નિત્ય રે'વું વેગળે,
ભુવને રહીને ભજન કરતાં પ્રેમથી ઈશ્વર મળે;
સચવાય સઘળા નિયમ તો આ દેહ સુખનું ધામ છે,
દારા ધરા ધન ધામનું અંતે કહો શું કામ છે?
સાચા સગા છે નાથ નટવર એવિના મિથ્યા બધું,
રૂડે પ્રકારે રામને રટવાવિના શું છે વધુ?
કરવા ઉપાયો જન્મ-મૃત્યુ ટળાય તેવા ટેકથી,
રે'વાય સુખમાં ચિત્ત જો વશ થાય એક વિવેકથી.

---

## *मित्रउपर पत्र–संसारपर विरक्ति.

### शार्दूलविक्रीडित.

આ સંસાર અસારમાં સુખ નથી ત્યારે કહો શું કરૂં?
દેખી દુઃખ સદૈવ દીનજનનાં હે પ્રાણબંધો ડરૂં;
શી રીતે સુખમાં ગળાય દિવસો તે હું નથી જાણતો,
શ્વાસોચ્છ્વાસ લહે સદા પ્રિયસખા! પ્રારબ્ધથી પ્રાણ તો.
છે સંસાર અસાર એમ સમજ્યા તેનો ખરો ખેદ છે,
સારૂં ને નરતું સખા સમજતાં ભારે ભવે ભેદ છે;
વીસારી સહુ વાત આ વિષયની રાજી થવું શું કદી?
આધિ વ્યાધિ ઉપાધિ લેશ ન નડે એ વાત છે આકરી.
માને જો સુખરૂપ સર્વ મન તો આ દુઃખનો છે લય,
દેખે જો મન દુઃખરૂપ સઘળું તો આ ભવેછે ભય;
માનું બંધન મોક્ષ સર્વ મનથી આ જીવને થાયછે,
તે સ્વાધીન કરાય તો ઉભયની બાધા ટળી જાયછે.
જાણું લાભ ન હાનિ લેશ હમણા જે હોય તે ઠીક છે,
'આ હું શું અવળું કરૂં' મનવિષે એ બાધની બીક છે;

---

* આ કવિતા, રા. મિત્ર વિશ્વનાથ વિઠ્ઠલજીના પત્રમાં આશ્વાસનમાટે લખાઈ આવેલી કવિતાનો પ્રત્યુત્તર છે.

જાણ્યાનું ફલ શું હશે જગતમાં તેને નહિ નિશ્ચય,
ભુંડા આ ભવસાગરે પ્રભુવિના ભાગે ન ભારે ભય.
ધર્માચાર પળાય જાય સુખમાં આયુષ્ય આ કાલમાં,
જામી જીવ ન જાય આ જગતની જંજાલની જાલમાં;
સાચો પ્રેમ કરાય સાર સુખથી શોધાય સાચે મશે,
એવું સાધન શુદ્ધ હે પ્રિય સખા સંસારમાં શું હશે?

---

## मनरूपी पोपटने बोध.

### वसंततिलका.

વેગે વિચાર કર માનસકીર વીર,
શાણા તને સુખદ શ્રેષ્ઠ મળ્યું શરીર;
આશા તજી અવર એક લગાડ લક્ષ,
આ આર્યધર્મ ધરતીપર કલ્પવૃક્ષ.
ગા તો સદૈવ જગદીશ્વર નામ ગાજે,
જા તો સુધર્મવનમાંહિ સદૈવ જાજે;
તું જાણજે વિષયને વિષવૃક્ષજેવા,
તેને તજાય નહિ તો પછી હાલ તેવા.

---

## हवे तो हेतेथी हरिहरतणुं ध्यान धर तुं.

### शिखरिणी.

બધી બાલ્યાવસ્થા અણુસમજમાં ખોઈ રડતાં,
યુવાવસ્થા વીતી યુવતિજનને પાય પડતાં;
પિશાચી ચિંતાએ નિશદિન રહે ચિત્ત ફરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
સુખે ખાધું પીધું ખરચ પણ ખાંતે બહુ કર્યું,
પ્રયત્ને પ્રેમેથી પ્રિયજનતણું પેટજ ભર્યું;
ત્રિધા તાપે તારૂં તનમન રહેછે ઉતરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
કર્યાં કર્મો કૂડાં કૃપણ પણ તે પેટ ભરવા,
ન શીખ્યો ખાંતેથી ભવજલધિને ભાઈ તરવા;

નકામાં કામોમાં નરતન કર્યું સાવ નરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું,
વિચારી જો વ્હાલા વિષયવિષથી શું સુખ થયું?
અરે અંધારામાં નરતન નકી નિષ્ફલ ગયું;
નથી સૂતાં સૂતાં શ્રમવગર તો કામ સરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
ફરીને આ આવું નરતન ગયું તે નહિ મળે,
વળે શું આ વિશ્વે તન-જનબલે કે ધનબલે;
સગું કે સંબંધી નથિ સુખ કશું કોઈ કરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
વિવેકે વૈરાગ્યે સકલ મનનો દોષ વિસરી,
સદાચારે ચાલી સુખ સરસ સંપાદન કરી;
અહંતા ત્યાગીને તરત મનને રાખ તરતું
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
અરે આ માયાના મૃગજલવિષે મોહ કરમાં,
મહાઅજ્ઞાનેથી વગરમરણે મૂર્ખ મરમાં;
નથી જન્મ્યું કોઈ નથિ સમજણે કોઈ મરતું.
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.

દોહરો.

કેશવ પ્રભુના ધ્યાનથી, સફ્લ કરીલે કાય;
સમજ સખા સમજણવિના, કાલ વૃથા વહિ જાય.

---

## भावे भाई भजाय जो हरि हवे तो तो घणुं सुंदर.

### शार्दूलविक्रीडित.

કીધાં કર્મ અનેક નિંદિત નહીં રાખી જરા લાજને,
ઈર્ષ્યા ને અવિવેક દંભથકી તેં પીડા કરી લાખને;
દીનોને દુખ આપવું પ્રતિદિને તે તો ગણ્યું તેં વર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
નીતિને ન ગણી સદાચરણમાં તેં પ્રીતિ રાખી નહીં,
સાચું શીલ ન ઓળખ્યું સુખદ તેં ન જ્ઞાન લીધું કહીં;

આપ્તોનાં વચનોવિષે પ્રણયથી આંપ્યો નહીં આદર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
સંપેથી સુખ થાય તે નહિ ગમ્યું ક્લેશો વિશેષે કર્યા,
દુઃસંગે દુખ ભોગવ્યાં અધમ તેં પાપોજ પિંડે ભર્યાં;
શી થાશે ગતિ આ ભવે પરભવે તેનો ન રાખ્યો ડર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
શાસ્ત્રોનો ઉપદેશ તેં શ્રવણથી લેશે નહીં સાંભળ્યો,
જીભેથી ન જપ્યો હરિહર કદી કાન્તાકટાક્ષે ગળ્યો;
જાણેછે જગદીશ સર્વ ઠગ તેં નિત્યે ઠગ્યા ઠાકર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
પુછ્યો પ્રેમથકી નહીં પરમ તેં રે પુણ્યના પંથને,
ખોટા ખાંતથકી ખરા પણ કર્યાં તેં ધર્મના ગ્રંથને;
રાચ્યો તું રતિરંગની રજવડે ખાંતે થઇને ખર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
તૃષ્ણાનો તરસ્યો સદા સુખ થવા આ લોકમાં આથડ્યો,
આંખે અંધ થઈ કુવે કુટિલ તું પાણીવિનાને પડ્યો;
છાયા આમ્રતણી ગમી નહીં તને ખોળ્યો ખરે ખાખર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
ગાયા રાગ ગળાથકી રીઝવવા લ્હેકાં કરી લાખ તેં,
ચાલ્યો ચાલ ચટાંમટાં ચરણથી દુર્દષ્ટિથી દાખતે;
ઉન્મત્તાઈથકી ન તે અવસરે સંભારિઆ શ્રીધર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
પ્હેર્યાં વસ્ત્ર વિશેષ સુંદર સદા લેવા અરે લ્હાણુ તેં,
ક્રીધાં ભોજન ભાવતાં પણ ન આપી પુણ્યમાં પાણને;
માતા તાત પ્રિયા વળી ગુરુજનો એનો ન આપ્યો કર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
ખોયું બાલપણું બધું રમતમાં તે અજ્ઞતામાં રહ્યું,
ભોગોમાં વિષયોવિષે તરુણિમાં તારુણ્ય તે તો ગયું;
સ્ત્રી-પુત્રાદિકને ગણ્યાં સરસ તેં સંસારની અંદર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.

થાતી હોંશ વિશેષ અંતરવિષે ઠાલુંભુલું ઠેકતાં,
આજે તો લઈ લાકડી કરવિષે ચાલ્યું જવું ટેકતાં;
કીધો કાંઈ નહીં ઉપાય તરવા સંસારનો સાગર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
આવ્યાં અંગવિષે વળી પળિ વળી જ્યાં ત્યાં પથારી પડી,
લાંબી લાળ પડે મુખે મણમણે છે માખીઓ તો ઘણી;
કંપે કાય વદાય બાલ સરખું એવા થયા વાસર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.
શક્તિ શાન્ત થઈ ગઈ સહજમાં આ ઇન્દ્રિઓની અતિ,
નિત્યે માત્ર કરે હવે સુખતણા ખોટા વિકલ્પો મતિ;
મૃત્યુને મળવા તણું નહિ હવે લેશે રહ્યું અંતર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર.

---

## दुःख धरता अंतःकरणने सांत्वना

### शार्दूलविक्रीडित.

મારા પ્રાણ કહે હવે કયમ કરી હું શાન્ત પાડું તને?
શું કીધાથકિ તાપ આ સમયના સ્હેલા ઉપાયે શમે?
જાણી જોઈ વિચારવાન થઇને શું શોક ઠાલો કરે?
શાને શોણિતશોષકારક કહે નિશ્વાસ ઉંડા ભરે?
પ્રારબ્ધાશ્રિન છે ધરાપર સહૂ શુ ખેદ ખોટો કરે?
જેણે જન્મ ધર્યો ધરાપર સહુ તે કાલયોગે મરે;
સારાં કર્મતણું સદાય ફલ તો સારૂંજ દેખાય છે,
માઠાં કર્મતણું સદાય ફલ તો માઠું મળ્યે જાયછે.

---

## प्रभु शी रीते भजाय!

### शिखरिणी.

કુમારાવસ્થામાં વિવિધ રમતે તો મતિ રહી,
યુવાવસ્થા તે તો વિષયમય વાતોમહીં વહી;
તથા વૃદ્ધાવસ્થા તનુશિથિલકારી દુખકરી,
વિકલ્પોમાં નાંખે કયમ કરી ભજાએ નરહરિ!

---

## निवृत्तिने भजो.

**उपेन्द्रवज्रा.**

નહીં કંઈ સાર વિશેષ સારો,
અસાર સંસારવિષે વિચારો;
તજી તમે સર્વ પ્રપંચ તેથી,
ભજો નિવૃત્તિ સુખ થાય જેથી.

---

## मन सर्वनुं कारण छे.

**वैतालीय.**

મન કારણ દુઃખનું ખરે,
સુખનું કારણ તેમ તે ઠરે;
મન બંધન આપનાર છે,
મનથી મોક્ષગતિ થનાર છે.

---

## हवे प्रभु भजायतो सारूं.

**वंसततिलका.**

વૃદ્ધત્વમાં મન વિકલ્પ થકી ભમાય,
ચિંતા સદા દુખદ ચિત્તવિષે સમાય;
સૂઝે ન કાંઈ કરવું નહિ કાંઈ થાય,
સારૂં હવે નર હરિહર જો ભજાય.

---

## काल जाय छे तेम जन्म अफल थाय छे ते विषे.

**मराठी चालमां.**

આજ કાલ પરમ એમ દિવસ જાયછે;
દિવસ જાય તેમ જન્મ અફલ થાયછે. આજ૦ ટેક૦
વિવિધ વિષયનાં સુખો સરસ મનાય છે,
પલ પલ રતિરંગમાં, સુખે રમાય છે; આજ૦

---

* અનેક રાગમાં અને નાટકની રાહમાં ગવાય છે; બિહાગમાં ચાલેછે. તાલ દાદરો. આરંભમાં "હરિ" એમ બે માત્રા વધારે પણ બોલાય છે.

ભોજન મનભાવતાં સુખે જમાય છે,
જન્મ-મરણ હર્ષ-શોક પણ પમાય છે; આજ૦
મન ભવાટવીનિ જાલમાં જડાય છે,
કૂડ-કપટભાવ અંતરે ઘણાય છે; આજ૦
ક્રોધ કામ લોભ મોહ લૂંટિ જાય છે;
શીલ સદ્વિચારરત્ન ખૂટી જાય છે; આજ૦
મેલ માન ને મમત્વ શું મરાય છે?
હાથમાંહિ કોહિનૂર હા હરાય છે; આજ૦
આંહિ ઉભય લોક કાજ શું કમાય છે?
કનક તજી ધૂળ મૂળથી ધમાય છે; આજ૦
ધામ ધરા કુટિલ કયાં વિચાર કાય છે?
ભવજલ તર તરત કેમ ભૂલ ખાય છે? આજ૦
પુત્ર મિત્ર કે કલત્ર શું સહાય છે?
આંખ આ વિંચાય પછી હાયહાય છે; આજ૦
સાધન સુખ સારૂં શું કર્યું જરાય છે?
ધ્યાન ધર્મ જપ તપ કર કેમ ધાય છે? આજ૦
વિનય ને વિવેકથી સુખી થવાય છે,
કેશવ હરિનામ રામ કોણ ગાય છે? આજ૦

---

## भविष्य मटे नहि ते विषे.

### *भरथरीनो ढाळ.

ભાઈ ભવિષ્ય મટે નહિ, એવો અદ્‌ભુત ખેલજી;
હાથ નથી વાત કોઈને, લાખ વાતે લખેલજી. ભાઈ૦
દાનવ દેવ મનુષ્યનું, બલ આવે ન કામજી;
બુદ્ધિ છતાં બેશી રહે, હોય રઘુકુલરામજી; ભાઈ૦
મિથ્યા અભિમાન લોકને, મોહ રાખતાં થાયજી;
આખર હાથ હેઠા પડે, ત્યારે સહુ સમજાયજી; ભાઈ૦
દશરથસુત દૈવયોગથી, રઘુકુલપતિ રામજી;
ચૌદ વરસ વનમાં વસ્યા, તજી જન ધન ધામજી; ભાઈ૦

* આની માત્રાઓ વધારે ઓછી હોયછે; નિયમ બાંધીએ તો સરખી થાય.

મોટા મોટા મહારાજના; નામઠામનો નાશજી;
સાંભળતાં ઇતિહાસ તે, મન થાય નિરાશજી; ભાઈ૦
ઈચ્છાવિના પણ આપડે, આધિ વ્યાધિ અપારજી;
એનો અચંબો ન આણીએ, અંતે વાત અસારજી; ભાઈ૦
વિદ્યા કલા વૈભવ બધા, દૈવયોગનો ભોગજી;
અંતરમાં ઉભરાય છે, રંગ રાગ ને રોગજી; ભાઈ૦
સારા અને નરતા નરો, ભૂખે દુઃખે દબાયજી;
સદ્‌ગુણસંપત સર્વની, નિશ્ચે નિષ્ફલ જાયજી; ભાઈ૦
જન્મ-મરણ વિધિ હાથ છે, હર્ષ-શોક વિસારજી;
કેશવ હરિ કર હાથમાં, હૈયાફૂટા ન હારજી; ભાઈ૦

---

## ज्ञान.

### अनुष्टुप्.

અસત્ય તેજ છે સત્ય, સત્ય છે તે અસત્ય છે;
એ અપૂર્વ વિચારોની, સદ્‌ગુણીને અગત્ય છે.
અનર્થ તેજ છે અર્થ, અર્થ છે તે અનર્થ છે;
વ્યર્થ વાતો કરે તેને, અતિ ગંભીર અર્થ છે.
અનાત્મ આત્મનું રૂપ, આત્મ તેજ અનાત્મ છે;
ન જાણે તત્વ તેને તો, મહાઅદ્‌ભુત વાત છે.
રાગનું રૂપ તે દ્વેષ, દ્વેષ તે રાગરૂપ છે;
ન જાણ્યું જ્યાંસુધી તત્ત્વ, ત્યાંસુધી અંધકૂપ છે.
જે શોક તેજ છે હર્ષ, હર્ષ તે પણ શોક છે;
સાર જો સત્ય સૂજે તો, કોણ હું કોણ કોક છે?
દુઃખ છે તેજ છે સુખ, સુખ છે તેજ દુઃખ છે;
જ્યાંસુધી ન મળે અન્ન, ભાઈ ત્યાંસુધી ભૂખ છે.
સ્વપ્ન જાગ્રત જેવું છે, જાગ્રત સ્વપ્નસમાન છે;
ત્રીજી સુષુપ્તિથી ન્યારો, તે ભલો ભગવાન છે.
જ્ઞાન અજ્ઞાનનું રૂપ, અજ્ઞાન જ્ઞાનરૂપ છે;
અલક્ષ આપણું રૂપ, જ્યાં વાણી-મન ચૂપ છે.
પરમેશ્વર તે વિશ્વ, વિશ્વ તે પરમેશ્વર;
અહો અલૌકિકી જાલ, સમજી સુખથી તર.

---

## વોધ.

### ( ૧ )

### इन्द्रविजय.

ઇંદ્રિય સર્વ અખંડિત છે તન સાવ નિરોગિ અને બલ પૂરૂં,
બુદ્ધિ વિચાર વિવેક સહાયક સાધન અન્ય ન કોય અધૂરૂં;
ઈશ્વરનો ઉપકાર ગયો વિસરી વળમાં સુખ સાંપડ શાનું?
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઈ થવાનું.
ઊઠ અરે અભિમાન તજી કર ઉધમ કેમ રહ્યો કરજોડી?
વેશ ઘણા ધરવા તુજને પણ પાછળ રાત રહી બહુ થોડી;
સુંદર આ તન તે ક્ષણભંગુર ભાઈ અચાનક છે પડવાનું,
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઈ થવાનું.
અંતરમાંહિ નિરંતર રાખ વિચાર સદાય ખરૂં સુખ લેવા,
ઓળખ યત્નવડે નિજરૂપ અને કર કાયર સજ્જન સેવા;
માનવ ઉત્તમ આ તનનો પણ ડાટ વળે બહુ કાયર કયાંનું?
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઈ થવાનું.
કયા ભવનું પ્રિય પાપ નડ્યું ન કરી શક કોય વિચાર વિવેકે,
બાલપણું રમતેગમતે વહિજાય જુવાનપણું અવિવેકે;
આંહીંજ શું અટકયો વટકયો પણ આગળ છે અતિ દૂર જવાનું
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નથિ કાંઈ થવાનું.

---

### ( ૨ )

### चोपाई.

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, એમાં શુ અથડાયો અંધ?
એ કયાં છે માનવનો ધર્મ, મૂર્ખપણામાં ભૂલ્યા મર્મ.
બાલકપણું જુવાની ગઈ, વૃદ્ધઅવસ્થા આવી રહી;
તો પણ ન મળી ભાઈ નિરાંત, દિવસ ગયો ને રહિ છે રાત.
ઉત્તમ આ અવસર છે આજ, પશુલક્ષણથી લાવી લાજ;
કામ કરો સાચાં સુખસારુ, અંતે આપણુ સર્વ ઉતારુ.
કેવી થાશે વળતી કાલ, તેની ખબર પડે નહિ હાલ;
સહુને ઉપજાવી સંતોષ, રાગ તજી મેલી દે રોષ.

ધર્મ કર્મમાં રાખી ધ્યાન, મદદકારક મેલી દે માન;
પરઉપકાર ઉપર કર પ્રીતિ, એજ સદા ઉત્તમ છે રીતિ.
ષડ્રિપુને સંહારી નાંખ, શું સૂતો વીંચીને આંખ?
મન જીતે તે સાચો શૂર, તેને ક્યાં છે ઈશ્વર દૂર?
આશાતૃષ્ણા ઓછી રાખ, આખર સર્વ થવાનું રાખ;
મમતામાં તું મરમાં ભાઈ, સાચી ક્યાં છે સર્વ સગાઈ?
મારૂં તારૂં મૂરખ મેલ, છે માયાનો સઘળો ખેલ;
પોતાને સારૂ સહુ રુવે, કેમ પડ્યો છો ઉંડે કુવે?
મનના તું મેલી દે મેલ, વિષય બધા છે વિષની વેલ;
સમજીને ચંચલ તું ચાલ, ગળતો જાયે સઉને કાલ.
સદાચરણમાં ચોડી ચિત્ત, વિવેકરૂપી મેળવ વિત્ત;
ધન યૌવન ચંચલ છે કાય, અણસમજણમાં આયુષ્ જાય.
આંહિ ગમે તે કરશે ભાઈ, ઉપર ક્યાં છે પોપાંબાઈ?
ન્યાય થશે ત્યાં તારો તેમ, નહિ સમજે તું અહિયાં એમ.
હીરો હાથ ચડેલો હાર, એથી મૂઢ ન બીજો માર;
સર્વાંતર્યામી છે પાસ, એનાથી શામાટે નાશ?
જે કર તે તે દેખે સર્વ, મેલી દે મનમાંથી ગર્વ;
પાખંડી આ વિશ્વે ઘણા, તેણે પણ રાખી નહિ મણા.
જોઈ વિચારી કરજે સંગ, સાચું સુખ આપે સત્સંગ;
દયા–દાનપર પૂરો ભાવ, શુભ સંપતનો એ છે લાવ.
ખાય ન દે તે અંતે ખુવે, સર્વે એકબિજાનું જુવે;
સાર નથી ચિંતા કર પરી, અતરમાં અનુભવને ભરી.
તારી મેળે તું તર ભાઇ, ચારે કોરે લાગી લાઈ;
પાણી પ્હેલાં બાંધી પાળ, રાખીને સાચી સંભાળ.
હર્ષ–શોકમાં રહી સમાન, ભાવેથી ભજ તું ભગવાન;
કેશવ હરિને ઓળખ મૂઢ, છે છતરાયો તોપણ ગૂઢ.

---

## आध्यात्मिकविचार.

### माढ.

મન મારૂં હાય ગુઝાય રે, હું ક્યાં જઇ કહું? ટેક૦
ચિંતા વધારે થાય રે, હું ક્યાં જઇ કહું?

આધિ વ્યાધિ ને ઉપાધિ, આપે ખેદ અપાર;
પૂર્વે કીધાં કર્મ કઠણ તે, મારે ભારે માર;
રે હું ક્યાં જઈ કહું?
બહુ તાપેથી આ તન ઉકળે, વંઠે વિનય વિચાર;
નીતિન્યાય કશું નહિ સૂજે, આ સંસાર અસાર;
રે હું ક્યાં જઈ કહું?
અકલિત કાલકલા શું કેહેવું, ક્ષણભંગુર તન તેમ;
"જન્મ સફલ કરવો શી રીતે," આંસુ આવે એમ;
રે હું ક્યાં જઈ કહું?
સ્વાર્થે જે સંબંધ બધાનો, અંતે મૃગજલ રૂપ;
ધન ને ધામ ધરાને ત્યારે, શું દેવો છે ધૂપ?
રે હું ક્યાં જઈ કહું?
પ્યારાં પુત્ર કલત્ર ક્યાં છે, ક્યાં છે મિત્ર પવિત્ર?
અંતે સઘળાં અળગાં રે'શે, એવી વાત વિચિત્ર?
રે હું ક્યાં જઈ કહું?
હેતકરી હરિહરની સાથે, ભજન કરાય ન લેશ;
આવે છે અત્યંત નઠારા, અંતરમાં આવેશ;
રે હું ક્યાં જઈ કહું?
કેશવ હરિની થાય કૃપા તો, જાય બધા સંતાપ;
તન બલ બુદ્ધિ સફલતા પામી, આનંદ આપે અમાપ;
રે હું ક્યાં જઈ કહું?

---

## खरेखर खेद करावे आ संसार असार.

### काफी.

ખરેખર ખેદ આ કરાવે, આ સંસાર અસાર.
ધન જન યૌવન મૃગજલ જેવાં, સાંપડે લેશ ન સાર; ખરે૦
જન્મ-મરણ ભય શોક હર્ષનો, માથે પડે છે માર; ખરે૦
ક્ષણભંગુર તન જાય ઘસાતું, ધાર્યું ન થાય ધરાર; ખરે૦
તાપ ત્રિવિધ તન નિત્ય તપાવે, લક્ષ રહેજ લગાર; ખરે૦
સ્વપ્ને પણ સુખની નહિ આશા, આધિ ઉપાધિ અપાર; ખરે૦
પલપલમાં પગલે પગલે પણ, હાનિઓ થાય હજાર; ખરે૦
કાલ કઠણ વિષયો પણ વૈરિ, કોઈ કરે નહિ વાર; ખરે૦

દેખાય કાંઈ અને હોય કાંઈ, તેનો પમાય ન પાર; ખરે૦
કેશવ ઓસડ એ દુઃખમાટે, વિનય વિવેક વિચાર; ખરે૦

---

## कर्मतणी गति न्यारी.

### सोहणी.

કર્મતણી ગતિ ન્યારીઃ કેશવ કર્મતણી ગતિ ન્યારીઃ ટેક.
અઘટિત ઘટના જેવી રચના, દર્શન દે અણધારી; કે૦
દુઃખ શોક ભય જન્મ–મરણમાં, પરવશ સહુ સંસારી; કે૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, નિત્ય રડે નરનારી; કે૦
કોઈ હસે તો કોઈ રડેછે, કોઈ કુશલ અધિકારી; કે૦
કોઈ વસે વશમા વગડામાં, કોઈ સુખી ઘરબારી; કે૦
ભાવ્યાં ભોજન કોઈ જમેછે, કોઈ કનેરી ખારી; કે૦
કોઈ ધરે જરિયન હીરાગલ, કોઇક કંથાધારી; કે૦
કોઈ વિભુતિ ધરે નિજ અંગે, કોઈક ભૂષણ ભારી; કે૦
સુજનતણી ગતિ નિત્ય નઠારી, દુર્જનની ગતિ સારી; કે૦
વિદ્યાવાન વસે વનમાંહિ, મૂર્ખ બને દરબારી; કે૦
નિત્ય અજન્મા નિર્વિકાર હરિ, થાય વિચિત્ર વિકારી; કે૦
પશુ–આદિકમાં પોતે જન્મે, સહુ જનને સુખકારી; કે૦
કેશવ ઇન્દ્રજાલ આ જોઈ, મન–વાણી હરિ હારી; કે૦
પાર ન પામે કોઈ કળેથી, એ તારી બલિહારી; કે૦

---

## ऐश्वरी मायाना वानो प्रभाव.

### *भैरवी.

જો અરે અદ્‌ભૂત કેવી, ઐશ્વરી આ માયા છે?
ઐશ્વરી આ માયાના, સર્વને વા વાયા છે; જો૦
આ મહાભવસાગરે, ભૂલે ઘણા ભરમાયા છે;
નિત્ય સ્વપ્નસમાન આ, ધન–ધામમાંહિ ધરાયા છે; જો૦

---

* પ્હેલી કડીમાં ઉર્દુપ્રમાણે પ્રાસ ન જોઈએ, પણ ગુજરાતી ઢબમાં સારૂં લાગે-માટે રાખેલ છે. છેવટની માત્રામાં કેટલેક ઠેકાણે ફેર આવે છે, તે તેવીજ જાતના બીજા પદથી જણાશે.

ભોગ રોગતણા ભયાનક, દુઃખથીજ દબાયા છે;
રોષ રાગવડે બિચારા, રોજ રોજ રિબાયા છે; જો૦
ઇન્દ્રજાલવિષે છલભેદ,—માંહિ છવાયા છે;
વિષયવિષના તેલમાં, ત્રણ તાપથીજ તળાયા છે; જો૦
શોક હર્ષ મમત્વ કરતાં, કેક નરપણ કાયા છે;
હાય પુત્ર કલત્ર ક્યાં જનની, જનક ને જાયા છે; જો૦
મૂર્ખ ને વિદ્વાન સર્વે પ્રાણીના, ત્રણ પાયા છે;
ક્યાં રહે અભિમાન અન્તે, કારમી આ કાયા છે; જો૦
જન્મ-વધ-ઘટ-મરણ કામ, ક્રોધ દોષ વરાયા છે;
સૂક્ષ્મ દૃષ્ટિવડે જુઓ તો, ધર્મ સર્વ પરાયા છે; જો૦
જ્ઞાનજલ-ગંગાવિષે જે, નિર્ગુણી થઈ ન્હાયા છે;
તે ખરો ભવસાગરે, સર્વસ્વ સાર કમાયા છે; જો૦
હાથમાં હીરો છતાં ઠાઠે, બધા ઠગાયા છે;
ભાગ્ય કેશવલાલનાં જેણે, જગદ્‌ગુરૂ ગાયા છે; જો૦

---

## मनना ने माटीना सघळा, समज विचारो शाणा रे.

### रुचिराछंदनी चाल.

મનના ને માટીના સઘળા, સમજ વિચારો શાણા રે:
સાર ન સમજ્યા તે તે લોકો, પાછળથી પસ્તાણા રે: મન૦
ભૂત પ્રેત પિશાચ મનુષ્યો, રાય રંક કે રાણા રે;
સગાં સહોદર બાંધવ બેલી, પ્રિય અપ્રિય પંકાણા રે; મન૦
ઝાડ પાન પથ્થર પશુ-પક્ષી, ભાવ ઘણા ઉભરાણા રે;
કાબર મોર ચકોર ચકલિઓ, જે જે જંતુ જણાણા રે; મન૦
પુત્ર કલત્ર મિત્ર સુત સેવક, બંધ વિવિધ બંધાણા રે;
લાભ હાનિ યશ અપયશ અથવા, ઓથ અને ઉપરાણા રે; મન૦
જવાહીર જરિયન હીરાગલ, જનરે નગદી નાણાં રે;
ધન યૌવન જન વૈભવ વિધવિધ, શું ભોજન કે ભાણાં રે; મન૦
હોજ હવેલી બાગ બગીચા, કોશ અનેક કરાણા રે;
આભૂષણ ને વસ્ત્ર અનુપમ, ઘાટ અનેક ઘડાણા રે; મન૦
ઘોડાગાડી ખેતર ખાડી, દોલત દમડી દાણા રે;
ભાષા ભૂષણ રંગ રૂપ રસ, ભૂખ્યા તેમ ધરાણા રે; મન૦

યોગ વિયોગ હાર્યા કે જીત્યા, રુદન રાગ કે ગાણા રે.
રાગ દ્વેષ હર્ષ ભય ભારે, મમતામાંહિ મરાણા રે; મન૦
પામ્યા પદ અતિ ઉત્તમ અથવા, વિષયવિષે લપટાણા રે;
પૂત અપૂત ભૂત કે ભડકા, ઉત્તમ કે અભડાણા રે; મન૦
આશાતૃષ્ણા સુખભોગ ભલા, ગુણદોષ ગવાણા રે;
મૂર્ખ મનાણા માનવમાં કે, પંડિત થઈ પંકાણા રે; મન૦
કર્તા ભોકતા માન ધરીને, અમથા અતિ અથડાણા રે;
મૂલવગર આ ઝાડ બનાવ્યું, આખર એજ કમાણા રે; મન૦
ભવસાગરને પાર ગયા કે, તરણી સહિત તણાણા રે;
પાપ પુણ્ય કે સ્વર્ગ નરકના, સંબધે સંધાણા રે; મન૦
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ વગેરે, અંગતરંગ રચાણા રે;
બુદ્ધિ અને બલ હાથ છતાં પણ, શા સારૂ સપડાણા રે; મન૦
પૂજન અર્ચન પુસ્તક પાનાં, ભાવ અભાવ ભણાણા રે;
કેવલ કલ્પિત એ વરઝોળા, માયામાંહિ સમાણા રે; મન૦
કેશવ હરિ તો એક અચલ છે, ક્યાંહિ નથી સંતાણા રે;
એક કપાસતણા આ સઘળા, તાણા છે કંતાણા રે; મન૦

---

## मनःकल्पनाथी जगत रचायुं छे.

### इंद्रविजय.

જો મન દેશ વિદેશ જુવે કદિ તો મન દેશ વિદેશ થવાનું,
જો મન ક્લેશ વિશેષ જુવે કદિ તો મન ક્લેશ વિશેષ થવાનું;
જો મન નેક નરેશ જુવે કદિ તો મન નેક નરેશ થવાનું,
કેશવ જે શુભ ભાવ રચે મન તે શુભ ભાવ અશેષ થવાનું.
જો મન મિત્ર કલત્ર જુવે કદિ તો મન મિત્ર કલત્ર બને છે,
જો મન પુણ્ય પવિત્ર જુવે કદિ તો મન પુણ્ય પવિત્ર બને છે;
જો મન ચિત્ર વિચિત્ર જુવે કદિ તો મન ચિત્ર વિચિત્ર બને છે,
કેશવ ચારુ ચરિત્ર જુવે કદિ તો મન ચારુ ચરિત્ર બને છે.
જો મન જાય પ્રિયા–પતિમાં કદિ તો મન થાય પ્રિયા–પતિરૂપે,
જો મન જાય સખા સુતમાં કદિ તો મન થાય સખા સુતરૂપે;
જો મન જાય ધરા ધનમાં કદિ તો મન થાય ધરા ધનરૂપે,
કેશવ જાય મહાવનમાં મન તો વળિ થાય મહાવન રૂપે.

જો મન ભાઈ ભળે ભવમાં કદિ તો મન થાય ભવે ભવરૂપે,
જો મન જાય સુલોકવિષે કદિ તો મન થાય સુલોક સ્વરૂપે;
જો મન જાય વિરાગવિષે કદિ તો મન થાય વિરાગ સુરૂપે,
કેશવ બંધન મોક્ષ છચોક ન કોઈ પ્રકારવડે પણ છૂપે.
જો વિષયાદિકમાંહિ ગયું મન તો વિષયાદિક રૂપ ધરેછે,
જે સુખભોગવિષે પસર્યું મન તે સુખભોગ થઈ વિચરે છે;
જો મમતે મસળાઈ ગયું મન તો મમતે મસળાઇ મરે છે,
જો ભવસાગરમાં ન ભળ્યું મન તો ભવસાગર પાર કરે છે.
ચંચલ ચિત્ત અચેતન ચેતનરૂપ થઈ બહુ ઘાટ ઘડે છે,
ચિત્તવડે ચડતી પડતી પણ ચિત્ત વિચિત્રપણે રખડે છે;
ચિત્ત ધરે અવતાર ધરાપર સ્વર્ગવિષે પણ ચિત્ત ચડેછે,
કેશવ ચિત્તવિના ન કશું પણ સર્વ ચરાચર ચિત્તવડે છે.
દૃશ્ય અને સઘળું પ્રિયદર્શન આ મનમાંહિ થકી ઉભરાણું,
ભાવ અભાવ વિકલ્પ વિકાસ મમત્વ વળી મનમાંથી કરાણું;
ચંચલ આપ છતાં જડ તે મન પામર ચાર દશે પથરાણું,
કેશવ આ મન વશ્ય થયે ભવસાગર પાર સુખે ઉતરાણું.

---

## मनुष्यजीवननुं अवलोकन अने बोध.

### मंदाक्रांता अने वसंततिलका.

આ સંસારે અણસમજણે દુઃખ જે જે પડેછે,
તેના તાપે હૃદય તપતું રાંક થાતું રડેછે;
પામે સાચી સમજણ કદિ તો વળી વૃત્તિ નાના,
તેના ભાવો ક્ષણ ક્ષણ થતા છે નહીં ક્યાંહિ છાના.
જે આ વિચિત્ર પરમેશ્વરનો પ્રપંચ,
તે સર્વ છે સમજણે સુખરૂપ સંચ;
માયા અવસ્તુ પણ કામ કરે અનેક,
દેવાદિને કઠણ તે વિષયે વિવેક.
જ્યાંસુધી આ તન મન બધાં જીવતાં હોય આંહી,
સારી માઠી સમજણ વળી હોય આ વૃત્તિમાંહી;
ત્યાંસુધીમાં શમ-દમવિષે રાખવી શ્રેષ્ઠ પ્રીતિ,
ધર્મો સર્વે સહન કરવા એજ ઉત્કૃષ્ટ રીતિ,

છે આ મમત્વમય સર્વવિના ન કાંઈ,
બાંધે મમત્વ મન કારણ મોક્ષમાંહી;
ઉંડો વિચાર કરતાં ન પમાય પાર,
એવો અપાર અતિ અદ્‌ભુત સૂક્ષ્મ સાર.

જેવો આપે જનક સહુને વેશ આ વિશ્વમાંહી,
તેવો પ્રેમે પ્રણયરસથી જો ભજાવાય આંહી;
તો આ વિશ્વે સફલ સમજો જન્મ જાતે ધરેલો,
એ છે વારો સકલ સુખને પામવા છેક છેલો.

જેને વિવેક સુવિચાર વિશેષ આવે,
જેને મને ભજન પૂજન ભક્તિ ભાવે;
જે ધર્મ કર્મ કુલવાન થઈ કરે છે,
સંસાર સાગર થકી જન તે તરે છે.

કેવો આપ્યો સમય શુભ આ શ્રીનિવાસે કૃપાથી,
સાધી લેવો સુખ સહજ ને સાધનો સર્વ આથી;
જે જાણે છે જન મન દઈ તત્ત્વને સત્યરૂપે,
ગાળે છે તે દિવસ રજનિ નિત્ય આનંદરૂપે.

પ્રેમે ગૃહસ્થ શુભ આશ્રમ પૂર્ણ પાળી,
જેણે સ્વબુદ્ધિ બહુ સદ્‌ગુણમાંહિ વાળી;
જેણે સ્વધર્મ નિજ કર્મ કર્યાં વિવેકે,
તેને પછી ન કદિ પાછળ કામ એકે.

આવે જે જે ચર અચર આ દૃષ્ટિએ સર્વ દૃશ્ય,
દૈવેચ્છા કે નિયતિ સહુને વશ્ય રાખે અવશ્ય;
ત્યાં વાણી કે હૃદય ન કદી પ્હોંચવાને સમર્થ,
ત્યારે તેનો નિયમ કરવાનો નકી વ્યર્થ અર્થ.

જાણ્યાવિના જગતને નહિ સાર કાંઈ,
દેખાય છે નરક–નાક સમગ્ર આંહી;
ચાલી સદાચરણના શુભ પંથ માથે,
હીરો ન હાર હરિ હાય ચડેલ હાથે.

જે તે રીતે સુકૃત કરીને દૂર દુષ્કર્મ મેલી,
ધર્માચારે સરસ સુખના રંગમાં ખૂબ રેલી;

અન્તર્યામી અખિલ જગદાધારમાં વૃત્તિ જોડે,
તે સંસારી સહજ સમયે જન્મની ગાંઠ તોડે.
આ ઇન્દ્રજાલ અતિ અદ્‌ભૂત ઈશ્વરી છે,
તેમાં વિચિત્ર રચના પ્રભુએ કરી છે;
એના વિચારપર પાત્ર સમગ્ર નાચે,
તે તે શુભાશુભ જગત્પતિ જોઈ રાચે.

---

## वारंवार विचार थाय मनमां शो सार संसारमां.

### शार्दूलविक्रीडित.

આપે તાપ અમાપ અંતરવિષે આવી પડી આધિઓ,
દે છે દુઃખ અનેક નિર્દયપણે અંગે વધી વ્યાધિઓ;
આવે અન્ય ઉપાધિઓ પ્રતિદિને દાબી દિએ દ્વારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
કોટી કર્મ-થરે થએલ કહું શું કાયા નથી કામની,
જાતાં વાર નથી જરાય મર તે જાતે હશે જામની;
મોહે થાય મમત્વ તત્ત્વ ન મળે માર્યાં જવું મારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
આખું ઉત્તમ આ શરીર પણ તે છે હાડકાં ચામડાં,
લોહી લાળ પુરીષ મુત્ર મલનાં ખોટાં બધાં ખાબડાં;
'મારૂં' માત્ર મમત્વથી મનવિષે માન્યું સદાકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
ધાયા જે ધન ધામ યૌવનવિષે માયાવડે માણવા,
કાયા તે બહુ કષ્ટથી અવનિમાં એવા ઘણા ધાણવા;
જાયા જાતિ પવિત્ર મિત્ર પણ છે પીડા ઘણી પ્યારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
ધાર્યું થાય નહીં ધરાર સુખ તો સોણે નહીં સાંપડે,
ચારેકોર કુસંપ ને કલહમાં પાણી પડે પાંપણે;
પ્યારાં પુત્ર કલત્ર આખર અરે ન્યારાં ઘડીવારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
જાવું જન્મ જરા વિપત્તિ વચમાં અંતે અરે એકલાં,
અજ્ઞાને સઘળાં જનો રડવડી શોકયા કરે શોકલાં;

ભૂતોનો ઉપકાર ભૂતલવિષે ભારી દિસે ભારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
નીતિન્યાય રહે બધે રખડતાં રીતો રહે વેગળી,
પ્રીતિ પ્રાણસમાન કામ ન કરે વીતી વદું શું વળી;
જીતી કોઈ ન જાય આ જગતમાં તેપાર વેપારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
કામ-ક્રોધ વિશેષ રોજ મનને સંતાપ આપ્યા કરે,
આશા અંતરમાં અનેક સુખની તે મોત સાથે મરે;
સારૂં કે નરતું જણાય ન કશું આધેય આધારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
દાબે નિર્બલને સદૈવ બલવાન્ સ્વાર્થી ન સામું જુવે,
લોકો નિર્ધનને ગરીબ કરતાં રે દીન શબ્દે રૂવે;
સારૂં કોઈ સહાય હોય ન મળે હીરો ગયો હારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
સાયંકાલવિષે મળે સહજમાં જેવાં બધાં પંખિઓ,
તેવાં કર્મબલે મળ્યાં સહજમાં સર્વત્ર સંબંધિઓ;
આ જાયા જનની અને જનક તે જાણ્યાં અહંકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
ઈશોના અવતાર તેપણ સદા બંધાય છે બેવડા,
અજ્ઞાની અડબોથ ઠોઠ સઘળા ત્યાં આપણે કેવડા?
કોને કોણ કહે અથાગ પસર્યું અંધેર આચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?
જે જે ભાવ જણાય આ જગતના તે તે નથી આપણા,
અજ્ઞાને સઘળાં બને મનવિષે સંતાપનાં તાપણાં,
લેવાને યમદૂત જીવ જનના બેઠા રહે આરમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?

દોહરો.

વારંવાર વિચારતાં, વાર ન લાગ્યો લેશ;
એથી કેશવ અંતરે, આવ્યો છે આવેશ.

---

## ए सार संसारमा.

### शार्दूलविक्रीडित.

પ્રેમે થાય પરોપકાર પરનો સદ્ધર્મને પાળતાં,
લાગે આત્મસમાન સર્વ મનમાં સંભાળથી ભાળતાં;
કીર્તિ પ્રાપ્ત કરાય જાય સુખમાં આયુષ્ય આ પારમાં,
વારંવાર વિચાર થાય મનમાં એ સાર સંસારમાં.
વારંવાર ન જન્મ કે મરણને લેવાં પડે લોકમાં,
નિઃશ્વાસો ન ભરાય અંતરવિષે સંતાપ કે શોકમાં;
પોતે ઈશ્વરમાં મળી મન રહે જે શાન્ત આકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં એ સાર સંસારમાં.
ભૂતપ્રાણિવિષે દયા પ્રતિદિને ને વશ્ય વાણી–મન,
રાગ–દ્વેષ તજાય થાય સહુમાં પૂરૂં પ્રતાપી તન;
દીનોને ધન ધામ દાન કરવા સંભાર ભંડારમાં,
વારંવાર વિચાર થાય મનમાં એ સાર સંસારમાં.

---

## परिचित स्वार्थ.

### स्रग्धरा.

કાકા મામા કહ્યાના પરિચય પણ તે કામ કાંઈ ન લાગે,
સ્નેહી સંબંધિઓનાં વિનયવચનથી ભૂખ ભાઈ ન ભાગે;
વિદ્યા–વાણીવિનોદે ધડિક રસ રહે સ્વાર્થમાં સર્વ શૂરા,
મોટા મોટા વિચારો અતિ પરવશતાથી રહે છે અધૂરા;
પ્રેમી મિત્રો પવિત્રો ધન જન બલ જો હોય તો સર્વ થાય,
આવે આપત્તિ કોઈ સકલ સમવયી દેખતાં દૂર જાય;
અંતે છે કોણ કોનું તન પણ તજતાં લાજ લેશે ન રાખે,
આ સંસારે અસારે અનુભવ સઘળો થાય છે એક આંખે.

---

## केम कमल गयुं करमाई?

### होरि.

કેમ કમલ ગયું કરમાઈ? કેવું કૌતુક કેવી નવાઈ? કેમ૦
જેને જોઈ નયન નિત્ય ઠરતાં, હૃદય રહી હરખાઈ;
આનંદ આનંદ તન મન થાતાં, અંતરમાં ઉભરાઈ;
ધમકમાંહિ રે'તા ધરાઈ;— કેમ૦

પૂર્ણ સરોવર શીતલ શોભે, સંભાળ ભારે રખાઈ;
આદિત્ય-ઉદયસમય સુખકારક, પીડા ન લેશ પરાઈ;
કારણ અન્ય તેવું ન કાંઈ;— કેમ૦
મૂલ તળે અતિશય છે ઉંડાં, તાણ્યાં ન જાય તણાઈ;
નાલ નિરોગી વિશાલ વધેલાં, પાન રહ્યાં પથરાઈ;
શોભે રોજનાથી સવાઈ;— કેમ૦
જલહલ તેજ તમામ હતું તે, હાય ગયું છે હરાઈ;
ભ્રમર ભમી ગુંજાર કરે છે, ભોળપણે ભરમાઈ;
કેશવ મન જાય મુંઝાઈ;— કેમ૦

---

## आ संसारविषे अरे अवतरी जाण्या न माण्या जरा.

### शार्दूलविक्रीडित.

આવે રોજ વિરોધ કારણવિના સંકોચ સંબંધમાં,
આશાપાશ અપાર લાલચ વડે બાંધે બધે બંધમાં;
ખોટા વૈભવ ભોગ આખર સુધી ખાંતે મનાયા ખરા,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા.
વિદ્યાભ્યાસ ન થાય જીવન વૃથા તે જાય જંજાલમાં,
આસ્થા અંતરમાં રખાય અદકી આ આળપંપાળમાં;
પુણ્યે પ્રીતિ ન થાય ને ન સુધરે ધર્મો બધા પાધરા,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા.
કામ ક્રોધ વિરોધ રોજ રગડે લોભે ટળે લક્ષણો,
સંસાર વ્યવહારમાં પલપલે સંતાપ લાગે ઘણો;
આધ્યાત્માદિક તાપ અંતરવિષે લાગ્યા કરે આકરા,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા.
પોતાના પુરુષાર્થે પાર ન પડે વિઘ્નો નડે તેવડે,
આધિ વ્યાધિ ઉપાધિઓ અધવચે અત્યંત આવી પડે;
ભૂંડા ભોગવિલાસને વલખતાં સત્કીર્તિના કાંકરા,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા.
ધાટાળાં ઘરબાર દાર સુત કો સારાં નહીં સાંપડે,
કાયા આ કરમાય ભૂખ-તરસે પાણી પડે પાંપણે;

પાળી પિંડ સદૈવ પેટવડિએ રે વીસરે શ્રીહરિ,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી.
ખોયું બાલપણું બધું રમતમાં અજ્ઞાનથી આથડી,
વીતાડી વિષયોવિષે તરુણતા સ્ત્રીસંગને સાંપડી;
કાલક્ષેપ વૃથા કરાય પરની કીધા કરી ચાકરી,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી.
પ્રેમે થાય પરોપકાર ન કશો નિષ્ઠા નહીં નીતિએ,
ચિંતાએ વિફરેલ ચિત્ત ન રહે રાજી કશી રીતિએ;
નૌકા નૌતમ પામતાં ન પરને તારાય પોતે તરી,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી.

---

## कौतुक क्यां कहीए? मनमांहि विचारी रहीए.

### मराठी चालनी साखी.

કૌતુક ક્યાં કહિએ, મનમાંહિ વિચારી રહિએ.
ભવાટવીમાં ભટકી ભટકી, કેવલ પાપ કમાયા;
ઉપર તાપ તળાં અણવાણાં, ક્યાંહિ ન શીતલ છાયા; કૌ૦
સ્વાર્થતણી સાંકળ સઘળાને, બલથી બાંધે બવળા;
અનુભવ થાય વળી તેમાંથી, આખર અવળા સવળા; કૌ૦
સાચાં ક્યાં સંબંધ સગાઈ, ભૂંગળવગર ભવાઈ;
યત્નવડે રક્ષણ કરતાં પણ, જાય વચ્ચે વણસાઈ; કૌ૦
વિપત્તિઓ આવી પડવાથી, અથવા અડચણ નડતાં;
પ્રૌઢ પ્રેમ અને પરિચય પણ, પેખો પાંખાં પડતાં; કૌ૦
ક્ષણભંગુર સંસારવિષે છે, ક્ષણભંગુર આ કાયા;
તોપણ મારૂં તારૂં કરતાં, માનવ જાય મરાયા; કૌ૦
પરિણામે વિષ જેવા વિષયો, મન અમૃત સમ માને;
બોધ વિરોધ શોધ પણ સઘળા, કોણ ધરેછે કાને? કૌ૦
સ્વપ્નસમાન નિરખિએ સઘળું, પણ મેલાય ન માયા;
અજ્ઞાને અંજાઈ જઇને, મૃગજલ લેવા ધાયા; કૌ૦
સદ્‌ગુણ દુર્ગુણ કાંઈ ન સૂઝે, ધર્મ કર્મનું તેવું;
કૂડ કપટ કંકાસ ભરેલું, સઘળું લેવું દેવું; કૌ૦

રાગ દ્વેષ હર્ષ ને શોકે, નયને પડતાં પાણી;
સુખ સંતોષ ભરેલી ભારે, ક્યાંહિ ન સુણિએ વાણી; કો૦
મન ખોટું માયા પણ ખોટી, નામરૂપ પણ ખોટાં;
આ ખોટામાં સઘળાં ખોટાં, કો નાનાં કો મોટાં; કો૦
શોધ્યા કેશવ હરિને હેતે, પણ લાગ્યા નહિ હાથે;
જાવું અંતે જગત્ તજીને, કોઈ ન આવે સાથે; કો૦

---

## भोळापणाना भावमां आ भूल शी थई ?

**माढ.**

ભોળાપણાના ભાવમાં આ ભૂલ શી થઈ?
વાંસે વિશેષ વિચારવાની વાત ક્યાં રહી?
મન ભૂલ્યું ઈન્દ્રિય પણ ભૂલી, મતિ ભૂલી મરડાઈ;
કામ ન આવી કાંઈ કુશલતા, સમજણ ક્યાંહિ સમાઈ,—રે આ૦
વિદ્યા વિનય થયાં પણ તેનાં, ત્યાં બીજી શી વાત?
સુજન શિરોમણિ હું કહેવાયો, પામરમાં પ્રખ્યાત;— રે આ૦
આ તે શી ઈશ્વરની માયા, ડાહ્યા ને દુઃખ દેણ?
મોહ કરી ભૂલાવે ભવમાં, કોને કહેવું કે'ણ?— રે આ૦
ચતુર ભલે ઘોડાચડ પણ તે, ચૂકે તો લત ખાય;
આ સંસારતણા વિષયોમાં, એમ બધાને થાય;— રે આ૦
એક પગથિઉં ચૂકી જાતાં, બીજું પણ ચૂકાય;
આ વશમા વ્યવહારવિષે પણ, અનુભવ એવો થાય;— રે આ૦
દેવ અને દાનવ પણ ભૂલે, ભૂલે સંત સુજાણ;
શું કરવું આ જગત્ પ્રથમથી, ભૂલતણી છે ખાણ;— રે આ૦
શો સંકોચ ધરે મન મારા, તારાં તેવાં પાપ;
અનુભવ તે તું કર્મબલેથી, પામ ભલે પરિતાપ;— રે આ૦
જેમ થયું તેમ ગણી સારૂં, સમજુ શોક સમાવ;
કેશવ હરિના નામરટણથી, સુખ સંતોષ જમાવ;— રે આ૦

---

## कोटि उपाय करो पण भविष्य फरतुं नथी.

### इन्द्रविजय.

જે કરિએ સુખરૂપ ઉપાય ન તે સુખરૂપ થઈ સુખ આપે,
સંકટના હરનાર નિરંતર તે પણ સંકટ કોઈ ન કાપે;
લાભ અને યશ હાથ રહે નહિ ફોકટ યત્ન સમગ્ર જવાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
કોઈ કરે ઉપવાસ અને શુભ ભોજન કોઈ અનેક જમે છે,
કોઈ વને રખડે રઝળે વળિ કોઈ સદા સુખમાંહિ રમે છે;
કોઈ કરે સુખપાલ સવારી સહાયક પ્યાદલ કોઈ થવાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
કોઈ સુવે સરદાર બની શુભ છત્રપલંગવિષે પરવારી,
કોઈ કરે ધરતીપર ફાટલ માંકડ ચાંચડમાંહીં પથારી;
કોઈ હસે સુખ સંપતથી બહુ દુઃખ રૂવે વળિ કોઈ દશાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
કોઈની પાસ બદામ ન હોય અને કદિ કોઈ બને ધનવાળો,
કોઈ બને ગુણથી અતિ ઉજ્જવલ પાપથિ કોઈ પડે બહુ કાળો;
ચિત્રવિચિત્ર બધી રચના છવરાઈ રહી નહિ તે પણ છાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
કોઈ દયાલુ કરે ઉપકાર અને વળિ કોઈ બને અપકારી,
કોઈ બને નરનાયક લાયક કોઈ બને વળિ ભક્ત ભિખારી;
કોઈ લહે અપમાન અપાર અચાનક કોઈ સુમાન મનાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
અંતર કોમલ હોય નિરંતર રોજ રિબાઈ રિબાઈ રડે છે,
આધિ ઉપાધિ અનેક વિવેક છતાં છડ ઉપર આવી નડે છે;
ક્યાં ધન યૌવન પુત્ર કલત્ર પવિત્ર અને સુખ માતપિતાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
આથડવું પડવું રડવું મરવું ડરવું સહુને શિર આવે,
સદ્‌ગુણ દુર્ગુણ ભાવ અભાવ વિવેક વિચાર ન કોઈ બતાવે;
ડાપણ આપણ ખાંપણ લાયક હોય ન ઓસડ કોઈ કવાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.

અંતરમાંહિ રખાય નિરંતર જે સુખની અતિ અદ્દભુત આશા,
તે સુખ સ્વપ્નવિષે પણ દુર્લભ આખર સાર ઘણાય તપાશ્યા;
કાલ અરે વિકરાલ ધરે કર ફોકટ ત્યાં બલ દેવ દવાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.

---

## મનઃકલ્પિત સૃષ્ટિ અને આત્મબોધ.

### ઈશ્વરવિવાહનો ઢાળ.

[1]સાર જાણવાતણો વિચાર કોકમાં રે.
હોય છે હજારમાંહિ માત્ર કોકમાં રે.
જુવો જે જે તમે રચના બધી રે;
તે મનના સંકલ્પથી થઈ વધી રે;— સાર૦
જગતજાલ આ વિશાલ સર્વ તેવડે રે;
પુત્ર ને કલત્ર મિત્ર સર્વ એ ઘડે રે;— સાર૦
જન્મ–મરણ છે નહીં તથાપિ તે કરે રે;
વાસનાવડે વિચિત્ર વેશને ધરે રે; સાર૦
સ્વપ્નરૂપ સર્વ શું વધૂ વખાણિએ રે;
સત્ય માની લીધું બધુંય પ્રાણિએ; સાર૦
કોઈ કોઈને નથી જ કામ લાગતું રે;
તે જણાય છે બધેય ઢોલ વાગતું રે; સાર૦
ધામ ધરા સર્વ ધૂળરૂપ થાય છે રે;
માન ને મમત્વ કોણ લઈ જાય છે રે; સાર૦
ધરે ભાવ નિત્ય ચિત્ત મન ભાવતો રે;
પાર પ્રાણ જાય તોય નથી આવતો રે; સાર૦
ઈંદ્રજાલ એક આ અહો વિચિત્ર છે રે;
અધિષ્ઠાનમાંહિ ભીંતપર ચિત્ર છે રે; સાર૦
દ્વંદ્વ ધર્મ કર્મ ચિત્ત કલ્પના કરે રે;
કાંઈ છે નહીં કદાપિ ચિત્ત જો મરે રે; સાર૦

---

૧ "मनुष्याणां सहस्त्राणां कश्चिद्यतति सिद्धये" એ ગીતાના શ્લોકાર્ધ ઉપરથી. ૧૯૪૫, અશાડ. લિ૦ કર્તા.

ઈન્દ્રજાલ આ વિશાલ તો અપાર છે રે;
તત્ત્વ શોધવું સદૈવ એજ સાર છે રે; સાર૦
માનિએ મને સદૈવ તેમ થાય છે રે;
દ્વૈતભાવ રાખવાથકી ડરાય છે રે; સાર૦
નિત્યશુદ્ધ બ્રહ્મ સ્વપ્રકાશ એક છે રે;
ઓળખાય એમ તોજ તે વિવેક છે રે; સાર૦
અધિષ્ઠાનમાં વિવર્તભાવ થાયછે રે;
બોધથી વિરોધ સર્વ ટળી જાયછે રે; સાર૦
ઉર્મિઓ સમુદ્રમાંહિ જેમ ઉઠશે રે;
તેમ ચલન એક અધિષ્ઠાનમાં થશે રે; સાર૦
કાંઈ હોય તે બધુંય બ્રહ્મ જાણિએ રે;
તર્ક કે વિતર્ક અંતરે ન આણિએ રે; સાર૦
ધર્મ-કર્મ નિત્યનાં પવિત્ર પાળિએ રે;
નીતિરીતિમાં વિચાર નિત્ય વાળિએ રે; સાર૦
સમય જાય તો ફરી ફરી નહીં વળે રે;
માન ને મમત્વમાંહિ સાર શું વળે રે; સાર૦
જાય બંધ-મોક્ષ તે ઉપાય આદરો રે;
શોક શાન્ત થાય તેજ પંથ પાધરો રે; સાર૦
છિએ કેશવ હરિ એક નિત્ય આપણે રે;
બંધ-મોક્ષ દૂર થાય એક ડા'પણે રે; સાર૦

---

## आ संसारे अणसमजणे क्लेश विश्लेप थाय.

### मंदाक्रांता.

સારાં સારાં સકલ કુલ તે નાશ પામી ગયાં છે,
ભારે ભારે ભુવન સઘળાં ધૂળધાણી થયાં છે;
પૂરે પાપે પરમ સુખનાં સાધનો સંકડાય,
આ સંસારે અણસમજણે ક્લેશ વિશ્લેષ થાય.
વિદ્યા વંઠે વિનય વિસરે બોધમાં રોધ આવે,
આધિવ્યાધિ પ્રતિદિન વધે અન્ન ભાવે ન ભાવે;

શ્રીમંતાઈ સુખ કુશલતા થાય જોતાં વિદાય,
આ સંસારે અણસમજણે કલેશ વિશ્લેષ થાય.
સંભારો ને યદુકુલ અને કૌરવો પાંડવોને,
એની સત્તા ધન જનવિષે હોય સંદેહ કોને?
નાના મોટા કુશલ નર તે ભ્રાંતિભૂતે ભમાય,
આ સંસારે અણસમજણે કલેશ વિશ્લેષ થાય.
કામ–ક્રોધે કપટ કરતાં લોભ–મોહે લઢાય,
શાણા રાણા સુભગ નરની હાય તૂટે સહાય;
કાયામાંથી કનકવરણી કાન્તિ ને શાન્તિ જાય,
આ સંસારે અણસમજણે કલેશ વિશ્લેષ થાય.
કોનાં છે આ ધન જન ધરા સ્વપ્નના ખેલ જેવાં,
વાડી ગાડી સરસ ભુવનો સર્વ સબંધી તેવાં;
'હું' 'મારૂં' એ પરમ મમતામાંહિ મિથ્યા મરાય,
આ સંસારે અણસમજણે કલેશ વિશ્લેષ થાય.

---

## बोध.

### अनुष्टुप्.

પશુ પક્ષી મનુષ્યોમાં, અવતાર ઘણા થયા;
વસંત ગ્રીષ્મ શિશિર, વીતી કાલ ઘણા ગયા.
ભોગવ્યા ભાવથી ભોગ, તોય ભૂખ ટળી નહીં;
લાખો જન્મ વળી લીધા, તોય લાજ વળી નહીં.
બહાર વિષયો મેલી, અંતરે શાંન્તિ જો થશે;
વિદ્યા વિનયને યોગે, અવિવેક ટળી જશે.
આશાતૃષ્ણા કરી દૂર, હવે તો હરિને ભજો;
માયાને તરવા માટે, મમત્વ મનનું તજો.

---

## मृत्युविषे विचार.

### चोपाइनी चाल.

કાલ કોઈ પ્રકારે ન છોડે, સુખ સંબંધ આખર તોડે;
કોઈ જન્મ થતાં વેંત જાય, કોઈ ગર્ભમાંહીથી મરાય.

કોઈ પાંચે અને પચવીશે, કોઈ કાલ ગળે છે બીશે;
કોઈ ચાળીશ કોઈ પચાશે, એમ રે'તું નથી કોઈ વાંસે.
કુલજાતિ નહિ કાલ જાણે, તાણી જાય બધાંને પરાણે;
શોક થાય અરે કેમ કરિએ? આંસુ ખેરતાં આખર મરિએ.

---

## जन्मगांठना उत्सवविषे.

### दोहरो.

જન્મગાંઠના હર્ષમાં, ખાય બજાવે ગાય;
પણ પામર સમજે નહિ, દિવસ ગાંઠનો જાય.
દિવસ માસ વર્ષો જતાં, વયમાં નિત્ય વધાય;
સૂક્ષ્મરીતિથી નિરખતાં, આયુષ્ ઓછું થાય.

---

## अज्ञानना आवरणमां खोया बधा दिन खेलमां.

### हरिगीत.

જન્મ્યા પછી માતાપિતાના અંગપર આળોટતાં,
નાનાપ્રકારતણી રમતમાં એક ચિત્તે ચોંટતાં;
રમતા અને ભમતા સદા ગમતા બધાને ગેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
ગેડીદડા ભારે ભમરડા ચોર આંખમિંચામણી,
નાગેરિયા ગોફણ તતી મલકુસ્તિની ક્રીડા ઘણી;
કજિયા અને કંકાસ કીધા મૂર્ખતાના મ્હેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
વયમાં વધ્યા વ્યવહાર ને વ્યાપારમાં પ્રેમે પડ્યા,
શીખ્યા ન શીખ્યા કામ કરતાં ચિત્તમાં વિષયો ચડ્યા;
માણી ગમે તે મોજમાં છેલી ગયા બહુ છેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
વનખેલ માટે ખૂબ રઝળ્યા ઝાડના બહુ ઝુંડમાં,
નાહ્યા નદીમાં વાવમાં ને કમલવાળા કુંડમાં;
ડા'પણ ઘણું દીઠું સદા બહુ દોષથી બગડેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.

પુત્ર પ્રિયાના પ્રેમમાં ને પેટની પંચાતમાં,
નવરાશનું નામે ન લાધે વિવિધ વશમી વાતમાં;
લુચ્ચાઈ ને ચતુરાઈમાં ફેલી ગયા બહુ ફેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
વિદ્યા ભણ્યાથી વાદ ધન મળવાથકી મદ થાયછે,
અધિકારની સત્તા વળી વિપરીત તાણી જાયછે;
માનું ન ફેર મનુષ્યમાં ને બુદ્ધિહીણા બેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
સુખ ભોગના બહુ શોધમાં આયુષ્ય એળે જાયછે,
સુખના ઉપાયોમાંહિથી પણ દુઃખ વધતાં જાયછે;
સમજણવિના જન સર્વે ઠેબાં ખાય ઠેલાઠેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
બાલકઅવસ્થા બાલપણની બુદ્ધિમાં વીતી ગઈ,
યૌવન ગયું યુવતીવિષે છલભેદમાં છીતી રહી;
વૃદ્ધા-અવસ્થામાંહિ તો જન હોય જાણે જેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં.
હીરો ચડેલો હાથમાં ભૂલી ગયા બેભાનમાં,
શુભ ધર્મ કર્મ વિચાર કે નહિ ભાવ પણ ભગવાનમાં;
સમજી ન લીધો ઓથ શુભ સત્સંગ શીતલ વેલમાં,
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં;
શમ-દમ સરલતા સાચવો શુભ રીત સમજી સાનમાં,
પુણ્યે પ્રણય ને પ્રૌઢતા દૃઢભાવ નીતિનિદાનમાં;
દેખાય કેશવ એક હરિ આનંદસાગર સ્હેલમાં,
તો તો અરે સંસારમાં ખોયા નથી દિન ખેલમાં.

---

## जीवने वोध.

### शिखरिणी.

હજી શું તું સૂતો સમજણ વિના આ સમયમાં?
થશે સારૂં શાથી સ્મરણ કર શાણા હૃદયમાં;

પછીથી પસ્તાશે પરવશ દશામાંહિ પડતાં,
મહાપાપે તાપે લવ પણ ન વિશ્રામ જડતાં.
ઘણો શું ઘુંચાયો સુત-સહચરીરૂપ ઘરમાં,
ભમાઇને ભાઈ ઉદય કરવાનું વિસરમાં;
છકી છંદાયો છો છલ-કપટમાં કામ કરતો,
જશે ક્યાં તું નાશી? મરણભયથી દુષ્ટ ડર તો.
જરા જોને જાગી અવસર મળ્યો છે ઉદયનો,
ભરોંસો શો સાચો ધન જન ધરા ધામ વયનો;
વિલાસે વિશ્વાસે સુખ સરસ માની ભટકમાં,
અહંતાના તારે કુશલ કરવાથી અટકમાં.
તજી મારૂં તારૂં ભવભય જવા ભાવ ધરતાં,
સદા પૂરે પ્રેમે જપ તપ સદાચાર કરતાં;
વિચારીને ચિત્તે વિષમ વિષયાસ્વાદ વિસરી,
વિવેકે વૈરાગ્યે કર શરણ તું કેશવ હરિ.

---

## प्रभुविना कोईथी कशुं दुःख कपाय?

### उपजाति.

અંગે અતિ આધિ ઉપાધિ આવે, કે દૈવનો કોપ કદી રિબાવે;
પીડા જુવે પાસ રહી બધાય, ન કોઇથી દુઃખ કશું કપાય.
અનેક ઇષ્ટ પ્રિયને વિયોગે, વઢાયછે અંતર ભાગ્યભોગે;
દુઃખે કદી દૂર રહી રડાય, ન કોઇથી દુઃખ કશું કપાય.
માતા પિતા પુત્ર કલત્ર મિત્ર, પતિ પ્રિયા પ્રાણસખી પવિત્ર;
ટોળે મળી સર્વ ભલે ભરાય, ન કોઇથી દુઃખ કશું કપાય.
ભલા ભલા હોય ઘણાય ભાઈ, સ્નેહી સગાં બેન બનેવિ બાઈ;
અન્તે નકામો શ્રમ સર્વ જાય, ન કોઇથી દુઃખ કશું કપાય.
કૃપા કરે કેશવરામ જેને, તૈયાર છે સર્વ સહાય તેને;
જો પૂર્વનાં પુણ્ય પ્રકાશ થાય, તો સર્વથી દુઃખ બધાં કપાય.

---

## मींदडुं काढतां उंट पेठुं.

### झुलणा.

દુઃખથી છૂટવા દેહ છેલ્લો ધર્યો વાત ભૂલાય તે અજ્ઞભાવે,
કામ ને ક્રોધ ને લોભના પાશમાં દુઃખ છે તોય આનંદ આવે;
પાપનાં કર્મ બંધાયછે બેવડાં હાય હૈયું વછું જાય હેઠું,
ઉદયને ઈચ્છતાં અસ્ત આવી ગયો મીંદડું કાઢતાં ઉંટ પેઠું.
ધર્મ ને કર્મને કોઈ સમજે નહીં નીતિની રીતિથી અજ્ઞ જેવા,
દેશ બદલી ગયો વેશ બદલી ગયો કોઈ કરતા નથી દેવસેવા;
સુધરવા જાય પણ બગડતા જાય છે એક બીજાતણું ખાય એઠું,
હાય માઠી દશા દેશની થાયછે મીંદડું કાઢતાં ઉંટ પેઠું.
શાસ્ત્રની વાતને સાંભળે કોણ છે કોણ અભ્યાસનો ભેદ જાણે,
શું સદાચાર તે વાત સમજે નહીં રાગને રંગમાં ખૂબ માણે;
ઉપર શુભ દેખિએ માંહિ દુસ્સંગ છે છંદમાં છાબડું છેક બેઠું,
ડુંગળી ખાસડાં બેય ખમવાં પડે મીંદડું કાઢતાં ઉંટ પેઠું.

---

## कनक अने कामिनीनो महिमा.

(નાથ કૈસેં ગજકો બંધ છુડાયો.) એ રાગ.

કનક કામિનીથી નથી કોણ મોહ્યા?
દેવ દાનવ માનવ જોયા;— કનક૦
વિદ્યા વિનય વિવેક ભરેલા, ભવસાગરના ભોંયા;
કાંચનને કામિનીને કાજે, રણવગડે જઈ રોયા; કનક૦
રાતદિવસ જપતપથી જેણે, અંતરના મલ ધોયા;
એવાએ અંજાઈ જઇને, લોક અલૌકિક ખોયા; કનક૦
રાગી વિરાગીને એણે, ઠોકર મારી ઠોયા;
દર્શનથી લલચાવી બહુને, પાપપંથમાં પ્રોયા; કનક૦
કેશવ હરિની કેવી માયા, બળિયાને પણ બોયા;
ગુણવાનોના ઉત્તમ ગુણને, પલમાં પ્રાણ વગોયા; કનક૦

---

## विचारी चालवाविषे.

(જગત હે રૈનકા સુપના) એ રાગ.

કઠણ છે કાલની કરણી, વિષમ સંસારની સરણી;
તણાણી જાયછે તરણી, વિચારી ચાલજે વ્હાલા.
ન ભરવા ભૂલના ભારા, સમજવા ધર્મના ધારા;
ખરૂં હિત હાથમાં તારા, વિચારી ચાલજે વ્હાલા.
અખિલમાં શું રહ્યો ખેલી? મરી જાવું બધું મેલી;
છતી એ વાત છે છેલી, વિચારી ચાલજે વ્હાલા.
ઠગાઈ આ વૃથા ઠાઠે, ભરાઈ જઇશમાં ભાઠે;
સુકર્મેથી ચડ્યો કાંઠે, વિચારી ચાલજે વ્હાલા.
બધું ખાતું ખપી જાશે, પથિક તું શું પછી ખાશે?
વિપદ્‌માં પ્રાણ પસ્તાશે, વિચારી ચાલજે વ્હાલા.
રહેછે શત્રુઓ સંગે, રમેછે શું હજી રંગે?
ભલા ભય રાખતો ભંગે, વિચારી ચાલજે વ્હાલા.
ખરીદીને ખરૂં ખંતે, જવું નિજ દેશમાં અંતે;
તણાતો તું રખે તંતે, વિચારી ચાલજે વ્હાલા.
બરાબર ખેલજે બાજી, થશે હરિરામ તો રાજી;
ન પાકે ભાટકયે ભાજી, વિચારી ચાલજે વ્હાલા.

---

## मनुष्यने बोध.

### भुजंगी.

હઠીલાઈમાં હોંશ ઝાઝી ધરોછો,
સદા સ્વાર્થેથી કર્મ કૂડાં કરોછો;
તમારી દશા શી પછીથી થવાની?
હવામાં દિવાની જુવાની જવાની.
ખરૂં ખોળવામાં રહો નિત્ય ખંતે,
રહો સદ્‌ગુણે સર્વદા સર્વ સંપે;
નથી કોઈના કોડ પૂરા થએલા,
બધા બુદ્ધિમંતોય બેશી રહેલા;

ન વીત્યાવિના દુઃખનું ભાન થાય,
ન જાણ્યાવિના ભ્રાંતિનું ભૂત જાય.
અમારાં અરે દૂરથી ગાત્ર કંપે,
નથી સાર જોતા જરાએ કુસંપે.

---

## अन्ते कांई अचल नथी.

### शिखरिणी.

દયાવાળા દેવો મુનિવર અને માનવ ગયા,
કયા રાજા રાણા બહુ બલવડે નિશ્ચલ રહ્યા?
તજી ચાલ્યા સર્વે વિવિધ વિભવો ભવ્ય ભુવન,
ભરોંસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
યશસ્વી માંધાતા નૃગ નલ હરિશ્ચન્દ્ર સગર,
સિધાવ્યા મેલીને સહજ સુખ સંપત્તિ નગર;
કર્યું કૂડે કાલે ખબર ન પડે એમ અદન,
ભરોંસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
શિબી શર્યાતિ ક્યાં ગય પૃથુ અને રામસરખા,
હવે તું શું જોઈ જગત જનને હાલ હરખા?
અરે આ છે મિથ્યા કર મનવિષે કાંઈ મનન,
ભરોંસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
સતી સીતા તારા દ્રુપદતનયા આજ ન મળે,
થયું ને થાવાનું જગત સઘળું ઉપર તળે;
શમાવાનાં સર્વે અવનિ જલ ને તેજ પવન,
ભરોંસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
વિનાશી છે વ્હાલા ક્ષણિક વિષયોનાં સુખ ખરે,
નિહાળે જાતે તે પ્રણયવશ પ્રત્યક્ષ નજરે;
કરે કોની સાથે ધન જન ધરા ધામ ગમન?
ભરોંસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
સ્ત્રિ પુત્રો મિત્રો તે સકલ સુખ દેનાર ચપલ,
ફૂલાવાથી ફંદે લવ પણ નથી કેશવ ફલ;

સદા જોડી દે તું હરિચરણમાં ચંચલ મન,
ભરોસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.

---

## विषयोमां वैराग्य कठण छे.

### हरिगीत.

જોયા ઘણા આ જગતમાં યોગી વિયોગી ભોગિઓ,
નિર્ધન દરિદ્રી દીનજન રડતા રખડતા રોગિઓ;
ઝીણી નજરથી નિરખતાં ધન ધામની તકરાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.
સંસારસુખ સઘળું તજી વનવાસ કરવા જાય છે,
સઘળું ક્ષણિક જાણ્યાછતાં બલવાન પણ બંધાય છે;
શમ દમ અને શ્રદ્ધા તિતિક્ષા કામ શું કરનાર છે?
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.
તાણે ત્વરાથી ઇન્દ્રિઓ મનને મથી નિજ દેશમાં,
સાચું સ્મરણ વિસરાયછે અજ્ઞાનના આવેશમાં;
સાથે થયા ઉત્પન્ન કામ ક્રોધ ક્યાં જનાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે,
મૃગજલસમાન સમગ્ર પણ આસક્તિ અન્તે છે ખરી,
બહુ થાય હૈયે હર્ષ શોક સદાય સુખ-દુઃખે કરી;
મોહાંધ મનમાતંગને નર કોણ વશ કરનાર છે?
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.
સંસારના વ્યવહારમાં સુખ હોય સોમાં કોકને,
તો પણ વૃથા તૃષ્ણાવડે અતિલોભ લાગે લોકને;
વર કોણ કષ્ટવિના અનાથ વિરક્તિને વરનાર છે?
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.
શાસ્ત્રો પુરાણો વાંચનારા નીતિવંત ગણાય છે,
આ લોકમાં નહિ તો નક્કી પરલોકમાંહિ તણાય છે;
સમુદાયમાં સિદ્ધાઈની વાતો ઘણા વદનાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.

છે કોણ એવો કુશલ કેશવ કઠણ આવા કામમાં,
શંકા ન કરવી કોઇએ હરિભક્ત આત્મારામમાં;
શૂરા સદાચરણી મહા અભ્યાસથી ધરનાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે.

## निःसार संसारमां एक सांधिए त्यां तेर तूटे.

### झुलणा.

કાલના યોગની ખબર પડતી નથી કર્મના ખેલને કોણ જાણે ?
બુદ્ધિબલઆદિ શુભ સાધનો સામટાં કામ આવે નહીં કોઈ ટાણે;
પાપની રાશિનો દોષ વધવાથકી પૂર્વનાં પૂણ્યની ખાણ ખૂટે,
સાવ નિઃસાર આ હાય સંસારમાં સાંધિએ એક ત્યાં તેર તૂટે.
દુબળી ગાયને હોય ઝાઝી બગા દૂખતા અંગપર ઠેસ વાગે,
ભૂત ભાગી ગયું હોય નહિ ને વળી ઉલટું અંગમાં પલિત જાગે;
એકપર એક છે આધિઓ વ્યાધિઓ બંધનો બેવડાં કેમ છૂટે ?
સાવ નિઃસાર આ હાય સંસારમાં સાંધિએ એક ત્યાં તેર તૂટે.
અનુભવી હોય તે જાય સમજી બધું અજ્ઞને થાય સંદેહ મોટો,
હોય અભિમાનનો હેતુ કદિ હાથમાં તોય તે માર્ગ છે છેક ખોટો.
કામ ને ક્રોધ ને લોભ ને મોહ તે વીરતા ધીરતા ધર્મ લૂટે,
સાવ નિઃસાર આ હાય સંસારમાં સાંધિએ એક ત્યાં તેર તૂટે.
હોય આશા ઘણી અંતરે તોયપણ થાયછે હાય તે ધૂળધાણી,
સૂલટું સાંધતાં ઉલટું થાયછે સર્વ પરતંત્રતા જાય તાણી;
શોક કરવાથકી શોક બાકી રહે કાલના યોગથી કર્મ કૂટે,
સાવ નિઃસાર આ હાય સંસારમાં સાંધિએ એક ત્યાં તેર તૂટે.

## आ सुना संसारमां मारुं कोई नथी.

ઓધવજીના મહિનાનો રાગ.

કોઈ નથી મારૂં સૂના સંસારમાં,
વૈરાગી થઇને મેં લીધો વેશજો;
ભાગ્યવિના ભાવેથી આજ ભજાવતાં,
તાણી બાંધ્યાંમાં નહિ સાર વિશેષ જો. કો૦

સુખ આપી ન શકું તુંને સંસારનું,
પ્રેમવડે અંતરમાં ઉપજે તાપ જો;
અંતર્યામી ઈશ્વર તે જાણે બધું,
પૂરાં પાક્યાં પૂર્વજન્મનાં પાપ જો; કો૦
ચાલ્યા જવામાં પણ બાધ ઘણોય છે,
જ્યાં જાવું ત્યાં સાથે હોય શરીર જો;
મન મારી સુખ માનીને બેઠો રહું,
ભાવ ભર્યો અંતરમાં બહુ ગંભીર જો; કો૦
શુદ્ધ હશે તે સાચા સુખનું ધામ છે,
નહિ તો નરકવિષે થવાનો વાસ જો;
અહીં પણ રખડી રખડીને થાકી જશે,
તન–મનને થાવાનો અંતે ત્રાસ જો; કો૦
સંબંધી સ્નેહીનું ઝાઝું શું કહું?
સંતોષ દઈ ન શકે તું પણ તેમ જો;
એથી અંતરમાં ઉત્પાત થયા કરે,
તુંજ કહે કે ત્યારે કરવું કેમ જો; કો૦
જેવો હું તેવો દેખું આ લોકને,
તે મુને લાગે છે મારો દોષ જો;
સ્નેહ અને સંબંધપ્રમાણે ચાલતાં,
અવળું ફલ આપે અંતરમાં રોષ જો; કો૦
વિશ્વાસે વ્યવહાર બધો ચાલ્યા કરે,
હર્ષ–શોક પણ વિશ્વાસેજ પમાય જો;
એ વાતો સમજાવું કોને એકલો,
મનની વાતો મનમાં સર્વ સમાય જો; કો૦
સંપ અને સુખ મનમાંથી મૂને ગળે,
વિદ્યા વિનય વિચારવિષે છે પ્રીત જો;
પણ સર્વે એવાં શી રીતે સાંપડે,
ગુણ–પ્રકૃતિની જુદી જુદી રીત જો; કો૦
શું કરવાથી અંતે ફલ સારૂં થશે,
ખબર પ્રથમથી ન પડે તે તલભાર જો;

નહિ તો સંકટ અણધાર્યાં આવે નહિ,
સુગમ પડે છે શોધી લેવો સાર જો; કો૦
પ્રાણીમાત્ર વિચિત્ર રંગનાં સોગઠાં,
આ પૃથ્વી પરમેશ્વરની ચોપાટ જો;
કેશવ હરિ ખંતે ખેલેછે એકલો,
અંતરમાં શું કરિએ આજ ઉચાટ જો; કો૦

---

## संसारनो सार.

### भैरवी.

સાર મેં જાણ્યો હવે સંસારનો હે મિત્ર મારા.
ઇંદ્રજાલ વિશાલ મોહ કરે અરે અજ્ઞાનિઓને,
ભાવ જે ઉભરાય તે તે છે બધા મનના ગબારા. સા૦
સ્વપ્ન અદ્ભુત આ બન્યું, સાચું અને ખોટું નહીં તે;
દેખિએ તે કયાં રહે ધન ધામ સુત મિત્ર દારા? સા૦
જેમ જેવું માનીએ તેવી દશા દેખાય આંખે;
ભેદ શામાટે ધરૂં મૂર્ખાઈમાં સારા નઠારા? સા૦
હર્ષ ને ભય શોક શેના? માન ને મમતા ન મારે;
છે વૃથા વ્યવહાર ને પરમાર્થના સર્વે સુધારા. સા૦
કેમ આમ ન થાય હું કરનાર છું એવા વિચારો;
જે કરે મનમાંહિ તે દુઃખે દબાયા છે બિચારા. સા૦
વશ્ય ને પરવશ્યતામાં, ખેલ નાટકનો નિહાળું;
છે સદા આનંદ કેશવ પાદપદ્મે પ્રાણપ્યારા. સા૦

---

વિભાગ ત્રીજો સમાપ્ત.

## વિભાગ ૪ થો.

### વ્યાવહારિક નીતિ—રીતિસંબંધી.

### * पण कोई शुं संसारमां जीवन जरा आपी शके ?

हरिगीत.

છે કાલને આધીન સર્વે તે કશું નહિ જાણતા,
લક્ષ્મીતણા વૈભવવડે અત્યંત સુખને માણતા;
એ તે બિચારા શું કરે ચમચાવડે ચ્હા પી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
તન મન અને વાણીવડે પીડે અહર્નિશ પ્રાણિને,
સંતોષ માને સર્વદા સંસારનાં સુખ માણિને;
ઝાંઝું કરે તો સર્પની ફેણ પગવતે દાબી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
પરમાર્થકાજે પિંડ પોતાનો ખુવે પલવારમાં,
એવા મહાશૂરા જનો દીઠા ઘણા સંસારમાં;
સાહસ કરે તો હેતથી હાથે હલાહલ પી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
આજે બનાવે આગગાડી ઇંજિનોથી ઓપતી,
બહુએ બનાવે આગબોટો બુદ્ધિશાલી જે અતિ;
કદિ અંતરીક્ષવિષે વિમાનો વેગથી ચલવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે;
બહુ વીજળીના તાર ટેલીફોનને બાંધી શકે,
છેટે રહેલા દેશના સંબંધને સાંધી શકે;
ઉદ્યોગ કરતાં કોઈ દિન વરસાદ અટકાવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જલ અગ્નિને આધીન રાખે વાયુને વશ લે કરી,
તેનાવડે યંત્રો ચલાવે સ્થિર ન બેસે ક્ષણ ઠરી;
પ્રેમે પ્રથક્કરણો કરી બહુ શોધ દર્શાવી શકે,

---

* બહુ રસિક કે અનુક્રમપ્રમાણે નથી, તોપણ ઉતારી છે. લિ. કર્તા.

પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
પશુપક્ષિઓ ફલ ફૂલ ને વૃક્ષો વળી સુંદર કરે,
જેની ક્રિયા ને રૂપ જોતાં આપણું અંતર ઠરે;
પશુ–પક્ષિઓને કળ કરી અતિશય ચલાવી તો શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
સ્થલ હોય ત્યાં તો જલ કરે જલ હોય ત્યાં તો સ્થલ કરે,
હિકમત કરી બળિઆ બને વનરાજ જેથી થરથરે;
નલિકાવિષે સર્વે ગ્રહો ગણના કરી લાવી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ભારે ભયાનક જંગલોમાં ભટકતા ભૂખ્યા ફરે,
આહાર ઈચ્છા થાય તો તે ફૂલ કે ફલનો કરે;
તપ ઉગ્ર આરંભે કદી તો ધૂળ પણ ફાકી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ઘરબારને મેલી દઇ વૈરાગ્યથી વનમાં રહે,
તપ તપી તડકાટાઢનાં દુઃખો શરીરે સૌ સહે;
કદિ ખાઈ વનફલ–ફૂલ પણ પંચાગ્નિને તાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ધનબલ અને જનબલ અને વળિ બુદ્ધિબલના યોગથી,
જીતી જનોને મેળવે જય કર્મના સંયોગથી;
કદિ ધર્મના પંથો અને સંસ્થાનને સ્થાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જલ અગ્નિના સંયોગથી યંત્રો બને બહુ કામનાં,
લોકોપયોગી કામથી રહિ જાય રૂડી નામના;
ઔષધ અને રવિતેજથી પ્રતિબિંબને છાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
ભાવે ભણે વિદ્યા ભલી લક્ષ્મી કદી લાવે ઘણી,
શૂરાતનેથી યત્ન કરતાં થાય ધરતીના ધણી;
કદિ દુઃખ સઘળાં દીનનાં કરુણા કરી કાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
નક્ષત્ર ગ્રહ તારા બધાં આકાશમાં ઓપે અતિ,
ત્યાં પણ કદિ પ્હોંચી શકે મતિમાનની મોટી મતિ;

વરસાદનાં બિંદુ પડે તે પણ કદી માપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જનજાત પશુ–પક્ષીસહિત જે જમીનપર જળવાય છે,
વિસ્તાર તેનો જાણવામાં બુદ્ધિમંત ધણાય છે;
જલનિધિવિષે જલ કેટલું તેપણ કદી માપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે?

---

## आ संसार असार करनारां काम शा कामनां?

### शार्दूलविक्रीडित.

આંખે આંસુ પડે નડે હરઘડી ચિંતા કરાવે ઘણી,
શ્વાસે હોઠ સુકાય નિત્ય ન મળે વિશ્રામ લેશે ઘડી;
વર્ઝોળા વશમા વળી નિરખવા લોકો મળે ગામના,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શાં કામનાં?
ચારે કોર સગાં કુટુંબ સઘળાં તાકે તિરસ્કારથી,
જીવ્યાથી મરવું ગમે પ્રતિદિને નિ:સાર સંસારથી;
નિંદે દુર્જન લોક સજ્જન હસે દુ:ખો પડે દામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
માતા તાત સગાં સહોદર અને નારી ન રાજી રહે,
પુત્રો પ્રેમ તજે વધે વિકલતા લોકો કુવેણો કહે;
શ્વાસે લોહિ સુકાય હાય કરતાં ક્રોડો કુડી કામના,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
આધિ–વ્યાધિ–ઉપાધિઓ મનવિષે સંતાપ આપ્યા કરે,
ભૂલી ભાન જતાં ખરે જગતમાં મૂર્ખાઈ ખાંતે વરે;
રાગ–દ્વેષથકી ન કીર્તન બને શ્રીરામના નામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
વારંવાર મરી જવું જનમવું સંસારના સાગરે,
જન્મીને પણ જાય આયુષ્ વૃથા તે આખરે ખર્ખરે;
સંભરાય ન સદ્ગુણો સુખ કરે એવા સુખે શ્યામના,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?

પોતાને પરને પડે પ્રતિદિને પીડા ઘણી પાપથી,
સત્કર્મો ન બને બળે મન સદા સંસારના તાપથી;
લેશે પ્રેમ રહે નહિ જપ તપ સ્વાધ્યાય કે ધ્યાનમાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
આ લોકે બગડે બધું નરપણું ખોવાય ખાંતે કરી,
બીજો લોક બગાડનાર બનવું સંપૂર્ણ પાપે કરી;
નામો ન શ્રવણે પડે સુખતણાં કે લેશ આરામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?

---

## आ रीतथी उदय शुं न करी शकाय?

### वसंततिलका.

ભાવે સદૈવ ભણવી શુભ શુદ્ધ ભાષા,
ચિત્તે સદૈવ ધરવી શુભ સર્વ આશા;
વાતોવિષે ન કદિ કાલ વૃથા કઢાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
ગાવાં નહિ વિષયનાં વિષરૂપ ગીત,
સારી સદાચરણની તજવી ન રીત;
બોલાય તેમ ક્રમથી સઘળું કરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
નિદ્રા કરાય ધરતીપર કે પલંગે,
રાચે નહીં હૃદય નિત્ય નવીન રંગે;
કલ્યાણનાં કુશલ કામ કરે કરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
પાસે ન હોય ઘડિઆળ પચીશ વાળી,
તેમાંહિ સાંકળ ન પીતળની રૂપાળી;
લાકીટ પાકિટ રુમાલ નહિ રખાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
હાથે પગે ન ધરવાં પણ બૂટ–મોજાં,
લાગે ન કાલગતિના મનમાંહિ મોજાં;
પીઢાઈથી પરમ પંથવિષે ચલાય,

આ રીતથી ઉદય શું ન કરી શકાય?
સાબુ સુગંધિ જલ તેલ તરે' તરે'નાં,
આંખેય દર્શન કદી ન કરાય એનાં;
શાન્ત સ્વભાવ કરિ ઉદ્યમ સર્વ થાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
'ગુડ્મોરનિંગ' બદલે કરવા પ્રણામ,
ભૂલી જવાય નહિ ધર્મ અને સ્વધામ;
દેશી પદાર્થ પણ પ્રીતિથિ વાપરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
ટાંગ્યાં નહીં કદિ ગલાસ અને અરીસા,
ખાંતે કરી ખરચ ખાલિ કર્યો ન ખીસા;
ધૈર્યે મળેલ ધનથી પરમાર્થ થાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
છત્રી છડી છરિ અને ઘડિઆળ નાનાં,
ગાડી અને વિવિધ સાધન આ સમાનાં;
અંતે ઉપાધિમય અંતરમાં મનાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
સંપત્તિ હોય પણ તે ઘટતે પ્રકારે,
યોગ્ય સ્થલે વિનયથી ઘટતે વિચારે;
પેદાશથી ન વધતી પણ વાપરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
સાદાઈ હોય તનમાં મનમાં વિશેષ,
ભારે ન હોય ભભકો ભ્રમરૂપ લેશ;
આસ્થા ન અંતરથકી અળગી કરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
સારી મનાય સઘળી શુભ નાતજાત,
ગોઠે ન લેશ પણ નૌતમ રીતભાત;
છાની ન કોઈ દિન છેલ છબી છપાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
જોવા જવાય નહિ નાટકખેલ ખાસા,

નારીસમેત ન કદિ નિરખ્યા તમાસા;
ધર્માર્થકામપર આદર નિત્ય થાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?
ઈર્ષ્યા અસત્ય અવિવેક તજાય દૂર,
સૌજન્ય સત્ય સરલાઈતણી જરૂર;
વિદ્યાવિનોદ કરતાં દિનરાત જાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય?

---

## શું આનું નામજ સુધરેલા?

સુજનો સહુ કરો વિચાર, એ શું સુધારેલા?
એથી વિપરીત જે હોય, કો' શું કુધરેલા? ટેક.

દેશ ફેરવે વેશ ફેરવે, કેશ ફેરવે કોડે રે;
સુજનપણું જાણે જલફામાં, કે વાંકે અંબોડે;— એ શું૦
શિરપર શિખા ન રાખે ખાંતે, બહુએ બોડે માથે રે;
હાલ ઘડી ન હજામ જડે તો, કરે હજામત હાથે;— એ શું૦
તનમાં તેલ ફૂલેલ લગાવે, ચીકટ ચળકે વાળ રે;
અથવા અત્તર અંગે રાખે, બેશ બનાવે વેશ;— એ શું૦
નિત્ય સુગંધી સાબુ ચોળી, શિતલ જલથી ન્હાતા રે;
ચડી ખાટપર ખટપટ કરતા, ગીત વિષયનાં ગાતા;— એ શું૦
પિત્તાંબર સોનેરી પ્હેરી, લૂતા ડીલ રૂવાલે રે;
જરનું જોર જણાવા કાજે, ઘણાં ઘરેણાં ઘાલે;— એ શું૦
વાંકી બ્હાંના કોટ કરાવે, કબજા પણ કસકસતા રે;
રીતભાત વ્યવહારથકી પણ, જાય ખરેખર ખસતા;— એ શું૦
પાટલૂન પણ પ્રીતે પ્હેરે, ભરતભરેલી ટોપી રે;
વીંટે ગળે ગળપટા ગાંડા, લાજ શરમને લોપી;— એ શું૦
અંગરખાં અંગે અતિ અક્કડ, ફક્કડ ફેંટા માથે રે;
ધોએલાં ધોતિયાં પ્હેરતાં, કરે કડચલી હાથે;— એ શું૦
આંખ ભમરને મુખ ચઢાવી, દર્પણમાં મુખ દેખે રે;
વિદ્વાનો ને વૃદ્ધજનોનું, લાયકપણું ન લેખે;— એ શું૦
છત્રી છડીઓ છચોક કરમાં, ચસમાં ચળકે આંખે રે;

માતપિતાઆદિ ગુરુજનની, લગાર શરમ ન રાખે;— એ શું૦
પીતળની સાંકળીએ રાખે, ખુંજમાં ઘડિઆળ રે;
શોખવિષે સરખા સહુ દેખો, વૃદ્ધ તરુણને બાલ;— એ શું૦
બુતાનવાળાં બદન બરાબર, તેપર ટાંકે પીંટ રે;
સાંકળીએ લાકીટ લટકતાં, વળી પાસે પાકીટ;— એ શું૦
ટીલાં ટબકાં કરે કપાળે, આંખે આંજણ આંજે રે;
બગી થૂનમાં બેશી ફરવા, જાય સ્હવારે સાંજે;— એ શું૦
બેશ બૂટ પરદેશી પગમાં, મોજાં ધરી મજાનાં રે;
ચમચમ ચોપાડીપર ચાલે, છલમાં ન રહે છાના;— એ શું૦
નમન કર્યાની વાત ન સમજે, એક બીજાને મળતાં રે;
ઉચરે 'માઈ ડીઅર' મુખમાંથી, કરમેળવણી કરતાં;— એ શું૦
પેટે કર ફેરવી પલંગે, પોઢે પ્હોરે પ્હોરે રે;
વિષયતણી વાતે વળગેલા, ઘણુંય ઉંઘે ઘોરે;— એ શું૦
ખાટ પલંગ ખુરશીએ બેસે, પાન પચીશક ચાવે રે;
પરદેશી ભાષાનું પ્રેમે, પ્રૌઢપણું પ્રકટાવે;— એ શું૦
ચ્હાપાણીનાં પ્યાલા પ્રેમે, પિએ મળી સહુ સાથે રે;
રૂમાલ હરદમ હાથ લુવાને, હોય અહર્નિશ હાથે;— એ શું૦
માલ બધા પરદેશી વોરે, ચોરે પરચતુરાઈ રે;
સંસારવિષે સાસરીઆંની, સમજે સત્ય સગાઈ;— એ શું૦
પ્રિયાતણો કર પકડી પ્રેમે, નાચતમાસા નિરખે રે;
સારા નરતા શબ્દ સુણાવી, હરદમ હૈયે હરખે; એ શું૦
ઉપજથકી અદકું ખરચીને, માથે કરજ કરે છે રે;
ભૂતભરમની વાતે ભડકી, દિવસે જતાં ડરે છે; એ શું૦
પ્રિયાપ્રેમને પરવશ થઈને, ઘરમાં રહે ઘલાયા રે;
આ મારૂં આ તારૂં કરતાં, મેલી ન શકે માયા; એ શું૦
પિતાતણું ધન હોય ગાંઠમાં, તેથી કરતા તાનાં રે;
પ્રિયાસહિત પરવશતા પામી, છબી પડાવે છાનાં; એ શું૦
ગરમીના દિવસોને ગાળે, મહાબલેશ્વર જઈને રે;
દીનજનોપર ધ્યાન ન રાખે, ભાગેલ ભારે થઈને; એ શું૦
ટેબલ ઉપર તકતા શોભે, ચળકે કાચ કબાટ રે;
હારોહાર હીંચકવા માટે, હોય હીંડોળાખાટ; એ શું૦

દીવા હવા વીજળી કેરા, દામ દઇને આળે રે;
રમે રમત ચોપાટ કાંકરી એ ઉત્તમ અજવાળે; એ શું૦
ચીનાઈ વાસણ ચીમનીઓને, પ્રતિદિન વોરે પ્યારે રે;
બહારથકી બોલાવે અંદર, અનુચરને અણસારે; એ શું૦
માન વધે માનિનીઓ કેરાં, સગપણ થાય સુધારે રે;
પુનર્વિવાહ જગતમાં પસરે, એવી વાત વધારે; એ શું૦
સભાવિષે ભાષણ કરવાને, ઉભે ભારે થઇને રે;
કરતા હોય કરે તે ઘરમાં, પંડિત પાછા જઇને; એ શું૦
જૂની રમતગમત ને રીતિ, જૂના ચાલ વિચાર રે;
જૂની નાતજાતની ભાતો, તજવાને તૈયાર; એ શું૦
પવિત્રતામાં પ્રીતિ ન રાખે, રીતિ ન રાખે ઘરની રે;
સ્વાર્થ સાધવા તત્પર પૂરા, ન ગણે પીડા પરની; એ શું૦
ધર્મ-કર્મપર ધ્યાન ન આપે, કુસંપનાં બી રોપે રે;
અહંકાર આણી અંતરમાં, કુટુંબીઓપર કોપે; એ શું૦
જાતિભેદ ટાળવા જાતાં, ઉલટો એક વધારે રે;
ઉદય થવાની ખરી વાતને, અંતરમાં ન ઉતારે; એ શું૦
પંડિતનું અભિમાન પિંડમાં, મનમાં મોટપ મોટી રે;
જન્મ ધરી આ જગતવિષે કંઈ, કાઢી નહિ કસોટી; એ શું૦
સરલપણાને લેશ ન સમજે, શીલ સદા અણગમતું રે;
રાતદિવસ વિષયોમાં વેગે, હૃદય રહે છે રમતું; એ શું૦
અહંકાર ઈર્ષ્યા અંતરમાં, ગુણ કે દોષ ન જાણે રે;
જેમ ગમે અંતરમાં નિજને, વરતે તેજ પ્રમાણે; એ શું૦
મર્યાદાનું મૂલ ન જાણે, લાજ લગાર ન લાવે રે;
સમજાવા જાતાં કંઈ સામું, મોંધા થાય મલાવે; એ શું૦
નાચતમાસા નાતવરામાં, ખાંતે ખરચે નાણાં રે;
ભીખારી ભીખે જો આવી, ચપટી ન દીએ દાણા; એ શું૦
દયા દાન કે ધ્યાન ન મનમાં, તનમાં રહેછે તાતા રે;
અલખ મલકની મશ્કરીઓને, કરતાં નથી લજવાતા; એ શું૦
કુડ કપટથી ક્રૂર હૃદયના, કૂડ કરેછે છાના રે;
અવળે પંથે પડી પછીથી, બહુએ આપે બ્હાનાં; એ શું૦

કામ ક્રોધ મોહ લોભને, જુગતે કરી ન જીતે રે;
કલ્યાણ કરે એવા કેશવ,-પ્રભુને ન ભજે પ્રીતે; એ શું૦

---

## केवा पुरुषने आ संसार सुखद छे?

### हरिगीत.

કાને કુશબ્દ ન સાંભળે નરતું ન દેખે નયનથી,
ટાઢું અને ઉનું સદા સરખું ગણ્યામાં ભય નથી;
જેને મને સરખાં સદૈવ કદન્ન ને કંસાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
જે જગતની જંજાલમાં રતિમાત્ર પણ રીઝે નહિ,
જે ભામિનીની ભમરથી ભૂલાઈને ભીંજે નહિ;
સુખરૂપ સર્વ સુગંધ જેને સર્વદા નિઃસાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
આ હું અને આ આપણું એવું મમત્વ મળે નહિ,
જે લોભ ને લાલચતણા પાણીવડે પલળે નહિ;
જે મોહ મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
વિદ્યાવડે વિનયે વિવેકે વિશ્વમાં વખણાય છે,
સહુને સુખે દેખી હૃદયમાં રોજ રાજી થાય છે;
જેને ધરા ધન ધામના વૈભવવિષે ધિક્કાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
આશા અને તૃષ્ણા તજી સંતોષ રાખીને રહે,
નિજ ધર્મની શુભ ધોંસરી જે કોડથી કાંધે વહે;
ઉપકાર કરવા અન્યને જેનો વડો વેપાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
સત્સંગ સાચો સંત ને ગુણવંતનો જેને ગમે,
ખળ લોક ખાર કદી કરે અપરાધ ખાંતે તે ખમે;
જેને જગતમાં જન્મથી ઈશ્વરતણો આધાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
આ જગતમાં જેને જડે અનુકૂલ સુંદર કામિની,

પ્રિયપુત્રના સંતોષથી સેવા કરે જે રામની;
ધન-જનતણો સમુદાય સારો સંપ ને ઘરબાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
ચિંતાચિતામાં ચિત્ત જેનું લેશ પણ તપતું નથી,
પરધન અને પરધામ જેને જન્મથી ખપતું નથી;
અતિદુષ્ટ દુર્ગુણ દોષથી જે હૃદયમાં ડરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
ભય હોય ભારે તોય પણ જીભે ન ભુંડું ભાખતા,
ચંચલ થતાં પણ ચિત્તને વૈરાગ્યથી વશ રાખતા;
કલ્યાણકારક કામને જે કરવડે કરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
જેનાં કટાય ન કાળજાં કંદર્પના કાટે કરી,
ચતુરાતણા ચાળાવડે જે ચતુર જાય ન ચાતરી;
જે દુઃખ દેખી દીનનાં હૃદયે દયા ધરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
રાખે ન રોષ હૃદયવિષે વિનયે સદા વર્ત્યા કરે,
સંસારનાં સુખ ભોગવી જે પૂર્ણ વય પામી મરે;
જેને પવિત્રપણાવિષે ને પુણ્યમાથે પ્યાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
આશા અને તૃષ્ણાતણા જે પાશમાં પડતા નથી,
જે દુઃખ દેખી દૃષ્ટિએ હૃદયે કદી રડતા નથી;
જેને મને અખિલેશરૂપે જગતનો આકાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
મદ-મોહથી કે મત્સરે મદમાં નથી આવી જતા,
વિષયોતણી વાતો સુણી શ્રવણે નથી વ્યાકુલ થતા;
જપ-તપ કરી જગદીશનું જે ધ્યાન શુભ ધરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
ધન ધામ ને ધરતીવિષે જેને જરા મમતા નથી,
સંસારના ગુણદોષ જેને લેશ પણ ગમતા નથી;
રસનાવડે રતિ રાખતાં જે રામને રટનાર છે,

એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
દર્શન કરે જે દેવનાં શાસ્ત્રો પુરાણો સાંભળે,
સત્પુરુષની સેવા બને તેવો સમય જેને મળે;
શક્તિપ્રમાણે દીનને ધન આપવા દાતાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
વર્ણાશ્રમોના ધર્મ ને શુભ કર્મ પાળે પ્રીતિથી,
વ્યવહારને પરમાર્થમાં ચૂકે નહિ જે નીતિથી;
જેને શરીરે સર્વદા સદ્ગુણતણા શણગાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
જેને સદા સુખ પામવાને સર્વે રીતે લાગ છે,
જેને ઉપર આસક્તિ પણ અંતરવિષે વૈરાગ્ય છે;
તન મન અને વાણીતણો જે વેગ વશ કરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
રસનાતણો રસ જીતવા જે જગતમાં બલવાન છે,
જેને જગતમાં સર્વદા મોટાઈવાળું માન છે;
નૌતમ નિવૃત્તિવડે સદા સંસાર જે તરનાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.

---

## स्वभाव टळतो नथी तेविषे.

### दोहरा.

કડવો કેવલ લીમડો, સીંચે સાકર તોય;
દૂધ પાય દિનરાત પણ, મીઠો કદી ન હોય.
કાળો કેવલ કોયલો, બહુ દૂધે ધોવાય;
કેસરમાં રસબસ રહે, તોપણ શ્વેત ન થાય.
કસ્તૂરીને કપુરના, ઢગલા કરી દટાય;
પણ દુર્ગંધી ડુંગળી, તણો ન ગંધ હરાય.
સાબુ સોમણથી ધુવે, વીતે વખત અપાર;
ગળી ન ધોળા રંગની, કદી કોઈ કરનાર.
ઉછેરિએ અમૃતવડે, મોટો મણિધર નાગ;
પણ કરડે જો લેશ પણ, પ્રાણ કરાવે ત્યાગ.

બંધ હજારો બાંધિએ, કરિએ યુક્તિ અપાર;
પ્રવાહવાળું પાણિ પણ, નીચું નિત્ય જનાર.
રાજાના મંદિરવિષે, સુખે સુખડિઓ ખાય;
તોપણ સ્વપ્ને શ્વાનથી, વિષ્ટા નહિ તજાય.
સોનાને શુભ પાંજરે, મનહર મેવો ખાય;
તોપણ પામર કાગડો, માંસ જોઈ લલચાય.
સો સો વરસો સૂકવે, વિશેષ તાપ અપાય;
રસ જેવું થઈ જાય પણ; માંખણ કઠણ ન થાય.
મુશલધારના મેઘથી, રાતદિવસ ભીંજાય;
કાળો પ્હાણો કોઈ દિન, તોપણ નરમ ન થાય.
સ્વભાવનું ઓસડ નથી, કરો ઉપાય અપાર;
બળી જાય પણ સીંદરી, વળ મેલે ન લગાર.
ભણે શાસ્ત્ર મોટાં ભલે, બહુ સાંભળે બોધ;
સ્વભાવ ટળવો કઠણ છે, કરી રાખવી નોંધ.

---

## आ संसारमां कोण स्वार्थी नथी?

### शार्दूलविक्रीडित.

જાતે જંગલમાં વસે જનમથી કાંતો કરે નોકરી,
દોડે દેશ વિદેશ લાભ મળવા કોટિ ઉપાયો કરી;
ઉંધું ને સવળું કરી ધન લઈ પાછો વળે પ્રેમથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?
સ્વાર્થે કોઈ મરાય જાય યમને દ્વારે વિનાકારણે,
મારે કોઈ મમત્વથી અવરને શૂરાતનેથી રણે;
કોટિ યત્ન કર્યે મળે ન તન તે ખાંતે ખુવે હાથથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?
સ્વાર્થે કોઈ કરે અરે કૃપણની નાનાથકી નોકરી,
સ્વાર્થે સદ્ગુણના નિધાન પણ તે દે દુષ્ટને દીકરી;
સ્વાર્થે સંગ કરે સદાય સમજુ જાતે જઈ નીચથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?
મીઠાં મ્હોં મલકાવતાં વચનને વેગે વળી ઉચરે,

દેતાં દામ ન થાય કામ પણ તે કાકા કહીને કરે;
સ્વાર્થેથી ગુણહીન દીનજનને મોટા ગણે રામથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?
પ્યારાં પુત્ર કલત્ર મિત્રમણિઓ મામા અને મામિઓ,
શાણા સોદર સાસરાં ભતરિજા ભાયાત ને ભાભિઓ;
કાકા કાકિ કુટુંબ સર્વ પણ તે સાચાં સગાં સ્વાર્થથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?
ફાંકો ફક્કડ લોકનો ગરજમાં પૂરો ગળી જાય છે,
સ્વાર્થે સજ્જન લોક દુષ્ટજનને દ્વારે ડરી જાય છે;
સંતોષે સહુ ને અનેક વચનેથી દાનથી માનથી,
આ સંસાર અસારમાં અવતરી કો' કોણ સ્વાર્થી નથી?
કાને વેણ કઠોર દુષ્ટજનનાં સ્વાર્થે સહેવાં પડે,
સાચો સંપ તજી સદૈવ સુગુણી સંબંધી સાથે લડે;
આવે દૂરથકી મનાય પણ તે નારી પ્રિયા પ્રાણથી;
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થિ નથી.
થોડા ઉત્તમ કોઈ મધ્યમ હશે આ લોકના અર્થિઓ,
બાકી સર્વ કનિષ્ઠ અર્થપર છે સંસારમાં સ્વાર્થિઓ;
બીજું સ્વાર્થ સિવાય કાંઈ ન જડ્યું થાકયો મથી ને મથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી?

---

## कर्तव्यविमुख दुराचरणी मनुष्यविषे.

### दोहरा.

ઉની ઉની રોટલી, શાક દાળ ને ભાત;
ખાતાં પીતાં ખેલતાં, જાય દિવસ ને રાત.
પ્હેરે ઓઢે અંગપર, ભાતભાતનાં વસ્ર;
પૈસા માટે પ્રેમથી, કરે પ્રયત્ન સહસ્ર.
સરલપણું સમજે નહીં, આડા અવળા જાય;
દુર્ગુણના સરદાર પણ, ગુણ પોતાના ગાય.
ઘણાં ઘરેણાં ઘાલવાં, ઘટિત ગણે તે રીત;

ગાય ગળાં પકતાં કરી, અવગુણકારક ગીત.
કામ ક્રોધ મદ મોહ ને, મત્સર લોભ લગાર;
અળગા કહિ કરે નહિ, કપટીના સરદાર.
ભાત ભાતની શોભતી, અચરજકારક ચીજ;
લેવા ભોગવવા ભલી, થાય સદા તજવીજ.
ધર્મ ન જાણે લેશ પણ, ક્લેશ કરે દિનરાત;
પંડિતતા પરખાવવા, વળી વગોવે જાત.
ન સબંધને ઓળખે, આપે નહિ સંતોષ;
રાતદિવસ સહુ સાથ પણ, રાખે હૃદયે રોષ.
દોષ ન દેખે દેહના, પણ અભિમાન અપાર;
અહંકારમાં સત્યને, સમજે નહિ લગાર.
સંપાદન પુરુષાર્થનું, કરી શકે નહિ લેશ;
કરે ન સંગત સુજ્ઞની, પરોપકારે દ્વેષ.
શ્રવણ કરે નહિ શાસ્ત્રનું, એવા આડા લોક;
સુખ પામે શી રીતથી, તજે કેમ તે શોક?
એવા નરનું જન્મવું, નિષ્ફલ કેમ ન જાય?
કેમ ન ભવસાગરવિષે, અગણિત ગોથાં ખાય?

---

## शुं देशनो उदय एम करी शकाय?

### वसंततिलका.

ખાધાં કદી સરસ સાકર દૂધ ચોખા,
મિષ્ટાન્ન પાક પણ તેમજ નિત્ય નોખા;
પીધાં પવિત્ર જલ પાન પછી ચવાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
રે'વા મહેલ બહુ બાગ અને બગીચા,
સૂવા પલંગ વળિ પાથરવા ગલીચા;
શોભા સદા સરસ સ્વર્ગસમાન થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
સારાં સફેદ સહુ વસ્ત્ર ધરાય અંગે,
રાચે સદા હૃદય નિત્ય નવીન રંગે;
પ્રેમે કરી વિષયના રસમાં રમાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

બેઠા બનીઠનિ બરાબર બેઠકોમાં,
લીધાં લપાઈ પણ પાન ગુલાબ તેમાં;
'ગુડ્મોરનિંગ' કર મેળવતાં કરાય;
શું દેશનો ઉદય એમ કરી શકાય?

સિંહાસનો ખુરશિઓ કદિ કોચ સારા,
માંડ્યાં કબાટ બહુ ટેબલ કે પટારા;
ખાટે ચડી 'ખટક' 'ચડ્ડક' હીંચકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

મ્હેંકે ગુલાબજલ અત્તર ખૂબ અંગે,
રેડ્યાં લવંડર શરીરવિષે ઉમંગે;
પ્હેરાય હાર કરમાં ગજરા રખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

ચોકી કરે ચતુર વીશપચીશ પાળા,
ઓઢ્યા શરીરપર શાલ અને દુશાલા;
પ્હેરી પિતાંબરજ પંક્તિવિષે ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

વાડી દુકાન ઘરમાં બહુ 'ગ્યાસ' બાળે,
આનંદ થાય અતિઅદ્ભુત અંજવાળે;
મોટા વરા કરિ વળી ધન વાવરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

સીગ્રામ બ્રૂન બગિ ફેટનમાં બિરાજી,
લીધી હવા હરઘડી પણ ખૂબ તાજી;
સાંજે પછી ઘરભણી રખડી ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

એકાન્તમાં પ્રતિદિને કરવો નિવાસ,
બોલાવવું કદિક હોય મનુષ્ય પાસ;
તો ઘંટનો 'ટણણ' એમ અવાજ થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

શાહી અને કલમ કાગળ અન્યદેશી,
એ સાધને પ્રણયપત્ર લખાય બેશી;
ચુંકે કરી કવર તે પછિ બંધ થાય,

ગાય ગળાં પકતાં કરી, અવગુણકારક ગીત.
કામ ક્રોધ મદ મોહ ને, મત્સર લોભ લગાર;
અળગા કદિ કરે નહિ, કપટીના સરદાર.
ભાત ભાતની શોભતી, અચરજકારક ચીજ;
લેવા ભોગવવા ભલી, થાય સદા તજવીજ.
ધર્મ ન જાણે લેશ પણ, કલેશ કરે દિનરાત;
પંડિતતા પરખાવવા, વળી વગોવે જાત.
ન સંબંધને ઓળખે, આપે નહિ સંતોષ;
રાતદિવસ સહુ સાથ પણ, રાખે હૃદયે રોષ.
દોષ ન દેખે દેહના, પણ અભિમાન અપાર;
અહંકારમાં સત્યને, સમજે નહિ લગાર.
સંપાદન પુરુષાર્થનું, કરી શકે નહિ લેશ;
કરે ન સંગત સુજ્ઞની, પરોપકારે દ્વેષ.
શ્રવણ કરે નહિ શાસ્ત્રનું, એવા આડા લોક;
સુખ પામે શી રીતથી, તજે કેમ તે શોક ?
એવા નરનું જન્મવું, નિષ્ફલ કેમ ન જાય ?
કેમ ન ભવસાગરવિષે, અગણિત ગોથાં ખાય ?

---

## शुं देशनो उदय एम करी शकाय ?

### वसंततिलका.

ખાધાં કદી સરસ સાકર દૂધ ચોખા,
મિષ્ટાન્ન પાક પણ તેમજ નિત્ય નોખા;
પીધાં પવિત્ર જલ પાન પછી ચવાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
રે'વા મહેલ બહુ બાગ અને બગીચા,
સૂવા પલંગ વળિ પાથરવા ગલીચા;
શોભા સદા સરસ સ્વર્ગસમાન થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
સારાં સફેદ સહુ વસ્ત્ર ધરાય અંગે,
રાચે સદા હૃદય નિત્ય નવીન રંગે;
પ્રેમે કરી વિષયના રસમાં રમાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

બેઠા બનીઠનિ બરાબર બેઠકોમાં,
લીધાં લપાઈ પણ પાન ગુલાબ તેમાં;
'ગુડ્‌મોરનિંગ' કર મેળવતાં કરાય;
શું દેશનો ઉદય એમ કરી શકાય?

સિંહાસનો ખુરશિઓ કદિ કોચ સારા,
માંડ્યાં કબાટ બહુ ટેબલ કે પટારા;
ખાટે ચડી 'ખટક' 'ચડ્‌ડક' હીંચકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

બ્હેંકે ગુલાબજલ અત્તર ખૂબ અંગે,
રેડ્યાં લવંડર શરીરવિષે ઉમંગે;
પ્હેરાય હાર કરમાં ગજરા રખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

ચોકી કરે ચતુર વીશપચીશ પાળા,
ઓઢ્યા શરીરપર શાલ અને દુશાલા;
પ્હેરી પિતાંબરજ પંક્તિવિષે ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

વાડી દુકાન ઘરમાં બહુ 'ગ્યાસ' બાળે,
આનંદ થાય અતિઅદ્‌ભુત અંજવાળે;
મોટા વરા કરિ વળી ધન વાવરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

સીગ્રામ બ્રૂન બગિ ફેટનમાં બિરાજી,
લીધી હવા હરઘડી પણ ખૂબ તાજી;
સાંજે પછી ઘરભણી રખડી ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

એકાન્તમાં પ્રતિદિને કરવો નિવાસ,
બોલાવવું કદિક હોય મનુષ્ય પાસ;
તો ઘંટનો 'ટણણ' એમ અવાજ થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

શાહી અને કલમ કાગળ અન્યદેશી,
એ સાધને પ્રણયપત્ર લખાય બેશી;
થુંકે કરી કવર તે પછિ બંધ થાય,

શું દેશનો ઉદય એમ કરી શકાય?

પાકીટ સુંદર વિલાયતિ ચામડાંનાં,
રોગાનદાર અતિ ઓપવડે મજાનાં;
ટાંગી ખભે મર મુસાફ્રિએ જવાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

પ્હેર્યા અતિપ્રણયથી પણ પાયજામા,
ને પાટલૂનપર કોટ અનેક જામા;
કબ્જા અને બદન પ્હેરણ વાપરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

માણિક્ય મૌક્તિક સુવર્ણતણા અપાર,
હીરા ઝવેરમય હાર હજારવાર;
વીંટી વિચિત્ર વળિ હાથવિષે ધલાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

મોજાં વિલાયતિ વિલાયતિ બૂટ ઘાલે,
ચશ્માં ચડાવિ ચડિયોંટથિ ચાલ ચાલે;
છત્રી અને છડિવિના ન રહી શકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

કોડે કરે કઠણ કલ્પિત શુષ્કવાદ,
જાણે નહીં કંઈજ શાસ્ત્રતણો સવાદ;
ભાષા વળી અવર ભાવવડે ભણાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

મેલે કદી ધરતિએ પગ તો ઘસાય,
ચાલે કદાપિ નહિ ચાંખડિઓ સિવાય;
શીતોષ્ણતા પણ નહીંજ સહી શકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

છૂટે પવિત્ર જલના બહુ જ્યાં ફુવારા,
આપે સુગંધ જુઈ જાઈ અને લવારા;
એવે સમે દિવસ ગ્રીષ્મતણા ગળાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

પાકીટ કે કવર ઉપર સીલ મારે,
તેમાં વળી નિજનું નામજ કોતરાવે;
જેથી અતિ ભભકદાર જને જણાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

ઘુંઝે ઘણાં ઘણુખરા ઘડિયાળ ઘાલે,
લાકીટ પાકિટવિના ઘડિએ ન ચાલે;
ઘૂંયંત્રને પણ ઘરાર ધરી ધરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

લાવે દયા ન કદિ દીન અનાથમાથે,
આવ્યું ખુવે પરમ રત્ન અમૂલ્ય હાથે;
આપે ન પાણ પણ પુણ્ય નહીં કરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

'હું' 'હું' કરે ન મમતા પણ મૂર્ખ છાંડે,
કંકાસ કલેશ અતિ અન્યનિ સાથ માંડે;
અદ્દ્ભુત કાલગતિને નહિ પારખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

ઓળાય વાળ વખતે વળિ દાંતિઆથી,
જાણે ન તે શરીર હોય ભરેલ શાથી;
આ દેહથી ન પરમાર્થ કશો કરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

સ્થાપી સભા ભભકથી અથવા મિટિંગ,
તેનો રહે નહિ બરાબર શુદ્ધ રંગ;
બોલ્યું ન લેશ પણ કોઈથકી પળાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

આરંભનું ન પરિણામ કશું વિચારે,
મોટાઈના મદવિષે બહુ બાથ મારે;
વાણી-ક્રિયા મન કદી નહિ એક થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

શોધે ન કોઈ સુખકારક માર્ગ સારો,

આપે અસત્ય વળિ અદ્‌ભુત એ વિચારો;
ઈચ્છાનુકૂલ વળિ આડધડે પડાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
સારંગિ સુંદરિ સતાર અને પિઆના,
વાજાં વિલાયતિ મૃદંગ ઘણાં મજાનાં;
શીખાય કે શ્રવણથી બહુ સંભળાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
જોઈ ભવાઈ કદિ નાચ અને તમાસા,
જોયા જરૂર જઈ નાટકખેલ ખાસા;
એ માર્ગમાં મમતથી ધન વાપરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
રૂપા અને કનકનાં પણ પાત્ર કીધાં,
પ્યાલા અડાળિ ચમચામય સર્વ લીધાં;
તે હર્ષના સમયમાં બહુ વાપરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
ગાંજા ગડાકુ તપખીર વળી તણાય,
લેવાય કાં અમલ કાં વિજયા વટાય:
એ વાત આજ અતિ ઉત્તમમાં ગણાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
આદર્શને કરવિષે લઇને નિહાળે,
શોભાં ભવાં નયન મૂછમરોડ ભાળે;
ખૂંટી કઢાય વળિ વાળ વધૂ રખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
પ્યારીસમેત અથવા પ્રિયમિત્રસાથે,
છાની છપાય છવિઓ ધન હોય હાથે;
છાપાંવિષે કદિક નામ વળી છપાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
સંસારનો સુખદ સાર ન કાંઈ જાણે,
માને ન વાત સુખરૂપ દશાપ્રમાણે;
મોટાઈના મદવિષેજ તણાઈ જાય,

શું દેશનો ઉદય એમ કરી શકાય ?
દેખે કદી તિમિર તો બહુ બીક લાગે,
ને ભૂત-પ્રેતતણિ વાતથિ દૂર ભાગે;
વાગે છરી કદિક તો પડદે પડાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
રાખે ન લાજ સઘળા નર તેમ નારી,
તોડે કદી અદબની પણ પાજ સારી;
આસ્થાજ અંતર થકી અળગી કરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
ચાલી શકે ન ચરણે કદિ ચાર કોશ,
રાખે સદા હૃદયમાં સહુ સાથ રોષ;
સૌશિલ્ય સદ્ગુણવિષે નહિ હેત થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
બાવા બની રખડવું બહુ રાખ ચોળી,
બાંધી જટા બગલમાં પણ એક ઝોળી;
માળા ધરી કરવિષે જપને જપાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
સત્સંગ સત્પુરુષનો ન કદી કરાય,
વિદ્યા-કલાવિષયમાં નહિ શોધ થાય;
ધર્માર્થકામપર પ્રીતિ નહીં રખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
સૂઝે વિચાર કરતાં વિધવાવિવાહ,
આપે વળી પરિજનો પણ 'વાહવાહ';
શીખ્યા ન હંસગતિ કાગતણી ભુલાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
બૂરાં ન જાય પણ બેહદ બાલલગ્ન,
એ વાતમાં સગુણ નિર્ગુણ સર્વ મગ્ન;
બુઢ્ઢા અને તદપિ બાળકિઓ વરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
માસ્લેશ્વરે પરલ માહિમ બંગલામાં,

બાલાચડી દમણુ સુંદર સીમલામાં;
સૂતા સમુદ્રતટ ચંડક ખૂબ થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
ટીલાં અને ટપકિઓ કરતા કપાળે,
પામે પ્રસાદ મરજાદ પવિત્ર પાળે;
નારી અને પુરુષ દર્શનકાજ જાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
ટેટા હવાઈ વળિ ફૂલખરણી વછૂટે,
ભંભોટિઆ વળિ છછૂંદર ખૂબ છૂટે;
દીવાળિ હોય પણ હોળિ થઈ જણાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
તાકી મરાયજ પરસ્પર પીચકારી,
ભીંજાય રંગથકિ અંગ ખરી ખુવારી;
ઊડે ગુલાલ અપશબ્દ બહુ બકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?
સૂકયું શરીર નહિ કાંઈ પછી કરાશે,
સંતાપરૂપ ફલ કેવલ એક થાશે;
જાણ્યું ન તે વય વહી પણ સર્વ જાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય?

---

## नाहिम्मत मनुष्यविषे.

### छप्पय.

હારણુ જે નર હોય, કોઈ દિન સુખ નહિ પામે;
હારણુ જે નર હોય, કોઈ દિન તે નહિ જામે;
હારણુ જે નર હોય, શરીરે ન રહે સારો;
હારણુ જે નર હોય, કોઈનો ન ખમે ડારો;
જે નર હારણુ હોયછે, તે સુખ સંપતને ખુવે;
દુઃખ પડે જો દેહને, તો પોકે પોકે રુવે.
હારણુ નરથી રાજ,—કાજમાં નહીં પડાયે;

હારણુ નરથી નહીં ધૈર્ય પણ કદી રખાયે;
હારણુ નરથી નહીં, કામ રૂડું કંઈ થાયે;
હારણુ નરથી નહીં, વળી પરદેશ જવાયે;
હારણુ નરની હોંશ પણુ, અધવચથી તૂટી પડે;
આધિ વ્યાધિ ઉપાધિ પણુ, તેમાથે આવી પડે.

હારણુ નરનો કોઈ, કરે વિશ્વાસ ન કોડે;
હારણુ નરને કોઈ, ન રાખે પોતા જોડે;
હારણુ નરનાં હાડ, જાયછે સાવ સુકાઈ;
હારણુ નરના હૃદય,-વિષે સળગેછે લાઈ;
કામકાજ કરવાવિષે, હારણુ નર હારી જશે;
વિચારવાળાં કામમાં, સ્ત્રીજન જેવો થઈ જશે.

હારણુ નરથી હોય, હજામો હિમ્મતવાળા;
હારણુ નરથી હોય, શુરાતનવાળી બાલા;
હારણુ નરથી હોય, સ્ત્રીઓ પણુ હિમ્મતવાળી;
હારણુ નરથી હોય, નિરંતર કીર્તિ કાળી;
હારણુ નર જે હોય છે, તે પીડા પામે અતિ;
ઉદય કરે એ કામમાં, ચાલે નહિ તેની મતિ.

હારણુ નર જે હોય, મૂર્ખમાં તેજ ગણાયે;
હારણુ નર જે હોય, ઉદય તેનો નહિ થાયે;
હારણુ નર જે હોય, સર્વમાં તે નિંદાએ;
હારણુ નર જે હોય, પાંચમાં નહિ પંકાએ;
વળિ હારણુ નર જે હોય તે, સંબંધીને સાલ છે;
અણુસમજૂ વયથી વધ્યો, પણુ તે નાનો બાલ છે.

હારણુ નરમાં નહીં, અહંતામમતા આવે;
હારણુ નરમાં નહીં, શુરાતન આખું આવે;
હારણુ નરમાં નહીં, બુદ્ધિનું બલ પણુ સારૂં;
હારણુ નરથિ ન થાય, કોઈનું કદી નઠારૂં;
વળિ હારણુ નર જે હોય છે, તે બાલકથી બેજ છે;
હૈયાને હિમ્મત વિના, સાવ સદા નિસ્તેજ છે.
હારણુ નર જે હોય, ન તે તરવાર ચલાવે;

હારણ નર જે હોય, ભીતિથી ભાગી આવે;
હારણ નર જે હોય, દેશ ને તેજ ડુબાવે;
હારણ નર જે હોય, લાજ કુલની લૂટાવે;
વળિ હારણ નર જે હોય તે, ઈશ્વરને ભાવે ભજે;
સત્ત્વગુણી જો હોય તો, કપટ ઝપટમાંથી તજે.

હારણ નર જે હોય, રહે છે નિર્મલ મનમાં;
હારણ નર જે હોય, રહે નિર્બલ તન મનમાં;
હારણ નર જે હોય, ન લક્ષ્મી તેને આવે;
હારણ નર જે હોય, અન્ન તેને નહિ ભાવે;
વળિ હારણ નર જે હોય છે, તે સુખમાં સૂતા નથી;
દુનિઆની તે રીતને, નજર કરી જોતા નથી.

હારણ નહિ વખણાય, તણાય બીજાને જોરે;
હારણ શુભ કરિ કામ, નહીં યશ કદી વધારે;
હારણ માને મોત, જીવવા કરતાં સારૂં;
હારણ લેખે ખરૂં, સર્વ સુખ સદૈવ ખારૂં;
વળિ હારણ નર જે હોય તે, બીજાને પૂછી કરે;
સારૂં નરનું થાય તો, કાયા તેની થરથરે.

હારણને સુખ નહીં, સ્રીઓનું લાગે સારૂં;
પુત્ર સગાં પરિવાર, બધું લાગેજ નઠારૂં;
લક્ષ્મીની તે લ્હેર, ઝેર જેવી તે જાણે;
વૈભવ હોય વિશેષ, ન તેથી પણ તે માણે;
દાઝે દિલમાં સર્વદા, બીજાનું સુખ જોઇને;
અભાગિયા હારણ નરો, શાન્ત રહે મન રોઇને.

હારણ હોય હજાર, એક શૂરાથી હારે;
હારણ હોય હજાર, વીર તેને સંહારે;
હારણ હોય હજાર, કરે નહિ છડે છકીને;
હારણ હોય હજાર, ન બોલે વેણ બકીને;
વળિ હારણ નર જે હોય તે, રાંડ પાસ જઈને રુવે;
મન ઝાઝું મુંઝાય તો, પડે જઈ ઉંડે કુવે.

હારણ નર જે હોય, પડે નહિ આગળ પોતે;

રાતદિવસ જાય છે, સદાએ રોતે રોતે;
હારણુ મનના નરો, કોઈનું કહ્યું ન જાણે;
હારણુ મનના નરો, આપઆપનું પ્રમાણે;
વળિ હારણુ મનના હોય તે, વિચાર ઝાઝા બહુ કરે;
પણ શું કરવું તેવિષે, નિશ્ચય લેશ નહીં ઠરે.

---

## दुष्ट स्त्रीना दुर्गुणोनुं चित्र.

१

अनुष्टुप्.

પગોપર પગો મેલી, કરે વાત વડીવડી;
ગુંથે ચોવટ બીજાની, જો બેસે નવરી ઘડી.
આપના ગુણ ગાવામાં, રહે તત્પર બેવડી;
અન્યને નિંદવા ટાણે, જીભ બે વામ જેવડી.
પાનીએ મતિ નારીની, સાચી એ વાતતો કથી;
સાક્ષાત્ દુર્જનનું રૂપ, એથી અન્ય કંઈ નથી,
ડરે ન સત્યને જાતાં, ફરે ન હઠ મેલવા;
ટકાવા વાત પોતાની, જીભડી ગજની સવા.
રીસમાં ક્રોધનું રૂપ, ખરેખર જણાયછે;
જરા ન ગમતું થાએ, પ્રકૃતિ તુર્ત જાયછે.
ડરે ન દેવથી લેશ, જાણે કો રાક્ષસી વડી;
બેનસીબ ખરે તે તો, કોપરે દૃષ્ટિ જો પડી.
પરાઈ પીડ ના જાણે, કટાણે કથળીપડે;
જાણે અન્ન પચાવાને, બીજાની સામને લડે.
બોલે નહિ બિચારી કો, તો મોંમાં આંગળી કરે;
તથાપિ નહિ બોલે તો, મેણાં મારી હદે ઠરે.
બીજાંની સરસાઈને, જોઈને હૃદયે બળે;
તેની નરસાઈ થાવા, કરે યત્ન પલે પલે.
સમોવડ મળે તો તો, બાકી કાંઈ રહે નહીં;
બેયનાં રૂપ તો જાણે, જોગણી પ્રકટી અહીં.

સોગનો પુત્ર-પુત્રીના, સાચાઈ કાજ ખાયછે;
ધણીના સમ તો જેમ, આટામાં લૂણ જાયછે.
સ્વામીના હિતની વાત, મને તો લાવતી નથી;
સાચું ન સમજે કાંઈ, મરે કોઈ મથી મથી.
માજાયા દુર્ગુણો જાણી, રાખેછે માન તેમનું;
મળેછે કોઇને આવી, ફૂટેલું ભાગ્ય જેમનું.
ડા'પણો ડો'ળવા ડાહી, હમેશાં હોયછે અતિ;
પોતાના પગની લાઈ, જોતી તે કદિએ નથી.
પેટમાં જબરી કાતી, મીઠું મીઠું મુખે વદે;
સંપની જો કથા કાને, આવે તો તે નહીં સદે.
અન્યની રીસ ઉતારે, પોતાનાં બાલકોપરે;
કલ્યાણકાજ ના લેશ, વિચારો મનમાં ધરે.

---

૪૨

## सारंग.

કહું કોની પાસ હું કા'ણી રે? મને બધી મનની સમાણી.
જાણી જેને મારી પ્રાણપ્રિયા તે, વિપરીત વર્તે હમેશ;
વાત કહું કંઈ ઉપદેશની તો, ધ્યાને ધરે નહિ લેશ; કહું૦
રાજી હોયે ત્યારે રાજી થાવાની, વાતો કરેછે અનેક;
પાંડિત્ય પોતાનું સઘળું જણવતાં, રાખે જીભેજ વિવેક; કહું૦
શાન્ત થાવાનું ઠામ પ્રિયા નિજ, ધારતો હું મનમાંહિ;
પાપતણા કોઈ પુંજથી મારા, ધાર્યું થયું નહીં કાંઈ; કહું૦
લાજની વાત કંઈ નવ જાણે, આણે ન અદકો વિચાર;
ધાડમધાડ ચડે રીસ ઝાઝી, કાંઈક કહેતાં વાર; કહું૦
ઝેર પીવાની બીક દેખાડી, હૃદય બાળે બહુ વાર;
વાત કહું કાંઈ શિખામણોની, જાણે નહીં તે લગાર; કહું૦
બુદ્ધિનું બારદાન ઉંઘે બહુ, બોલે નહીં કાંઈ સુખ;
સુખનાં કારણ સુઝે નહિં ને, ગાય પોતાનાં દુ:ખ; કહું૦
એનો ને મારો સ્વભાવ મળે નહીં, તેથી ટળે નહીં તાપ;
પડતાળે પોતાનાં બાલક કોમલ, વળગ્યું કયાંથી એ પાપ? કહું૦
સ્વામીને ગમશે કેમ ન એ કંઈ, મનમાં વિચારે જરાય;

પ્રથમ પોતાનું સુખ વિચારે, સ્વાર્થમાં રહિને સદાય; કહું૦
આળસનો નહીં પાર જરાએ, ગુણ ગોત્યા ન જણાય;
દુર્ગુણને ટાળવા કદિ જાઉં તો, તરત બીજાજ જાય; કહું૦
મારૂં કરે કામ સુખેથી કહું ત્યારે, એવી છે ટેવ ખરાબ;
પુછું કદી કાંઈ પ્રશ્ન પીડામાં, જાણે ન દેતાં જવાબ; કહું૦
મમતા કરીને સુધારવા જાતાં, અવળો થયો પરિણામ;
તેથી લેવાની આશ રહી નહીં, સુખ થાવાનું નામ; કહું૦

---

## नीतिवोध.

### द्रुतविलंवित.

૧

સરસ કામ કરે કરવા ચહો, જગતમાં સહુ લાવ સુખે લહો;
સુખદ સંપ સદા જનમાં કરો, સુજનમાંહિ સદાચરણી ઠરો.
તનતણા સહુ તાપ તમેં તજી, પ્રણતપાલ હરિહરને ભજી;
મનતણા સહુ મેલ હઠે હરો, દુખદ આ ભવસાગરને તરો.
સરલ શાન્ત થઈ ગુણને ગ્રહો, વિપદ આવી પડે પણ તે સહો;
નવ કદાપિ કુવાક્ય કશું કહો, સતત સંગતિ દુર્જનની જહો.

૨

બહુજ દુઃખદ આ ભવ ભાળવો, સકલ સદ્‍ગુણને સહુ જાળવો;
અવરના ઉપકાર કર્યા કરો, પરમ પુણ્યતણાં પગલાં ભરો.
ભરમ કાંઈ નથી ભવમાં ભલા, અકલ છે કલિકાલતણી કલા;
અકલ ઈશતણી ગણવી ગતિ, અવળ માર્ગે જતી હણવી મતિ.
ભણતરો ભણવાં બહુ ભાવથી, અધિક લાભ લહો શુભ દાવથી;
શરમ શીલ જતાં ગણવી ખરી, નકલ દુર્ગુણની કરવી પરી.
પરમ ઈશ્વરમાં મન રાખજો, સુખદ સત્ય સદા મુખ ભાખજો;
નર ઉદાસિ ન અતરમાં ભરો, નિરદની સમ નિર્મલતા ધરો.
સફલ જન્મ ધર્યો કરવો ખરો, શમદમાદિક અમૃતનો ઝરો;
પ્રણયથી કરિ પાન પ્રભુ ભજો, વિનયનું શુભ સાધન તો સજો.

---

## सदा शीलचिंतामणि सर्व राखो.

### भुजंगी.

ભણી ભાવથી ને ઘણા ભેદ જાણી,
મુખે બોલતા ના કદી કિલષ્ટ વાણી;
સહૂ સંપનો સ્વાદ સંપૂર્ણ ચાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
કરો કામ જે હોય કલ્યાણકારી,
વધે કીર્તિ તેમાં અતીશે તમારી;
દયાદૃષ્ટિથી સર્વદા દીન દાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
ગ્રહો સદ્‌ગુણો એકથી એક ભારી,
સુખે ચાલવું પંથ સારો વિચારી;
નહીં અન્યના લાભમાં વિઘ્ન નાંખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
દહો દુર્ગુણો દેહથી દુષ્ટ સર્વે,
મને લેશ રાખો નહીં કોઈ ગર્વ,
લહો પ્રેમના લાવ સૌકોઈ લાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
હજારો કુપંથો પડ્યાછે નઠારા,
રખેને ચડે જીવ તેમાં તમારા;
ઉઘાડી કરી ચાલવું નિત્ય આંખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
ધરો ધર્મના મર્મનું સર્વ ધ્યાન,
કરો પ્રેમથી જ્ઞાનપીયૂષ પાન;
તરો તેથકી આપ સંસાર આખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
દુખાઓ દિલે અન્યનું દુઃખ દેખ્યે,
ન દેશો જવા જન્મ લીધો અલેખે;
વળી સૂક્ષ્મદૃષ્ટિ કરી સત્ય ભાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.

---

## गुरुना उपकार.

### मराठी साखीनी पेठे.

બાલકમતિ શું વર્ણન કરિએ, ગુરુજનના ઉપકાર?
ભાવે ભણતાં શુભ ગુણ આવે, સુખ પણ થાય અપાર; બાલક૦
મૂર્ખ મટીને ડાહ્યાં થઇએ, સુધરે સકલ વિચાર;
માન મળે માનવમાં મોટું, વિનય વધે નિરધાર; બાલક૦
થાય હર્ષ મનમાં બહુ મોટો, લાભ ન જાય લગાર;
ભાર વધે ભવમાં ભણતરથી ન ગણે કોઈ ગમાર; બાલક૦
દુર્ગુણ સઘળા જાય દબાઈ, સમજી જઈએ સાર;
ભેદ ભરમ ભવમાં સહુ ભાગે, લાભ પમાય હજાર; બાલક૦
અંધાપો અળગો થઈ સહુને, નયનો નિર્મલ થાય;
હૃદયકમલ પણ ખીલે ખાસું, સહુ સુધરે સંસાર;
પરમેશ્વરને પણ ઓળખીએ, એ ગુરુના ઉપકાર, બાલક૦

---

## *शियळनो महिमा.

### जंगलो राग–ठुमरी.

વાત એક સહુએ શિયળની, સ્મરણ કરો દિનરાત. ટેક.
શિયળ ગર્યે વ્રત સર્વ ગળે છે, જાગે પાપોની જમાત રે; વાત૦
શિયળવાન નર હોય જગતમાં, તેવિણ સર્વ કજાત રે; વાત૦
શાન્ત શિયળમાં રહી જન સર્વે, ભાવે ભજો જગન્નાથ રે; વાત૦
અન્ય સાધન સહુ અળગાં રહેશે, અંતે થશે એજ સાથ રે; વાત૦
શિયળ પુણ્યનું પાત્ર પરમ છે, એથી ટળે તન તાપ રે; વાત૦
સુખસંપત મળવાનો કિનારો, એ સમજો ખરેખાત રે; વાત૦
કઈક ગયા નર અનુપમ સુખ લઈ, પુણ્ય પરમ કરી હાથ રે; વાત૦
એ ગુણનો શણગાર સરસ છે, બાળે બધા નિજ તાપ રે; વાત૦
રૂપ રંગ ભભકો બહુ ભારે, એવિણ સઘળી ખાખ રે; વાત૦
એ ઉત્તમ પદનું શુભ સાધન, પૂરે વેદાદિક શાખ રે; વાત૦

---

## ते पामर परिणामे खत्ता खाय छे.

### मनहर.

શીલને સંભાળવામાં બાપેમાર્યાં વેર જાણે,
સદાચારની તો વાત સમજે ન સાનમાં;

---

* અશાડ વદિ ૭. ઉમ્મર વર્ષ ૨૭.

સત્યની અગત્ય શી તે તેવાં જન જાણે કેમ?
ચોટયાં ચિત્ત જેનાં પરધન પરધામમાં;
નીતિમાં ન પ્રીતિ પ્રાણ જાય તોય કાંઈ કરે,
દીનને દુખાવી દુષ્ટ રાજી અતિ થાય છે;
પ્રથમ ન સમજે પામર પરિણામે પછી,
ખરેખર ખાંતે કરી ખત્તા ખૂબ ખાય છે.
પોતાનું તે પાધરૂં ઘડી બેસારે જેમ તેમ,
પ્રૌઢપણું પરૂં મેલે પાપને પંથે ચડી;
યમ ને નિયમની તો વાત પણ સુણે નહીં,
જરા સમજાવીએ તો જાયછે ઉંચા ચડી;
કેમ બોલવું ને કેમ ચાલવું તે જાણે નહીં,
સોનું મેલી સ્હેજે ધૂળ ધમવાને ધાય છે;
પ્રથમ ન સમજે પામર પરિણામે પછી,
ખરેખર ખાંતે કરી ખત્તા ખૂબ ખાય છે.

---

## परवशपणुं.

### गीति.

પરવશપણે રહેવું, એ કરતાં તો મરણ બહુ સારૂં;
પિંડે પીડ પડ્યાથી, માને એવું સદાય મન મારૂં.
પરતંત્રતા પીડા છે, સ્વતંત્રતાને સતત સુખદ જાણું;
પરવશ પેટ ભર્યાના, કરતાં ઉત્તમ મરણ મન પ્રમાણું.
પૂર્વજન્મનાં કેવાં, હશે પાપ કંઈ સમજ નથી પડતી;
પરતંત્રતા મટીને, ક્યારે થાશે નશીબમાં ચડતી?

---

## लंपटविषे.

### आर्या.

સ્ત્રી સ્વાધીન છતાં પણ, લંપટ પરનારીમાં નીચ થાએ;
ભર્યું તળાવ ભલે પણ, કાક કુંભનું પાણી પીએ.

---

## रूढिविषे.

### वसंततिलका.

રૂઢિ પડે કદિક સૌ જનમાંહિ સારી,
કાં તો પડે કદિક કાલવશે નઠારી;
તેવી પ્રથાપર સહુ જન નિત્ય જાએ,
ખોટા ખરાનિ પણ બૂજ નહીં જરાએ.

### शार्दूलविक्रीडित.

સારાસાર ન કોઈ આ જગતમાં જાણી સુધારો કરે,
જેને જેમ ગમે સ્વભાવથકિ તે તે રીતિમાં સંચરે;
રૂઢિમાં રખડે ભલે પણ મને કોઈ વિચારે નહીં,
માયાના મદનો ખરોજ મહિમા જેતાં જણાયે અહીં.

### वसंततिलका.

રૂઢિતણા જબ્બર પંથવિષે પડેલાં,
લોકો તમામ ઘરબારવિષે અડેલાં;
જેતાં કરે નવ તપાસ જરાય કોયે,
આશ્ચર્ય એજ મુજને મન આજ હોયે.

---

## हास्यविषे.

### दोहरो.

સુજ્ઞ જનોએ સર્વદા, નહિ કંઈ કરવું હાસ્ય;
નહિ તો એથી ઉપજશે, અણુસરજ્યું ઔદાસ્ય.

---

## *टेव पडी टळती नथी तेविषे.

### भरथरीने ढाळे.

ટેવ પડી ટળતી નથી, કોટિ કરિએ ઉપાય જી.
બોધ વિરોધ વૃથા બધા, એથી શું ફલ થાયજી?— ટેવ૦
વાત વિચાર કદી ફરે, દેશે વેશે ફરાયજી;
દેહ દશા પણ પાલટે, આખું આયુષ્ય જાયજી;— ટેવ૦

---

* સારી નથી પણ રાખી છે.

વિદ્યા કલા ને કુશલતા, કોને આવે છે કામજી?
બીજ જેવાં ફલ નીપજે, પેખો એ પરિણામજી;— ટેવ૦
બાલક વૃદ્ધ યુવાન કે, ઊંચ નીચનો ભેદજી;
એમાં નથી કાંઈ કામનો, ખોટો થાય છે ખેદજી;— ટેવ૦
દાખલા દઈએ કેટલા, એનો આવે ન પારજી;
તત્ત્વથકી જો તપાસિએ, તો તો નીકળે તારજી;— ટેવ૦
પારસમણિના સંગથી, સોનું થાય કટારજી;
તોપણ ક્યાં ટળી જાયછે? ધાર આકાર મારજી;— ટેવ૦
રબ્બર તાણી રાખિએ, ટુંકું તે થઈ જાયજી;
પાળ કરી જલ રોકવા, પાણીસાથે તણાયજી;— ટેવ૦
દૂધે ધુવો તોય કોયલો, મેલે કાળપ કેમજી?
કાજલ શ્વેત થતું નથી આવે અનુભવ એમજી;— ટેવ૦
ડુંગળીનો ગંધ દુષ્ટ છે, કેમ દૂર કરાયજી?
હિંગનો ગંધ હઠાડવા, ક્યાં છે કોઈ ઉપાયજી? ટેવ૦
જલ શીતલ અગ્નિ ઉષ્ણ છે, નાગ ઝેરનું ઝાડજી;
ઓસડ એનું મળે નહિ, પાડી નાંખો પહાડજી;— ટેવ૦
શ્વાનનું પુચ્છ સુધારવા, બાંધો બંધ અનેકજી;
પાશરૂં તોય થતું નથી, તુટી જાયછે ટેકજી;— ટેવ૦
શોક તજી સહુ અંતરે, ભજો શ્રીભગવાનજી;
કેશવ હરિ કરુણા કરે, એવું ધારવું ધ્યાનજી;— ટેવ૦

---

## सुख कोने छे ?

### उपजाति.

જે દેવનો વ્યાપક છે પ્રતાપ, તેને સુવા કાજ સદૈવ સાપ;
સદાય ભક્તાધીન છે મુરારિ, સુખે સુવે કોણ જુઓ વિચારી.
પીવું પડ્યું ઝેર પ્રભુ થઇને, ભીખે ભમે નગ્નપણે રહીને;
પડ્યા રહે પર્વતમાં પુરારિ, સુખે વસે કોણ જુઓ વિચારી.
જેના પ્રકાશે વ્યવહાર થાય, સદૈવ તેનો ઉદયાસ્ત થાય;
ફર્યા કરે અંબરના વિહારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
નિશાપતિ અમૃતપાત્ર ચાંદો, કલંકિને તેમ સદૈવ માંદો;

પામે નહીં કોઈ દિને પથારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
ઘડ્યા કરે ઘાટ ફરી ફરીને, બેસે નહીં એક ઘડી ઠરીને;
બ્રહ્મા થયા તોપણ ભાંડકારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
શ્રીરામચંદ્રાદિક પુણ્યધામ, ઠરી ન બેઠા પણ કોઈ ઠામ;
દુઃખી બલિરાજ સમા સુરારિ, સુખે વસે કોણ જુઓ વિચારી.
સ્વરૂપનું જ્ઞાન ન થાય લેશ, ઉપાધિને આધિ નડે વિશેષ;
સંન્યાસિઓ તેમજ બ્રહ્મચારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
તપે ત્રિધા તાપવડે ગૃહસ્થો, સુવાસુથી અન્ય ન કોઈ રસ્તો;
છે વેશ્મનો ભાર સદૈવ ભારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
સંસારનાં સંકટથી સતાઈ, દેખી બધું દૃષ્ટિથિ દુઃખદાઈ;
બને સહૂ બાકરિઓ બિચારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
રાજા અને રંક સમર્થ લોક, પડ્યા રહે શોકવિષે અથોક;
પ્રધાન ને કાબિલ કારભારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
અનાદિ આ વિશ્વવિષે થયા જે, દુઃખેસુખે સર્વ વહી ગયા તે;
જંજાલ જેણે વિગતે વિસારી, સુખે સુએ તેજ જુઓ વિચારી.
જે કામ ને ક્રોધ સદૈવ જીતે, વૈરાગ્યમાં પ્રીતિ કરે સુરીતે;
હૈયાવિષે હિમ્મત હોય ભારી, સુખે સુએ તેજ જુઓ વિચારી.
સારે નઠારે સમદૃષ્ટિ રાખી, પીડા પડે તોપણ સર્વ સાંખી;
ચાલે સદાચારવિષે વિચારી, સુખે વસે તેજ જુઓ વિચારી.

---

## जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?

### हरिगीत.

દેખી અવરના ઉદયને આવી ગઈ ઈર્ષ્યા અતિ,
શાસ્ત્રો પુરાણો નિરખવા આનંદ પામી નહિ મતિ;
દર્શન કર્યાં નહિ દેવનાં નયનો મળ્યાં તો શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
સારૂં શ્રવણ કીધું નહીં શિક્ષા ન સારી સાંભળી,
ચાડી અને ચુગલાઈની વાતો વળી લાગી ગળી;
નહિ દાદ દીનતણી સુણી કર્ણો મળ્યા તો શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
કાઢ્યાં અતિ કડવાં કલેજાં કાપનારાં કેણને,
ન કહ્યાં કદી સદ્‌બોધકારક વિનયવાળાં વેણને;

નહિ નામ લીધું રામનું જિંહ્વા જડી તો શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
સેવા ન સંતતણી કરી સદ્બોધ લેશ લખ્યા નહિ,
કલ્યાણકારક અવર કોઈ ક્રિયા કદાપિ થઈ નહિ;
નહિ દીનને દીધું કંઈ હાથો મળ્યા તો શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
સત્પુરુષનાં દર્શન નહિ કરવા ગયા કોડે કદી,
આપ્યું ન માન અનેકને મોટાઈના મદમાં મદી;
ન કર્યાં કદી તીર્થાટનો પગ પામવાથી શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
સારૂં અને શું છે નઠારૂં ગ્રહણ કરવું શું ઘટે?
સંસારનાં સુખ–દુઃખની કઈ રીતથી પીડા મટે?
એવો વિચાર ન થાય તો વિનયે કરીને શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
ન નમન કર્યું ગુરુજનતણાં ચરણારવિંદવિષે પડી,
ઉપકારથી બાંધી નહીં જય શબ્દની પણ પાઘડી;
ઋણ એક પણ નહિ ઉતર્યું માથું મળ્યું તો શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
પલની ખબર પડતી નથી એ વાતને જાણી નહીં,
ભવ સફલ કરવાની કદી ચિંતા મને આણી નહીં;
બાલ્યા યુવા વૃદ્ધા અવસ્થા એમ વય વીતી ગયું,
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?
સંતોષ કોઈ પ્રકારનો આપ્યો ન લેશે કોઇને,
લીધું ખરૂં દીધું નહીં શુભ દાન પાત્રે જોઈને;
ખાધું અને પીધું નહીં સંપત્તિએ પણ શું થયું?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું?

---

## कल्याण समजाय नहि तो वैभव निष्फल छे.

### हरिगीत.

ભાવે કરીને ભોગવ્યા ભારે ભભકથી ભોગને,
રતિમાત્ર પણ જાણ્યો નહીં નિજને રૂવારે રોગને;

કાયા કદી સુંદર મળી સુખ સરસ રીતે સાંપડયું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
બેઠા બગીચા બંગલામાં મોજશોખ સદા કરી,
ભાષણ કર્યાં ભરજોરથી ભારે સભામંડલ ભરી;
મોટા જનોમાં માનને કદિ કોઈ રીતે મેળવ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
ધન ધામને ધરણી મળ્યાં દ્રવ્યે ભર્યા ભંડાર છે,
હે કોઈ હાજર એમ કે' ત્યાં એક બે તૈયાર છે;
રાગે અને રંગે હૃદય આનંદમાંજ રચી રહ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
પામ્યા પ્રવીણ કલત્ર તેમ સુપુત્ર આ સંસારમાં,
આવી નહિ અડચણ જરાય વિહાર કે આહારમાં;
વિદ્યા ભણ્યા વાંચ્યું બહુ વિજ્ઞાન સઘળું વાવર્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
પોઢયા પલંગે પેટપર કર ફેરવી આનંદમાં,
આવી ન આધિ વ્યાધિ તેમ ઉપાધિઓ આ અંગમાં;
નિજના વિચારે જન્મવું સંતોષકારક માનિયું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
ભોજન કરાવ્યાં ભાવથી જ્ઞાતિ અને જાતિવિષે,
પ્હેરી પિતાંબર પ્રેમથી ફૂલી ફર્યા પંગતવિષે;
વિનયે કરીને વદનથી વળિ વાહવાહ વદાવિયું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
દેશાટને દીઠા નજરથી દૂરના દેશો ઘણા,
હુન્નર હજારગણા કર્યા રાખી નહીં કાંઈ મણા;
બળિયા બની કદિ શૌર્યથી પણ સિંહનું વાહન કર્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
ખોયું બધું બાલકપણું રમવા અને જમવાવિષે,
જાતી રહી જલદી જુવાની જાણતાં જુવતીવિષે;
આવ્યું ઘરડપણ પ્રાણ લેવા જોર સાવ જતું રહ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.

---

## प्रास्ताविक विचारो.

### अनुष्टुप्.

મુરબ્બીઓ મરે તેમ, જુવાનો જાણતા હશે;
વિચાર જો કરે તો તો, કલ્યાણ એથકી થશે.
નથી જુવાનીના જેવું, ઘેન ઘોર ઘણાં હશે;
ન થવાતું હશે કર્મ, તે તેના ઘેનમાં થશે.
માયાનો મોહ છે મોટો, કોણ મોહી ગયા નથી;
કોણ માનવ તે માત્ર, જુઓ મનવિષે મથી.
ભણ્યાનો સાર તો એજ, વિપત્તિ ન નડે કશી;
જુવાનીનું થતાં જોર, તે વાત જાયછે ખશી.
થાયછે જેમ સંસારે, તે બધું સંભવેજ છે;
આશ્ચર્ય તેવિષે શું છે? તેનો સ્વભાવ તેજ છે.
સ્વભાવ સહુથી મોટો, બલવાન જણાય છે;
સારૂં માઠું સદા કર્મ, એ પ્રમાણેજ થાયછે.
સ્વભાવ કર્મને વશ્ય, અવશ્ય એમ જાણવું;
થાય જે કર્મથી તેમાં, શું આશ્ચર્યજ આણવું?
મને તો મૂર્ખતા એક, જણાય દુ:ખકારણ;
મોટું મોતવિનાનું એ, મૂર્ખનું એક મારણ;
આખો સંસાર આધીન, કર્મને એમ સૌ કહે;
જેને જેમ ગમે તેમ, માની અંતરમાં લહે.
બુદ્ધિનું બલ તે જ્ઞાન, વધારે છે મનુષ્યમાં;
કરે સાર્થક ત્યારેજ, ગણાય તે મનુષ્યમાં.

---

## एमां जन्मसाफल्य शुं हशे?

### अनुष्टुप्.

રમવા જમવા ખાવા, પીવા ને પ્હેરવાવિષે;
રચ્યાપચ્યા રહે એમાં, જન્મસાફલ્ય શું હશે?
વાંકાંચૂકાં વદી વેણ, બીજાને બાળવાવિષે;
દીનને દુ:ખ દેવામાં, જન્મસાફલ્ય શું હશે?

સદાચાર તજી સર્વ, દુરાચારવિષે વસે;
અકલ્યાણ કરે એમાં, જન્મસાફલ્ય શું હશે?
બને ઉપરથી આછા, અસત્ય અંતરે વસે;
કુસંપ કરવો એમાં, જન્મસાફલ્ય શું હશે?
ન ધર્મ-કર્મને જાણે, રચ્યા રે' રાગને રસે;
ચૂંથવાં ચામડાં એમાં, જન્મસાફલ્ય શું હશે?
પરદાર પરદ્રવ્ય, પરના ધામમાં ધસે;
પછી ખાય ખતા એમાં, જન્મસાફલ્ય શું હશે?
વિનાવિવેકથી વંઠી, રખડે છે દિશા દશે;
ગણે ગુણીપણું એમાં, જન્મસાફલ્ય શું હશે?
પડી પ્રપંચમાં નિત્ય, પોતે પંડિતના મિશે;
ધમવી ધૂળ એમાં તે, જન્મસાફલ્ય શું હશે?
નરતાં કર્મને યોગે, અખિલેશ્વરથી ખસે;
વિનામોતે મરે એમાં, જન્મસાફલ્ય શું હશે?
ચિંતવે સર્વદા એમ, 'જન્મસાફલ્ય શું હશે?'
સદા સફલ છે તેનો, જન્મ આ અવનીવિષે.

---

## नवा इंग्रेजी भणता तरुणोना अविनयविषे.

अनुष्टुप्.

નવી વયવિષે આવે, નવી વિદ્યા ભણે વળી;
બુદ્ધિના બારદાનોનું, ચિત્તડું જાયછે ચળી.
સુખ ને દુઃખ છે નિત્ય, મનના વિષયો વળી;
સદ્‌વિચાર ન રાખે તો, ચિત્તડું જાયછે ચળી.
ભણે ભાષા ભલે ભારે, ભલે વિદ્વાનમાં ભળે;
અવસ્થાથી થતું જ્ઞાન, ન અવસ્થાવિના મળે.
નમીએ સાત જો વેંત, તો કોઈ તસુએ નમે;
બુદ્ધિના બારદાનોને, નહિ તે કરતું ગમે.
સ્વતંત્રતા હશે સારી, પણ તે ફલ બે કરે;
ચડાવે કે પછાડે છે, એમ અંતરમાં ઠરે.

નવા પર્ણેલ રાખેછે, દયા માબાપની હજી;
જુવાનીનું થતાં જોર, દેછે તે સર્વદા તજી.
દિવસો લાડ લેવાના, ગયા છે તેમના ગયા;
પુણ્યવાન હશે તેના, હજી આજ સુધી રહ્યા.

---

## सांसारिक स्थितिसंबंधे मित्रने पत्र.

### उपजाति.

ઉદાસ એથી પ્રિયમિત્ર મારા, પૂરા થયા કોડ નહીં અમારા;
સ્વતંત્રતાનું સુખ મેં ન જોયું, એથી ન બીજું પ્રિય કાંઈ ખોયું.
ન ચિત્ત મારૂં સ્થિર થાય લેશ, સંકલ્પમાં મગ્ન રહે હમેશ;
અરે હરિ ઉન્નતિ થાય કેમ? સદાય નિઃશ્વાસ ખવાય એમ,
ફળે નહિ હેતુવિષે સ્વભાવે, ઈર્ષ્યા મને અંતરમાંહિ આવે;
નથી કંઇ સાધન શ્રેષ્ઠ થાવા, કહો હવે કેમ જવું કમાવા.
કર્તવ્ય જે જન્મ લઈ જનોનું, થયું ન સંપાદન કાંઈ તેનું;
પાશેરનું પેટ પડ્યું પનારે, આવિ સ્થિતિ થાય સદાય ત્યારે.
સંસાર આ સર્વ ઉપાધિરૂપ, આધિ અને વ્યાધિ પડે અનુપ;
રહે વળી સ્વાર્થવિષે વિલીન, વિદ્વાન રાજા ગુણહીન દીન.
વિચારવાથી ન પમાય પાર, દેખું બહુ દુષ્ટજનો અપાર;
હશે ભલે જેમ થવાનું થાય, તથાપિ મારૂં મન તો તણાય.
સંતોષથી શાન્ત સદા રહુંછું, સંતાપ સર્વે સુખથી સહુંછું;
ચિંતા ન મારી કરવી તમારે, એ માગવાનું પ્રિયમિત્ર મારે.
છે કર્મને આધીન સર્વ લોક, એવાં પ્રમાણો મળશે અથોક,
આંખેય એ વાત અનુભવાય, તોએ ઉરે નિશ્ચય એ ન થાય.

---

## भजो तमे भाव धरी हरिने.

### उपजाति.

અમુલ્ય આ દેહ સદા ગણાય, ક્ષણેકમાં તેપણ નાશ થાય;
બેઠા વૃથા કેમ સુખે ઠરીને, ભજો તમે ભાવ ધરી હરિને.
આપે કદી કોઈ ગરાસ ગામ, મળે કદી ઉત્તમ ક્યાંહિ માન;
આવે ન આ જન્મ ફરી ફરીને, ભજો તમે ભાવ ધરી હરિને.

આવે ન પાછું વય જે ગયું તે, હશે હવે ઠીકજ જે થયું તે;
ચાલી સદા દુર્ગુણથી ડરીને, ભજો તમે ભાવ ધરી હરિને.
આવે ન પાછી પલ જે ગઇ તે, લાખો પ્રયત્ને પણ કોઇ રીતે;
કાર્યો કરે ઉત્તમ આદરીને, ભાવે ભજો ભાઈ હવે હરિને.
દીધા પ્રભુએ દિન સર્વે રૂડા, હવે ન ખ્હેરાય કદાપિ ચૂડા;
રે'વા રુડે ઠામ સદા ઠરીને, ભાવે ભજો ભાઈ હવે હરિને.
સંસારમાં સાર કશો ન લેખો, પ્રપંચ આ દુઃખદ સર્વ દેખો;
શમાદિથી વશ્ય કરી અરિને, ભાવે ભજો ભાઇ પછી હરિને.
આશા ન તૃષ્ણા કરવી લગાર, એ દુઃખ આપે મનને અપાર;
વિવેકને બુદ્ધિવિષે ધરીને, ભાવે ભજો ભાઈ હવે હરિને.
સદા સદાચારવિષે રહીને, દુષ્કર્મને દૂરથકી દહીને;
વિચારની વાત ન વીસરીને, ભાવે ભજો ભાઈ હવે હરિને.

---

## दृढता अने देशनो उदय.

### दोहरो.

દૃઢતા દેવી દેશને, ઉદય સદા કરનાર;
દૃઢતા દેવી દેશમાં, દ્રવ્ય ઘણું ભરનાર.
સઘળી પણ સંપત્તિઓ, દૃઢતાને વશ થાય;
નિશ્ચય રહે ન મનવિષે, તો સઘળી વહી જાય.
સત્તા એની સર્વદા, કામકાજમાં હોય;
આરંભ્યું સંસારમાં, અપૂર્ણ ન રહે કોય.
આપણના આર્યો હતા, દૃઢ નિશ્ચયથી પૂર્ણ;
તો તેણે તે વખતમાં, લીધાં સુખ સંપૂર્ણ.
સર્વ દેશના ઉદયનો, દૃઢતાથી આરંભ,
એમ દેખીએ આપણે, છતાં નહીં વિશ્રંભ.
જો ઇચ્છા મનમાં કરો, ઉદય થવાની આપ;
તો અંતરમાં કોતરો, દૃઢ નિશ્ચયની છાપ.
આરંભ્યાં ઉત્તમ તમે, કરો પૂર્ણ સહુ કામ;
તેના શુભ પરિણામમાં, સદા લહો વિશ્રામ.

---

## તેનું વૃથા જીવિત સર્વ જાય.

### ઉપજાતિ.

ન ઉન્નતિની મન વાત આવે, વિવેકની વાત મને ન લાવે;
કલ્યાણમાટે ન કરે ઉપાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
સદા સદાચાર ન કાંઈ જાણે, કુમાર્ગને માર્ગ ખરો પ્રમાણે;
ભવાટવીના ભ્રમમાં ભમાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
વિવેકથી જે મનને ન મારે, દયાદિની વાત નહીં વિચારે;
સંતોષના અમૃતથી ન ન્હાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
સંસારની જાલવિષે પડેછે, જે આમ ને તેમજ આથડેછે;
જરૂર જાવું નહિ તે જણાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
પાખંડીઓ સાવ સગા કરેછે, આશાતૃષામાં રખડી મરેછે;
વાતો સદા સ્ત્રીજનનીજ ગાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
ન સાંભળે શાસ્ત્રનિ વાત લેશ, પડયો પડયો પાપ કરે વિશેષ;
જેને નઠારીજ સદા સહાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
ન સાધુની સંગત ક્યાંહિ થાય, સદા દુરાચારવિષે હણાય;
દંભી અને દુર્ગુણિમાં ગણાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
વિહાર આહાર ન યોગ્ય થાય, શરીરમાં રોગ રહે સદાય;
જેને રહે કેવલ હાયહાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
જે દીનના અંતરને દુખાવે, જે કોકનો ક્લેશ શિરે લયાવે;
જેના સગા બાંધવમાં સમાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
જે કામ ને ક્રોધ ન લોભ મારે, ન મોહને મત્સરને વિદારે;
ન જેમનાથી મદને તજાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
જે ભીખથી પેટ ભરે પરાણે, સુખે ન જે ભોજન ખાય ભાણે;
જે દુર્ગુણીના ગણમાં ગણાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
ચાડી અને ચોરીવિષે ચતુર, નારીજનોમાંહિ જણાય શૂર;
પાંડિત્ય જેમાં ન મળે જરાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
કાળી કરી કીર્તિ સદૈવ લોકે, બળ્યા કરે બહુજ અથોક શોકે;
જેણે ન ઠામે સુખથી ઠરાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
રહ્યા કરે રોજ ઉપાધિ આધિ, વિશેષ જેને વળગેલ વ્યાધિ;
જેનાં ન તે નાશ ત્રણેય થાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.

ન પૂર્વનાં સંચિત કાંઈ સારાં, કરે વળી કર્મ અહીં નઠારાં;
ન સત્યને જેથી અનુસરાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
અસાર સંસાર ન જૂઠ જાણ્યો, જે જન્મિને ભોગ ભલા ન માણ્યો;
જેનું બધું અન્યનિ પાસ જાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
કરે કરી ક્યાંહિ ન કાંઈ આપ્યું, મળેલ તે કોકતણુંજ કાપ્યું;
ન શુદ્ધ જેનાં મન વાક કાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
દેશાટને જે દિનરાત ગાળે, આવી પડે મોત કદી અકાલે;
જેથી ન ભાવે પ્રભુને ભજાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
વ્યાપી રહ્યા અંબરની પ્રમાણે, એવા પ્રભુ પ્રેમથકી ન જાણે;
પાખંડની ફાંસિવિષે ફસાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
જેના પ્રકાશેકરિ સૌ પ્રકાશે, જેના પ્રતાપેકરિ સર્વ ભાસે;
તે ઈશના સદ્‌ગુણને ન ગાય, તેનું વૃથા જીવિત સર્વ જાય.
હીરો ચડ્યો હાથ ન ખોઈ દેતાં, સંસારનો સાર સમગ્ર લેતાં;
વિવેકથી તેમ કરો સદાય, સાફલ્ય જે જીવિતનું જણાય.
કહ્યા અમે ઊપર દોષ જેજે, તમે તજો સર્વ સદાય તેતે;
પશુ મટી માણસ જે થવાય, સાફલ્ય તે જીવિતનું ગણાય.

---

## शुं आपणो उदय एम कदापि थाय.

### वसंततिलका.

પોઢે પલંગપર પ્રેમથિ સાત વાગે,
ઉંઘે અતિશય સહવાર થતાં ન જાગે;
વાતોવિષે વિષયની દિનરાત જાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
અત્યંત સૂક્ષ્મ વળિ વસ્ત્ર ઘણાં ગમેછે,
સ્ટૉકિંગ બૂટ મનમાંહિ રહ્યાં રમે છે;
ફૂલેલ તેલ બહુ કેશવિષે ધલાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
એકાંતરા પણ હજામતને કરાવે,
અસ્ત્રી કરેલ વળી અંગરખાં ધરાવે;
હાથે વિલાયતિ છડી લઇને ચલાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?

હાથે લગામ લઈ ગાડિ ચલાવવામાં,
મોટી મિટિંગ કરી નામ ધલાવવામાં;
મોટાઇ માન મનમાં બહુ તે મનાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
પૂરા અનેકવિધ પાક પકાવવામાં;
રાજી અતીશ વળિ નાચ નચાવવામાં;
હેતેથકી હરધડિ ધન વાવરાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
કોચે પડે કડ ખડી ગઈ હોય જેમ,
આવે ન કોઈ દિન દીનપરે ન રે'મ;
કોડે કરી કદિં કંઈજ નહીં અપાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
સાથે મળેલ નિજ મંડળિના સમાજે,
શૃંગાર સર્વ સજિ ખૂરશિએ વિરાજે;
અત્યંત મૂછપર ત્યાં કર ફેરવાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
છેલાઇથીજ પ્રતિબિંબ છપાવવામાં,
પોતાતણી પ્રવીણતાજ ખપાવવામાં;
ખાંતેકરી ખરચ ખાલિ થઈ જવાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
નાચે નકામ નર નાટકીઓ થઈને,
બેસે બરાબર બનીઠનિ ત્યાં જઇને;
આંખો ઉઘાડિ કદિ એ વખતેજ ગાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
શીશી લવંડરતણી લઈ ખૂબ છાંટે,
ઘૂમે ઘરેઘર અને વળી વાટઘાટે;
વિદ્વાન કે વકિલને ન જરા નમાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
'ગુડ્મોરનિંગ સર' એમ બહુજ બોલે,
પાછા પછાડિથિ છચોકજ તેજ છોલે;

જ્યાં ગોળ ખોળ સરખાંજ સદા ગણાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
ભાવે ભણે અવર જે છળભેદ ભાષા,
રાખે સદાય પરના ધનમાંહિ આશા;
પ્રીતે ન પુણ્ય પણ કાંઈ કદી કરાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
વીંટે ગળે ગલપટા સુગુણી ગણાવા,
છત્રી વિલાયતિ લહે સુધરેલ થાવા;
લાકીટને ન પલ પાકિટ વીસરાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
સાબૂ સુગંધિ લઈ ચોળિ શરીર ન્હાય,
લૂવે ટુવાલથિ શરીર ઘશી સદાય;
ચાલે કદાપિ નહિ ચાંખડિઓ સિવાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
હાંડી ગલાસ વળિ ઝુમ્મર ખૂબ ટાંગે,
વાજાં વિલાયતિ વળીજ વિશેષ વાગે;
મૂકે જમીનપર જો પગ તો ઘસાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
રાખે વિલાયતિ ચિનાઈ વળી અપાર,
પ્યાલા રકાબિ પણ કોઈ નમૂનદાર;
પીએ ચિનાઈ ચમચે ચમચેથી ચ્હાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
છે પાટલૂન વળિ કોર ભરેલ ટોપી,
ભાષા ભણે ભભકમાંથિ વળી યુરોપી;
કોડે ક્રિકેટ રમવા સહુ સજ્જ થાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
ઘાલે અનેક ઘડિઆળ પચીશવાળી,
ને માંહિ સાંકળજ પીતળની રૂપાળી;
ચશ્માંવિના ન ઘડિ એક રહી શકાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?

માને ન ધર્મ વળિ કર્મ કંઈ ન જાણે,
તૈયાર તેમ કથળી પડવે કટાણે;
કાને ન હોય હિત તેપણ સંભળાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
સ્વપ્ને સદાચરણની નહિ વાત જાણે,
કલ્યાણની ન મનમાં કંઈ વાત આણે;
આવે મને ત્યમ સદૈવ સુખે મણાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
આ આપણો સફલ જન્મ કરાય જેમ,
છે યોગ્ય યત્ન કરવા સહુએજ તેમ;
એ વાત ખાંત કરીને ન કદી ખણાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?
વિસ્તાર થાય બહુ શું કહિએ હવે તો,
સત્સંગ તે પણ કરે મનમાં ગમે તો;
ભાવે ન કેશવ જગંતપતિ જે ભજાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?

---

## ए वहाने कोई उदय करी शक्या नहि.

### पुष्पिताग्रा.

નથિ બલ નથિ દામ હામ છે ના, જન પણ કોઈ સહાય હાય રે' ના;
નથિ અવસર એમ નિત્ય રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઈ.
નથિ વય નથિ વ્હાર સાર છે ના, નજર અમારિ કશાથમાં પડે ના;
નથિ શુભ યુગ એમ નિત્ય રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઈ.
નહિ કરમ કશાં કરેલ સારાં, નથિ ઘરબાર અને અપૂર્વ દારા;
નથિ હરિ અનુકૂલ એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઈ.
નથિ વણજ વટાવ દાવ છે ના, નિશદિન એકજ હાવભાવ રે'ના;
નથિ મદદ મળેલ એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઈ.
ભણતર ભણવા થકી ન સાર, અરેર સદાય ઉપાધિયો અપાર;
અડચણ બહુ નિત્ય એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઈ.

મગજ અતિ તપે અરે અમારૂં, શરીરવિષે નહિ કાંઈ હાલ સારૂં;
અરરરરર રામ એમ રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
નથિ શુભ નૃપને ન કારભારી, નથિ વળિ શ્રેષ્ઠ દશા અરે અમારી;
કરમ કઠણ આજ એમ રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
નથિ વગ વશ દેશ કોઈ છે ના, વિવિધ વિચારવડે કશું સુઝે ના;
અરસપરસ એમ નિત્ય રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
સરસ શયન આજ ઉંઘ આવે, મનહર મોદક ભાઈ ખૂબ ભાવે;
વય વહિ ગઇ એમ ધૂળ ધોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
નથિ કળ સર વાતનો ન બેસે, નિજ કુલની ક્યમ લાજ આજ રે'શે;
મરણવિણ ન માર્ગ એમ રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
ધરમસમય ધ્યાન તો ન આપ્યું, નિજ કરથી કંઈ દીનને ન આપ્યું;
વય વહિ ગઈ એમ ધૂળ ધોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.
નથિ ધન નથિ ધામ રામ છે ના, કરમ વિના કરમી થવું ઘટે ના;
સુખ સરસ મળ્યું ન એમ રોઇ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ.

---

## एथी मरवुं भलुं.

### सोरठा.

દાઝ્યા ઉપર ડામ, સહન ન થાય શરીરથી;
હુકમ ઉપાડી કામ, કરવાથી મરવું ભલું.
આરાધ્યા નહિ રામ, કોઈ દિવસ કોડે કરી;
વાંકા વળી સલામ, કરવાથી મરવું ભલું.
મારી નાંખે ઠામ, ભલે વિધાતા વીફરે;
ડગલે ડગલે આમ, ડરવાથી મરવું ભલું.
ચિત્તે આવે ચીડ, આધિ વ્યાધિ ઉપાધિથી;
ભવસાગરની ભીડ, તરવાથી મરવું ભલું.
નરોતણા થઇ નાથ, પછી ધનિકની આગળે;
આપો કહીને હાથ, ધરવાથી મરવું ભલું.
સદાય ક્લેશ વિશેષ, સુખસંપત્ સોણે નહિ;
દુખિઓ જોવો દેશ, નરવાથી મરવું ભલું.

આપી પાકા કોલ, સભ્યજનો પાસે પછી;
મોઢે બોલી બોલ, ફરવાથી મરવું ભલું.
ભલે મળે બહુ ભેટ, રાજ્યાસનનું સુખ ભલે;
પરઘર રહિને પેટ, ભરવાથી મરવું ભલું.
આપે મુંબઇબેટ, ઈનામમાં તોપણ ભલે;
પરઘર રહિને પેટ, ભરવાથી મરવું ભલું.
મનગમતી બહુ મોજ, ભલે મળે ભાવે કરી;
પરઘર રહિને રોજ, જીવ્યાથી મરવું ભલું.
કાલ બધો વહીં જાય, વ્યસન અને આળસવિષે;
ન જડે શ્રેય ઉપાય, તે કરતાં મરવું ભલું.
જો આયુષ્ વહિ જાય, વિદ્યા વિનય વિનોદવિણ;
શ્રેય નહિ સમજાય, તે કરતાં મરવું ભલું.
નિશદિન રહિને રાંક, એવાં દુઃખ અનેકનો;
આડો રહે ન આંક, તે કરતાં મરવું ભલું.

---

## प्रस्ताविक.

### सोरठा.

નિશદિન આઠે યામ, પાપરૂપ પરદારને;
પરધન ને પરધામ, હરનારા નરકે જશે.
બુઢ્ઢા થાતા બેલ, બાર વર્ષની બાલકી;
ખોટા કરતા ખેલ, વરનારા નરકે જશે.
કરી સુકર્મ અપાર, શ્રેય કરી કીર્તિ કરી;
સદ્‌ગુણિઓ સંસાર,—તરનારા સ્વર્ગે જજો.

---

## दुःखी संस्थितिना मनुष्यनो पश्चात्ताप.

### गरवी.

કહું કોની પાસ હું કા'ણી રે, મને બધી મનની સમાણી. ટેક૦
ઉત્તમ ઉદ્યમ આજ સુધીમાં, આવડ્યો નહીં લગાર;
વિદ્યાનું જ્ઞાન વિશેષ મળ્યું નહીં, એળે ગયો અવતાર; કહું૦
દ્રવ્યનાં દર્શન દુર્લભ દૈવે, કીધાં કહું શું કેર;
હેતુ જનો પણ જે હતાં મારાં, બાંધી બેઠાં બહુ વેર; કહું૦

આશ્રય સારો મળ્યો નહિ મુને, આધારકારક કોઇ;
લાચારી ભોગવી હારી ગયો હું, સિદ્ધિ નજર ન જોઈ; કહું૦
પરવશ રહિને પેટ ભર્યાં કર્યું, શોણિત જાય સુકાઈ;
મેણાં મારે કોઈ ત્યારે બેશી રહું, ઉંડા નિશાસા ખાઈ; કહું૦
દૈવયોગે કાંઈ લાભ થયો હતો, તેમાં પડ્યું ભંગાણ;
કર્કશા કોઈ મળી તેણે કીધી, લાભને બદલે હાણ; કહું૦
પુષ્પસમાન મેં પુત્રને ખોયો, તેથી ન તાપ જરાય;
દુર્જન જેમ બને તેમ બોલે, એથીજ મન ઉભરાય; કહું૦
મિત્ર મળ્યા પણ તે હુંસરખા, એવું અદૃષ્ટનું જોર;
તન-મનમાં બળે તાપ તેથી ગણું, કર્મ કર્યાં હશે ઘોર; કહું૦
ખાન ને પાનમાં નિત્ય ગુંથાયો, ભૂલી બધું હું ભાન;
આનંદકારક પાર ઉતારે, એવું ન મેળવ્યું જ્ઞાન; કહું૦
ભાવે ભજ્યા નહિ શ્રીભગવાનને, પુણ્ય કર્યું નહિ લેશ;
કેશવનાથ કહું કયમ રીઝે, કેમ ભજાવાય વેશ? કહું૦

---

## को' तेवा नर विश्वमां अवतरी शुं काम सारां करे ?

### शार्दूलविक्रीडित.

આજ્ઞા અંતરમાં ન ધારણ કરે માતા અને તાતની,
આશા શું કરવી પછી પ્રતિદિને સેવાતણી વાતની;
કે' તેના કરતાં અપાર અવળે પંથે સદા સંચરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
જાતિનું અભિમાન લેશ ન જડે ક્લેશો વિશેષે સહે,
કાયાથી મનથી અને વચનથી જે દીનને દુઃખ દે;
શક્તિ સર્વ પ્રકારની અવરને આડા થવા વાપરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
સારૂં ખાય પિએ સદા સુખ સહુ સંસારનાં ભોગવે,
જાણેછે નિજનું સમગ્ર સુખ તે જે ભોગવ્યું આ ભવે;
જીભેથી જબરા સદૈવ પણ તે વાંદાવડે બ્હી મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?

કામ–ક્રોધતણા અતિપ્રબલથી ને લોભ–મોહેથકી,
લુચ્ચાઓ મદ–મત્સરે કુમતિમાં સર્વસ્વ માને નકી;
અંધા જે અદકાં દુરાચરણને પંથે ચડીને મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
જે દુષ્ટો યમને અને નિયમને વેરી ગણીને તજે,
વંઠેલા વલખાંવડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે;
જન્મીને શમથી અને દમથકી હાથે કરી હીન રે'
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
વિદ્યા–ઉદ્યમઆદિ સર્વ સુખના હેતુ તજે હર્ષમાં,
આ દેહે અગણિત આદરવડે આવે ન ઉત્કર્ષમાં;
શાસ્ત્રોના ઉપદેશ લેશ મનમાં જેને નહિ સાંભરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
નીતિને ન ગણે સદાચરણમાં જે પ્રીતિ રાખે નહીં,
બ્રહ્માનંદતણા સમગ્ર સુખનો જે સ્વાદ ચાખે નહીં;
બીજાનાં ધન ધામને ધરણીને હેતે કરીને હરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
ધારે ધર્મ ન ધ્યાનમાં પ્રતિદિને જે શુષ્કવાદે વદે,
આર્યોના ઉપદેશને નહિ કદા કર્મી વદી કાન દે;
આધિ વ્યાધિ ઉપાધિની યુવતીને જે જન્મ થાતાં વરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે.

---

## *માત–પિતાની સેવાવિષે.

### વરવા પીલુ.

માતપિતાને નમન નિત્ય કરિયે;
કેમ કહો ઉપકાર વિસરિયે? ટેક.

પાલણ પોષણ પ્રેમે કરેછે, બાલકને ઠીક દેખી ઠરેછે; મા૦
વેઠે વિપત્તિ પડે તે અપાર, થાવા ન દે પણ દુઃખ લગાર; મા૦
સંકટ આપણનાં સહુ કાપે, આનંદ લાખ ઉપાયથી આપે; મા૦
સાચી શિખામણ ખાંતથી કરતાં, આપણનાં દુઃખ દેખતાં ડરતાં; મા૦
ભણતર ભાવ ધરીને ભણાવે, જોર જુલમ તજવાનું જણાવે; મા૦
અકલ વધારે બધે લાભકારી, બોલિયે ચાલિયે વાત વિચારી; મા૦
વિનય વિવેક વધેછે વધારે, ઓ માતતાતને સઘળે સુધારે; મા૦

---

* બાલકોને માટે લખાએલી છે.

ચિંતા કરે ચિતમાં જે અમારી, એ માતતાતતણી બલિહારી; મા૦
હુકમ કરે તે કરો કર જોડી, એના વિના આપણું મૂલ કોડી; મા૦
માતપિતાનું કહ્યું જે ન માને, નરકવિષે તે પડે અભિમાને; મા૦

---

## वींचाय आंख पछि कांई न हाय हाय.

### वसंततिलका.

મોટા મહેલ બહુ બાગ અને બગીચા,
ઉંચા ઉલેચ વળી પાથરવા ગલીચા;
શોભા વિશેષ સુખ સ્વર્ગસમાન થાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
હૈયે કરે હરખ હોજ અને ફુવારા,
વાગે વિચિત્ર વળી નોબત ને નગારાં;
ચોંપે ઢળે ચમર છત્ર શિરે ધરાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
સિંહાસનો સુખડનાં કદિ કોચ સારા,
માંડ્યાં કબાટ બહુ ટેબલ કે પટારા;
પેટે ધરી કર પલંગવિષે પડાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
હાથી હજાર હય હોય અનેક ઘેર,
ઓપે અસંખ્ય મણિ મોતિ અને ઝવેર;
આશા વિશેષ વધતી વધતાં વધાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
હું છું સુખી નૃપતિ રાજ્ય ચલાવનાર,
મારા અનેક સુખનો ન પમાય પાર;
એવું અનેક સમયે અભિમાન થાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
મારી પ્રિયા પરમ પુત્ર પવિત્ર મારા,
આ તો બધાંય ધન ધામ ધરા અમારાં;
એવા વિચાર કરતાં દિનરાત જાય,

વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
જોવા ગમે સરસ નિત્ય નવા તમાસા,
ભૂલી જવાય નહિ ભોગવિલાસ ખાસા;
રામાતણા સુભગ સંગવિષે રમાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
ઘી દૂધ સાકર અને શુભ અન્ન ખાવા,
ફૂલેલ તેલ જલ શીતલ હોય ન્હાવા;
સારૂં શરીર ધન યૌવન સાચવાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
આજ્ઞા અનેક જન આદરથી ઉપાડે,
પુત્ર પ્રિયા પરમ માનવડે રમાડે;
આચાર્યનું પદ કદી પ્રણયે પમાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
સાથે સહોદર વસે વિનયે વિવેકે,
સંસારનું સુખ ન પાછળ હોય એકે;
સંપે સગાઈ બહુ સુંદર સાચવાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
સાથે જમાય શુભ ભોજન ભાવ લાવી,
જોતી બધી જણસ હર્ષવડે મગાવી;
ચોંપે ધરી ચરણ ચાંખડિએ ચલાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
વિદ્યા-કલાકુશલતા બહુ હોય સારી,
શૂરાતને સરસ કીર્તિ કદી વધારી;
દેશાભિમાન ભરપૂર ભલે રખાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
આ છે શરીર કહું કાચતણી કટોરી,
આયુષ્ય કાલ પણ જાય સદૈવ ચોરી;
સામાન્ય અંતસમયે સહુ રંક રાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
પુત્રો કલત્ર ધન ધામ ધરા હવેલી,

જાતું જરૂર જશ જોબન જોર મેલી;
વિશ્વાસ કેમ ક્ષણભંગુરનો રખાય?
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
ચાલો સદાચરણમાં પ્રિયમિત્ર મારા,
પૂરા થશે શુભ મનોરથ તો તમારા;
આ દેહ તો સફલ જો પ્રભુને ભજાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
તારો તરી અવરને ભવસિંધુ ભારે,
થાશે પ્રસન્ન અખિલેશ્વર એ સુધારે;
વીતી જતો સમય તે ન ફરી પમાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
મેલો મમત્વ અભિમાન સમગ્ર ખોટું,
શ્રીકેશવ પ્રભુથકી નહિ કોઈ મોટું;
સારૂં સમગ્ર જનને સુખ જો અપાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.

---

## आपे ताप अमाप अंतरविषे ए संप शा कामनो ?

### शार्दूलविक्रीडित.

આંખે આંસુ પડે નડે હરઘડી ચિંતા કરાવે ઘણી,
શ્વાસે હોઠ સુકાય હાય ન મળે વિશ્રામ લેશે ઘડી;
વારંવાર ઘડાય ધર્મ વિસરી વાંધો ધરા–ધામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?
વિદ્યાભ્યાસ ન થાય જાય જનનું આયુષ્ય એળે બધું,
સૂઝે અંતરમાં ન ઉદ્યમ કશો વ્હાલી ન લાગે વધૂ;
મ્હોળા બંધનરૂપ કૂપ સરખો જે કામ છે કામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?
શાણા શ્યાલક સાસરા સગપણે પ્યારા અને પ્રીતિથી,
માતા તાત ભણેલ ભાઈ ભગિની ભાંડે ભલી રીતિથી;
મિથ્યા મોહવડે અનાદર કરાવે સ્વાર્થથી આમનો,

આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?
આધિ વ્યાધિ વધારનાર ધનને દે ધૂળધાણી કરી,
પિંડે પ્રેમ અપૂર્વ હોય પણ તે લે હાયવોયે હરી;
સૂકાવે સઘળું શરીર સહુનું અંતે રહી નામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?
સંસારે સ્વપરત્વભેદ ન ટળે એ છે અચંબો અરે,
એવાં કારણથી કુસંપ સહુની સાથે કરાવ્યા કરે;
દેનારો હૃદયે સદૈવ સહુને જે દુઃખના ડામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?
પોતાનું જન જે મનાય મનથી તેમાં કરાવે મતિ,
માતા તાત અને સહોદરવિષે વિક્ષેપ પાડે અતિ;
વાદે વેર કરાવિ અંતરવિષે ગોલો બને ગામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?
રાખે રોતલ ધૈર્યખોતલ અને જંજાલનો જોતલ,
જેનું છેવટ છે વિચાર કરતાં સંતાપરૂપી ફલ;
લૂંટી લે જબરો બની જગતનો જે સ્વાદ આરામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?

---

## ए संपने शुं करवो अमारे?

### उपजाति.

નિશ્ચિંતતા ચિત્તવિષે ન થાય, દબાણથી ડા'પણ દૂર જાય;
વાંધો વૃથા વાદ કરી વધારે, એ સંપને શું કરવો અમારે?
સદા રખાવે સ્વપરત્વભેદ, કળાય જે સંકટરૂપ કેદ;
પડે ન સંતાપ કશો વિસારે, એ સંપને શું કરવો અમારે?
સંકોચ સંબંધવિષે કરાવે, સંસારના દોષવડે ડરાવે;
અસહ્ય જે અંતર માર મારે, એ સંપને શું કરવો અમારે?
પ્રિયાતણું વિપ્રિય કેમ થાય, પુત્રોતણું કેમ મમત્વ જાય;
આસક્તિ બંધાય વિનાવિચારે, એ સંપને શું કરવો અમારે?
શરીરનું લોહિ સુકાઈ જાય, ચાતુર્ય ચારે ગમથી ચુકાય;
બૂડે સમુદ્રે વળિ વ્હાણ વ્હારે, એ સંપને શું કરવો અમારે?

---

## ए प्रेमने शुं करवो अमारे ?

### उपजाति.

જાતે ન દે દેશ વિદેશ જાવા, કોડે ન દે કોઈ દિને કમાવા;
સંસારના તાપવડે વિદારે, એ પ્રેમને શું કરવો અમારે?
આપે સદા બંધન સર્વ રીતે, વિપત્તિમાં જીવન નિત્ય વીતે;
કુસંપનાં મૂલ વળી વધારે, એ પ્રેમને શું કરવો અમારે?
સદા રખાવે સ્વપરત્વભાવ, બાંધી બગાડે સહુનો સ્વભાવ;
સંસારમાં દુ:ખદ માર મારે, એ પ્રેમને શું કરવો અમારે?
સદા કરે ઉદ્યમમાં ઉદાસ, ગમે ન સંબંધવિષે નિવાસ;
નેત્રે પડે નીર અખંડ ધારે, એ પ્રેમને શું કરવો અમારે?
અમૂલ્ય આ દેહ પડાવનાર, વિપત્તિને વેર વધારનાર;
બોળે સમુદ્રે વળિ વ્હાણ બ્હારે, એ પ્રેમને શું કરવો અમારે?
વિચાર આચાર રહે અધૂરા, મનોરથો કોઈ ન થાય પૂરા;
વૃથા બધું છેવટ થાય ત્યારે, એ પ્રેમને શું કરવો અમારે?
ભવાટવીમાં ભટકાવનાર, સ્વર્ગે જવાનું અટકાવનાર;
જેને પ્રતાપે નરકે પધારે, એ પ્રેમને શું કરવો અમારે?
આવે ન જે આખર કાંઈ કામ, ન થાય જેથી મનને વિરામ;
શ્રીરામનું નામ સદા વિસારે, એ પ્રેમને શું કરવો અમારે?
સ્વાર્થેથકી સત્ય સદા જણાય, સંબંધથી માત્ર વડો ગણાય;
છે સ્વાર્થનું રૂપ જરૂર જ્યારે, એ પ્રેમને શું કરવો અમારે?
રીબાયછે રોગવિષે શરીર, ત્યારે બને અંતર આ અધીર;
વ્હાલો ન લાગે મનમાં લગારે, એ પ્રેમને શું કરવો અમારે?
વીંચાયછે આખર આંખ જ્યારે, પડે ચિતામાં તન તેમ ત્યારે;
જે કામ લાગે ન કશે પ્રકારે, એ પ્રેમને શું કરવો અમારે?
સંસાર સંબંધ સમગ્ર ખોટું, ન કેશવાધીશથિ કોઈ મોટું;
પાડે સદા એ પ્રભુને પનારે, એ પ્રેમનું કામ સદા અમારે.

આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?
આધિ વ્યાધિ વધારનાર ધનને દે ધૂળધાણી કરી,
પિંડે પ્રેમ અપૂર્વ હોય પણ તે લે હાયવોયે હરી;
સૂકાવે સઘળું શરીર સહુનું અંતે રહી નામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?
સંસારે સ્વપરત્વભેદ ન ટળે એ છે અચંબો અરે,
એવાં કારણથી કુસંપ સહુની સાથે કરાવ્યા કરે;
દેનારો હૃદયે સદૈવ સહુને જે દુઃખના ડામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો?
પોતાનું જન જે મનાય મનથી તેમાં કરાવે મતિ,
માતા તાત અને સહોદરવિષે વિક્ષેપ પાડે અતિ;
વાદે વેર કરાવિ અંતરવિષે ગોલો બને ગામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?
રાખે રોતલ ધૈર્યખોતલ અને જંજાલનો જોતલ,
જેનું છેવટ છે વિચાર કરતાં સંતાપરૂપી ફલ;
લૂંટી લે જબરો બની જગતનો જે સ્વાદ આરામનો,
આપે તાપ અમાપ અંતરવિષે એ સંપ શા કામનો ?

---

## ए संपने शुं करवो अमारे ?

### उपजाति.

નિશ્ચિંતતા ચિત્તવિષે ન થાય, દબાણથી ડા'પણ દૂર જાય;
વાંધો વૃથા વાદ કરી વધારે, એ સંપને શું કરવો અમારે?
સદા રખાવે સ્વપરત્વભેદ, કળાય જે સંકટરૂપ કેદ;
પડે ન સંતાપ કશો વિસારે, એ સંપને શું કરવો અમારે ?
સંકોચ સંબંધવિષે કરાવે, સંસારના દોષવડે ડરાવે;
અસહ્ય જે અંતર માર મારે, એ સંપને શું કરવો અમારે?
પ્રિયાતણું વિપ્રિય કેમ થાય, પુત્રોતણું કેમ મમત્વ જાય;
આસક્તિ બંધાય વિનાવિચારે, એ સંપને શું કરવો અમારે ?
શરીરનું લોહિ સુકાઈ જાય, ચાતુર્ય ચારે ગમથી ચુકાય;
બૂડે સમુદ્રે વળિ વ્હાણ બ્હારે, એ સંપને શું કરવો અમારે?

---

પ્રેમતણા પરિણામમાં, કાંઈ ન કરવી વાત.
કુકર્મ કરવાં પણ પડે, કરથી વારંવાર;
પ્રેમતણા પરિણામમાં, ઈશ્વર લે અવતાર.
પ્રથક્કરણ નહિ પ્રેમનું, કળથી કરી શકાય;
પ્રેમતણા પરિણામમાં, પ્રાણ પરોણા થાય.
આધિ વ્યાધિ ઉપાધિઓ, પ્રેમતણું પરિણામ;
પ્રેમતણાં બંધન બહુ, બાંધે ઠામોઠામ.
સ્વાર્થવિના કાંઈ નથી, પ્રેમ અર્થનું રૂપ;
સ્વાર્થતણા પરિણામને, શું દેવો છે ધૂપ.
પ્રેમ અજાણપણાતણો, અંશ ગણે વિદ્વાન;
પ્રેમતણા પરિણામમાં, હોય થવું હેરાન.
ભાવભજન થાતાં નથી, સેવા શુભ ન કરાય;
પ્રેમતણા પરિણામમાં, ગુણિજન ગોથાં ખાય.
ધર્મ કર્મ સૂઝે નહીં, મૃગજલ લેવા ધાય;
પ્રેમતણા પરિણામમાં, ઈશ્વર આઘો જાય.
વિષસમ વિષયોમાં રહી, ભ્રમર પડે બંધાય;
પ્રેમ એમ આ પિંડને, બંધનકારક થાય.
જન્મ-મરણ ધરવાં પડે, અગણિત પીડા થાય;
પ્રેમતણા પરિણામમાં, જમને દ્વારે જાય.
પ્રેમ હોય ઈશ્વરવિષે, તો જીત્યા સંસાર;
નહિ તો હાર્યા હાથથી, આ અમૂલ્ય અવતાર.
પ્રેમ શબ્દના અર્થનો, નિશ્ચય કશો ન થાય;
પ્રસંગ ને વશ સર્વદા, અનેક અર્થ કરાય.

---

## विद्याविषे.

### दोहरा.

તન મનની પીડા ટળે, ભયનું થાય ન ભાન;
સુખ ઉપજાવે સર્વને, વિદ્યાદાનવિધાન.
સુખદ કરે સંસારને, શ્રેષ્ઠ રખાવે સાન;

# પ્રેમનું પરિણામ.

## દોહરા.

મરે માછલી જલવિના, જરા ન લાગે વાર;
પ્રેમતણા પરિણામમાં, આખર એ છે સાર.
પતંગ અગ્નિવિષે પડી, પલમાં સળગી જાય;
પ્રેમતણા પરિણામમાં; આખર એ ફલ થાય.
એક જતાં બીજું મરે, સારસ પક્ષિવિશેષ;
પ્રેમતણા પરિણામને, દૂરથકી આદેશ.
જાતિભેદ જતો રહે, વિપરીત વૃત્તિ જણાય;
પ્રેમતણા પરિણામમાં, તન–મન પરવશ થાય.
લાભ સર્વ લુંટાય છે, હાનિ થાય હજાર;
પ્રેમતણા પરિણામમાં, વંઠે વિનય–વિચાર.
વિદ્યાભ્યાસ પડ્યો રહે, ઉદ્યમ કશો ન થાય;
પ્રેમતણા પરિણામમાં, ઉદય ન લેશ કરાય.
આ સંસારવિષે સદા, ચિત્ત ઉચક થઈ જાય;
પ્રેમતણા પરિણામમાં, જીવન મિથ્યા જાય.
આંખે આંસુ પડ્યા કરે, શરીર સાવ સુકાય;
પ્રેમતણા પરિણામમાં, કારણ નહીં કળાય.
તન–મન ભાન તજે બધું, ભૂખ તરશ ભૂલાય;
પ્રેમતણા પરિણામમાં, વિવેક વણશી જાય.
સત્યાસત્ય ન સાંભરે, અનિષ્ટનો ભય થાય;
પ્રેમતણા પરિણામમાં, અગણિત ગોથાં ખાય.
વ્હાલાંને વેરી કરે, વેરી વ્હાલાં થાય;
પ્રેમતણા પરિણામમાં, ઘર ફીટે ઘર જાય.
માતા તાત સખા અને, પ્રિયા રુવે બહુ પેર;
પ્રેમતણા પરિણામમાં, અવરપણામાં વેર.
મર્મવચન ખમવાં પડે, આશા અધવચ જાય;
પ્રેમતણા પરિણામમાં, શી રીતે સુખ થાય?
તાપ ત્રિધા તન–મનવિષે, બાળે છે દિનરાત;

## શું થાય ?

### ઉપજાતિ.

શું થાય? ચુંથાય સદૈવ ચર્મ, કરાય શું? કેવલ દુષ્ટ કર્મ;
શું સાંભરે? પુત્ર-કલત્રઆદિ, જુવો અરે! વર્તન આ અનાદિ.
તજાય શું? ધર્મ અને વિચારો, ભરાય શું? પેટ અને પટારો;
વદાય શું? વેણ કઠોર ભારે, કલ્યાણની વાત કરાય ક્યારે?

---

## એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

### હરિગીત.

કારણવિના સંબંધ બાંધી પ્રેમ પૂર્ણ વધારતા,
આ લોક ને પરલોકની સુખરૂપ વાત વિચારતા;
ઉપદેશ આપે સદ્ગુણોનો નિત્ય શુભ આકારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
નિજ નાત કે કુલજાતિમાં સંબંધમાં જે બેવડા,
ગુણ વય અને વિદ્યાવિષે જે તરત લાગે તેવડા;
જેનાં સદા મન-બુદ્ધિ-બલ વધતાં રહે વિસ્તારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં,
પ્રિય પિંડનાં જે પાપ તે નરમાશમાંજ નિવારતા,
મન જાય જો મર્યાદ મેલી વિનયથી તો વારતા;
કોટિ કરે ઉપકાર પણ ભારે ન ભારે ભારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
જે દુર્ગુણો કે દ્વેષ દિનદિન મિત્રમાં દેખાયછે,
તેને તજાવી યુક્તિથી ગુણમાં ગણીને ગાયછે;
ભ્રમ ભેદ આળસ ઉંઘને ખોદી કઢાવે ખારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
સુખ-દુઃખમાં સાથે રહે નિજ હર્ષ-શોક શમાવતા,
અપમાન કરિએ તોય પણ મનમાં ન લેશે લાવતા;
હિત હોય તે હૈયે ધરી પ્રીતે કરે પલવારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

સાચું આપે સર્વને, સદ્‌ગુણુ સાથે જ્ઞાન.
વિનય–વિવેક–વિચારનું, વિદ્યા નયન નિધાન;
અસાર આ સંસારમાં, એ અમૃતનું પાન.
કીર્તિ કરીને લોકમાં, પવિત્ર પુણ્ય પમાય;
વિદ્યાદાન–સુધારસે, અજર અમર સહુ થાય.
જપ તપ ધ્યાન સમાધિ એ, એને છે આધીન;
સત્કર્મો સઘળાં ખરે, તે વિદ્યામાં લીન.
સર્વે સુખ સંપત્તિનું, વિદ્યાદાન નિદાન;
એ કારણથી આપવું, એ વિદ્યાનું દાન.
અભયદાન પણુ એજ છે, એજ અન્નનું દાન;
વિવિધ દાનનું ધામ છે, વિદ્યાદાનવિધાન.

---

## *કુટિલ સ્ત્રી કેમ સુધરે?

### દ્રુતવિલંબિત.

ન સુધરે સુધરેલ સખીથકી, ન સુધરે સુધરેલ પતિથકી;
ન સુધરે સુધરેલ મતિથકી, કુટિલ જે વનિતા નકટી નકી.
ન સુધરે કદિ અદ્‌ભુત ભૂષણે, ન સુધરે ડરતાં બહુ દૂષણે;
ન સુધરે રસમાં મસ ડાંપણે, ન સુધરે પડતાં જલ પાંપણે.
ન સુધરે ધન–યૌવન દેખતાં, ન સુધરે નિજ દૈવત લેખતાં;
ન સુધરે બહુ હેત બતાવતાં, ન સુધરે સઘળું સમજાવતાં.
ન સુધરે બહુ કાલ બચાવતાં, ન સુધરે કરમાંહિ નચાવતાં;
ન સુધરે મર ભોજન ભાવતાં, ન સુધરે શુભયોગ લચાવતાં.
ન સુધરે પગમાં પડવાવડે, ન સુધરે છલમાં છડવાવડે;
ન સુધરે શુભ જોડ જડ્યાવડે, ન સુધરે મમતે મરવાવડે.
ન સુધરે બહુ લોભ લગાડતાં, ન સુધરે રતિરંગ રમાડતાં;
ન સુધરે કુલજાત બતાડતાં, ન સુધરે કદિ માન ઘટાડતાં.
ન સુધરે બહુ મારપછાડથી, ન સુધરે ઘરમાં ધડમારથી;
ન સુધરે ઘરબાર વહી જતાં, ન સુધરે અતિદીન થયા છતાં.
ન સુધરી શુભ સંતતિ પામતાં, ન સુધરે સઘળાં સુખ જામતાં;
પ્રિયસખા સુધરે નિજબોધથી, મનવિષે સુખકારક શોધથી.

---

## શું થાય?

### ઉપજાતિ.

શું થાય? સુથાય સદૈવ ધર્મ, કરાય શું? કેવલ દુષ્ટ કર્મ;
શું સાંભરે? પુત્ર-કલત્રઆદિ, જુવો અરે! વર્તન આ અનાદિ.
તજાય શું? ધર્મ અને વિચારો, ભરાય શું? પેટ અને પટારો;
વદાય શું? વેણ કઠોર ભારે, કલ્યાણની વાત કરાય ક્યારે?

---

## एवा सकल जनने मळो सन्मित्र आ संसारमां.

### हरिगीत.

કારણવિના સંબંધ બાંધી પ્રેમ પૂર્ણ વધારતા,
આ લોક ને પરલોકની સુખરૂપ વાત વિચારતા;
ઉપદેશ આપે સદ્‌ગુણોનો નિત્ય શુભ આકારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
નિજ નાત કે કુલજાતિમાં સંબંધમાં જે બેવડા,
ગુણ વય અને વિદ્યાવિષે જે તરત લાગે તેવડા;
જેનાં સદા મન-બુદ્ધિ-બલ વધતાં રહે વિસ્તારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં,
પ્રિય પિંડનાં જે પાપ તે નરમાશમાંજ નિવારતા,
મન જાય જો મર્યાદ મેલી વિનયથી તો વારતા;
કોટિ કરે ઉપકાર પણ ભારે ન ભારે ભારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
જે દુર્ગુણો કે દ્વેષ દિનદિન મિત્રમાં દેખાયછે,
તેને તજાવી યુક્તિથી ગુણમાં ગણીને ગાયછે;
ભ્રમ ભેદ આળસ ઇંધને ખોદી કઢાવે ખારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
સુખ-દુઃખમાં સાથે રહે નિજ હર્ષ-શોક શમાવતા,
અપમાન કરિએ તોય પણ મનમાં ન લેશે લાવતા;
હિત હોય તે હૈયે ધરી પ્રીતે કરે પલવારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

સાચું આપે સર્વને, સદ્‌ગુણ સાથે જ્ઞાન.
વિનય-વિવેક-વિચારનું, વિદ્યા નયન નિધાન;
અસાર આ સંસારમાં, એ અમૃતનું પાન.
કીર્તિ કરીને લોકમાં, પવિત્ર પુણ્ય પમાય;
વિદ્યાદાન-સુધારસે, અજર અમર સહુ થાય.
જપ તપ ધ્યાન સમાધિ એ, એને છે આધીન;
સત્કર્મો સઘળાં ખરે, તે વિદ્યામાં લીન.
સર્વે સુખ સંપત્તિનું, વિદ્યાદાન નિદાન;
એ કારણથી આપવું, એ વિદ્યાનું દાન.
અભયદાન પણ એજ છે, એજ અન્નનું દાન;
વિવિધ દાનનું ધામ છે, વિદ્યાદાનવિધાન.

---

## *कुटिल स्त्री केम सुधरे?

### द्रुतविलंबित.

ન સુધરે સુધરેલ સખીથકી, ન સુધરે સુધરેલ પતિથકી;
ન સુધરે સુધરેલ મતિથકી, કુટિલ જે વનિતા નકટી નકી.
ન સુધરે કદિ અદ્‌ભુત ભૂષણે, ન સુધરે ડરતાં બહુ દૂષણે;
ન સુધરે રસમાં મસ ડાંપણે, ન સુધરે પડતાં જલ પાંપણે.
ન સુધરે ધન-યૌવન દેખતાં, ન સુધરે નિજ દૈવત લેખતાં;
ન સુધરે બહુ હેત બતાવતાં, ન સુધરે સઘળું સમજાવતાં.
ન સુધરે બહુ કાલ બચાવતાં, ન સુધરે કરમાંહિ નચાવતાં;
ન સુધરે મર ભોજન ભાવતાં, ન સુધરે શુભયોગ લયાવતાં.
ન સુધરે પગમાં પડવાવડે, ન સુધરે છલમાં છડવાવડે;
ન સુધરે શુભ જોડ જડ્યાવડે, ન સુધરે મમતે મરવાવડે.
ન સુધરે બહુ લોભ લગાડતાં, ન સુધરે રતિરંગ રમાડતાં;
ન સુધરે કુલજાત બતાડતાં, ન સુધરે કદિ માન ઘટાડતાં.
ન સુધરે બહુ મારપછાડથી, ન સુધરે ઘરમાં ધડમારથી;
ન સુધરે ઘરબાર વહી જતાં, ન સુધરે અતિદીન થયા છતાં.
ન સુધરી શુભ સંતતિ પામતાં, ન સુધરે સઘળાં સુખ જામતાં;
પ્રિયસખા સુધરે નિજબોધથી, મનવિષે સુખકારક શોધથી.

---

## શું થાય?

### उपजाति.

શું થાય? ચુંથાય સદૈવ ચર્મ, કરાય શું? કેવલ દુષ્ટ કર્મ;
શું સાંભરે? પુત્ર–કલત્રઆદિ, જુવો અરે! વર્તન આ અનાદિ.
તજાય શું? ધર્મ અને વિચારો, ભરાય શું? પેટ અને પટારો;
વદાય શું? વેણ કઠોર ભારે, કલ્યાણની વાત કરાય ક્યારે?

---

## एवा सकल जनने मळो सन्मित्र आ संसारमां.

### हरिगीत.

કારણવિના સંબંધ બાંધી પ્રેમ પૂર્ણ વધારતા,
આ લોક ને પરલોકની સુખરૂપ વાત વિચારતા;
ઉપદેશ આપે સદ્ગુણોનો નિત્ય શુભ આકારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
નિજ નાત કે કુલજાતિમાં સંબંધમાં જે બેવડા,
ગુણ વય અને વિદ્યાવિષે જે તરત લાગે તેવડા;
જેનાં સદા મન-બુદ્ધિ-બલ વધતાં રહે વિસ્તારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં,
પ્રિય પિંડનાં જે પાપ તે નરમાશમાંજ નિવારતા,
મન જાય જો મર્યાદ મેલી વિનયથી તો વારતા;
કોટિ કરે ઉપકાર પણ ભારે ન ભારે ભારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
જે દુર્ગુણો કે દ્વેષ દિનદિન મિત્રમાં દેખાયછે,
તેને તજાવી યુક્તિથી ગુણમાં ગણીને ગાયછે;
ભ્રમ ભેદ આળસ ઇંધને ખોદી કઢાવે ખારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
સુખ–દુઃખમાં સાથે રહે નિજ હર્ષ–શોક શમાવતા,
અપમાન કરિએ તોય પણ મનમાં ન લેશે લાવતા;
હિત હોય તે હૈયે ધરી પ્રીતે કરે પલવારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

વિદ્યા-વિનયથી યુક્ત સદ્‌ગુણમાં સદા જે લીન છે,
પૂરા પરાક્રમવાન પણ જે પ્રેમમાં આધીન છે;
ભાવે ભણાવે ભેદ જે ધાટે કરી ઘરબારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
તન-મનતણા જે તાપને ટાળે વળી ક્ષણ એકમાં,
હારી ગયા જો હોંશ તો ટોકી રખાવે ટેકમાં;
પાસે રહે પોતે વળી વશમા બધા વ્યવહારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
સાચા સહોદરરૂપ શુભ નારીસમાન થઈ રહે,
કડવાં કથોરાં વેણને સાકરસમાન કરી કહે;
પ્રિય હોય તે પ્રેમે કરે પલળી રહે જે પ્યારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
જેને નિહાળી નયનમાંથી હર્ષનાં અશ્રુ ખરે,
જેને મળીને હૃદય શાન્ત થઈ સદા સુખમાં ઠરે;
અધિકાર રૂડા મેળવે સરકાર કે દરબારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
કીર્તિ પ્રકાશે લોકમાં જેના પ્રકાશે આપણી,
જેના પ્રતાપે સાંપડે સદ્‌બોધરૂપ મહામણી;
મનને વળાવે વિનય રાખી અખિલજગદાધારમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.
શ્રીકૃષ્ણ અર્જુનને અને હનુમાન સીતાકાન્તને,
વસુદેવના સુત સાંપડ્યા કેશવ સુદામા શાન્તને;
ઉપકાર કરવામાં અને પાછળ નહીં પરમાર્થમાં,
એવા સકલ જનને મળો સન્મિત્ર આ સંસારમાં.

---

## *સુજનતાવિષે.

### શાર્દૂલ-વસંત.

સાચું જે સુખ આપનાર ગુણનો ભંડાર ભારે અતિ,
પૂરાં પુણ્યવડે પવિત્ર જનને જેથી મળે સન્મતિ;

---

* એક શાર્દૂલવિક્રીડિત અને બીજો વસંતતિલકા એમ નવી રીતિ માટે લખ્યા છે. પણ જાતેજાત જૂદા ગોઠવતાં પણ ઠીક રસ આપેછે.

સન્માર્ગે સુખરૂપ સત્પુરુષને જે વશ્ય ને વલ્લભ,
યત્નેથી પણ તે અરે સુજનતા સંસારમાં દુર્લભ.
વિદ્યા બહુ શ્રમવડે કદિ લભ્ય થાય,
યત્નો કર્યે રજકણો પણ તે ગણાય;
સાચી અરે સુજનતા ન મળે શ્રમેથી,
સંસારમાં ન પણ દુર્લભ કાંઈ એથી.

સોનાને શુભ પાંજરે પકડિને રાખ્યો કદી કાગડો,
સંભાળી શુભ ખાનપાન દઇને પ્રેમે પઢાવ્યો ઘણો;
ક્યાંથી તે શુકના સમાન પદવી પામે અરે પાપિઓ,
આવે દુર્જનમાં નહીં સુજનતા સિદ્ધાંત એવો થયો.
શ્રીરામ નામ દઈ પોપટને પઢાવે,
તો તે પઢે પણ ન અર્થવિચાર આવે;
સંપત્તિને શ્રમવડે કદિ મેળવાય,
સૌજન્ય શું શ્રમવડે પણ પ્રાપ્ત થાય?

રંગી રંગવડે કર્યું કરવડે કારીગરે કૂકડું,
રૂપે સુંદર તેમ શબ્દ કરતું ઉડી પડે હૂકડું;
શું તે થાય સજીવ કોઈ દિવસે ચીંચીં કરે ચાંચથી,
વિદ્યા યત્નવડે મળે, સુજનતા ક્યાંથી મળે યત્નથી?
સંસારમાં સુલભ છે ધન યત્ન થાતાં,
દીઠી નથી સુજનતા શ્રમથી પમાતાં;
તાણ્યું નરે નરમ રબ્બર દીર્ઘ થાય,
શું કાષ્ઠ કોઈ પણ રીતવડે તણાય?

આ સંસારવિષે મહા કઠણ છે સૌજન્યતા આવવી,
પ્યારા તે મળવા તથાપિ મનમાં ઉત્કંઠતા લાવવી;
નીતિ ન્યાય વિવેક બુદ્ધિબલથી શું શું નહીં સાંપડે,
સાચા ઉદ્યમને અને અકલને ઈશે નહીં આંપડે.
પ્રેમ તમે પરમ મિત્ર સુયત્ન રાખો,
સૌજન્યનો સરસ તો રસ આપ ચાખો;
આ લોકમાં પરમ કીર્તિ વધારનાર,
સંસારસાગરતણો શુભ કર્ણધાર.

આ સંસારવિષે સદા સુકુલમાં તે જન્મ પામે ભલે,
વિદ્યા ધામ ધરા અને ધનવિષે તે જીવ જામે ભલે;
પામે ભોગવિલાસ રાજ્યસુખનો લાવો લહે લ્હાણથી,
જેણે જન્મ ધરી કરી સુજનતા પ્યારી સદા પ્રાણથી.

સોરઠા.

શ્રેષ્ઠ સુજનતા નાવ, આ ભવજલ તરવાવિષે;
કેમ વિસારો સાવ, જન બલ બુદ્ધિ મળ્યા છતાં.
સાધનરૂપ શરીર, ઇંદ્રિય સબલ વળી બધી;
વાહ વિચારો વીર, ત્યાં સુધી સઘળું થશે.
જીવ-દેહસંયોગ, જે અવસર પૂરો થયો;
ક્યાં છે બીજો યોગ, શાણા તે સંભાળજો.

---

## विनाशकाल.

### १

### उपजाति.

સુબોધમાં સાર કશો ન લાગે, સંબંધમાં રોજ વિરોધ જાગે;
વધે દુરાચાર ઘટે સમૃદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.
થયા કરે પાપવિષે પ્રવૃત્તિ, પ્રપંચમાંથી ન મળે નિવૃત્તિ;
વિકારની થાય વિશેષ વૃદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.
કુસંપને કલેશ ગમે વધારે, વિપત્તિમાં ધૈર્ય ન ચિત્ત ધારે;
કુકર્મથી હાય હરાય ઋદ્ધિ, વિનાશકાલે વિપરીત વૃત્તિ.
પોતે કરેલું સવળું નિહાળે, આપ્તોતણાં અંતરને ઉકાળે;
ક્યાંથી અરે સાંપડશે સુબુદ્ધિ, વિનાશકાલે વિપરીત વૃત્તિ,
ચડે સદા ચિત્ત વિચિત્ર ચાલે, સુખી થવાના નિયમો ન પાળે;
વિદ્યા કલા ને વણસે વિશુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.
મોટાઇને માન મમત્વ નાસે, ભલાઈ ભુંડાઈ સમાન ભાસે;
આવે અનાચાર અને અશુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.
વિદ્યા કલા કાંઇ કરે ન કામ, ન સાંભરે સદ્ગુણધામ રામ;
ચડે કઠોડે ચલચિત્ત-શુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.
સદા ભરેલો વિનયે વિચારે, ભલે ભણેલો નર હોય ભારે;
કરે કટાણે કથળી કુબુદ્ધિ, વિનાશકાલે વિપરીત બુદ્ધિ.

૨

કૈકયી માતા વરદાન લેતાં, શ્રીરામને ત્યાં વનવાસ દેતાં;
પામ્યાં પછી અંતરમાં વિરામ, વિનાશકાલે વિધિ હોય વામ.
મારીચ માયામૃગ મારવાને, જાણ્યા છતાં શ્રીરઘુવંશરામે;
કરી પ્રિયાધીન થઈ પ્રવૃત્તિ, વિનાશકાલે વિપરીત વૃત્તિ.
હરી જશે પાછળ કોઈ નારી, માયાવડે વાત ન તે વિચારી;
હાર્યા પ્રિયાનો હઠ જોઈ રામ, વિનાશકાલે વિધિ હોય વામ.
વીંધ્યું શરે તે મૃગનું શરીર, ત્યાં તો ગયા લક્ષ્મણ ધીર વીર—
'સૌમિત્રિ આવો' સુણી વાક્ય આમ, વિનાશકાલે વિધિ હોય વામ.
સીતા મહાપુણ્ય પવિત્ર આપ, હરી ગયો રાવણ દુષ્ટ પાપ;
ચેત્યા પછી અંતર પૂર્ણકામ, વિનાશકાલે વિધિ હોય વામ.
લંકા બળી આખર અગ્નિતાપે, રણે પડ્યો રાવણ તેજ પાપે;
ટળી ગયાં સર્વ ગરાસ ગામ, વિનાશકાલે વિધિ હોય વામ.
શ્રીસાંબનું સેવન ઇચ્છનારાં, સતી નહીં જે ક્ષણ એક ન્યારાં;
તેણે તજ્યા ચંદ્રકલાલલામ, વિનાશકાલે વિધિ હોય વામ.
સેવા તજે જે નહિ કોઈ ટાણે, તે બાપને ઘેર ગયાં પરાણે;
યજ્ઞાગ્નિમાં દેહ દહ્યો સકામ, વિનાશકાલે વિધિ હોય વામ.

---

## व्यवस्थाविना काम एके न थाय.

### भुजंगी.

સદુદ્યોગની વાત શાને વિસારો?
વળે શું કરે સાવ ખોટા વિચારો;
સુવિદ્યાવિના ભૂત ઝાળાં ભરાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભણે કોણ ક્યાં એક વિદ્યા વિવેકે?
રહે કોણ સત્કર્મમાં એક ટેકે?
કુછંદે કડાકૂટમાં કાલ જાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
જમે ને રમે કે ભમે વાટઘાટે,
થશે શું ન તેનો લગારે ઉચાટે;

ગયો કાલ જો તો પછી શું કરાય?
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
વ્યવસ્થાવડે સૃષ્ટિ આવી રચાઈ,
વ્યવસ્થાવડે બાઈ ભોજાઈ ભાઈ;
ખરા લાભનું પાત્ર એથી થવાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
વ્યવસ્થાવડે પક્ષિઓ માળ બાંધે,
વ્યવસ્થાવડે ઈશ સંબંધ સાંધે;
વ્યવસ્થાવડે સર્વનો જન્મ થાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભણ્યાં ભાષણો ભાર રાખી સભામાં,
ઉડી જાયછે ભાંઈ તે સર્વ વામાં;
ભલે લોકનાં ચિત્ત ચોંપે હરાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભલે હોય પાસે વધારે રૂપૈયા,
ભલે બારણે બેસતા હોય ભૈયા;
ભલે બુદ્ધિએ યુક્તિએ પૂર્ણ કાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભણાવાય ભાવે ભલે સ્ત્રીજનોને,
ગણાવાય જ્ઞાનીજનોમાં ગુણોને;
ભલે ધર્મની વાત ધારી ઘડાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભલે કાલ કે દેશ સારા તમારા,
ભલે બાંધિએ બાલકો કાજ ધારા;
ઘણા ઘાટ સારા નઠારા ઘડાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
સુધારો કરો સંચરો કાં વિદેશે,
રિઝાવો ભલે લોકને કૈક વેશે;
ભલે સીંદરાં રાતદા'ડો તણાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.

અહો પૃથ્વી પાણી અને આભ એવાં,
જુઓ વસ્તુઓ ચંદ્ર-સૂર્યાદિ જેવાં;
વ્યવસ્થાવડે લોક સર્વે રચાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભણો કે ગણો કે ઘણો ડોળ ઘાલો,
બની કે ઠની માર્ગમાં મોજ મ્હાલો;
નથી કામનું કાંઈ સાચું સહાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ભુખે જાયછે પ્રાણ ને દુઃખ દાડી,
નથી બુદ્ધિને કામમાંહિ લગાડી;
અરે હાય રે નીર આંખે ભરાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
જુઓ યંત્ર તંત્રો વ્યવસ્થા સ્વરૂપે,
વ્યવસ્થાવિના કાં પડો અંધકૂપે?
વ્યવસ્થા કરો તો સુખેથી તરાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
ગયાં રાજ ને પાટ કર્યાં ઠાઠ એવા,
થયા આપણે કાષ્ટની નાર જેવા;
રહો શું હવે રોષમાં રંક-રાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
અરે દેશની દાઝ તો બેશ લાવો,
તમારૂં તમે માન મોટું નિભાવો;
સુવો કાં હવે સોડ તાણી સદાય,
વ્યવસ્થાવિના કામ એકે ન થાય.
કરો સર્વ તે પથ્થરે જેમ પાણી,
વ્યવસ્થાવિના સર્વ છે ધૂળધાણી;
પગે કેશવાધીશને જો પડાય,
વ્યવસ્થાવિના કામ તો સર્વ થાય.

## શી રીતથી સુજનઅંતર ઓળખાય ?

### વસંતતિલકા.

વાણી–ક્રિયા અધરથી પ્રકટે અનેક,
વેગે વિચાર કરતાં વિસરે વિવેક;
અત્યંત સૂક્ષ્મ અતિ ચંચલ છે સદાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય?
હાથે અડાય નહિ આકૃતિનો અભાવ,
આકાશની સદૃશ નિર્મલ છે સ્વભાવ;
આંખે અદૃશ્ય નહિ કાનવડે સુણાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય?
જો હોય ગંધ ગુણ નાકવડે સુંઘાય,
જો સ્વાદ હોય રસ તો મુખથી ચખાય;
ક્યાં રૂપ રંગ ગુણજાતિ વળી જણાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય ?
ઝૂરે ચકોર પણ ચંદ્ર કશું ન જાણે,
જ્યાં પ્રેમપાત્ર જન ત્યાં પણ એ પ્રમાણે;
દીઠી વિચિત્ર રચના ન ગણી ગણાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય ?
વિશ્વાસ હોય વળિ તો અનુકૂલ આવે,
લાગે સદૈવ પ્રતિકૂલ અહો અભાવે;
સર્વે વિચાર સહુના મનમાં સમાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય ?
જાણે ક્રિયા ઉપરથી નિજ ચિત્ત જેવું,
માની લહે ઉપરથી જન સર્વ એવું;
ખોટું ખરૂં અરર તેપરથી વદાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય ?
મોટા જનો અરર કૈક ગયા મરાઈ,
જામ્યાં પરસ્પર કુસંપ અને લડાઈ;
અત્યંત બુદ્ધિબલ તોપણ ભૂલ થાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય ?

પ્રેમી જણાય પણ અંતર હોય વેર,
માંહી મિઠાશ પણ ઉપર હોય ઝેર;
આ ઇન્દ્રજાલ અતિ અદ્‌ભુત હાય હાય,
શી રીતથી સુજનઅંતર ઓળખાય?
છે એમ તોય ગુણ-દુર્ગુણના પ્રભાવે,
વાણી સદાચરણ ભાવ અને વિભાવે;
અભ્યાસ રોજ વધતો વધતો કરાય,
એ રીતથી સુજન અંતર ઓળખાય.

### દોહરો.

કઠણ વાત છે તોયપણ, પરિચય પૂરો થાય;
કેશવ અનુભવ અન્યથી, અંતર સહજ જણાય.

---

## वगे सगे काम समग्र थाय.

### उपजाति.

વિદ્યા કલા કામ ન લેશ લાગે, ધને જને ભીડ ન ભાઈ ભાગે;
શું કામ આવે બલ બુદ્ધિ કાય? વગે સગે કામ સમગ્ર થાય.
શા કામનાં ન્યાય અને સુનીતિ, પડી રહે છે શુભ સર્વ રીતિ;
સંબંધથી કાંઈ નહીં સધાય, વગે સગે કામ સમગ્ર થાય.
ન રૂપ-રંગે પણ લાભ ભાઈ, બેઠાં રહે બેન બનેવિ બાઈ;
સદૈવ શૂરાતન દૂર જાય, વગે સગે કામ સમગ્ર થાય.
સુતું રહે સૌહૃદ સર્વ વાતે, પોઢી રહે પ્રીતિ વળી નિરાંતે;
લાખો રૂપૈયા મર લાંચ ખાય, વગે સગે કામ સમગ્ર થાય.
ન નાસિકાએ સ્વર સંભળાય, ન કાનથી કામ કશું કરાય;
આંખે કરી અન્ન નહીં ખવાય, વગે સગે કામ સમગ્ર થાય.
હાથેથકી થાય ન હાલચાલ, મુખે ન દેખાય જગત્ વિશાલ;
પગે કરી ગંધ નહીં પમાય, વગે સગે કામ સમગ્ર થાય.
બ્હીતો રહે સોદર બ્હાર બેશી, નવેણમાં સ્યાલક જાય પેશી;
શંકાવિના સાંકડમાં ફરાય, વગે સગે કામ સમગ્ર થાય.

વિનાહલેસે નહિ હોડી હાલે, ચક્રોવિના યંત્ર કદી ન ચાલે;
ગરેડિએ ભાર વધૂ તણાય, વગે સગે કામ સમગ્ર થાય.
ઉતાવળે આમ્રફલો ન પાકે, ચડે નહીં ખીચડિ સૂર્યતાપે;
સીડીવિના ઉપર શું ચડાય? વગે સગે કામ સમગ્ર થાય.

દોહરો.

કેશવ હરિની હોય જો, દયાદૃષ્ટિ સુખરૂપ;
તો વગસગ સંબંધને, શું દેવો છે ધૂપ?

---

## अशक्तनो एमज काल जाय.

### उपजाति.

અમૂલ્ય આવું તન ખોઈ નાંખે, ધોળે દિએ ઉંઘ ભરાય આંખે;
મોઢે બગાસાં બરકી ખવાય, અશક્તનો એમજ કાલ જાય.
હિતોપદેશે નહિ હેત રાખે, ચાતુર્યતાના રસને ન ચાખે;
ભંભેરતાં ભ્રાંતિવડે ભમાય, અશક્તનો એમજ કાલ જાય.
વિવેક-વિદ્યા-બલથી વિહીન, તને મને રોજ રહે મલીન;
ઓછે બલે રીસ કરી તણાય, અશક્તનો એમજ કાલ જાય.
વિદ્યા કલા કામ ગમે ન લેશ, વાતો કરેછે સુખની વિશેષ;
ગુણો સદા આળસનાજ ગાય, અશક્તનો એમજ કાલ જાય.
હળીમળી ક્યાંહિ શકે ન હેતે, સાંખી શકે વેણ ન કોય કે’તે;
મોહે અને મત્સરથી મરાય, અશક્તનો એમજ કાલ જાય.
લજાય જો જાય જરા બહાર, વ્હાલો ગણેછે વશમો વિહાર;
પરાન્નથી પેટ ભરી ધરાય, અશક્તનો એમજ કાલ જાય.
ગુંચ્યો રહેછે ઘરમાં ઘલાઈ, પીડા ન જાણે પણ તે પરાઈ;
ઉપાધિના દુઃખવડે ડરાય, અશક્તનો એમજ કાલ જાય.
રહે નહિ ઇંદ્રિયવર્ગ વશ્ય, ઘેરાય છે વ્યાધિવડે અવશ્ય;
ન પુણ્યમાં પ્રાણ કદી અપાય, અશક્તનો એમજ કાલ જાય.
વિદ્વાનનું યોગ્યપણું ન જાણે, સંતોષ માને મનમાં પરાણે;
સંબંધ તે બંધનરૂપ થાય, અશક્તનો એમજ કાલ જાય.
ડરે બધે બીકણ કાંઈ થાતાં, રોઈ કરે કાયર નેત્ર રાતાં;

નદી તળાવે જઇ રોજ ન્હાય, અશક્તનો એમજ કાલ જાય.
દુખ્યો અરે દેશ કરો ઉપાય, આ આપણું સર્વ તણાઇ જાય;
પડ્યાં પડ્યાં એમ મુખે વદાય, અશક્તનો એમજ કાલ જાય.
ચલાય બે ચાર ઘડી ન તેથી, જવાય થાકી શ્રમ થાય તેથી;
ન પેટ પૂરૂં પણ તે કમાય, અશક્તનો એમજ કાલ જાય.
કરે નહિ પોષણ કોઇનું તે, સુખીપણું નિત્ય મનાય સૂતે;
વિચાર મોટા મનમાં સમાય, અશક્તનો એમજ કાલ જાય.
જ્યાં ત્યાં થકી તે અપમાન પામે, ધને જને કોઇ દિને ન જામે;
રહે પરાધીનપણે સદાય, અશક્તનો એમજ કાલ જાય.
દુર્ભાગ્યથી લોક સદા ડરાવે, વિપત્તિમાં કોઈ ન પાસ આવે;
વિનાપરાધે પણ માર ખાય, અશક્તનો એમજ કાલ જાય.
વ્યાપી રહેલા હરિને ન શોધે, બંધાય છે તે બમણો અબોધે;
નહીં સદાચારવિષે ચલાય, આશક્તનો એમજ કાલ જાય.
સ્વાધ્યાય પૂજા જપ પાઠ માલા, સૂઝે નહિ માર્ગ સુધર્મવાળા;
પરાર્થ સોણે પણ શું સધાય? અશક્તનો એમજ કાલ જાય.

દોહરો.

એ રીતે આ લોકમાં, કાઢે કાલ અશક્ત;
સહજ સફલ તે થાય જો, કેશવ હરિ અનુરક્ત.

---

## प्रास्ताविक.

### अनुष्टुप्.

પોતાના પેટને માટે, કોક પાસે જઈ કશું;
માગે તે મૂર્ખમાં મૂર્ખ, બને બે પગનો પશુ.
હોય આપી શકે એવો, ન આપે અર્થિને અરે;
ન જાણે પરપીડા તે, શામાટે જીવતા ફરે?
ધનહીન અને દીન, તે સામે સૂમતે ઘર;
વિવેકદષ્ટિની રીતે, શો એ બેમાંહિ અંતર.
ન સારૂં નરતું દેખે, અરે આડઘડે ચડે;
અંધને અવિવેકીમાં, વિચારો ફેર શો પડે?

મહાસંપત્તિનો સ્વામી, અત્યંત સુખમાં વસે;
બીજો નિર્ધન સંતોષી, એ બેમાં ફેર શો હશે ?
મોટાને માનહાનિ કે, અથવા મોત આંપડે,
વિદ્વાનો એમ કે' છે કે, એમાં તે ભેદ શો પડે ?
મહાદેવ ઉમાનાથ, કે કેશવ હરિ પ્રતિ;
કરીએ ભાવથી ભક્તિ, મુંઝાય નહિ તો મતિ.

---

## उदयनां साधनोविषे.

### अनुष्टुप्.

જન્મતાંવેંત વિદ્વાન, સમર્થ કોણ થાયછે;
અભ્યાસે ને અનુભવે, જતાં કાલ વધાય છે.
ભણ્યાગણ્યા ભલે ભાઈ, તે વૃથા સર્વ જાયછે;
વિનાઉત્સાહથી ક્યાંહિ, કોઇથી ક્યાં વધાય છે ?
અભ્યાસે ને અનુભવે, કરે ઉધમ આદરે;
બલ–બુદ્ધિવિનાનાથી, વધાય નહિ આખરે.
ભણેગણે ભલે ઝાઝું, બલ બુદ્ધિવિષે બહુ;
સહાય હોય જો સાથે, તો વધે વેગમાં સહુ.
વિદ્યા વગ વળી કાલ, બલ બુદ્ધિ બધાંય છે;
કૃપા કેશવની હોય, તો મનુષ્યે વધાય છે.
અભ્યાસે ને અનુભવે, ઘણાય અથડાય છે;
કૃપા કેશવની હોય, તો આગળ વધાય છે.
રહે ઘલાયો ઘરમાં, કામનો હોય કાયર;
અહો ઉદયને પામે, ધારે જો કર ઈશ્વર.
વધવું ઘટવું એવી, કલ્પના કરવી નહિ;
કાલ ને વયની સાથે, દશાઓ જાયછે વહી.

---

## प्रास्ताविक.

### अनुष्टुप्.

ભણ્યો ન ભાવથી વિદ્યા, જન્મ્યો તે જન એમજ;
ભણ્યો છતાં ગયો ભૂલી, તેનોય જન્મ તેમજ.
અશક્ત હોય જે અંગે, નહિ તે કંઈ કામનો;
બીજાને શક્તિ પામીને, પીડે તે નર નામનો.
વિદ્યાવાન ન જે હોય, તેને મૂર્ખ પ્રમાણવો;
વિદ્યા ભણી કરે વાદ, તેનેય તેમ જાણવો.
હોય નિર્ધન જે સાવ, તે સદા જીવતે મુવો;
ધન પામી મદી જાય, તેને તે રીતથી જુઓ.
ન પામે સુખ સંસારે, તેને કોણ કહે નર ?
સુખી છતાં રહે રોતો, તે તો કેવલ પામર.
ન પામે સુખ સંસારે, શું તેના નામને રુવો ?
ન આપે સુખ બીજાને, તે સુખી જીવતે મુવો.
સહજપ્રાપ્ત જે હોય, તેનો ત્યાગ કરે અરે;
સર્વથા સુખ ને ભોગ, તેનાથી નાસતા ફરે.
સહજપ્રાપ્તને પામી, ન જાણી યોગ્યતા જરા;
આનંદ સુખના સર્વે, પિંડથી થાયછે પરા.
સર્વ સંયોગને માટે, જેને દુર્લભતા અરે;
જીવે તોય મરેલો તે, બીજાનું શું ભલું કરે ?
નીચમાં નીચને ઘેર, જન્મીને નીચ જે રહે;
એવા અકર્મીને કોણ, જાણીને જીવતો કહે ?
ન કરે અન્યને ઉંચા, જે ઉંચી જાતનો થઈ;
ઠુંઠના સરખો તેને, જીવતો કોઈ કે' નહીં.

---

## विवेकीनुं जीवन एम वीते.

### उपजाति.

સંસારનો સાર લહે વિચારી, રહે સદા ચંચલ ચિત્ત મારી;
ન થાય તે કાયર કોઈ રીતે, વિવેકિનું જીવન એમ વીતે.

મહાસંપત્તિનો સ્વામી, અત્યંત સુખમાં વસે;
બીજો નિર્ધન સંતોષી, એ બેમાં ફેર શો હશે ?
મોટાને માનહાનિ કે, અથવા મોત આંપડે,
વિદ્વાનો એમ કે' છે કે, એમાં તે ભેદ શો પડે ?
મહાદેવ ઉમાનાથ, કે કેશવ હરિ પ્રતિ;
કરીએ ભાવથી ભક્તિ, મુંઝાય નહિ તો મતિ.

---

## उदयनां साधनोविषे.

### अनुष्टुप्.

જન્મતાંવેંત વિદ્વાન, સમર્થ કોણ થાયછે;
અભ્યાસે ને અનુભવે, જતાં કાલ વધાય છે.
ભણ્યાગણ્યા ભલે ભાઈ, તે વૃથા સર્વ જાયછે;
વિનાઉત્સાહથી ક્યાંહિ, કોઇથી ક્યાં વધાય છે ?
અભ્યાસે ને અનુભવે, કરે ઉદ્યમ આદરે;
બલ-બુદ્ધિવિનાનાથી, વધાય નહિ આખરે.
ભણેગણે ભલે ઝાઝું, બલ બુદ્ધિવિષે બહુ;
સહાય હોય જો સાથે, તો વધે વેગમાં સહુ.
વિદ્યા વગ વળી કાલ, બલ બુદ્ધિ બધાંય છે;
કૃપા કેશવની હોય, તો મનુષ્યે વધાય છે.
અભ્યાસે ને અનુભવે, ઘણુાય અથડાય છે;
કૃપા કેશવની હોય, તો આગળ વધાય છે.
રહે ઘલાયો ઘરમાં, કામનો હોય કાયર;
અહો ઉદયને પામે, ધારે જો કર ઈશ્વર.
વધવું ઘટવું એવી, કલ્પના કરવી નહિ;
કાલ ને વયની સાથે, દશાઓ જાયછે વહી.

---

રમ્યા કરે ઈશ્વરમાંહિ ચિત્ત, સેવ્યા કરે સદ્‌ગુણરૂપ વિત્ત;
પવિત્રતા પ્રાણસમાન પાળે, મહાજનો જીવન એમ ગાળે.
આસક્તતા ઊપરથી ધરાવે, ન ઓધમાં તોપણ રોધ આવે;
અંતે અનાસક્તપણે નિહાળે, મહાજનો જીવન એમ ગાળે.
તૃષ્ણાતરંગે ન તણાય તે તો, બળે નહીં માંહિ બહાર એ તો;
કામાદિ હાલાહલ અગ્નિઝાળે, મહાજનો જીવન એમ ગાળે.
શમે દમે સંકટમાંહિ શૂરા, સમાનની પાસ સદા અધૂરા;
સુજન્મને શીલવડે ઉજાળે, મહાજનો જીવન એમ ગાળે.
સુખે સદુદ્યોગ સદૈવ સાધે, સુમાર્ગની ઉપર લક્ષ બાંધે;
પોતે ન બંધાય મમત્વમાળે, મહાજનો જીવન એમ ગાળે.
ન પારકું કોઇ જણાય તેને, આખું જગત્ આત્મસમાન જેને;
ભવાટવીના ભયને ન ભાળે, મહાજનો જીવન એમ ગાળે.'
કુટુંબમાં કે વનમાં રમેછે, જપે તપે ઇન્દ્રિયને દમેછે;
આનંદમાં આખર આંખ ઢાળે, મહાજનો જીવન એમ ગાળે.
કલ્યાણ સર્વે જન જેમ પામે, જે રીતથી દુઃખથકી વિરામે;
તેવે પ્રકારે વચને વળાવે, મહાજનો જીવન એમ ગાળે.
શોધે નિરાંતે હરિને સુખેથી, ન લાભ લેખે પર કોઈ એથી;
નોખા રહે કેશવ ઇન્દ્રજાલે, મહાજનો જીવન એમ ગાળે.

---

## प्रास्ताविक.

(१)

### सोरठा.

ઉદ્યમ કરો અપાર, કર્મ કઠણ જો હોય તો;
ન મળે લાભ લગાર, અનુભવ અંતે આવશે.
ભાગ્ય ભલું પરખાય, પાણી અંત પ્રજાવડે;
અનુભવ અન્તે થાય, માન કશું કરિએ નહિ.
જન્મે તે સહુ જાય, મેલી ધન જન ધામને;
તોપણ બોધ ન થાય, બે પગવાળા બેલને.
જાતા યમને દ્વાર, જોયા કેક જુવાનને;

કામાદિથી ક્લેશ કદી ન પામે, વિનાશના સર્વ વિચાર વામે;
કુછંદમાં ક્યાંહિ કદી ન છીતે, વિવેકિનું જીવન એમ વીતે.
ન રાગ કે દ્વેષવડે દબાય, ન હર્ષ–શોકાદિકમાં મરાય;
સૌજન્યથી આખર જન્મ જીતે, વિવેકિનું જીવન એમ વીતે.
વાણી ક્રિયા ને મન એક રાખે, કાલાદિના ધર્મ સમગ્ર સાંખે;
પડે નહીં દુઃખદ પાપપિત્તે, વિવેકિનું જીવન એમ વીતે.
સ્વધર્મ–કર્માચરણે ચકોર, બધેય ધારે સરખા બપોર;
વૈરાગ્યમાં પ્રીતિ કરે નકી તે, વિવેકિનું જીવન એમ વીતે.
પરાર્થ ને સ્વાર્થ સમાન માને, બને નહીં બાલક કોઈ બ્હાને;
ભર્યા રહે આત્મવિચાર ચિત્તે, વિવેકિનું જીવન એમ વીતે.
આનંદમાં મંગલ રોજ થાય, ભાવો બધા અંતરમાં સમાય;
રહે હરાયા હરિનામ ગીતે, વિવેકિનું જીવન એમ વીતે.
સદા દયા પૂજન ધર્મ દાન, કર્યા કરે સર્વવિષે સમાન;
ધારી રહે કેશવ કૃષ્ણ ચિત્તે, વિવેકિનું જીવન એમ વીતે.

---

## महाजनो जीवन एम गाळे.

### उपजाति.

સદૈવ આચાર વિચાર રાખે, પિંડે પડેલાં સુખ–દુઃખ સાંખે;
ન થાય તે કાયર કોઈ કાલે, મહાજનો જીવન એમ ગાળે.
સંપત્તિ ને સંપ સદા વધારે, અધીરતા ચિત્તવિષે ન ધારે;
ન થાય તે ચંચલ દુષ્ટ ચાળે, મહાજનો જીવન એમ ગાળે.
ભણેગણે ભાવ ધરે વિવેકે, ન વીસરે પ્રત્યુપકાર એકે;
ઔદાર્યમાં અંતરને પલાળે, મહાજનો જીવન એમ ગાળે.
નાના પ્રકારે નય નીતિપૂર્ણ, ન ધર્મ–કર્મે કદિએ અપૂર્ણ;
સંતોષથી ચિત્ત સદૈવ વાળે, મહાજનો જીવન એમ ગાળે.
જુવે સદા આત્મસમાન આંખે, ન કોઈથી વેધ વિરોધ રાખે;
કુવાક્ય બોલી મનને ન બાળે, મહાજનો જીવન એમ ગાળે.

રમ્યા કરે ઇશ્વરમાંહિ ચિત્ત, સેવ્યા કરે સદ્ગુણરૂપ વિત્ત;
પવિત્રતા પ્રાણસમાન પાળે, મહાજનો જીવન એમ ગાળે.
આસક્તતા ઉપરથી ધરાવે, ન બોધમાં તોપણ રોધ આવે;
અંતે અનાસક્તપણે નિહાળે, મહાજનો જીવન એમ ગાળે.
તૃષ્ણાતરંગે ન તણાય તે તો, બળે નહીં માંહિ બહાર એ તો;
કામાદિ હાલાહલ અગ્નિઝાળે, મહાજનો જીવન એમ ગાળે.
શમે દમે સંકટમાંહિ શૂરા, સમાનની પાસ સદા અધૂરા;
સુજન્મને શીલવડે ઉજાળે, મહાજનો જીવન એમ ગાળે.
સુખે સદુદ્યોગ સદૈવ સાધે, સુમાર્ગની ઉપર લક્ષ બાંધે;
પોતે ન બંધાય મમત્વમાળે, મહાજનો જીવન એમ ગાળે.
ન પારકું કોઇ જણાય તેને, આખું જગત્ આત્મસમાન જેને;
ભવાટવીના ભયને ન ભાળે, મહાજનો જીવન એમ ગાળે.
કુટુંબમાં કે વનમાં રમેછે, જપે તપે ઇન્દ્રિયને દમેછે;
આનંદમાં આખર આંખ ઢાળે, મહાજનો જીવન એમ ગાળે.
કલ્યાણ સર્વે જન જેમ પામે, જે રીતથી દુ:ખથકી વિરામે;
તેવે પ્રકારે વચને વળાવે, મહાજનો જીવન એમ ગાળે.
શોધે નિરાંતે હરિને સુખેથી, ન લાભ લેખે પર કોઈ એથી;
નોખા રહે કેશવ ઇન્દ્રજાલે, મહાજનો જીવન એમ ગાળે.

---

## प्रास्ताविक.

### ( १ )

### सोरठा.

ઉદ્યમ કરો અપાર, કર્મ કઠણ જો હોય તો;
ન મળે લાભ લગાર, અનુભવ અંતે આવશે.
ભાગ્ય ભલું પરખાય, પાણી અંત પ્રજાવડે;
અનુભવ અન્તે થાય, માન કશું કરિએ નહિ.
જન્મે તે સહુ જાય, મેલી ધન જન ધામને;
તોપણ બોધ ન થાય, બે પગવાળા બેલને.
જાતા યમને દ્વાર, જોયા કેક જુવાનને;

તોય વિવેક વિચાર, ક્યાં આવેછે કોઇને ?
ઉત્તમ લઈ અવતાર, ન ભજ્યો જે ભગવાનને;
હારી ગયો ગમાર, જીતી બાજી જોરમાં.

( ૨ )

ઉપરથી વૈરાગ્ય, અંતરમાં આશા ઘણી;
ત્યાગ નહીં તે રાગ, કરનારા રખડ્યા કરે.
સંયમ કરવા શૂર, પ્રાણ સદા પરમાર્થમાં;
કેશવ ક્યાં છે દૂર, ઈશ્વરનું પદ પામવું ?
સુખિઓ નહિ સંયોગ, પરિણામે પીડા ઘણી;
ભોગ નહીં તે રોગ, ભોગ હોય તે ભોગવે.
કરી કામના દૂર, ક્રોધ લોભ ભુંશી દિએ;
શાન્ત અને તે શૂર, સ્વર્ગવિષે સુખ ભોગવે.

( ૩ )

દયા ધર્મ ને દાન, માન નહીં મોટાઈનું;
તેને મળે વિમાન, સદાચરણમાં ચાલતાં.
મન મોટું વરતાય, વચન કર્મ આચારથી;
જીવ્યું મિથ્યા જાય, ટુંકા મનના લોકનું.
ગુણ બીજાના ગાય, દોષ ન દેખે કોઈમાં;
ભાઠે નહીં ભરાય, તે ધરતીના દેવતા.
સદા મને સંતોષ, પણ આળસ આવે નહીં;
નિશદિન તે નિર્દોષ, સુખ પામે સંસારનું.
પ્રથમ શાન્ત જે થાય, તેજ શાન્ત કહેવાયછે;
વૃદ્ધપણામાં હાય, કોણ શાન્ત થાતું નથી ?
શક્તિવાનને હોય, તેજ સહનતા સત્ય છે;
અશક્તને તો ઓય, સહજ સહનતા સાંપડે.
વિનય વિવેકે થાય, તેજ વૃદ્ધ કહેવાય છે;
હાય ઘસાતાં કાય, કોણ વૃદ્ધ થાતું નથી ?
દયા દાન દેવાય, ભોગવાય સુખભોગને;
પૂર્ણ મનોરથ થાય, પુણ્યતણાં ફલ એ બધાં.

કેશવ હરિની થાય, દયાદષ્ટિ સુખરૂપ જો;
તો સહુ હોય સહાય, સ્વાર્થે અને પરમાર્થમાં.

(૪)

લાખ કરોડ કમાય, ખાય પિએ ખરચે ઘણું;
પણ પૈસો ન અપાય, તો સંપત શા કામની?
ન કરે અર્થીકાજ, પાંચ આંગળાં એકઠાં;
લાખ દામની લાજ, રાખ બરાબર લેખવી.
કરમાં પ્હેરે કડાં, પણ કોડી કાઢે નહીં;
માનવ નહિ તે મડાં, કામ ન આવે કોઇને.
પૂજાવે નિજ કાય, પણ પૂજી જાણે નહીં;
નીચી ડોક ન થાય, તે પથ્થરનાં પૂતળાં.
ષડ્રસ ખાંતે ખાય, ખવરાવી જાણે નહીં;
દીઠે સિંહ ધરાય, તે અંતકને કામના.
પ્હેરે પોતે હીર, દોરો દઇ શકતા નથી;
કે'શે કોણ અમીર, તે ટેડા તાબૂતના.
ઉપરથી શણગાર, અધિક કરેછે ઓપતા;
દારાના દરબાર, ડોલા જેવા જાણવા.
પ્હેરે પોતે ચીર, લીર ન આપે અન્યને;
શોભે ભલે શરીર, તે ડોલા દેખાવના.
ઉંચાં રાખે અંગ, જોબન ધનના જોરથી;
સાધે નહિ સત્સંગ, સારાં તે કરતાં શરૂ.
આગળ વધવા ધાય, ધન જોબન અધિકારમાં;
કેવલ સ્વાર્થ સધાય, ઝાડ ગણો તે તાડનાં.

(૫)

જુવે સાંભળે તોય, નહીં બોલેચાલે કશું;
તે માનવ નહિ હોય, ચબૂતરાના ચાડિયા.
કલેશ કરે નિર્મૂલ, વિનય-વિચારે વેગળા;
તેના કુલપર ધૂળ, અતુલ્ય આપે આપદા.
ભાવે ન ભજે રામ, માનવ તન મળવા છતાં;
તેજ મૂર્ખનો જામ, જન્મે મરવા કારણે.

કેશવ હરિની હાય, જે સેવા કરતા નથી;
સુખિઆ ક્યાંથી થાય, આંહિ અને પરલોકમાં.

(૬)

ઉચ્છૃંખલ થઈ જાય, સેવા ન કરે સ્નેહથી;
અહીં પાણી નહિ પાય, તે દુર્જન કે દીકરા?
નખરાં કરે અપાર, સેવાનું સમજે નહીં;
નારી નહિ તે ન્હાર, કાઢી લેછે કાળજાં.
મરે ચાકરો તોય,—પણ સામું જોતા નથી;
મનમાં દયા ન હોય, તે શઠ કે તે શેઠિઆ?
પૂરૂં ન કરે કામ, સંતાપે છે શેઠને;
દોઢે માગે દામ, તે ચાકર કે ચોરટા?
કરથી કાઢી જાય, પ્રજાતણાં ધન-ધામને;
ચોંપે ચૂંથી ખાય, તે રાજા કે રાક્ષસો?
બને ઠને છે બેશ, પ્રજાતણા પૈસાવડે;
રાખે દુખિઓ દેશ, તે રાજા કે રાજિઆ.

---

## જેને વીતી હોય તે જાણે.

(કાચબા કાચબીના ભજનનો ઢાળ.)

જેને વીતી હોય તે જાણે, અજાણ્યો કાંઈ ન જાણે. ટેક.
કાંટો બરાબર બોરડી કેરો, હાથમાં વાગ્યો હોય;
વાગ્યાવિનાનો વેદના તેની, જાણી શકે શું કોય?
અનુભવ હોય ન જેને, શેણે સમજાવીએ તેને? જેને૦
અગ્નિએ અંગ બળ્યું હોય તેથી, બળતર જે બહુ થાય;
ઉનું પાણી નહિ ઓળખે એથી, કેમ કરી સમજાય? જેને૦
હૈયાની વેદના એવી, નથી સમજાય તેવી;—
વેદના થાય સુવાવડમાં તે, જાણે શું વાંઝણી બાઈ?
પાસે રહી હોય તોય સુયાણી, જાણી શકે નહિ કાંઈ; જેને૦
કેવું છે દુઃખ શરાણે, હીરો હોય તે પ્રમાણે;

વેદના લેશ ન જાણે શૂળીની, પાસે ઉભેલા લોક;
હાથ ધર્યામાં વેદના કેવી, કેમ જાણે તે કોક?
વખાની વાત છે એવી, નથી સમજાય તેવી; જેને૦
કેમ કમાવાય? કેમ શમાવાય, ચિત્તતણા પરિતાપ?
કેમ ભજાવાય વેશ વિશેષે? કેમ છપાવાય છાપ?
હઠીલા જાય છે હારી, જુઓ તે વાત વિચારી; જેને૦
ડંખ્યાવિના ન જણાય કદાપિ, વીંછીની વેદના જેમ;
મરણપથારીઉપર પીડા, જીવતો જાણે કેમ?
ખરેખર એક છે ખામી, નથી કોઈ અંતર્યામી; જેને૦
ચાકરી કેવી આકરી છે તે, જાણી શકે શું શેઠ?
દુઃખદબાણ સદા સમજેછે, હોય દબાણો હેઠ;
ભૂખ્યાનું દુઃખ શું જાણે, જમ્યો હોય ભાવતું ભાણે? જેને૦
કાનમાં વેણ કઠોર પડ્યાથી, ઉપજે તાપ અમાપ,
બાણ ખુંચ્યું હોય હાય હૈયામાં, કેવો કરેછે કાપ;
થયો હોય મ્હાવરો જેને, પૂછો જઈ પ્રેમથી તેને; જેને૦
શંખણી સાંપડી હોય તે નારી, કેવો કરાવે કલેશ;
કર્મતણા કોઈ કારમે યોગે, વંઠી વગોવે વેશ;
દિએ દાગ દેહમાં દારા, એથી વનવાસીઓ સારા; જેને૦
મૂર્ખ પ્રજાથી માતપિતાનું, અંતર જે અકળાય;
લાજ પ્રતિષ્ઠા જાય લૂટાતાં, ધૂળધાણી ધન થાય;
દિવાના દિકરા જેના, ભવે ભાઇ ભોગ છે તેના; જેને૦
મૂર્ખ પ્રજા હોય હાય પનારે, પૂર્વનાં પૂરાં પાપ;
સારી પ્રજા હોય સાંપડી તેવા, તેનો ન જાણે તાપ;
બળેછે બહુ બિચારા, એવાથી વાંઝિયા સારા; જેને૦
નાથ તજી પરલોક જવાથી, બાલપણે રંડાય;
હડહડ થાય અધેય બિચારી, કેમ કરી ભવ જાય?
સુવાસણ હોય જે નારી, શકે કેમ તે વિચારી? જેને૦
આંખ ફરે કોઈ રાયની ત્યારે, રાંક બિચારા લોક;
હાનિ હજારગણીથકી હારી, કેવો કરેછે શોક;
આવે જલ હેઠળ જ્યારે, સાચું સમજાય ત્યારે; જેને૦

કેશવ હરિની હાય, જે સેવા કરતા નથી;
સુખિઆ કયાંથી થાય, આંહિ અને પરલોકમાં.

(૬)

ઉછ્રુંખલ થઈ જાય, સેવા ન કરે સ્નેહથી;
અહીં પાણી નહિ પાય, તે દુર્જન કે દીકરા?
નખરાં કરે અપાર, સેવાનું સમજે નહીં;
નારી નહિ તે ન્હાર, કાઢી લેછે કાળજાં.
મરે ચાકરો તોય,—પણ સામું જોતા નથી;
મનમાં દયા ન હોય, તે શઠ કે તે શેઠિઆ?
પૂરૂં ન કરે કામ, સંતાપે છે શેઠને;
દ્વોઢે માગે દામ, તે ચાકર કે ચોરટા?
કરથી કાઢી જાય, પ્રજાતણાં ધન-ધામને;
ચોંપે ચૂંથી ખાય, તે રાજા કે રાક્ષસો?
બને ઠને છે બેશ, પ્રજાતણા પૈસાવડે;
રાખે દુખિઓ દેશ, તે રાજા કે રાજિઆ.

---

## जेने वीती होय ते जाणे.

(કાચબા કાચબીના ભજનનો ઢાળ.)

જેને વીતી હોય તે જાણે, અજાણ્યો કાંઈ ન જાણે. ટેક.
કાંટો બરાબર બોરડી કેરો, હાથમાં વાગ્યો હોય;
વાગ્યાવિનાનો વેદના તેની, જાણી શકે શું કોય?
અનુભવ હોય ન જેને, શેણે સમજાવીએ તેને? જેને૦
અગ્નિએ અંગ બળ્યું હોય તેથી, બળતર જે બહુ થાય;
ઉનું પાણી નહિ ઓળખે એથી, કેમ કરી સમજાય?
હૈયાની વેદના એવી, નથી સમજાય તેવી;— જેને૦
વેદના થાય સુવાવડમાં તે, જાણે શું વાંઝણી બાઈ?
પાસે રહી હોય તોય સુયાણી, જાણી શકે નહિ કાંઈ;
કેવું છે દુઃખ શરાણે, હીરો હોય તે પ્રમાણે; જેને૦

વેદના લેશ ન જાણે શૂળીની, પાસે ઉભેલા લોક;
હાથ ધર્યામાં વેદના કેવી, કેમ જાણે તે કોક?
વખાની વાત છે એવી, નથી સમજાય તેવી; જેને૦

કેમ કમાવાય? કેમ શમાવાય, ચિત્તતણા પરિતાપ?
કેમ ભજાવાય વેશ વિશેષે? કેમ છપાવાય છાપ?
હઠીલા જાય છે હારી, જુઓ તે વાત વિચારી; જેને૦

ડંખ્યાવિના ન જણાય કદાપિ, વીંછીની વેદના જેમ;
મરણપથારીઉપર પીડા, જીવતો જાણે કેમ?
ખરેખર એક છે ખામી, નથી કોઈ અંતર્યામી; જેને૦

ચાકરી કેવી આકરી છે તે, જાણી શકે શું શેઠ?
દુઃખદબાણ સદા સમજેછે, હોય દબાણો હેઠ;
ભૂખ્યાનું દુઃખ શું જાણે, જમ્યો હોય ભાવતું ભાણે? જેને૦

કાનમાં વેણ કઠોર પડ્યાથી, ઉપજે તાપ અમાપ,
બાણ ખુંચ્યું હોય હાય હૈયામાં, કેવો કરેછે કાપ;
થયો હોય મ્હાવરો જેને, પૂછો જઈ પ્રેમથી તેને; જેને૦

શંખણી સાંપડી હોય તે નારી, કેવો કરાવે કલેશ;
કર્મતણા કોઈ કારમે યોગે, વંઠી વગોવે વેશ;
દિએ દાગ દેહમાં દારા, એથી વનવાસીઓ સારા; જેને૦

મૂર્ખ પ્રજાથી માતપિતાનું, અંતર જે અકળાય;
લાજ પ્રતિષ્ઠા જાય લૂટાતાં, ધૂળધાણી ધન થાય;
દિવાના દિકરા જેના, ભવે ભાઇ ભોગ છે તેના; જેને૦

મૂર્ખ પ્રજા હોય હાય પનારે, પૂર્વનાં પૂરાં પાપ;
સારી પ્રજા હોય સાંપડી તેવા, તેનો ન જાણે તાપ;
બળેછે બહુ બિચારા, એવાથી વાંઝિયા સારા; જેને૦

નાથ તજી પરલોક જવાથી, બાલપણે રંડાય;
હડહડ થાય બધેય બિચારી, કેમ કરી ભવ જાય?
સુવાસણ હોય જે નારી, શકે કેમ તે વિચારી? જેને૦

આંખ ફરે કોઈ રાયની ત્યારે, રાંક બિચારા લોક;
હાનિ હજારગણીથકી હારી, કેવો કરેછે શોક;
આવે જલ હેઠળ જ્યારે, સાચું સમજાય ત્યારે; જેને૦

બાલક રોતું હોય તો તેનાં, અવળાં ઓસડ થાય;
ભૂખમાં ડામ દિએ છે દાબી, પીડ થતાં દૂધ પાય;
એને થાય દુઃખ આ ટાણે, કહો કોણ જઈ મટાડે? જેને૦
વ્હાણ ભાગે ભરસાગરે ત્યારે, ઉપજે જે ગભરાટ;
બાલબચ્ચાંના થાય વિલાપો, હાય રે હૈયાફાટ;
એને જે અંતરે થાશે, બીજાથી કેમ કળાશે? જેને૦
નિર્ધનનો તો ક્યાંહિ ધડો નહિ, કોઈ સુણે નહિ વાત;
એક સાંધે ત્યાં તેર તૂટેછે, દોડે ભલે દિનરાત;
ધનિકને હોય શું પીડા? કરે કલ્લોલમાં ક્રીડા; જેને૦
ટાઢ અને તડકાનાં દુઃખો, દુર્બલ જનને થાય;
આધિ વ્યાધિ ઉપાધિ પડ્યાથી, જીવ ઘણાના જાય;
વાણી નથી પ્હોંચતી એને, કહી સમજાવિએ કેને; જેને૦
પુત્ર કલત્ર સંબંધી વિયોગે, અંતર જે અકળાય;
ધાર્યું ન ઉતરે પાધરૂં પ્યારાં, ધામ ધરા ધન જાય;
જુઓ જીવતાં વરઝોળા, વાગેછે ગેબી ગોળા; જેને૦
હોંશવડે હથિઆર સજીને, રણમાં મેલે કાય;
અંતરની બહુકાલની આશા, અંતરમાંહિ સમાય;
કહો તે કેમ કળાશે, બીજાને દુઃખ જે થાશે? જેને૦
સુખ નથી સંસારમાં સાચું; સંબંધનું પણ તેમ;
ધામ ધરા ધન કામ ન આવે, આંખ નિહાળે એમ;
ભારે યશ વૈભવવાળા, રૂએછે કૈક રેજાળા; જેને૦
પિંજરપંખી વિયોગ થવાથી, ધન જોબન છે ધૂળ;
પ્રેમ અને પરિચય પોતાનો, છે બંધનનું મૂલ;
ભલે મોજ કેશવ માણે, મુવા પછી સૌ મસાણે; જેને૦

---

## [1]दान आपवाविषे.

### कालिंगडो.

રે આપો રે કોઈ આપો; આપી પરનાં સંકટ કાપો રેઃ
જે આપે તે પામે પાછું, મનમાં તે મત માપો;— રે આ૦

---

૧ ગરીબને કરગરતાં જોઈ ધનવાન પ્રત્યેનો ઉદ્ગાર. જાણે કે કોઈ ટલીઓ ટલ નાંખે છે એવી ઢબથી લખાએલી છે. લિ. કર્તા.

જે કરવું તે છે નિજ કરમાં, સ્થિર યશને સહુ થાપો;—રે આ૦
વાપરતાં વૈભવ નહિ ખૂટે, પરહરજો પરિતાપો;— રે આ૦
નહિ દેવાય ખવાય ન ખાંતે, તે સંપત છે સાપો;— રે આ૦
દાન દયા કેશવ હરિસેવા, બનતાં જાય બળાપો;— રે આ૦

---

## न मळे ते मोंघुं, मळे ते सोंघुं.

### अनुष्टुप्.

ન મળે વસ્તુ તે મોંઘી, જેમાં યત્ન ઘણું પડે;
મળે તે સાવ છે સોંઘી, જોતાંવંત બધે જડે.
જીવાડે સર્વ જીવોને, સોંઘું છે સાવ તે જલ;
મોંઘા છે ન મળે તેથી, પાદો સુખતણો મલ.
મોતી માંડ શકે ગોતી, તો તેનું મૂલ્ય છે બહુ;
પાણીનાં પાનમાં મોતી, નમાલાં માનશે સહુ.
ઉત્પત્તિ સ્થાન કે રૂપ, ગુણને કોણ ગાયછે?
ન મળે વસ્તુ તે મિત્ર, મૂલ્યવાળી મનાય છે.

---

## सर्वने पोतपोतानुं प्रारब्ध छे.

### उपजाति-अनुष्टुप्.

થવો ઘટે તે પ્રિય લાભ થાય, ન દૈવથી નિશ્ચય ફેરવાય,
ન શોક કે વિસ્મય હોય કોય, જે આપણું તે પરનું ન હોય.
પાળ્યો તો ગર્ભમાં કોણે, વિચાર કર તે મને;
જન્માવીને હવે નાથ, શું ભૂખ્યો રાખશે તને?
માતાના દેહમાં દૂધ, દેછે અદ્ભુત રીતિથી;
તેજ વિશ્વેશ જન્માવી, નિભાવે નિત્ય નીતિથી.
મયૂરને ચિત્ર વિચિત્ર પાંખો, સારંગની અંજનયુક્ત આંખો;
સુગંધ જે પુષ્પવિષે કરેછે, તે સર્વનું પેટ સુખે ભરેછે.
ચાવવા દાંત દીધા છે, કામને કાજ બે કર;
ચાલવા ચરણો દીધા, ચિંતા શા કારણે કર?
અનાદિ કાલથી પાળે, આખા જગતને અરે;
તે વિશ્વંભર શું તારૂં, પેટ પૂરૂં નહીં ભરે?

જે સૂર્યના મંડલને તપાવે, જે ચંદ્રને શિતલતા અપાવે;
જે પૃથ્વીને ધારણ ધર્મ આપે, તે સર્વનાં કષ્ટ સમગ્ર કાપે.
    કોણ જીવાડનારો છે, વિચાર કર આદરે;
    પાશેર અન્ન સારૂ શું, નકામાં નયનો ભરે?
    ઈચ્છવું સહુનું સારૂં, મમતા કરવી પરી;
    દુઃખના દિવસો દેખી, સંભારો હેતથી હરિ.
યત્નો કરો ઉદ્યમથી અનેક, રાખો કદી અંતરમાંહિ ટેક;
પરંતુ આવે પરિણામ એવું, વિધાતૃને ઇચ્છિત હોય જેવું.
    દૈવના ચક્રના જેવાં, પડે તે દુઃખ જેરવે;
    થવાનું હોય તે થાય, ભાવિને કોણ ફેરવે?
    મળે જે મળવું હોય, દૈવનું ચાલતું નથી;
    થાય સંતાપ તે મિથ્યા, જુવોને મનથી મથી.
જેવું થવું હોય થવાય તેવું, કહે વિશેષે સહુ લોક એવું;
કયાં છે કહો નિશ્ચય એ પ્રમાણે, યત્નો કરે તે જન સર્વ જાણે.
    ન થાય અન્યનું જેજે, આપણું હોય તે નકી;
    આવ્યું કે આવશે હાથ, આનંદ રાખ એ થકી.
વિશ્વાસ વિશ્વંભરનો કરીને, વિવેકથી ધૈર્ય મને ધરીને;
કરો ઉપાયો સુખરૂપ એવા, જેથી મળે છે સુખરૂપ મેવા.
    ઝાડને રસ સીંચેછે, જીવાડે જીવજંતુને;
    પાશેર જેટલું અન્ન, શું નહિ આપશે તને?
આનંદ માને ધનવાન લોક, ગરીબને હોય સદૈવ શોક;
આશ્ચર્ય પામું પણ એજ હુંતો, ભૂખ્યો હજી ભાઈ ન કોઈ સૂતો.

---

## चित्तने अनुकूल न थवाविषे.

### उपजाति.

દોડ્યો જતો હોય દડો દડાણે, રોકયો ન રોકાય કદી પરાણે;
તેને વળી ઠોકર ઠીક મારો, તો કેમ તે બંધ પડે બિચારો?

એ રીતથી નીચ પથે જનારૂં, સદાય છે અંતર આ તમારૂં;
તેને કદી જો અનુકૂલ થાશો, તો ખેલમાં આખર ખોટ ખાશો.

---

## મનહરમાળા.

### ૧

### પેટવિષે.

પેટમાટે થાકી કોઈ સાધુ કે સંન્યાસી થાય,
કોઈ કોઈ કલમ કડછી કરે ધરેછે;
સારી સારી સરતો કે ઇંદ્રજાલતણા ખેલ,
કોઈ પેટમાટે ચોરી ચાડી પણ કરેછે;
છાપાંઓ છપાય ભારે ભાષણ કરાય ભાઈ,
પુસ્તકો રચાય તે તે પેટમાટે ઠરેછે;
જપ-તપ પૂજા-પાઠ તે પણ તેમાં તણાય,
કેશવ કહું શું સહુ પેટમાટે મરે છે.

### ૨

પેટમાટે પંડિતો વસેછે પરદેશ જઈ,
પેટમાટે પરઘેર નોકરી કરાય છે;
પેટમાટે ઉપરથી પ્રીતિ પરલોક કરે,
પેટમાટે રાય રંક રોજ અથડાય છે;
વેઠ પેટમાટે કરે વેશ પેટમાટે ધરે,
પેટમાટે સાચા ખોટા પ્રપંચ રચાય છે;
પેટમાટે વિદ્યા કલા કુશલતા શીખે સહુ,
કેશવ કહું શું બધું પેટમાટે થાય છે.

### ૩

મોટા મોટા યંત્ર તંત્ર પેટના પાપળારૂપ,
કથા કા'ણી કીમીઆ અનેક લોક કરેછે;
વાઘ વરુ વાનરને પેટમાટે પાળે ઘણા,
કાલના મોઢામાં હાથ દેતાં કોણ ડરેછે?

જે સૂર્યના મંડલને તપાવે, જે ચંદ્રને શિતલતા અપાવે;
જે પૃથ્વીને ધારણ ધર્મ આપે, તે સર્વનાં કષ્ટ સમગ્ર કાપે.
કોણ જીવાડનારો છે, વિચાર કર આદરે;
પાશેર અન્ન સારૂ શું, નકામાં નયનો ભરે?
ઈચ્છવું સહુનું સારૂં, મમતા કરવી પરી;
દુઃખના દિવસો દેખી, સંભારો હેતથી હરિ.
યત્નો કરો ઉદ્યમથી અનેક, રાખો કદી અંતરમાંહિ ટેક;
પરંતુ આવે પરિણામ એવું, વિધાતૃને ઇચ્છિત હોય જેવું.
દૈવના ચક્રના જેવાં, પડે તે દુઃખ જેરવે;
થવાનું હોય તે થાય, ભાવિને કોણ ફેરવે?
મળે જે મળવું હોય, દૈવનું ચાલતું નથી;
થાય સંતાપ તે મિથ્યા, જુવોને મનથી મથી.
જેવું થવું હોય થવાય તેવું, કહે વિશેષે સહુ લોક એવું;
ક્યાં છે કહો નિશ્ચય એ પ્રમાણે, યત્નો કરે તે જન સર્વ જાણે.
ન થાય અન્યનું જેજે, આપણું હોય તે નકી;
આવ્યું કે આવશે હાથ, આનંદ રાખ એ થકી.
વિશ્વાસ વિશ્વંભરનો કરીને, વિવેકથી ધૈર્ય મને ધરીને;
કરો ઉપાયો સુખરૂપ એવા, જેથી મળે છે સુખરૂપ મેવા.
ઝાડને રસ સીંચેછે, જીવાડે જીવજંતુને;
પાશેર જેટલું અન્ન, શું નહિ આપશે તને?
આનંદ માને ધનવાન લોક, ગરીબને હોય સદૈવ શોક;
આશ્ચર્ય પામું પણ એજ હુંતો, ભૂખ્યો હજી ભાઈ ન કોઈ સૂતો.

---

## चित्तने अनुकूल न थवाविषे.

### उपजाति.

દોડ્યો જતો હોય દડો દડાણે, રોકયો ન રોકાય કદી પરાણે;
તેને વળી ઠોકર ઠીક મારો, તો કેમ તે બંધ પડે બિચારો?

એ રીતથી નીચ પથે જનારૂં, સદાય છે અંતર આ તમારૂં;
તેને કદી જો અનુકૂલ થાશો, તો ખેલમાં આખર ખોટ ખાશો.

---

## મનહરમાલા.

### ૧
### પેટવિષે.

પેટમાટે થાકી કોઈ સાધુ કે સંન્યાસી થાય,
કોઈ કોઈ કલમ કડછી કરે ધરેછે;
સારી સારી સરતો કે ઇંદ્રજાલતણા ખેલ,
કોઈ પેટમાટે ચોરી ચાડી પણ કરેછે;
છાપાંઓ છપાય ભારે ભાષણ કરાય ભાઈ,
પુસ્તકો રચાય તે તે પેટમાટે ઠરેછે;
જપ-તપ પૂજા-પાઠ તે પણ તેમાં તણાય,
કેશવ કહું શું સહુ પેટમાટે મરે છે.

### ૨

પેટમાટે પંડિતો વસેછે પરદેશ જઈ,
પેટમાટે પરઘેર નોકરી કરાય છે;
પેટમાટે ઉપરથી પ્રીતિ પરલોક કરે,
પેટમાટે રાય રંક રોજ અથડાય છે;
વેઠ પેટમાટે કરે વેશ પેટમાટે ધરે,
પેટમાટે સાચા ખોટા પ્રપંચો રચાય છે;
પેટમાટે વિદ્યા કલા કુશલતા શીખે સહુ,
કેશવ કહું શું બધું પેટમાટે થાય છે.

### ૩

મોટા મોટા યંત્ર તંત્ર પેટનાં [illegible],
કથા કા'ણી કીમીઆ અનેક લોક કરેછે;
વાઘ વરૂ વાનરને પેટમાટે [illegible],
કાલના મોઢામાં હાથ [illegible] કરેછે?

જે સૂર્યના મંડલને તપાવે, જે ચંદ્રને શિતલતા અપાવે;
જે પૃથ્વીને ધારણ ધર્મ આપે, તે સર્વનાં કષ્ટ સમગ્ર કાપે.
કોણ જીવાડનારો છે, વિચાર કર આદરે;
પાશેર અન્ન સારૂ શું, નકામાં નયનો ભરે?
ઈચ્છવું સહુતું સારૂં, મમતા કરવી પરી;
દુઃખના દિવસો દેખી, સંભારો હેતથી હરિ.
યત્નો કરો ઉદ્યમથી અનેક, રાખો કદી અંતરમાંહિ ટેક;
પરંતુ આવે પરિણામ એવું, વિધાતૃને ઇચ્છિત હોય જેવું.
દૈવના ચક્રના જેવાં, પડે તે દુઃખ જેરવે;
થવાનું હોય તે થાય, ભાવિને કોણ ફેરવે?
મળે જે મળવું હોય, દૈવનું ચાલતું નથી;
થાય સંતાપ તે મિથ્યા, જુવોને મનથી મથી.
જેવું થવું હોય થવાય તેવું, કહે વિશેષે સહુ લોક એવું;
ક્યાં છે કહો નિશ્ચય એ પ્રમાણે, યત્નો કરે તે જન સર્વ જાણે.
ન થાય અન્યતું જેજે, આપણું હોય તે નકી;
આવ્યું કે આવશે હાથ, આનંદ રાખ એ થકી.
વિશ્વાસ વિશ્વંભરનો કરીને, વિવેકથી ધૈર્ય મને ધરીને;
કરો ઉપાયો સુખરૂપ એવા, જેથી મળે છે સુખરૂપ મેવા.
ઝાડને રસ સીંચેછે, જીવાડે જીવજંતુને;
પાશેર જેટલું અન્ન, શું નહિ આપશે તને?
આનંદ માને ધનવાન લોક, ગરીબને હોય સદૈવ શોક;
આશ્ચર્ય પામું પણ એજ હુંતો, ભૂખ્યો હજી ભાઈ ન કોઈ સૂતો.

---

## चित्तने अनुकूल न थवाविषे.

### उपजाति.

દોડ્યો જતો હોય દડો દડાણે, રોક્યો ન રોકાય કદી પરાણે;
તેને વળી ઠોકર ઠીક મારો, તો કેમ તે બંધ પડે બિચારો?

ઉંચું ન જોવાય નહિ ઉત્તર અપાય પૂરો,
ચાકરી આકરી ખરી ખાંડાકેરી ધાર છે.

---

## सुजननी रीतिविषे.

નીતિવિષે પ્રીતિ અને રીતિ સારી રાખ્યે જાય,
શિતિકંઠસેવા સાથે પરઉપકાર છે;
વિનય વિવેક તન-મનમાંથી જાય નહિ,
પરદુઃખ કાપવામાં અંતર ઉદાર છે;
પરને અપરમાંહિ અંતર ન માને કશો,
પુણ્યરૂપ પૂરેપૂરો આચારવિચાર છે;
કેશવ કહે છે કોઈ પાસે કશું માગે નહિ,
સુજનની રીતિ ખરી ખાંડાકેરી ધાર છે.

---

## पाणी–स्वमहिमाविषे.

પાણીવિના મોતી કોઈ હાથમાં ધરે ન જોઈ,
પાણીવિના સારી તરવાર એ બદામની;
પાણીવિના અશ્વને ખરીદે નહિ સોદાગર,
પાણીવિના કામિની સેવા ન કરે શ્યામની;
પાણીવિના સાગર સમાન સરોવર સૂનાં,
પાણીવિના નયનોની ઉપમા ન વામની;
કેશવકહેછે રામકાણી હોય પાણીવિના,
પાણી ગયા પછી કાયા કારમી શું કામની?

२

પાણીવિના કોહિનૂર કોડીની સમાન હોય,
પાણીવિના જાતી રહે જામસાઈ જામની;
પાણીવિના હાથમાં હુકમ કેમ રહી શકે?
પાણીવિના શોભા શાની હોય ધન ધામની?
પાણીવિના પગરણ પૂરૂં નહિ થાય કોઈ,

## परतंत्रपणाविषे.

તન મન બુદ્ધિ બલ હલકાં કે ભારે હોય,
વિત્ત આપનાર તે વેચાથી લઈ લહે છે;
ઉદય લખેલ હોય કદાચ કપાલમાંહિ,
તોપણ તે ધણીને આધીન થઈ રહે છે;
એક પેટમાટે પોતાનાંને કરી દઈ પરાં,
વિત્ત આપનારતણું વ્હાલાપણું વહે છે;
સ્વતંત્રપણાનું સુખ જાયછે તણાઈ ભાઈ,
અનુચર થાય તે અપાર દુઃખ સહે છે.

---

## शेठाईविषे.

નાનું મોટું કામકાજ ચાકર કરે તો થાય,
ચાકર જવાથી હાથપગ બંધ પડે છે;
અપરાધ હોય તોય વાંક ન કઢાય કશો,
રીસાઈ રહે તો વળી દોહ્રું દુઃખ નડે છે;
ધણીતણો ધોખો કરી ધુંધવાતો રહે રોજ,
સામાન સંભાળવિના પડ્યો પડ્યો સડે છે;
પરાધીનપણું શેની શેઠાઈ મનાય ભાઈ?
શૂલીની સમાન તેને ગુણી જન ગણેછે.

---

## चाकरीविषे.

હાકલ મારે ત્યાં હાથ જોડી ઉભું થાતું પડે,
વાંકાંચૂકાં વેણુતણો માથે સૂઢ માર છે;
કામકાજ કરાવીને કાઢી લે કાયાનો કસ,
હુકમ કરે તે જાણે કાળજે કટાર છે;
નીતિવડે પ્રીતિવડે વળી શુભ રીતિવડે,
શેઠને રીઝાવવા તે કઠણ કુઠાર છે;

ઉદ્યમથી સરસ સરસ શોધ થાયછે;
ઉદ્યમથી સૂર્ય ચંદ્ર લોકમાં ચડાઈ શકે,
ઉદ્યમથી આકાશનું અંતર મપાય છે.

૩

દૈવની ઉપર તમે શીદ દોષ દિઓ ભાઈ,
માથે હાથ મેલીને શામાટે મિથ્યા રડોછો;
ઓઠા જેવા અતિ મૂઢ રાગરંગ માંહિ રૂઢ,
બીજાઓને આડા આડા આવી બહુ રડો છો;
આંખ છતાં અંધ થઈ ઉદ્યમવિનાના રહી,
ઘરમાં ઘલાયા રહિ પડ્યા પડ્યા સડોછો;
ઉદ્યમ કરો તો પડે ખબર કેશવ ખરી,
કેવી રીતે ઉંચે ઉંચે ચોંપવડે ચડો છો.

૪

ઉદરની ચિંતા કશી ઉદ્યમીને હોય નહિ,
ઉદ્યમીની આગળ ધનિક ધક્કા ખાયછે;
ઉદ્યમી આકાશને પાતાલ એક કરી શકે,
ઉદ્યમી ઉભય લોકમાંહિ વખણાય છે;
ઉદ્યમીને ઈશ્વરનું પદ પણ દૂર નથી,
ઉદ્યમી સહજ વાતમાંહિ વધી જાયછે;
કેશવ કહું શું કલ્પવૃક્ષ કે તે કામધેનુ,
ચિંતવ્યા પ્રમાણે લાભ અપાર પમાયછે.

---

## पात्रता अथवा योग्यताविषे.

પાત્રવિના બોધ કે વિરોધપર પાણી વળે,
પાત્રવિના મંત્ર યંત્ર વિકલ બનાવે છે;
પાત્રવિના વિદ્યાકલા ક્યાંહિ ન સમાઈ શકે,
પાત્રવિના પ્રેમ રાય-રંકને રડાવે છે;
પાત્રવિના પેટમાંહિ વાત ન સમાઈ શકે,

પાણીવિના સહાય કરે શું રાજા રામની;
કેશવ કહેછે પાણી સાચવ સુજાણ નર,
પાણી જાય પછી પ્રભુતાઈ ભાઈ નામની.

૩

પાણી હોય તોજ મુલ્ય મોતીનું ઘણું થાય,
પાણીની પ્રમાણે તરવાર કામ કરે છે;
પાણી હોય તોજ તેજી તરત ખરીદે કોઈ,
પાણીની પ્રમાણે આંખ દેખી અરિ ડરેછે;
પાણી હોય તોજ પ્રેમી માણસો પ્રસન્ન થાય,
પાણીની પ્રમાણે સરોવર નામ સરેછે;
કેશવ તું પાણીમાટે પ્રેમથી પ્રયત્ન કર,
પાણી હોય તોજ ઠાઠમાઠ ઠીક ઠરેછે.

---

## उद्यमविषे.

૧

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દિએ,
ઉદ્યમથી ધન ધામ ધરામાં વધાય છે;
ઉદ્યમથી રાજ્ય અધિકાર કાંઈ દૂર નથી,
ઉદ્યમથી વશ્ય દેવ દાનવ કરાય છે;
ઉદ્યમથી વિપત્તિઓ તરત વીંખાઈ જાય,
ઉદ્યમથી ધૂળમાંથી સોનું સરજાય છે;
ઉદ્યમથી સફલ કરાય નિજ જન્મ જાત,
કેશવ કહું શું સહુ વાતે સુખ થાયછે.

૨

ઉદ્યમથી આગગાડી આગબોટઆદિ યંત્ર,
ઉદ્યમથી વાટવિના દીવા પ્રકટાય છે;
ઉદ્યમથી વીજળીને વશ કરી રાખે લોક,
ઉદ્યમથી જલ તેજ પવન સહાય છે;
ઉદ્યમથી આકાશમાં ઉડવાનું બની શકે,

ઉદ્યમથી સરસ સરસ શોધ થાયછે;
ઉદ્યમથી સૂર્ય ચંદ્ર લોકમાં ચડાઈ શકે,
ઉદ્યમથી આકાશનું અંતર મપાય છે.

૩

દૈવની ઉપર તમે શીદ દોષ દિઓ ભાઈ,
માથે હાથ મેલીને શામાટે મિથ્યા રડોછો;
ઓઠા જેવા અતિ મૂઢ રાગરંગ માંહિ રૂઢ,
બીજાઓને આડા આડા આવી બહુ રડો છો;
આંખ છતાં અંધ થઈ ઉદ્યમવિનાના રહી,
ઘરમાં ઘલાયા રહિ પડ્યા પડ્યા સડોછો;
ઉદ્યમ કરો તો પડે ખબર કેશવ ખરી,
કેવી રીતે ઉંચે ઉંચે ચોંપવડે ચડો છો.

૪

ઉદરની ચિંતા કશી ઉદ્યમીને હોય નહિ,
ઉદ્યમીની આગળ ધનિક ધક્કા ખાયછે;
ઉદ્યમી આકાશને પાતાલ એક કરી શકે,
ઉદ્યમી ઉભય લોકમાંહિ વખણાય છે;
ઉદ્યમીને ઈશ્વરનું પદ પણ દૂર નથી,
ઉદ્યમી સહજ વાતમાંહિ વધી જાયછે;
કેશવ કહું શું કલ્પવૃક્ષ કે તે કામધેનુ,
ચિંતવ્યા પ્રમાણે લાભ અપાર પમાયછે.

---

## पात्रता अथवा योग्यताविषे.

પાત્રવિના બોધ કે વિરોધપર પાણી વળે,
પાત્રવિના મંત્ર યંત્ર વિકલ બનાવે છે;
પાત્રવિના વિદ્યાકલા ક્યાંહિ ન સમાઈ શકે,
પાત્રવિના પ્રેમ રાય-રંકને રડાવે છે;
પાત્રવિના પેટમાંહિ વાત ન સમાઈ શકે,

પાત્રવિના કુવામાંથી પાણી કોણ લાવેછે?
પાત્રવિના સુખ-દુઃખ સહન કરેછે કોણ?
કેશવ દિએ તે દાન ઉખરમાં વાવેછે.

૨

પાત્રતાપ્રમાણે યમ-નિયમ પળાઈ શકે,
પાત્રતાપ્રમાણે પુણ્યમાંહિ પ્રીતિ થાયછે;
પાત્રતાપ્રમાણે નિત્ય દેવાય લેવાય બધું,
પાત્રતાપ્રમાણે અધિકારમાં વધાય છે;
પાત્રતાપ્રમાણે હર્ષ-શોક હૈયામાંહિ હોય,
પાત્રતાપ્રમાણે યશ લોકમાં ગવાય છે;
કેશવ કહું શું પાત્રતાની વળી વાત વધુ,
પાત્રતાપ્રમાણે બધો યોગ બની જાયછે.

૩

સોનાના વાસણમાંહિ સિંહણનું દૂધ રહે,
સોમવલ્લીરસ શુદ્ધ બ્રાહ્મણે પીવાય છે;
શુકદેવ જેવા શુદ્ધ બ્રહ્મવિદ્યારસ પીએ,
ઝેરમાંહિ ઝેરતણા કીડાથી જીવાય છે;
રાજહંસ મોતી ચરે દૂધ-પાણી જૂદાં કરે,
સારસ વિયોગ થતાં વેંત મરી જાય છે;
કેશવ કહું શું મોતી છીપવિના પાકે નહિ,
બલ-બુદ્ધિ-સત્તા યોગ્યપણામાં સમાય છે.

૪

યોગ્યતાપ્રમાણે લોક દાબથી દબાઈ શકે,
યોગ્યતાપ્રમાણે હથિયાર કામ કરેછે;
યોગ્યતાપ્રમાણે રાજપાટ સચવાઈ શકે,
યોગ્યતાપ્રમાણે પ્રાણીમાત્ર પેટ ભરેછે;
યોગ્યતાપ્રમાણે અરે ઉદ્યમનું મળે ફલ,
યોગ્યતાપ્રમાણે મૂલ્ય માનવનું ઠરેછે;

કેશવ કહું શું કુલજાતિ કે કલાની વાત,
યોગ્યતાપ્રમાણે ભવસાગરને તરેછે.

૫

અધિકારવિના કામ કશુંય કરાય નહિ,
અધિકારવિના માન મોત ઉપજાવે છે;
અધિકારવિના ખાનપાન ઝેરરૂપ થાય;
અધિકારવિના સુખ-સંપત ડરાવે છે;
અધિકારવિના અધિકાર સચવાય નહિ,
અધિકારવિના કોણ જંગલ વસાવે છે;
કેશવ કહેછે દૃષ્ટિ આગળ દેખાય બધું,
અધિકારવિના કોણ દેશને બચાવે છે.

૬

શિયાળથી સિંહતણો વેશ સચવાય નહિ,
સુતરના તાંતણાથી હાથી કોણ બાંધે છે?
પાષાણનું પૂતળું પાણીમાં કેમ તરી શકે,
કથીરની કુલડી કરીને કોણ રાંધે છે?
સાકરના માટલાને મંકોડો શું તાણી શકે?
કાળજું ફાટે તો શીંદરીએ કોણ સાંધેછે?
કાગળની હાંડીવડે કેશવ તરેછે કોણ?
અધિકારવિના એમ વાત બધી વાંધે છે.

૭

કાગળની કોથળીમાં રૂપીઆ ન રહી શકે,
કાણા ઘડામાંથી પાણી નીચું ઝવી જાય છે;
કાગડાને હંસની કલાનું જ્ઞાન થાય નહિ,
લૂગડાંમાં દેવતા લહો તો તાપ થાયછે;
છોકરાંથી છાસ ન પીવાય એમ કહે લોક,
અનુભવ કરી જુએ તેને સમજાય છે,
ઉંચેથી આંબાનું ફળ વામન ન લઈ શકે,
કેશવ છતી છે વાત કેમ છેતરાય છે.

૮

વજ્રમાટે દેહ દેવતાને દીધો દધિચિએ,
મહાદેવ હાલાહલ પીવામાં પંકાયા છે;
પતિની સમક્ષ પેઠાં પાવકમાં જાનકીજી,
રાવણને રોળવામાં રામ વખણાયા છે;
દાવાનલપાન એક નંદના કુમારે કર્યું;
મોહિની સ્વરૂપવડે દૈત્ય છેતરાયા છે;
કેશવ કહું શું અધિકારની વિશેષ વાત,
દ્રૌપદીનાં ચીર પૂરવાને પ્રભુ ધાયા છે;

૯

પારસના સંગવડે લોઢાનું કનક થાય,
ચિંતામણી ચિંતવ્યાપ્રમાણે ફલ આપેછે;
ચંદ્રના કિરણવડે ચંદ્રકાન્ત ગળી જાય,
સાગરમાં વધઘટ એનેજ પ્રતાપે છે;
લોહચુંબકને જોઈ પોલાદ તણાઈ જાય,
કામની પ્રમાણે કાચ હીરાકણી કાપેછે;
કેશવ આ લોકમાંહિ એવો છે કુશલ કોણ?
ઇશ્વરે આપેલ અધિકારને ઉથાપે છે.

૧૦

રૂપને જોવાનું કામ આંખનું અચૂક એક,
સાંભળવો શબ્દ તે તો કામ એક કાનનું;
ખાટા ખારા રસ ચાખવા તે રસનાનું કામ,
ગંધ સુંઘવાનું કામ નાસિકાના સ્થાનનું;
ટાઢું ઉનું ઓળખવા ચામડી ચતુર એક,
વાણીતણું કામ એક હરિગુણ ગાનનું;
કેશવ કહું શું વધૂ જેનું જે કરે તે કામ,
બંધારણ એવું બધું ભલા ભગવાનનું.

૧૧

રાજાઓની ગાડીઓમાં ઘોડાઓ જોડાઈ શકે,

ભાર ભરવાને માટે ગધેડા ગણાય છે;
રાજદરબારમાંહિ હાથીઓ મલીદા ખાય,
સવારીમાં શોભા એથી બહુ સચવાય છે;
રૂપાળા બળદ તે તો રથમાં જોડાઈ શકે,
રણ ઉતરવા ઉંટ ઉપયોગી થાય છે;
કેશવ કહેછે સહુ ગાયનું પૂજન કરે,
અધિકારતણી વાત વિચિત્ર ગણાય છે.

---

## बलविषे.

બલવિના કામકાજ કોઈ ન કરાઈ શકે,
બલવિના આળસ અપાર આવી નડેછે;
બલવિના ભરણપોષણમાટે ભય રહે,
બલવિના ચારેકોરથકી ચીડ ચડે છે;
બલવિના બોલતણો તોલ કોઈ કરે નહિ,
બલવિના ખરી વેળા હોય તોય ખડે છે;
બલવિના હથિયાર હાથમાં ન કામ કરે,
કેશવ કહેછે બધું સુખ બલવડે છે.

૨

બલવાનતણી બહુ લોકને ગરજ પડે,
બલવાન હોય તેને આદર અપાય છે;
બલવાન બોલે તેને બધા લોક ઝીલી લહે,
બલવાનતણું કામ કુશલ મનાય છે;
બલવાન હોય તોજ બુદ્ધિ ધન આવે કામ,
બલવાન હોય તોજ વિપત્તિ તરાય છે;
કેશવ કહેછે બલવાનને સહાય સહુ,
બલવાન હોય તેને હરિવશ થાયછે.

૩

બલ હોય તોજ જપ તપ ધ્યાન જ્ઞાન થાય,
બલ હોય તોજ બહુ સંતોષ મનાય છે;
બલ હોય તોજ ટાઢ તડકો સહન થાય,

બલ હોય તોજ રાજપાટ સચવાય છે;
બલ હોય તોજ હારી બાજી હાથ આવી જાય,
બલ હોય તોજ ગુણીજન ગુણ ગાયછે;
કેશવ કહેછે ઘરબારતણો ઘાટ રહે,
એક બલવિના બધું ધૂળધાણી થાયછે.

૪

બલવડે વિદ્યા-કલાતણા સહુ શોધ થાય,
બલવડે પાતાલમાં પ્રવેશ કરાય છે;
બલવડે જલને ઠેકાણે સ્થલ થઈ શકે,
બલવડે સ્થલને ઠેકાણે જલ થાયછે;
બલવડે પંચભૂત હસ્તામલ જેવાં હોય,
બલવડે અઘટિત ઘટના ઘડાયછે;
કેશવ કહેછે ભૂતપ્રેત બલવડે ડરે,
બલવડે સૂર્ય-ચંદ્રલોકમાં ચડાય છે.

---

## बुद्धिविषे.

બુદ્ધિવિના વિવેક વિચાર રહી શકે નહિ,
બુદ્ધિવિના ધન-ધામતણો ડાટ વળે છે;
બુદ્ધિવિના રૂપ બલ શલ્યની સમાન થાય,
બુદ્ધિવિના ઉદ્યમનું ફલ કોને મળેછે ?
બુદ્ધિવિના દુઃખ કોઈ દૂર ન કરી શકાય,
બુદ્ધિવિના મોટા હોય તોય પણ તળેછે;
બુદ્ધિવિના બેલ બેય લોકને બગાડવાને,
કેશવ કહેછે હીન લોક સાથે હળેછે.

૨

બુદ્ધિમાન પાસે ધન ધામ કામ દૂર નથી,
બુદ્ધિમાન બલવાન લોકને દબાવેછે;
બુદ્ધિમાન બાલ હોય વૃદ્ધની સમાન તોય,

બુદ્ધિમાન વિદ્યા કલા કુશલતા લાવે છે;
બુદ્ધિમાન સમય વિચારી સુખ શોધી શકે,
બુદ્ધિમાન લોક નિજ દેશને બચાવે છે;
કેશવ કહેછે દેહ મન ને વાણીનાં દુઃખ,
વિવેક વિચારવડે બુદ્ધિ વીસરાવેછે.

---

## नारीविषे.

નારીનાં નયન જાણે હૃદય રમાડનાર;
નારીનાં વચન વેદનાને વીસરાવેછે;
નારીના વદન જેવું વ્હાલું કોઈ લાગે નહિ,
નારી પ્યારી થઈ બધે પ્રાણ પથરાવે છે;
નારી ધન ધામ કામ નારી ઠરવાનું ઠામ,
નારી પરમ વિરામ અંતરમાં આવે છે;
નારીને દીઠાથી રોષ-દોષ દૂર નાશી જાય,
પ્રેમને પસારી નારી પ્રાણને નિભાવે છે.

૨

નારીમાટે નાના મોટા માથું નીચું કરી જાય,
નારીકાજે કોઈ કોઈ કંઠને કપાવે છે;
નારી બુદ્ધિશાલી નર હોય તોય તેને પણ;
સુખદ વદીને સાટે સીંદરાં તણાવે છે;
નારીવશ થાય તેનો બગડે છે બધો ભવ,
મુંડાના વાંદરાપેઠે પરાણે નચાવે છે;
નારી જો ન હોત બલબુદ્ધિ તો ન ખોત કોઈ,
નારી ભારે ભવાટવીમાંહિ ભટકાવે છે.

---

## धन अने धनवानविषे.

નાણું હોય તોજ દુઃખ દીનનાં કપાઈ શકે,
નાણું હોય તોજ તેવી આપત્તિ તરાય છે;
નાણું હોય તોજ લાભ લાખ કે કરોડ થાય,

નાણું હોય તોજ અધિકારમાં વધાય છે;
નાણું હોય તોજ રૂપ–રંગ અંગમાંહિ આવે,
નાણું હોય તોજ દેવદાનવ સહાય છે;
કેશવ કહું શું માણસાઇને સગાઈ નાણું,
ભારે ભારે ભીડટાણે બંધુરૂપ થાય છે.

૨

નાણાંવિના નાત–જાતમાંહિ નામ રહે નહિ,
નાણાંવિના ભલાં ભાગ્ય ભોંયમાં દટાણાં છે;
નાણાંવિના વાહવાહ આવીને કરેછે કોણ?
નાણાંવિના ખાવા ટાણે ખડખડ ભાણાં છે;
નાણાંવિના સારા ગુણ સઘળા સમાઈ જાય,
નાણાંવિના આંખ કાન નાક બધાં કાણાં છે;
કેશવ કહેછે નાણાંવિના નર વાનર છે,
નાણાં નહિ હોય તેનાં ક્યાંહિ ક્યાં ઠેકાણાં છે?

૩

નાણાંવિના વનિતાનાં વેણ સચવાય નહિ,
નાણાંવિના મોટાં મોટાં ખોટાં પરિઆણાં છે;
નાણાંવિના વ્હાલી વ્હાલી વાત કોઈ કરે નહિ,
નાણાંવિના ટાપટીપ ટાણાં તે કટાણાં છે;
નાણાંવિના નાનામાંથી મોટું કોઈ થાતું નથી,
નાણાંવિના નાનાંમોટાં દુઃખમાં દબાણાં છે;
કેશવ કહેછે નાણાં ચારે કોરે ઉભરાણાં,
ઠાઠમાઠમાંહિ બધે નાણાં પથરાણાં છે,

૪

નાણાંવડે નાચ રંગ નાટક તમાસા નવા,
નાણાંવડે નારીનાં ચરિત્ર ચીતરાણાં છે;
નાણાંવડે વાડી ગાડી લાડી પણ પામી શકે,
નાણાંવડે નામઠામ છાપામાં છપાણાં છે;
નાણાંવડે શરીરમાં સારા શણગાર હોય,

નાણાંવડે ખાનપાન અખૂટ અથાણાં છે;
કેશવ કહેછે ગાદીતકીઆ હીંદોળાખાટ,
બારીઓ અટારીઓમાં નાણાં છવરાણાં છે.

૫

ધનવાનમાંહિ દોષ હોય તે ગણાય ગુણ,
ધનવાનથકી લોક સઘળા દબાયા છે;
ધનવાન ઉંધું કરે તોય તે મનાય સારૂં,
ધનવાન ધાલે ધૂળ લીલા તે લેખાય છે;
ધનવાન વદે તેતો વેદનાં વચનરૂપ,
ધનવાનતણું કૂલ ઉત્તમ મનાય છે;
સારા ગુણ હોય તોય ધન જો ન હોય ભાઇ,
કેશવ કહું શું બધું ધૂળધાણી થાયછે.

૬

ધર્મનો નિધાન હોય સાવ સાવધાન હોય,
બોલમાં સમાન હોય ભાવ ભગવાને છે;
અંતર ઉદાર હોય પૂરો પરિવાર હોય,
સુંદર વિચાર હોય સુંદરતા કાને છે;
શાન્ત શૂરવીર હોય ધાંધલમાં ધીર હોય,
ગુણમાં ગંભીર હોય રાગી રસ પાને છે,
જ્ઞાન હોય માન હોય નામી કુલવાન હોય,
નાણું નહિ હોય તેમાં માલ કોણ માને છે?

૭

વિનય વિવેક હોય વાણી મન એક હોય,
નીતિ વળી નેક હોય પુણ્ય પારાવાર છે;
બાહુ બલવાન હોય સ્વદેશાભિમાન હોય,
વિદ્યા-કલાવાન હોય ઉદ્યમી અપાર છે;
સ્વભાવે સુંવાળો હોય રંગમાં રૂપાળો હોય,
સારા શીલવાળો હોય ઉંચો અવતાર છે;

શાન્ત હોય દાન્ત હોય મુનિનો મહાન્ત હોય,
નાણું નહિ હોય તેની કોને દરકાર છે?

૮

રાજનીતિ જાણ હોય સુગુણની ખાણ હોય,
ભુવનનો ભાણ હોય પરદુઃખ હરેછે;
સદાચારવાન હોય મોટો મતિમાન હોય,
ભલે ભગવાન હોય ધીરે પગ ધરે છે;
પરમ પવિત્ર હોય મોટાઓનો મિત્ર હોય,
વાતમાં વિચિત્ર હોય દોષ દેખી ડરેછે;
રાગી કે વિરાગી હોય સુંદર સુહાગી હોય,
નાણું નહિ હોય તેનું કામ કોણ કરેછે?

૯

દેશ કે વિદેશ જાય બહુ દુઃખ વેઠે કાય,
નયન ભરાય તેમ રાંક થઈ રહેછે;
આશામાટે અથડાય ધનિકના ધક્કા ખાય,
પેટ ન ભરાય તેથી પરવશ પડેછે,
લાજમર્યાદ જાય હિમ્મત બધી હરાય,
હરિ! હરિ! હાય હાય નાત જાત નડે છે;
કેશવ કહું શું સહુ સંપતમાં સગું હોય,
નાણું નહિ હોય તેને કોણ વારે ચડેછે.

૧૦

શાહી જેવો કાળો હોય માખીઓનો માળો હોય,
ગલોફામાં ગાળો હોય નીતિનું તો નામ છે;
હૃદય કઠોર હોય ચાડીઓ કે ચોર હોય,
ગુણિકાનો ગોર હોય વ્હાલો પંથ વામ છે;
લંપટ લબાડ હોય પાપનો પહાડ હોય,
ઝેરતણું ઝાડ હોય જુલમીનો જમ છે;
કેશવ અધિર કે બધીર હોય તોયપણ,
તેને લોક માને જેની પાસે ધન ધામ છે.

૧૧

બોલવામાં બાંગો હોય, સમજમાં સાંગો હોય,
ગાફલ કે ફાંગો હોય હાડમાં હરામ છે;
અતિ અનાચારી હોય, વિવિધ વિકારી હોય,
જંગલી જુગારી હોય કાળાં ધોળાં કામ છે;
આળસ અપાર હોય સુમસરદાર હોય,
વેવલા વિચાર હોય ઠગાઈનું ઠામ છે;
કેશવ કબાડી કે અનાડી હોય તોય પણ,
તેને લોક માને જેનીપાસે ધન ધામ છે.

---

## ધનમદવિષે.

ધનમદમાંહિ બહુ વ્હાલાંમાં વિરોધ થાય,
ધનમદ વિવેકને વેગે વિસરાવે છે;
ધનમદ આંખ હોય તે છતાં અંધાપો આપે,
ધનમદ લોભ મોહ કામને કરાવે છે.
ધનમદ માન ને મોટાઇનો વાળે છે ડાટ,
ધનમદ વિનય ને વિદ્યાને વળાવે છે;
ધનમદમાંહિ દુરાચાર સમજાય નહિ,
ધનમદ નરકનાં બાર ઉઘડાવે છે.

૨

ધનમદમાંહિ બહુ ધાંધલ કરેછે લોક,
ધનમદ બીક રાખવાનાં બીજ વાવેછે;
ધનમદમાંહિ કાન હોય તોય કાણાં જેવા,
ધનમદ કુડાં કામ કુશલ ઠરાવે છે;
ધનમદ સારૂંમાઠું સમજવા દેતો નથી,
ધનમદ ઉંડી ખાડમાંહિ ધબકાવે છે;
કેશવ મળે જો ધન ધાંધલ કરો ન કોઈ,
ધનમદ કોઈ ટાણે કંઠને કપાવેછે.

---

## काल-बलविषे.

ટાણાવિના બોધ કે વિરોધ કાંઈ થાય નહિ,
ટાણાવિના ફૂલ જેવાં વચનો ફટાણાં છે;
ટાણાવિના હેતપ્રીત હર્ષ-શોક હોય નહિ,
ટાણાવિના વાવરવાં નાણાં તે નકામાં છે;
ટાણાવિના વીરનાં કટાણાં હથિયાર હોય,
ટાણાવિના ચારેકોર સરકારી થાણાં છે,
કેશવ કહું શું થવું હોય તે તે ટાણે થાય,
ટાણાવિના પાણી કોની આંખનાં સૂકાણાં છે ?

२

કાલેકરી મૂલ્યવાળાં મોતી છીપમાંહિ થાય,
કાલેકરી તરુવર ફૂલ-ફલ લાવે છે;
કાલેકરી આકાશથી વરસાદ વરસે છે,
કાલેકરી ટાઢ અને તડકો તપાવેછે;
કાલેકરી સાગરમાં ભરતી ને ઓટ આવે,
કાલ આવે ત્યારે માતા બાલ ધવરાવે છે;
કેશવ કહે છે કાલ કરે તે ન કોઈ કરે,
કાલ આવે ત્યારે હારી બાજી હાથ આવે છે.

---

## वाणीविषे.

વાણીવડે બોધ થાય વાણીથી વિરોધ જાય,
વિદ્યા કલા કુશલતા વાણીમાં સમાણી છે;
વાણીવડે હેતપ્રીત હર્ષ-શોક સમજાય,
વાણી બધા વ્યવહારતણી મહારાણી છે;
વાણીવડે ગાનતાન માન અભિમાન પણ,
વાણીવડે પંડિતપણાનું ખરૂં પાણી છે.
કેશવ કહેછે વાણી એક જો ન હોય ભાઈ,
અંતર સમજવાની પૂરી રામકાણી છે.

૨

વાણીવિના કોઈ વ્યવહાર સિદ્ધ થાય નહિ,
વાણીવિના અંતરના ભાવપર પાણી છે;
વાણીવિના વાત કે વિનોદ ન કરાય કશો,
વાણીવિના શરીરની શોભા ધૂળધાણી છે;
વાણીવિના નામ ઠામ આજ બધાં ક્યાંથી હોય,
વાણી વશ હોય તેને કરોડો કમાણી છે,
કેશવ કહોને વાણીવિના કેમ ચાલે ભાઈ,
વાટેઘાટે વાહ વાહ વાણી ઉભરાણી છે.

---

## ધીરજવિષે.

ધીરજ ધરા ને ધામ ધીરજથી થાય કામ,
ધીરજથી મોટા મોટા અધિકાર મળેછે;
ધીરજથી જપ તપ ધ્યાન ને સમાધિ ફૂલે,
ધીરજથી સિંહ જેવાં જનાવર હળે છે;
ધીરજ બધાંય દુઃખ ઝીલવાની ખરી ઢાલ,
ધીરજથી અંતરમાં અતિ સુખ વળે છે;
કેશવ કહું શું ધાર્યું હોય તે ધીરજ કરે,
ધીરજ ન હોય તેનો બધો ભવ બળેછે.

૨

ધીરજથી શૂરવીર શસ્ત્રના પ્રહાર ખમે,
ધીરજથી પતિનો વિયોગ સતી સહે છે;
ધીરજથી દુઃખ દેહ-હૃદયનાં દૂર જાય,
ધીરજથી ઉદ્યમમાં લોક લાભ લહેછે;
ધીરજથી ઉદયનો અવસર આઘો નથી,
ધીરજથી જીવતર સુખમાંહિ વહે છે;
કેશવ કમાણો હોય ધીરજનું ધન કોઈ,
દુઃખી થાય તોય તેને દીન કોણ કહેછે ?

---

## चित्तविषे.

ચિત્તવિના કામકાજ સાચું ન મનાય કોઈ,
ચિત્તવિના લેખપત્ર પીંપળાનું પાન છે;
ચિત્તવિના આરંભ અધૂરા રહી જાય બધા,
ચિત્તવિના કોનું માન કોનું અપમાન છે ?
ચિત્તવિના સુખ દુઃખ દેહને જણાય નહિ,
ચિત્તવિના ધૂળધાણી જપ તપ ધ્યાન છે;
કેશવ કહે છે ચિત્તવિના ચતુરાઈ કેવી ?
એક ચિત્તવિના તન લાકડા સમાન છે.

---

## पोताना आनंदविषे.

પોતાના આનંદમાટે વિદ્યા કલા વ્હાલી હોય,
પોતાના આનંદમાટે પુત્ર મિત્ર પ્યારાં છે;
પોતાના આનંદમાટે પ્રિય ધન ધામ ધરા,
પોતાના આનંદમાટે કામકાજ સારાં છે;
પોતાના આનંદમાટે પ્રિય રાગરંગ હોય,
પોતાના આનંદમાટે નોબત નગારાં છે;
કેશવ કહેછે એજ આનંદ ઓળખ અરે,
પોતાના આનંદવિનાં એ બધાં અકારાં છે.

૨

પોતાને આનંદ આપે તેજ નારી પ્યારી હોય,
પોતાને આનંદ આપે તેજ ફલ ફૂલ છે;
પોતાને આનંદ આપે તેજ પુત્ર મિત્ર પ્યારાં,
પોતાને આનંદ આપે તેજ અનુકૂલ છે;
પોતાને આનંદ આપે તેજ ઠાઠમાઠ ઠીક,
પેતાને આનંદ આપે તેજ પટકૂલ છે;
કેશવ કહેછે બધું પ્યારૂં છે પોતાને માટે,
પોતાના આનંદમાટે માથું પણ ફૂલ છે.

---

## લાજવિષે.

લાજવિના રૂપ રંગ હોય તોય રાખ રૂપ,
લાજવિના ધૂળ જેવાં રથ તાવદાન છે;
લાજવિના વિનય વિચાર રહી શકે નહિ,
લાજવિના મોટાઈનું ખોટું અભિમાન છે;
લાજવિના નામ ઠામ લોકમાં રહે ન ભાઈ,
લાજવિના જગતમાં જ્યાં જુવો ત્યાં જાન છે;
કેશવ કહેછે સાચી લાજ એજ મોટી વાત,
એક લાજવિના નર પશુની સમાન છે.

---

## પ્રાણવિષે.

પ્રાણવિના પુત્ર મિત્ર પ્યારાં દૂર પડયાં રહે,
પ્રાણવિના પાસે નહિ આવે ભલી ભામની;
પ્રાણવિના કામકાજ કરથી કશું ન થાય,
પ્રાણવિના સંપત્તિ કશીય નથી કામની;
પ્રાણવિના રાજપાટ પ્રીતિ ઉપજાવે નહિ,
પ્રાણવિના ચંદ્રવિના જોઈ લેવી જામની;
કેશવ મળ્યા છે પ્રાણ પરઉપકાર કર,
પ્રાણવિના પિંડની છે કિમત અદામની.

---

## લેણાદેવીવિષે.

લેણાદેવી ઉદ્યમ અપારમાંહિ ઉભી રહે,
લેણાદેવી મમતાનાં બીજ વવરાવે છે;
લેણાદેવીવડે પુત્ર કે કલત્ર કામ કરે,
લેણાદેવીવડે ધન જન ધામ આવેછે;
લેણાદેવીવડે સારી કાયા સન્માન સહુ,
લેણાદેવીવડે લોકો કુલથી વધાવેછે;
કેશવ લખું શું લેણાદેવીની લીલાની વાત,
લેણાદેવી પ્રતિદિન સુખ ઉપજાવે છે.

૨

લેણાદેવીવડે રાજપાટ પણ આવી મળે;
લેણાદેવી પલમાં હૃદય રોવરાવે છે;
લેણાદેવીવડે સહુ સંયોગ-વિયોગ થાય,
લેણાદેવીવડે હેતપ્રીત અતિ આવેછે;
લેણાદેવી પિંડ અને પ્રાણનો સંબંધ રાખે,
લેણાદેવીવડે કોઈ કોઇને નભાવે છે;
કેશવ કહેછે સારી માઠી એમ બેય રીતે,
લેણાદેવી ભારે ભારે વેશને ભજાવે છે.

૩

લેણાદેવી તૂટે ત્યારે નામ ઠામ નાશ થાય,
લેણાદેવી તૂટે ત્યારે ક્રોકટ સહાય છે;
લેણાદેવી તૂટે ત્યારે સારાં સગાં શત્રુ બને,
લેણાદેવી તૂટે ત્યારે રાજપાટ જાયછે;
લેણાદેવી તૂટે ત્યારે પુત્ર મિત્ર માને નહિ,
લેણાદેવી તૂટે ત્યારે તનને તજાય છે;
કેશવ કહે છે કોણ ભાવિને મટાડે ભાઈ,
લેણાદેવી તૂટે ત્યારે ભુંડા હાલ થાય છે.

---

## गरजविषे.

ગરજથી ઝેર જેવાં વચન સહન થાય,
ગરજથી ભૂખ દુઃખ ભૂલાઈ જવાય છે;
ગરજથી દેશ પરદેશ સહુ દોડ્યા જાય,
ગરજથી જાણી જોઈ જીવન તજાય છે,
ગરજથી સંપ સરલાઈ લોક સાથે રહે,
ગરજથી ટાઢ તાપ સહન કરાય છે;
કેશવ કહું શું ગોળ કરતાં ગરજ ગળી,
ગરજ સરે તો પછી કોણ કોનું થાય છે?

---

## काम—क्रोधविषे.

કામ-ક્રોધ આંખ છતાં અંતરે અંધાપો આપે,
કામ-ક્રોધ કાન છતાં બધીર બનાવે છે;
કામ-ક્રોધ રુડી રીતિ નીતિને રખાવે દૂર,
કામ-ક્રોધ ભારે ભારે લાભને ભૂલાવે છે;
કામ-ક્રોધ વિનય વિવેક વિસરાવી દિએ,
કામ-ક્રોધ દુષ્ટ દુરાચારમાં દટાવે છે;
કેશવ કહું શું કામ-ક્રોધતણું દુષ્ટપણું,
ભવાટવીમાંહિ ભૂંડે હાલે ભટકાવેછે.

---

## लोभविषे.

જોયા ઘણા યોગી ને વિયોગી જન જોયા ઘણા,
જપ તપ કરી કરી કાયા કોટે કસે છે;
કોઈ જટાજૂટ રાખે મુંડન કરાવે કોઈ,
વિજન વનમાં જઈ ઘણા વળી વસે છે;
ભભૂત લગાવે કોઈ મંદિર મસાણ હોય,
સાથરાઉપર સોય હેત હરિરસે છે,
સંપતનું સુખ હોય દેહે ઘણું દુઃખ હોય,
કેશવ એવાને પણ લોભ સાપ ડસે છે.

---

## आशाविषे.

આશાનો અંકુર અતિ ઉંચો ઉંચો ચાલ્યો જાય,
તંતુ તેના આમતેમ આશ પથરાય છે;
ફૂલ ફૂલ આવે કે ન આવે તેનો મેળ નહિ,
અંતર ક્યારામાં અતિ મૂલ જામી જાય છે;
આકાશની પેલી કોર ભુવનને ભેદી જાય,
પાપરૂપ પાણીથી પોષણ તેનું થાયછે;
કેશવ કહે છે દેવ માનવ દાનવ સહુ,
વડવાનરાની પેઠે એમાં અથડાયછે.

---

## મનવિષે.

મનવિના હાથપગ હોય તે ન કામ કરે,
મનવિના કાણાજેવાં આંખ કાન નાક છે;
મનવિના મીઠા મેવા પણ ખાણ જેવા લાગે,
મનવિના મિથ્યા બધું જપ તપ દાન છે;
મનવિના હેતપ્રીત પણ પરખાય નહિ,
મનવિના ભણતર ભારની સમાન છે;
કેશવ કહેછે એક મનની રમત બધી,
મનવાળાં માણસને માણસોમાં માન છે.

૨

શરીર સુંદર રથ ઇન્દ્રિયો છે અશ્વરૂપ,
મનસારથિથી દૂર દૂર દોડ્યો જાય છે;
મન જેમ લઈ જાય તેમના ઘોડા તણાય,
મહારાજ જીવ બેસનાર મલકાય છે;
કામકાજ કરવાનાં મનને આધીન બધાં,
મન તારનાર ને બુડાડનાર થાયછે;
કેશવ કહેછે એજ મન વશ રાખવાથી,
ભારે ભવસાગરને પાર ઉતરાય છે.

૩

મનને સુખેથી સુખ મનને દુઃખેથી દુઃખ;
મનને મનાવવાથી સંતોષ મનાય છે;
મન મિત્ર મન પુત્ર મન છે કલત્રરૂપ,
મનવડે મમતામાં ચડાય પડાય છે;
મનવિના વ્યવહાર સિદ્ધ કોઈ થાતો નથી,
મનવિનાનો માનવ પશુમાં મનાય છે;
કેશવ કહેછે તન-મનનો સુયોગ છતાં,
ભાન ભૂલી જાય તેના ભૂંડા હાલ થાયછે.

---

## બોધ.

ખાનપાનમાંહિ ખૂબ રચી પચી રહ્યો ભાઈ,
પથારીએ પડ્યો પડ્યો પાન બહુ ચાવેછે;
ભારે ભારે ભોગના વિલાસમાંહિ લાગી રહ્યો,
વધૂ વધૂ લેવામાટે લાલચ લગાવે છે;
પાપ-પુણ્યનો કશોય ચિત્તમાં વિચાર નથી,
મોજશોખમાંહિ અભિમાન શું ધરાવે છે;
કેશવ કહેછે અરે આંખ તો ઉઘાડ જરા,
સાંજ પડી જાય તોય ઉંઘ કેમ આવેછે?

૨

મારૂં મારૂં માનીને મોટાઈ લઈ બેઠો મૂઢ,
દીનજન જોઈ તેને દાબથી દબાવે છે;
ધામ ધરા સંપત સગાઈ તે સમાઈ જાય,
ચંચલ આ કાયા તેને અચલ ઠરાવે છે;
આવ્યો છે અહીં તું કેમ? આગળ થશે શું તારૂં?
વિનય વિવેક લોભ મોહ વિસરાવે છે,
નરતનહીરો હાથમાંહિથી હરાઈ જાય,
કેશવ ઉઘાડ આંખ ઉંઘ કેમ આવેછે.

૩

ધામ-ધરામાટે મોટી ધાંધલ મચાવી રહ્યો,
આશામાંહિ આમતેમ બહુ અથડાય છે;
પારકી પીડા ને તારા પિંડસાથે મેળવી જો,
ખબર પડે તો તેમાં દુઃખ કેવું થાય છે;
પેટમાટે પ્રાણ જતાંસુધી તું પ્રપંચ કરે,
નાનાં મોટાં દુઃખમાંહિ નયન ભરાય છે;
ભૂલથી ભવાટવીમાં ભટકવું પડે ભાઈ,
કેશવ તથાપિ આડે પંથે કેમ ધાય છે?

૪

ધર્મ-કર્મમાંહિ ધ્યાન રાખ તું વધારે ધીર,
શમ-દમ દયા દાન દોષને દબાવે છે;

## मनविषे.

મનવિના હાથપગ હોય તે ન કામ કરે,
મનવિના કાણાજેવાં આંખ કાન નાક છે;
મનવિના મીઠા મેવા પણ ખાણ જેવા લાગે,
મનવિના મિથ્યા બધું જપ તપ દાન છે;
મનવિના હેતપ્રીત પણ પરખાય નહિ,
મનવિના ભણતર ભારની સમાન છે;
કેશવ કહેછે એક મનની રમત બધી,
મનવાળાં માણસને માણસોમાં માન છે.

૨

શરીર સુંદર રથ ઇન્દ્રિયો છે અશ્વરૂપ,
મનસારથિથી દૂર દૂર દોડ્યો જાય છે;
મન જેમ લઈ જાય તેમના ઘોડા તણાય,
મહારાજ જીવ બેસનાર મલકાય છે;
કામકાજ કરવાનાં મનને આધીન બધાં,
મન તારનાર ને બુડાડનાર થાયછે;
કેશવ કહેછે એજ મન વશ રાખવાથી,
ભારે ભવસાગરને પાર ઉતરાય છે.

૩

મનને સુખેથી સુખ મનને દુઃખેથી દુઃખ;
મનને મનાવવાથી સંતોષ મનાય છે;
મન મિત્ર મન પુત્ર મન છે કલત્રરૂપ,
મનવડે મમતામાં ચડાય પડાય છે;
મનવિના વ્યવહાર સિદ્ધ કોઈ થાતો નથી,
મનવિનાનો માનવ પશુમાં મનાય છે;
કેશવ કહેછે તન-મનનો સુયોગ છતાં,
ભાન ભૂલી જાય તેના ભૂંડા હાલ થાયછે.

## બોધ.

ખાનપાનમાંહિ ખૂબ રચી પચી રહ્યો ભાઈ,
પથારીએ પડ્યો પડ્યો પાન બહુ ચાવેછે;
ભારે ભારે ભોગના વિલાસમાંહિ લાગી રહ્યો,
વધૂ વધૂ લેવામાટે લાલચ લગાવે છે;
પાપ-પુણ્યનો કશોય ચિત્તમાં વિચાર નથી,
મોજશોખમાંહિ અભિમાન શું ધરાવે છે;
કેશવ કહેછે અરે આંખ તો ઉઘાડ જરા,
સાંજ પડી જાય તોય ઉંઘ કેમ આવેછે?

૨

મારૂં મારૂં માનીને મોટાઈ લઈ બેઠો મૂઢ,
દીનજન જોઈ તેને દાબથી દબાવે છે;
ધામ ધરા સંપત સગાઈ તે સમાઈ જાય,
ચંચલ આ કાયા તેને અચલ ઠરાવે છે;
આવ્યો છે અહીં તું કેમ? આગળ થશે શું તારૂં?
વિનય વિવેક લોભ મોહ વિસરાવે છે,
નરતનહીરો હાથમાંહિથી હરાઈ જાય,
કેશવ ઉઘાડ આંખ ઉંઘ કેમ આવેછે.

૩

ધામ-ધરામાટે મોટી ધાંધલ મચાવી રહ્યો,
આશામાંહિ આમતેમ બહુ અથડાય છે;
પારકી પીડા ને તારા પિંડસાથે મેળવી જો,
ખબર પડે તો તેમાં દુઃખ કેવું થાય છે;
પેટમાટે પ્રાણ જતાંસુધી તું પ્રપંચ કરે,
નાનાં મોટાં દુઃખમાંહિ નયન ભરાય છે;
ભૂલથી ભવાટવીમાં ભટકવું પડે ભાઈ,
કેશવ તથાપિ આડે પંથે કેમ ધાય છે?

૪

ધર્મ-કર્મમાંહિ ધ્યાન રાખ તું વધારે ધીર,
શમ-દમ દયા દાન દોષને દબાવે છે;

નદીનાવ જેવો આ સંયોગ થયો સહજમાં,
સંપ સરલાઈ હોય તેજ સાથે આવેછે;
ભાઈ ભૂલ કરે કેમ વિનય વિચાર કરે,
માનવ શરીર ગયું પાછું કોણ લાવેછે?
કેશવ કહેછે હવે થોડી ઘણી રાત રહી,
વેશ છે વિશેષ તોય ઉંઘ કેમ આવેછે?

---

## अशक्तिविषे.

### उपजाति.

ચિંતા ઘણી ચિત્તવિષે રહેછે, નેત્રોવિષે નીર ખર્યાં કરેછે;
લોકો મહામૂર્ખ કહી બનાવે, અશક્તિમાં એ પરિણામ આવે.
કમાણીમાં સાર કશો ન ભાસે, રહ્યા કરે ઉદ્યમ સર્વ વાંસે,
વિપત્તિઓ દુઃખવડે દબાવે, અશક્તિમાં એ પરિણામ આવે.
દેખે બધામાં બહુરૂપ દોષ, રહ્યા કરે અંતરમાંહિ રોષ;
આનંદ આરામવિષે ન આવે, અશકિતનું એ પરિણામ આવે.
મળે નહિ પોષણ કાંઈ પૂરૂં, આરંભતાં કામ રહે અધૂરૂં;
ભાણે ભર્યું ભોજન તે ન ભાવે, અશક્તિમાં એ પરિણામ આવે.
વિદ્યા-કલામાં ન વધી શકાય, વ્યાપારમાં પાર ન ઉતરાય,
ભૂંડાજનો ભૂત ઘણાં ભરાવે, અશક્તિનું એ પરિણામ આવે.
ખોટું ખરૂં તે ન જણાય જાતે, ચડે કઠોડે મન કૈંક વાતે;
સંબંધીને સૂઈ રહી સતાવે, અશક્તિનું એ પરિણામ આવે.
ઘુસી રહેછે ઘરમાં ઘલાઈ, બિહે બધાથી બહુ જેમ બાઈ;
કુસંપ કંકાસ વૃથા કરાવે, અશક્તિનું એ પરિણામ આવે.
લક્ષ્મી અને લાજ લૂંટાઈ જાય, મિત્રો મમત્વી પણ શત્રુ થાય;
ઉપાધિઓ અંતરને તપાવે, અશક્તિનું એ પરિણામ આવે.
આવે ન હાથે અધિકાર મોટો, વળે બધાં ગામગરાસ ગોટો;
ભોગો ભલા દૂર રહી રગાવે, અશક્તિનું એ પરિણામ આવે.
પાશેરનું પેટ નથી ભરાતું, સંસારને તેમ નથી તરાતું;
વિરોધ સર્વે મનમાં સમાવે, અશક્તિમાં એ પરિણામ આવે.

### દોહરો.

કેશવ સઘળાં દુઃખનું, અશક્તિ કેવલ મૂલ;
સઘળી સુખસંપત્તિને, એજ કરે નિર્મૂલ.

---

## एकान्त मननो महिमा.

### દોહરા.

ભણે ગણે કવિતા કરે, શોધે શુભ સિદ્ધાંત;
ધામ ધરા ધન મેળવે, જેનું મન એકાન્ત.
બુદ્ધિ અને બલમાં વધે, બને કુશલ ને કાન્ત;
વધે વળી યશ વિશ્વમાં, જેનું મન એકાન્ત.
કાયરતા કલ્પે નથી, સદા રહે વિશ્રાંત;
સંપ અને સંતોષ છે, જેનું મન એકાન્ત.
આધિ વ્યાધિ ઉપાધિઓ, કુટુંબને કલ્પાન્ત;
દુઃખ ન દે તે કોઇ દિન, જેનું મન એકાન્ત.
રાગ–દ્વેષ દબાણુ ને, ભૂખ તરશ ને ભ્રાંત;
ક્લેશ કશો આપે નહીં, જેનું મન એકાન્ત.
પ્રયત્ન પૂરાં તે કરે, પામે તેજ પદાન્ત;
પુણ્યવાન પણ તેજ છે, જેનું મન એકાન્ત.
હર્ષ–શોક તેને નથી, તે સમજુ તે શાન્ત;
ધીર વીર ગંભીર તે, જેનું મન એકાન્ત.
ભક્તિ–જ્ઞાન–વિરાગથી, રીઝે લક્ષ્મીકાન્ત;
નડેજ નહિ ગડબડ બધી, જેનું મન એકાન્ત.
તે વનવાસી તે ઋષિ, તે દુર્લભ તે દાન્ત;
બ્રહ્માનંદવિષે વસે, જેનું મન એકાન્ત,
સિદ્ધ બુદ્ધ પણ તેજ છે, નિર્મલ તેજ મહાન્ત;
કેશવ હરિ તેને મળે, જેનું મન એકાન્ત.

---

## परमदशाने प्राप्त थयेलाने प्रणाम.

### वसंततिलका.

જે શાન્ત દાન્ત સુસમાહિત વીતરાગ,
જેને નથી જગતમાં રતિમાત્ર રાગ;

જેને સદા પરમબોધ પવિત્ર ધામ,
એને અમે પ્રણયથી કરિએ પ્રણામ.
જેનો થયો સફલ જન્મ નૃજાતિરૂપ,
જેને સદા સુખદ એક નિજસ્વરૂપ;
જેનો સુખાશ્રમવિષે સમયે વિરામ,
એને અમે પ્રણયથી કરિએ પ્રણામ.
દેખાય તોય પણ અંતરમાંહિ ગૂઢ,
જેને વિવેક-વિનયાદિ વિચાર રૂઢ;
જે આત્મલાભથકી કેવલ પૂર્ણકામ,
એને અમે પ્રણયથી કરિએ પ્રણામ.
જે ત્યાગવાન પણ છેવટ એકરાગી,
રાગી જણાય પણ અંતરમાં વિરાગી;
જેનું સદા રટણ કેશવ રામનામ,
એને અમે પ્રણયથી કરિએ પ્રણામ.

---

## वर्तमान कालना विपरीतपणाथी आवेलो उभरो.

### *ललितछंदनी चाल.

ધર્મ-કર્મનો નાશ થાયછે, જન્મ જાતિનું નીર જાયછે;
દેશ વેશની વાત શું કહું? બલ રહ્યું બધે બોલમાં બહુ.
સેળભેળ છે વર્ણભેદમાં, દિવસ જાયછે હાય ખેદમાં;
કુટિલતા બધા વેશમાં વસી, ગરજ છે નહીં કોઇને કશી.
આર્યજાતિની યોગ્યતા ગઈ, વેદ-શાસ્ત્રની દુર્દશા થઈ;
પરવશે પડ્યા સર્વ આપણે, દાટ આ વળ્યો દુષ્ટ ડાંપણે.
ભરતખંડનાં ભાગ્ય ફૂટતાં, ધન ધરા કલા જાય ખૂટતાં;
કઠણ શું થયા હે હરિ તમે! જગતને તજી ક્યાં જશું અમે?

---

*લલિતછંદમાં પ્રત્યેક પદમાં પહેલા ત્રણ હ્રસ્વ રખાય છે, એમ સર્વ ઠેકાણે દેખાય છે; પણ માત્રામેળ છંદ ગણીને પહેલો દીર્ઘ અને બીજો હ્રસ્વ કરિએ તો તાલ નથી તૂટતો, એ જોવામાટે આ છંદમાં ઘણેભાગે તેવી રચના કરી છે. આવી રીતે કરતાં નવી જાતના કટાવમાં પણ તે ઠીક ચાલી શકે છે.

## पामर कवि.

### દોહરો.

હોઠે હરિ આવે નહીં, હૃદયવિષે નહિ રામ;
જૂઠાં જોડે જોડિઆં, એ કવિનું શું કામ?
પાપી પામર લોકનાં, વર્ણન કરે અપાર;
કવિત્વને કાળું કરે, એ કવિને ધિક્કાર.
નરનારીનાં અંગ કે, તેનો વિવિધ વિહાર;
એમાં મન જેનું રમે, એ કવિને ધિક્કાર.
ઈશ્વરને વિષયી કરે, જેવો પોતે હોય;
એવા અંધા લોકનો, સંગ ન કરશો કોય.
હીરો હરિનું નામ છે, કવિતા કુંદનરૂપ;
આ જન્મે જોડાય તો, રહે એયનું રૂપ.

---

## मूर्खोनो संग.

### शार्दूल-अनुष्टुप्.

આ સંસારતણાં સમગ્ર સુખને હું તો નથી માગતો,
આધિ-વ્યાધિ-ઉપાધિતાપ તનમાં તીખો નથી લાગતો;
સર્વે દુઃખ સહીશ ઈશ્વર ભવે હું દોષની ભીંશમાં,
મૂર્ખોનો સહવાસ નાથ પણ તું કલ્પે કરાવીશ માં.
દુઃસંગ સર્વ દુઃખોનું, અત્યંત દૃઢ મૂલ છે;
બીજી પાપતણી શિક્ષા, એની આગળ ધૂળ છે.
પક્ષીમાં પશુમાં અને જલવિષે જન્માય તો શું થયું?
ભૂખે પ્રાણ તજાઈ જાય પલમાં આયુષ્ય તો શું ગયું?
ભારે ભોગવિલાસને હરિ હરી લેજે ભલે રીસમાં,
મૂર્ખોનો સહવાસ નાથ પણ તું કલ્પે કરાવીશ માં.
પાપનાં ફલ દેવાનાં, હોય તે દે ભલે હરિ!
પણ મૂર્ખતણો સંગ, ન કરાવીશ તું કદિ.
દેવો હોય દયાલુ દંડ મુજને તે દે ભલી ભાતથી,
સંકોચાય ન ચિત્ત કોઈ દિવસે બીજી બધી વાતથી;

ચેતાવું ચપલાપતિ પ્રથમથી ચિંતાવડે ચીસમાં,
મૂર્ખોનો સહવાસ નાથ પણ તું કલ્પે કરાવીશ માં.

---

## शाने सुकाय अमथो अमथो जवासा ?

### वसंततिलका.

લીલી કરી અવનિ મંગલ મેઘરાજે,
તાજાં બધાં તરુવરો વનનાં વિરાજે;
પૂરા પડ્યા પ્રકટ નિરખ સર્વ પાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
આનંદ સર્વ વનમાં જનમાં જણાય,
પાણીવડે પરમ પોષણ નિત્ય થાય;
જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?
ઈર્ષ્યા તને અરર શું મનમાંહિ આવે ?
જીવાડનાર જલ તે તુજને ન ભાવે;
શું કોઈના કૃપણ હાય પડ્યા નિશાસા ?
શાને સુકાય અમથો અમથો જવાસા ?
શું શોષનાર તુજને ક્ષયરોગ ચોટ્યો ?
વર્ષાદમાં ન થઈ તું શક કેમ મોટો ?
પ્યારા પડ્યા ન કદિ પોષણકાજ સાંસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?
જ્યારે સુકાય સઘળાં તરુ તાપકાલે,
ત્યારે રસાલ થઈ રાચ અરે અકાલે;
ક્યાંથી થયો અરર એકલપેટ લાસા ?
શાને સુકાય અમથો અમથો જવાસા ?
સંપી રહે સકલ જાતિવિષે વિવેકે,
ગાંડા ન રાખ અભિમાન લગાર ટેકે;
જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા.
આવ્યો અરે દિવસ ઈશ્વરની કૃપાથી,
માને કયો સરસ લાભ વિશેષ આથી;

તું હે તજી અવર દુઃખદ સર્વ આશા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
શું સર્વને સુખ થવા તપ તું કરે છે?
કે દુષ્ટ દુઃખ કરનારથકી ડરે છે?
વીતી ગયા વિષમ કેશવ સર્વ વાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?

**सोरठो.**

અમથો કેમ સુકાય, આમ જવાસા એકલો;
હાય ન કોઈ સહાય, કોણ તને સંભાળશે?

---

## कुसंपथी सर्व विनाश थाय.

**उपजाति.**

બળ્યા કરે અંતર નિત્ય તાપે, વળ્યા કરે વૃત્તિ વિશેષ પાપે;
નિઃશ્વાસ નાંખી નયનો ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
ખવાય પીવાય ન કાંઈ ખાંતે, ઘડી ન બેસાય મળી નિરાંતે;
ઉદ્વેગનાં બીજ બધાં વવાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
કુવાક્યના માર કઠોર વાગે, સંબંધિઓ શત્રુસમાન લાગે;
શંકાવડે ભ્રાંતિ વધૂ ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
વિદ્યાકલા અંતરમાં ન બેસે, પદાર્થમાં પ્રેમ ન લેશ પેસે;
આનંદનો ઉત્સવ દૂર જાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંપી રહો સર્વ કુટુંબી સાથે, થાવું ન હેરાન કદાપિ હાથે;
સંપેલને દૈવ કરે સહાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંબંધનો બંધ કદી ન તોડો, અંધા થઇને અવળા ન દોડો;
સંપે રહે દેશ સુખી સદાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંપત્તિઓ સંપવડે થવાની, વિપત્તિઓ સંપવડે જવાની;
હળીમળી સ્વાર્થ ભલો સધાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
છે કોણ ક્યાંથી અહિં સર્વ આવ્યા? કોણે અરે આજસુધી નિભાવ્યા?
વિવેકમાં સાર બધો સમાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
પડ્યાં રહે ધામ ધરા સુધારો, સંસારનો સાર જરા વિચારો;
અમૂલ્ય આ કેશવ કાલ જાય, કુસંપથી સર્વ વિનાશ થાય.

---

ચેતાવું ચપલાપતિ પ્રથમથી ચિંતાવડે ચીસમાં,
મૂર્ખોનો સહવાસ નાથ પણ તું કલ્પે કરાવીશ માં.

---

## शाने सुकाय अमथो अमथो जवासा ?

### वसंततिलका.

લીલી કરી અવનિ મંગલ મેઘરાજે,
તાજાં બધાં તરુવરો વનનાં વિરાજે;
પૂરા પડ્યા પ્રકટ નિરખ સર્વ પાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
આનંદ સર્વ વનમાં જનમાં જણાય,
પાણીવડે પરમ પોષણ નિત્ય થાય;
જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
ઈર્ષ્યા તને અરર શું મનમાંહિ આવે?
જીવાડનાર જલ તે તુજને ન ભાવે;
શું કોઈના કૃપણ હાય પડ્યા નિશાસા?
શાને સુકાય અમથો અમથો જવાસા?
શું શોષનાર તુજને ક્ષયરોગ ચોટ્યો?
વર્ષાદમાં ન થઈ તું શક કેમ મોટો?
પ્યારા પડ્યા ન કહિ પોષણકાજ સાંસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
જ્યારે સુકાય સઘળાં તરુ તાપકાલે,
ત્યારે રસાલ થઈ રાચ્ય અરે અકાલે;
ક્યાંથી થયો અરર એકલપેટ લાસા?
શાને સુકાય અમથો અમથો જવાસા?
સંપી રહે સકલ જાતિવિષે વિવેકે,
ગાંડા ન રાખ અભિમાન લગાર ટેકે;
જોને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા.
આવ્યો અરે દિવસ ઈશ્વરની કૃપાથી,
માને કયો સરસ લાભ વિશેષ આથી;

તું હે તજી અવર દુઃખદ સર્વ આશા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
શું સર્વને સુખ થવા તપ તું કરે છે?
કે દુષ્ટ દુઃખ કરનારથકી ડરે છે?
વીતી ગયા વિષમ કેશવ સર્વ વાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?

**सोरठो.**

અમથો કેમ સુકાય, આમ જવાસા એકલો;
હાય ન કોઈ સહાય, કોણ તને સંભાળશે?

---

## कुसंपथी सर्व विनाश थाय.

**उपजाति.**

બળ્યા કરે અંતર નિત્ય તાપે, વળ્યા કરે વૃત્તિ વિશેષ પાપે;
નિઃશ્વાસ નાંખી નયનો ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
ખવાય પીવાય ન કાંઈ ખાંતે, ઘડી ન બેસાય મળી નિરાંતે;
ઉદ્વેગનાં બીજ બધાં વવાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
કુવાકયના માર કઠોર વાગે, સંબંધિઓ શત્રુસમાન લાગે;
શંકાવડે ભ્રાંતિ વધૂ ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
વિદ્યાકલા અંતરમાં ન બેસે, પદાર્થમાં પ્રેમ ન લેશ પેસે;
આનંદનો ઉત્સવ દૂર જાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંપી રહો સર્વ કુટુંબી સાથે, થાતું ન હેરાન કદાપિ હાથે;
સંપેલને દૈવ કરે સહાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંબંધનો બંધ કદી ન તોડો, અંધા થઈને અવળા ન દોડો;
સંપે રહે દેશ સુખી સદાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંપત્તિઓ સંપવડે થવાની, વિપત્તિઓ સંપવડે જવાની;
હળીમળી સ્વાર્થ ભલો સધાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
છે કોણ ક્યાંથી અહિં સર્વ આવ્યા? કોણે અરે આજસુધી નિભાવ્યા?
વિવેકમાં સાર બધો સમાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
પડ્યાં રહે ધામ ધરા સુધારો, સંસારનો [illegible]
અમૂલ્ય આ કેશવ કાલ જાય, કુસંપથી [illegible]

---

## परघरवासविषे.

### मालिनी तथा वसंत.

અપયશ અતિ ભારે થાયછે નાતજાતે,
નહિ પલ પણ પૂરૂં બેસવાનું નિરાંતે;
ગુણ અવગુણરૂપે લોક લેખે ધરાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
વિદ્યા કલા કુશલતા પણ દૂર જાય,
ઉત્સાહથી કઠણ કામ ન કોઈ થાય;
જોને છછુંદર ગળી ન તજાય સાપે,
એવી દશા પ્રતિદિને હરિ હોય પાપે.
નય-વિનયવિચારે ચાલિએ નિત્ય ચોંપે,
તદપિ ધનમદેથી અન્ન દેનાર કોપે;
કઠણ વચન લાગે કાળજામાં કટાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
સંપી રહે સહનશીલ થઈ સદાય,
સંતોષરૂપ ગણવા ગરજે ઉપાય;
સદ્ધર્મ કર્મ પણ કોઈ ન સાવ દેખે,
રોગે તવાય તન તોપણ કોણ લેખે ?
ગરિબ જન ગણીને લોક સામાં લડે છે,
વખત કઠણ આવ્યે મોત માથે પડેછે;
પ્રતિવચન ન પાછું સાંભળે કોઈ વાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
પિંડે રહેલ પુરુષાતન નાશ પામે,
ધીરે ન કોઈ પણ પાંચપચીશ નામે;
નીચાં કરી નયન-મસ્તક અન્ન લેવું,
આપીશમાં અરર ઈશ્વર દુઃખ એવું.
અરરરરર એથી ઠીક જો પેટ ફૂટે,
અરરરરર પાપી પ્રાણ કેમે ન છૂટે;
અતિશય મનમાંથી થાય એવા વિચાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.

સ્વાધીનતા હૃદયની પણ જાય છૂટી,
માનાપમાન પણ જાય બધાં વછૂટી;
દુઃખે સુખે દિવસ સર્વ સમાન લાગે,
ઉંઘ્યા છતાં પરવશે પડનાર જાગે.
મન વચન દબાવી દીનતાથી સદાય,
શમ-દમ-વિનયેથી યોગ સારો સધાય;
પરજનપર રાચી રાખવો પૂર્ણ પ્યાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
ભૂખે મરાય કદિ ધામ ધરા તજાય,
પ્રેમે તપાય તપ જંગલમાં જવાય;
શસ્ત્રપ્રહાર પણ શત્રુતણો ખમાય,
હાહા તથાપિ પરઘેર ન વાસ થાય.
નરમ ગરમ ખાવાનાં નથી દાળભાત,
મખમલમય શય્યામાં સુવાની ન વાત;
નરવર અતિશૂરા થાય ત્યાંથી પસાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
લાગે પવિત્ર જનને પરઘેર જેવું,
સંસારમાં અવર દુઃખ ન કોઈ એવું;
ઝીણો વિચાર કરતાં સઘળું સમાન,
શું ધીરતા વગર કેશવ ભૂલ ભાન.

---

## ए सज्जनोनो सहज स्वभाव.

### उपजाति.

ન્યાયે સદા નિર્મલવૃત્તિ રાખે, સદૈવ સર્વે સુખ-દુઃખ સાંખે;
તપે લગારે ન મમત્વતાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
ઉદારતા દાન દયા વિશેષ, સદૈવ સાદો સુખરૂપ વેશ;
સમાન સર્વે નર રંક-રાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
રહે સદા ઇન્દ્રિયવર્ગ વશ્ય, ગુણ્યે વળી પ્રીતિ કરે અવશ્ય;
કામાદિમાં અંતરથી અભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.

સંભાળ રાખી રસ સર્વ જીતે, શોધે બધેથી સુખ કોઈ રીતે;
જે તેવડે નિત્ય કરે નિભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
પરાર્થને સ્વાર્થ સમાન સર્વ, પરોપકારે ન જરાય ગર્વ,
વૈરાગ્યમાં જન્મથકી જમાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
સુધર્મનાં બીજ સદૈવ રોપે, ન કારણો હોય તથાપિ કોપે;
વિદ્યા ગણે જીવનનો વટાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
વર્ણાશ્રમોના સહુ ધર્મ પાળે, ન થાય તે કાયર કોઈ કાલે;
અત્યંત આનંદમય પ્રભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
વળે ન આ વિશ્વવિષે વિરોધે, સુશાન્તને દાન્ત વિશાલ બોધે;
ભૂલે નહીં તોપણ ભક્તિભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
સેવા અને દર્શન માત્ર થાતાં, નિશ્ચે રહે પાતક સર્વ જાતાં;
આપે કરી આત્મસમાન લ્હાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
ભારે તરે આ ભવસિંધુ ભાવે, ભવે ફરી ભૂલ કરી ન આવે;
દાબી દિએ કેશવ દેહદાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.

---

## हाय हायरे हिंदुपणुं जाय हाल्युं.

### मरशीया.

હાય હાયરે હિંદુપણું જાય હાલ્યું; બૂટ-પાટલૂને ઘરઘાલ્યું રે:— હાય૦
ધર્મ-કર્મ ન શુદ્ધ કોઈ પાળે, ચડ્યા ચાતરી અવળે ચાળે;
અનાચારી થઈ ચિત્ત બાળે રે;— હાય હાય૦
પાયખાનામાં બીડીઓ ફૂંકે, પાન ચાવતા ચાવતા થુંકે;
રીતભાતને માળવે મૂકે રે;— હાય હાય૦
ચડ્યા ચિત્તે વિચાર યૂરોપી, તજી પાઘડી પ્હેરી ટોપી;
વરમાળ ઉદ્ધતાએ રોપી રે;— હાય હાય૦
જુવો માથે ફિરંગી જેવા, કરે સુંદરીની એક સેવા;
હોય હૈયે હરામના હેવા રે,— હાય હાય૦
નથી ચામડી ગોરી થાતી, બન્યું બીજું બધુંય વિલાતી;
ખરી રસ્યતા તો રહી જાતી રે;— હાય હાય૦
શિખા-સૂત્રતણા એક વેરી, દુરાચારે લીધાં ઘર ઘેરી;
કયા પાપનાં એ ફલ ઝેરી રે?— હાય હાય૦

ગમેતેવા નવા વેશ ઘાલે, ચાહપાણીવિના નહિ ચાલે;
'ગુડમોર્નિંગ' કહિ કર ઝાલે રે;— હાય હાય૦
કોટ જાકીટ કાળે રંગે, અંગ તાણીને બાંધે તંગે;
ફરે ફેરવે શ્વાનને સંગે રે;— હાય હાય૦
બલે બોલે વિલાયતી બોલી, મળી તેવતેવડાની ટોળી;
બધા દેશને નાંખ્યો ડોળી રે;— હાય હાય૦
સત્ય બોધનું આવલું એઠું, હઠીલાઇનું લાકડું પેઠું;
ખાય એક બીજાનું એઠું રે;— હાય હાય૦
સ્નાન–ધ્યાનની છે ઘડી છેલ્લી, પ્રીતિ રાગરંગમાથે રેલી;
કરે કામની સાથે કેલી રે;— હાય હાય૦
પાઠ–પૂજન ક્યાં સાંભરે છે ? ગુણ–દોષથી કોણ ડરે છે ?
દેશ મેલીને દૂર ફરે છે રે;— હાય હાય૦
કોઈ શોધક થઈને બેસે, કોઈ પારકા પંથમાં પેસે;
કોઈ ઠાકરને દિએ ઠેસે રે;— હાય હાય૦
ગઈ આસ્થા સહુની ઊઠી, થઈ બુદ્ધિ બધાની બૂઠી;
ખરી વાત જણાવે જૂઠી રે;— હાય હાય૦
રાજ્ય જેવું થતા જાય તેવા, નહિ ઓળખાય જાતે કેવા;
કહ્યું માને ન અવળા એવા રે;— હાય હાય૦
પિએ ખારનાં ખાટાં પાણી, બહુ બાટલીનાં બૂચ તાણી;
પંડિતાઈ પર ફેરવે પાણી રે;— હાય હાય૦
શબ્દ બોલવામાં એક શૂરા, પિંડ પાળવામાં માત્ર પૂરા;
સ્નેહ–સંબંધમાંહિ અધૂરા રે;— હાય હાય૦
માતતાતનું માન ન રાખે, ધન યોવન નીરમાં નાંખે;
અમે દીઠું અમારી આંખે રે;— હાય હાય૦
ગમે તેનું બધુંય ખપે છે, બર્ફ શર્બત આઇસ્ક્રીમ લેછે;
દામ દેહ વટલાવા દેછે રે;— હાય હાય૦
સાફ થાવાને સાબૂ ચોળે, હાથ પાણિયારે જઈ બોળે;
વાંક એક બીજા પર ઢોળે રે;— હાય હાય૦
ભીંત ભૂલ્યા ન જાણે કોઈ, વાળ ઓળે અરીસા જોઈ;
રીત બાપદાદાની ખોઈ રે;— હાય હાય૦

લોકલાજના તો બાર વાગ્યા, વસ્ત્ર પ્હેરે છતાં હોય નાગા;
ભૂલ જાણ્યાવિના જાય ભાગ્યા રે;— હાય હાય૦
આગગાડિઓ ને આગબોટો, દેછે દેશ પરદેશમાં દોટો;
થયો સેળભેળ એથી મોટો રે;— હાય હાય૦
ચીજ હાડકાં ચામડાંવાળી, રંગ રૂપથી જોઈ રૂપાળી;
કોઈ રે'તું નથી મન વાળી રે;— હાય હાય૦
દવાદારૂમાં દેહ વટલાયા, દોષ દેખે નહીં દોઢડાહ્યા;
સમજાવતાં થાય સવાયા રે;— હાય હાય૦
વેદશાસ્ત્રની વાત ન માને, ભલે હોય કહ્યું ભગવાને;
જાય મરડાતા અભિમાને રે;— હાય હાય૦
કર્મયોગે વધેછે કુધારો, મને માની લહે તે સુધારો;
હદ્દ મેલી ગયાછે હજારો રે;— હાય હાય૦
કહે કેશવ કયાં જઇ કહિએ? હાય હોળી બળે છે હૈયે;
મન મારીને મૂંગા રહિયે રે;— હાય હાય૦

---

## प्राणथी अधिक प्रिय धन केम आपी शकाय?

### इन्द्रविजय.

કષ્ટવડે કરતાં બહુ ઉદ્યમ જે ધન માંડ શકાય કમાઈ,
જે ધનથી પ્રિયપુત્ર-કલત્રવિષે સુખથી સચવાય સગાઇ;
જે ધનથી સઘળા વ્યવહારતણી રચના રહિ છે ઉભરાઇ,
જે ધન પ્રાણુસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઈ?
જે ધનમાંહિ ગણાય ઘણા ગુણ જે ધન હોય ન તો ગરિબાઈ,
જે ધન પાલનપોષણમાં પણ પૂર્ણ શકાય નહીં વપરાઈ;
જે ધન દૂરથકી નજરે પડતાં મન જાય જરૂર તણાઈ,
જે ધન પ્રાણુસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઈ?
તાપ હરે સઘળા તનના મનના વળી જે ધનની ગરમાઈ,
હોય પડ્યું ઘરમાં અતિ દૂર ભલે પણ પોષણકારક ભાઈ;
જે ધન દુઃખદ થાય વૃથા કદિ જાય પડી કરમાંહિથિ પાઈ,
જે ધન પ્રાણુસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઇ?

જે ધન ભોગવિલાસવિષે વિગતે પણ ખૂબ રહ્યું ખરચાઈ;
જે ધન ઈશ્વરથી પણ ઈશ્વર એમ સદૈવ રહ્યું સચવાઈ;
જે ધન દુર્લભને અતિ દુર્લભ ચિંતનથી તન જાય તણાઈ,
જે ધન પ્રાણસમાન અતિ પ્રિય તે ધન કેમ શકાય અપાઇ?

---

## भवे भणेला पण भींत भूले.

### उपजाति.

વિવેકવાળાં વચનો ન પાળે, માતાપિતાનાં મનને ઉકાળે;
વીંધે બધાને વળિ વાકયશૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
નારીસમીપે નટ નાથ જેવા, સેવા કરે આદરહીન એવા;
ફંદે ફસાઇ ફટકેલ ફૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
નવું નવું નિત્ય મનાય સારૂં, જૂનું જુવે તે સમજે નઠારૂં;
ડાહ્યાપણું માત્ર ગણે દુકૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
કામાદિનો અંતરમાંહિ કાટ, અનીતિનો તો ન મળે ઉચાટ;
આયુષ્ય ઓછું કરતા અમૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
સ્વધર્મમાં કેવલ કેશ રાખે, ગંધાય સાબૂ બહુ અંગ આખે;
ચડે દયા-દાનવિચાર ચૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.
સન્માર્ગ શું તે સમજે ન શોધી, વિવેકના મૂલથકી વિરોધી;
દુરાગ્રહે કેશવ દેહ ડૂલે, ભવે ભણેલા પણ ભીંત ભૂલે.

---

## सुधारे शुं कर्युं ?

### * राजियो.

સંતો સુધારે શું કર્યું? કરી જો જો વિચાર રે:
માઠી દશા થાય દેશની, કયાં કરિએ પુકાર રે? સંતો૦

* રાજીઆની માત્રાનો મેળ નથી, કોઈ કડીમાં વધારે તો કોઈમાં ઓછી માત્રા હોય છે; અને માત્ર તેનો ઢાળ સરખી રીતે ચાલુ રહે છે. એમ અનુમાન કરી શકાય કે દોહરાનો વિકાર થઈને આ ઢાળ નીકળ્યો હશે. બીજા ઘણા રાગમાં આ કવિતા ગાઈ શકાય છે.

ધર્મ જાયછે ઢોલ વાગતો, વળે કર્મોની કાણ રે;
શરમ નથી રહી આંખની, મર્મ પ્હોંચ્યો મસાણ રે; સંતો૦
લોક પરલોક માને નહીં, તીર્થઆદિનું તેમ રે;
શ્રાદ્ધ સંવત્સરી કરે નહીં, નથી પૂર્વજમાં પ્રેમ રે; સંતો૦
સ્નાન સંધ્યા વિસરાય છે, પાઠ પૂજન જાય રે;
વૈશ્વદેવની વાત ક્યાં રહી, તોયતર્પણ ન થાય રે; સંતો૦
બ્રહ્મભોજન કરતા નથી, ખવરાવ્યાના ચોર રે;
ખાવું ગમે ખરૂં પેટમાં, કામ પાડ્યે કઠોર રે; સંતો૦
દેવદર્શન કરતા નથી, દંભ રાખે અપાર રે;
અન્ય અવતારની વાતને, સાવ માને અસાર રે; સંતો૦
કર્તા ન માને કોઈને, ગણે વસ્તુસ્વભાવ રે;
શાસ્ત્રપુરાણ રખડી પડ્યાં, આપ્તમાથે અભાવ રે; સંતો૦
નમનની રીત નીકળી ગઇ, કરે સર્વે સલામ રે;
સાહેબ કહીને બોલે બધા, એક બીજાનાં નામ રે; સંતો૦
મૂક્યો મહારાજ શબ્દને, છતાં ઉત્તમ આપ રે;
મન લલચાયું બિસ્તરે, પડી ભાગ્યો પ્રતાપ રે; સંતો૦
આચારનો અંતકાલ છે, સાવ વંઠ્યો વિવેક રે;
ઈશ્વરમાં આસ્થા નહીં, તર્ક આવે અનેક રે; સંતો૦
સંબંધમાં સમજે નહીં, ગયો જ્ઞાતિપ્રબંધ રે;
આડધડે ધસી જાયછે, આંખ હોય તોય અંધ રે; સંતો૦
જૂનું બધું જૂઠું વદે, નવું સાચું મનાય રે;
નાતજાતને ધિક્કારતા, અનાચારે તણાય રે; સંતો૦
પંથપર ઉડે ચીંથરાં, ગયું દેશાભિમાન રે;
છલભેદ વધતા જાય છે, ગયાં દયા દાન માન રે; સંતો૦
બોલે વિલાયતિ બોલિએ, બધું જાણ્યાનો ડોળ રે;
રીતભાત ને વ્યવહારનો, રોજ થાય ધમરોળ રે; સંતો૦
ભાષા ગઈ ગુજરાતની, વેશ લાગે વિચિત્ર રે;
સર્વે નિશાળિયા સામટા, એક બીજાના મિત્ર રે; સંતો૦
બ્રાસે ઘસે મશી દાંતને, પગે પ્હેરે સપાટ રે;
દર્પણમાં મુખ દેખતા, જુવે વાગ્યાની વાટ રે; સંતો૦

માથાં બધાનાં બોડકાં, શૂન્ય સહુનાં કપાળ રે;
શિખાસૂત્રે શરમાય છે, ગમે આગળ વાળ રે; સંતો૦
બૂટ મોજાં પગમાં ગમે, હાથમાંહી રૂમાલ રે;
કોટ પાટલૂન જાકીટનો, ગણ્યો ઉત્તમ ચાલ રે; સંતો૦
કસકસતા કબજા કર્યા, બાંહ વાંકી વળેલ રે;
ટાંકયાં બટ્ન બંધબેસતાં, ચિત્ત જાણે ચળેલ રે; સંતો૦
ઉપરથી આછાઈ છે, મનમાંહિ છે મેલ રે;
ભાષણ કરે ભય ટાળવા, શીંગમાંથી સળેલ રે; સંતો૦
શ્વાનસેવા સદાચારમાં, ચાહપાણી પિવાય રે;
ટિફિન ઉપર ટપકાવતા, ગુણો પોતાના ગાય રે; સંતો૦
સાબૂ શરીરે ચોળવા, લૂવા ટુવાલે ડીલ રે;
ઉભાં ઉભાં વાળ ઓળવા, એજ સુંદર શીલ રે; સંતો૦
પ્રેમનું રૂપ ઓળખે નહીં, પંડિતાઇનો ડોળ રે;
પ્યારી પ્યારી કરતા ફરે, રંગમાંહિ રસબોળ રે; સંતો૦
ઘેર ઘેર ઘડિઆળો વધી, વધ્યું પટ્ટીપ્રદાન રે;
લાકીટ પાકીટ ટાંગતા, મને માને છે માન રે; સંતો૦
વીંટે ગળામાં ગળપટા, અંગ તંગે તણાય રે;
પેરે પટાની ટોપિઓ, મિત્ર સાથે મણાય રે; સંતો૦
અંગે લપેટે લૂગડાં, અકડ ઈસ્ત્રી કરેલ રે;
છાંટે લવંડર છૂટથી, ભાવ રાખી ભરેલ રે; સંતો૦
હંસ જેવા ઉજળા ફરે, કામ કાળાં કરાય રે;
વિશ્વાસ કયાં કરવો હવે, કોણ સાચો સહાય રે? સંતો૦
દેશની દાઝ દેખાડતા, ઘણું વાણીમાં જોર રે;
પારકું એઠું ખાયછે, થયું અંધારૂં ઘોર રે; સંતો૦
પુનર્વિવાહના પંથમાં, લાભ લાગેછે ઠીક રે;
દોડી બતાવે દાખલા, ગઈ બાધા ને બીક રે; સંતો૦
જાગ્યા સમાજો સામટા, થયા બહુ મતભેદ રે;
એક બીજાથી ઉલટા, ખરો કોઇને ન ખેદ રે; સંતો૦
જ્ઞાનભંડાર ઘરમાં ભર્યો, જાય બીજાને હાથ રે;
પોતે રહે પેટ કૂટતા, જેમ અંધો અનાથ રે; સંતો૦

હિંદુ થતા જાય પારસી, પારસી ઇંગરેજ રે;
ટાપટીપ અધિક વધી પડી, દુઃખ આપે છે એજ રે; સંતો૦
કોણ સેવક કોણ સેવ્ય છે, ભેદ ભૂલ્યા ભણેલ રે;
ઉચ્ચ નીચની નોકરી કરે, કોઈ નહિ કુધરેલ રે! સંતો૦
ગીત પરદેશનાં ગાયછે, અહીં દેખે છે દોષ રે;
દેશી વિચારપર દૂરથી, રોજ રાખે છે રોષ રે; સંતો૦
નારીઓ પણ નકટી થઇ, ફરે ફક્કડાઈ સાથ રે;
અંગનો રંગ દેખાડતી, નાથ ઝાલેછે હાથ રે; સંતો૦
ઝીણાં શરીરે લૂગડાં, અંગ આખાં દેખાય રે;
પાનની પટ્ટીઓ ચાવતી, નહિ લેશે લજાય રે; સંતો૦
ચોપાચોપ ક્યાંક ચોળિયો, કોક ઉઘાડે અંગ રે;
ઘાલે નહીં કોઇ ઘાઘરા, સાળુ ઝીણો સળંગ રે; સંતો૦
સ્વછંદતા છલકી રહી, પિંડઉપર પ્યાર રે;
લાજમર્યાદ જાણે નહીં, આજકાલ નરનાર રે; સંતો૦
ચારપાનિયાં ચોળાય છે, છતે છાપાની છૂટ રે;
ચોંપે વિચાર ચરચાવવા, કરે રાતદિન કૂટ રે; સંતો૦
સ્નેહ સંબંધ પ્રમદા પરે, અન્ય સંબંધ દૂર રે;
હૈયાં હરામી થઇ ગયાં, વધ્યાં ફેલ ફિતૂર રે; સંતો૦
છાની છેક છપાય છે, છબી નારી સમેત રે;
શૃંગારનાં ગીત ગાયછે, નહિ હરિપદે હેત રે; સંતો૦
પ્રેમવાળા પરદેશિઓ, કરે આવીને બોધ રે;
ઠીક ઠીક તે સમજાય છે, નથી થાતો વિરોધ રે; સંતો૦
કોઇને કોઇ રોકે નહીં, સર્વે લોકો સ્વતંત્ર રે;
સત્ય શોધવાના પંથનો, મૂર્ખ જાણે ન મંત્ર રે; સંતો૦
જાયાનું જોર જણાય છે, જુઓ જઇ ઘેર ઘેર રે;
વ્હાલામાં વેર વધી પડ્યાં, ઝરે આંખોમાં ઝેર રે; સંતો૦
એક બીજાને બોલતાં, સદા દેખાડે સંપ રે;
પણ ઘરમાં સળગ્યા કરે, કષ્ટકારી કુસંપ રે; સંતો૦
સાળા બનેવીને સદા, ઘણો આનંદ થાય રે;
સારાં લાગે છે સાસરાં, અન્ય નથિ અંતરાય રે; સંતો૦

ખર્ચ વધ્યાં ખાનપાનનાં, ક્યાંક અન્નના ઉચાટ રે;
સત્તા જણાવા સાચવે, કાચવાળાં કપાટ રે; સંતો૦
ઝુમ્મરો ઝળકે કાચનાં, હાંડિ તકતાની હાર રે;
નાગાં નમાલાં ચિત્રનો, વધ્યો વળી વ્યવહાર રે; સંતો૦
ચીનીખાનું ને ચીમની, પડે પૂરો પ્રકાશ રે;
ગાદી–ગલીચા પાથર્યા, થાય હૈયામાં હાશ રે; સંતો૦
કોચ ખુરશી ખડીઆ વધ્યા, સ્ટૂલ ટેબલ પલંગ રે;
બાગ બગીચા બંગલા, પ્રિયા સાથે પ્રસંગ રે; સંતો૦
વાજાં વિશેષ વધી પડ્યાં, ગાય સુંદરિઓ સંગ રે;
સુંદર સતારથી રાતનો, રોજ જામે છે રંગ રે; સંતો૦
ઘોડાગાડી ઘરની થઇ, હવા ખાસી ખવાય રે;
દુર્બલનાં દુઃખ ટાળવા, નથી થાતો ઉપાય રે; સંતો૦
આઇસ્ક્રીમ હીમ આરોગતા, પિએ સોડા સુજાણ રે;
દેહ વટલાયા દારુએ, હાય હસવું ને હાણ રે; સંતો૦
દેશ સામું જોતા નથી, જવા દોડે વિદેશ રે;
પાણી તળે આવી ગયું, લક્ષ્ય રાખ્યું ન લેશ રે; સંતો૦
દેશી રમત દૂર જાય છે, રમે કોડે ક્રિકેટ રે;
પ્રેમવડે વપરાય છે, બહુ બહુ બોલ બૅટ રે; સંતો૦
ગંજીફા ચોપાટમાં, કાલ કાઢે વિશાલ રે;
એક પ્યાલે પાણી પિએ, વૃદ્ધ તરુણ તેમ બાલ રે; સંતો૦
કાગળ કલમ ને ટાંકણી, વધ્યાં પીંછાં ને ચીપ રે;
કાતર છરી દોરા વધ્યા, વધી ગઈ ટાપટીપ રે; સંતો૦
અંધારૂં હાય હજી રહ્યું, વધ્યો ભૂપર ભાર રે;
તન મન ને વાણીતણા, વશ્ય ક્યાં છે વિકાર રે ? સંતો૦
રંગભૂમિનાં નાટક, વળી વાજ્યું નખોદ રે;
ભેળાં ભરાઈ નરનારિઓ, પૂર્ણ પામે પ્રમોદ રે; સંતો૦
ટાવરમાં ત્રણ લાખ દે, તોય ચિંતા ન હોય રે;
દેવમંદિરમાં દેહથી, દિયે દમડી ન કોય રે; સંતો૦
ઘર ફીટે ઘર જાયછે, જુઓ પ્રત્યક્ષ વાત રે;
લેવા જતાં લાભ સામટો, પડે સર્વે પછાત રે; સંતો૦

ઉદય થવાનું ઓચરે, તેમ આવેછે અસ્ત રે;
સારા વિચારના સજ્જનો, ખેદ પામે સમસ્ત રે; સંતો૦
ગુરુ ચેલા સરખા બધા, નથી ફેર લગાર રે;
કોણ કોણને શુભ શીખવે, વર્ણ સરખા અઢાર રે; સંતો૦
માતા રૂએ કોઈ મેડિએ, પિતા મેલેછે પોક રે;
નારી રૂએ કયાંક એકલી, વધ્યો સંસારે શોક રે; સંતો૦
ચાકરી આકરી થાય છે, ન્યાય નાણે વેચાય રે;
નીતિ-રીતિનું નામ જાયછે, પુણ્ય ઉપર દે પાય રે; સંતો૦
આગગાડી આગબોટમાં, ઢેઢ ભેળા ભરાય રે;
જાણે પરાણે સર્વેનો, સદા સેળભેળ થાય રે; સંતો૦
દેશ પરદેશમાં જઈ જુઓ, બધે લાગી છે લાઇ રે;
રાજા-પ્રજા દુઃખ ભોગવે, જાય કાળજાં કપાઇ રે; સંતો૦
ઈશ્વરની એટલી કૃપા, હજી લાગે છે આજ રે;
દૂર દૂર જઈ પાછો વળે, હવે તાજો સમાજ રે; સંતો૦
કેશવ હરિ કરુણા કરે, થાય તો તો કલ્યાણ રે;
નહિ તો અરે આ દેશનાં, બુડયાં બારેય વ્હાણ રે; સંતો૦

---

## जे करवुं होय ते मनुष्यथी थई शके तेविषे.

### रुचिराछंदनी चाल.

જે કરેશે તે થાશે; જન તું જે કરશે તે થાશે રે,
આગળથી નહિ ચેત ચતુર તો, પાછળથી પસ્તાશે રે: જે૦
ધામ ધરા ધન વૈભવ વિદ્યા, સદ્‌ગુણ સર્વે સધાશે;
કામ કુશલતા કીર્તિ કલામાં, અધિક બધેય વધાશે;— રેજે૦
નીતિ ન્યાય નિયમ અધિકારે, ચડશે તેમ ચડાશે;
પ્રીતિ પુણ્યમાં નહિ પેસે તો, હેઠું હાય પડાશે;— રેજે૦
વર્ણાશ્રમના ધર્મ-કર્મને, પૂર્ણપણેજ પળાશે;
સત્સંગતિરતિ શમ-દમ સાધન, વિનય વિવેક વરાશે;— રેજે૦
આળસ મેલી ઉદ્યમ કરશે, તો કલ્યાણ કળાશે;
ભારે ભયકારક ભવસાગર, તારકવગર તરાશે;— રેજે૦

લાલચથી લોભાઈ ભવે જો, ષડ્રિપુથી સપડાશે;
તો નિશ્ચય નાનાવિધ નરકે, ઓથવિના અથડાશે;— રે૦
દયા દાનમાં દીનપણાએ, દેશે તે દેવાશે;
સારૂં નરતું સઘળું આગળ, લેશે તે લેવાશે;— રે૦
અષ્ટસિદ્ધિ નવનિધિ પ્રયત્ને, હસ્તામલક કરાશે;
લોકપાલથી અધિક થઇને, વિશ્વવિષે વિચરાશે;— રે૦
ભાવ હશે તો કેશવ હરિને, રાખી ભાન ભજાશે;
ભક્તિ જ્ઞાન વિરાગ વિચારે, જન્મ-મરણ ભય જાશે;— રે૦

---

## परचूरण छप्पा.

### शुं वृथा ?

વૃથા મૂર્ખને બોધ વૃથા નિષ્ઠુરને નારી,
વૃથા ક્ષુધિતને ભોગ મરણની જ્યાં તૈયારી,
વૃથા ઉખરમાં મેઘ વૃથા પથ્થરપર પાણી,
વૃથા દુષ્ટને દાન વિકલની આગળ વાણી,
છે વૃથા ભલું ભણતર ભવે, શમદમ જો ન સધાય તો;
વળિ કેશવ હરિ ભજવાવિના, જીવન પણ જો જાય તો.

### शुं मिथ्या ?

મિથ્યા વિદ્યાભ્યાસ પડે જો ટેવ નઠારી,
મિથ્યા છે ઘરસૂત્ર જડે જો અસતી નારી,
મિથ્યા છે મિત્રાઈ મૂર્ખની કામ ન આવે,
મિથ્યા પુત્ર-કલત્ર ન ભયમાં બચે બચાવે,
વળિ કેશવ હરિ ભજવાવિના, મિથ્યા માનવ તન ગયું;
અતિ પરાધીન પશુવત્સદા, જીવ્યા તોપણ શું થયું ?

### शुं सफल ?

સફલ ધરા ધન ધામ હોય જો નિશ્ચય નીતિ,
સફલ અવસ્થા સર્વ પુણ્યમાં પેસે પ્રીતિ,
સફલ વિભવ ઘરબાર શ્રેષ્ઠ સેવક સુત દારા,
સફલ સર્વ અભ્યાસ ગમે જો ગુણગણ સારા,

ધામ ધરા ધન દેહ જીવવું ચંચલ જાણો,
વળિ કેશવ હરિનો નીતિથી, એકમને આશ્રય કર્યો;
અતિ ઉત્તમ પદ સુખ ધામને, વિવેકવાળો તે વર્યો.
ગયો ગયો વિશ્વાસ ગયું કંકણ જે ફૂટયું,
ગયું વછટયું બાણ ગયું ફલ પાકી તૂટયું,
ગયા લાવ ને દાવ ન જો લેવાઈ શકાયા,
ગઈ અવસ્થા સર્વ ન જો કલ્યાણ કમાયા,
પણ કેશવ હરિનું હેતથી, ગયું ભજન જાતું નથી;
તન ધન ચંચલ યૌવન જતાં, કુશલ કશું થાતું નથી.
વધા વચન તે ગયું ગયું જીવન જે વીત્યું,
ગયો ગયો તે કાલ ન જેણે યૌવન જીત્યું,
ગયું ગયું તે સ્મરણ ગયું ધન પણ સચવાતાં,
આદરથી ન અપાય, ખવાય ન પણ લૂટાતાં,
વળિ કેશવ હરિ ભજવાવિના, જીવન ગાળ્યું તે ગયું;
આ વૃથા વિષયના ભોગમાં, ભટકયાથી ફલ શું થયું ?
ગયાં રૂપ ને રંગ નથી પાછાં મળવાનાં,
ગયાં દિવસ ને રાત નથી પાછાં વળવાનાં,
ગયો પ્રેમ તે ગયો નથી નિશ્ચય બંધાતો,
તૂટયો તે સંબંધ નથી સંપે સંધાતો,
વળિ કેશવ હરિ ભજવાવિના, સાધન સર્વ ગયાં ગયાં;
જે વિદ્યા ધન જન કીર્તિ તન, તે સર્વે નિષ્ફલ થયાં.

## કઠિન શું ?

પ્રેમપંથ છે કઠણ કઠણ નિર્મલ મન વાણી,
કઠણ પુણ્યમાં પ્રીતિ કઠણ પિંડવિષે પાણી,
કઠણ પવિત્ર પ્રિયા કઠણ તન સાવ નિરોગી,
કઠણ ધર્મ ને દાન કઠણ કામો ઉપયોગી,
છે નિષ્કલંક યૌવન કઠણ કઠણ, કીર્તિ આ લોકમાં;
વળિ કેશવ માનવ તન કઠણ, કઠણ શાન્તિ અતિ શોકમાં.
કઠણ નીતિની રીતિ કઠણ આચાર વિચારો,
કઠણ રહેવો સંપ સદા સંબંધે સારો,

કઠણ પ્રજા વિદ્વાન સાનમાં સમજે તેવી,
કઠણ અલૌકિક કોઈ સુકર્મે કુશલતા લેવી,
છે નૃપ સેવા કેશવ કઠણ, કઠણ ચાકરી કોકની;
વળિ કઠણ ભક્તિ હરિભજનમાં, કઠણ શક્તિ શુભ લોકની.
કઠણ વિવેક વિચાર કઠણ નિર્ભયતા ભારે,
કઠણ ખરો પરમાર્થે જેમ મીઠું જલ ખારે,
ઇન્દ્રિયનો જય કઠણ કઠણ સુખદુઃખે સમતા,
કઠણ દીનતા દયા કઠણ તજવી જે મમતા,
છે કઠણ સિદ્ધિઓ કરવિષે, કઠણ જ્ઞાન વૈરાગ્ય છે;
વળિ કેશવ સદ્‌વિદ્યા કઠણ, કઠણ લાગને ત્યાગ છે.
કઠણ શીલ સંતોષ સદા સદ્‌ગુણમાં પ્રીતિ,
કઠણ પાળવું વેણ કઠણ વદવી જે વીતી,
ક્ષમા કઠણ અપરાધ છતાં અંતરથી કરવી,
કઠણ કઠણ કાલમાં ખરી ધીરજ જે ધરવી,
કેશવ હરિદાસપણું કઠણ ભલો ભાવ હરિભક્તિમાં;
વળિ તરવો ભવસાગર કઠણ, પ્રેમ વિશેષ વિરક્તિમાં.
કઠણ રાજ્ય અધિકાર, તત્વ શાસ્ત્રોતું તેવું,
કઠણ અહો ઔદાર્યે જગતમાં જોયા જેવું.
કઠણ શૂરતા રણે કઠણ પરદેશ વિચરવું,
કઠણ દેશહિતવિષે પ્રેમથી પગલું ભરવું,
છે પૂર્ણ વયે મરવું કઠણ, સર્વે મનોરથ મેળવી;
કેશવ હરિવરને પરખવા, કુશલપણે મન કેળવી.

---

## शरीरनी आरोग्यताविषे.

### दोहरा.

તન જેવું મન થાય છે, મન જેવું તન હોય;
અનુભવ ટાણે એક છે, નથી અજાણ્યું કોય.
મન માંદું જો હોય તો, તન પણ માંદુ માન;
તન માંદું જો હોય તો, મન એવું અનુમાન.

સુખ મનને તો તન સદા, સુખમાં રહે અમંદ;
તનને સુખ તો મન મળી, આપે અતિ આનંદ.
તન-મન બન્ને એક છે, તોય વિશેષ શરીર;
શરીર બલ આરોગ્યની, વાત વડી ગંભીર.
વસ્ત્ર અલંકારો સરસ, ધારી ધૈર્ય ધરાય;
શરીરને સુખ હોય તો, ખાંતે અન્ન ખવાય.
શરીરને સુખ હોય તો, વિષયભોગ સુખરૂપ;
અનારોગ્યતા આવતાં, ભૂપર લોટે ભૂપ.
પ્રિય વૈભવ લાગે નહીં, ન ગમે ધંધો કોય;
પ્યારાં જન ગમતાં નથી, રોગ જરા જો હોય.
સ્ત્રી-પુત્રાદિક સાંપડે, પ્રેમ બધે પથરાય;
શરીરને સુખ હોય તો, શુભ પુરુષાર્થ સધાય.
ધ્યાન ધર્મ શુભ કર્મ પણ, સુખિયા તનથી થાય;
પૂજા પાઠ પવિત્રતા, સર્વે રીત રખાય.
વિદ્યાભ્યાસ વિચારમાં, રહે ચિત્ત તલ્લીન;
રાજ્ય અને અધિકાર પણ તનસુખને આધીન.
ધીર વીર ગંભીરતા, પ્રબલ પરાક્રમ સર્વ;
અનારોગ્યતામાં રહે, ગુણ ગરવાનો ગર્વ.
સુખ શરીરને હોય તો, સહુ સાધન સચવાય;
અનુભવ પરમાનંદનો, લક્ષ્યવડે લેવાય.
પરમેશ્વરની પણ કૃપા, અનારોગ્યતા એક;
મન નિર્મલ વિદ્યા સુખદ, સારાસારવિવેક.
અનારોગ્યતા આવતાં, જાય ટળી સહુ ટેક;
કેશવ હરિભજવા પડે, એ મોટો ગુણ એક.

---

## विश्वास क्यां करवो !

### हरिगीत.

વિદ્વાન મૂર્ખ સમગ્ર લોકો લોભમાં લલચાય છે,
છોટા અને મોટા બધા જન લોભને વશ થાય છે;

ઉપરથકી આસ્તિક ઉદાર પરોપકારી થઈ ફરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
સારૂં નઠારૂં સમજનારો સેંકડોમાં કોક છે,
બહુનું અગાડી લાભ લઈ લેનાર લુચ્ચા લોક છે;
મનની પરીક્ષા માંહિથી હરિ કોણ આવીને કરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
વ્યવહાર ને પરમાર્થમાં પૂરો પ્રપંચ રચાય છે,
રહિએ ભરોંસે જેમને તે ગુપ્ત ગાળી ખાયછે;
અન્યાય કે અપરાધથી અંતરવિષે ન જરા ડરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
પોતાસમાન ન કોઈ પણ જોતું નથી જન કોઈને,
બળિયો કરે અપરાધ સામું પાત્ર નિર્બલ જોઇને;
સમજે સરસ તે રીતિને નિજ સ્વાર્થ જે રીતે સરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
અધિકારિઓ અધિકારમાં અવળું કરે અંધા થઈ,
આનંદ માની લે સદા પરધામ-ધન લૂંટી લઈ;
સંબંધિઓ ને સ્નેહિઓ પણ પાપનાં પગલાં ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
વિદ્યા-વિવેક-વિચારધારક ધર્મવંત અથોક છે,
પણ કોણ? તે સમજી શકાય ન એજ અન્તે શોક છે;
છલકપટ ચારે કોર દેખી હાથમાં હૈયું ન રે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
પ્રિય મિત્ર પુત્ર કલત્ર પણ સંબંધ ભૂલી જાયછે,
સ્નેહી સહોદર સેવકો તે દુષ્ટ મનના થાયછે;
પામી પરાભવ પ્રીતિમાં ભોળાજનો નયનો ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
પરિચયવિના ચાલે નહીં વ્યવહાર પણ કરવો પડે,
પરિણામ નહિ સમજાય તેથી બુદ્ધિ ચકડોલે ચડે;
કેશવ કશી કરુણા નથી કરતા કહો મન ક્યમ ઠરે ?
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !

(૨)

ભારે જાણેલા અભણ સર્વે મોહને આધીન છે,
મન-વચન-કર્મવડે વિશેષે લોભમાં તલ્લીન છે;
ભાળ્યા ઘણાને ભટકતા ભવમાંહિ ભૂંડા હાલમાં,
વિશ્વાસ ક્યાં કરિએ કહો આ જગતની જંજાલમાં !
છલકપટ ચારે કોર છે બહુ જોર કામ-ક્રોધનું,
અંતર ભર્યું અજ્ઞાન બલ બહુએ બતાવે બોધનું,
કેવું હશે કોનું હૃદય ન ભળાય અક્ષર ભાલમાં,
વિશ્વાસ ક્યાં કરિએ કહો આ જગતની જંજાલમાં !
સંપત્તિમાં સર્વે સગાં સંભાળ રાખે ભાવથી,
સંકટ સમયમાં દૂર નાશી જાય હાય અભાવથી;
નહિ કોઇનું પણ કોઈ હોય હિતૈષીજન આ કાલમાં,
વિશ્વાસ ક્યાં કરિએ કહો આ જગતની જંજાલમાં !
પોચું નિહાળી પારકું અધિકારિઓ પીડા કરે,
અન્યાયથી અંધા થઈ ધનમાલ હોંશવડે હરે;
હરિ હાય શું થાશે હવે મન જાય ફાટી ફાલમાં,
વિશ્વાસ ક્યાં કરિએ કહો આ જગતની જંજાલમાં !

દોહરો.

પાત્ર પઠાવો આપ, કેશવ હરિ વિશ્વાસનું;
ટળે બધા સંતાપ, અદ્‌ભુત આ સંસારના.

---

## धीरवीरने धन्यवाद.

### हरिगीत.

પ્રિયમિત્ર પુત્ર કલત્રના સંબંધના સંતાપથી,
તપતા નથી તનમનવિષે સંસારના ત્રણ તાપથી;
વશમી વિપત્તિવિષે કદી ચંચલ થઇ ન જરા ચલે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
કલિરૂપ કંચન-કામિનીની કામના કરતા નથી
વૈભવ ભલા આ લોકના જેનું હૃદય હરતા નથી;

પરલોકના પણ ભોગનું જે નામ પણ લેશે ન લે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
જેને ગમે તેવી દશામાં સર્વદા સંતોષ છે;
જેના થકી દુર્બુદ્ધિકારક દૂર સર્વે દોષ છે;
પરમાર્થમાં પ્રીતિ પ્રકટ ભય હોય તે આવે ભલે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
જેણે કર્યો ષડ્વર્ગ વશ સંભાળથી સંસારમાં,
હારી ન જાય જરાય જાતે વિકટ આ વ્યવહારમાં;
પુરુષાર્થમાં પૂરા અને ધર્માચરણધન જે રળે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
મન વચન વાણી એક રાખી ટેક રૂડી પાળતા,
સુખ-દુઃખમાં પણ સર્વને પોતાસમાન નિહાળતા;
કારણ છતાં પણ કોઈ દિન વળતા નથી માઠે વળે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
અંતર ઉદાર સદૈવ છે છલકપટ લવ કરતા નથી,
નિજ દેશહિતમાટે કદી મરવાથકી ડરતા નથી;
નિર્બલ જનો જે હોય તે બળિઆ બને જેને બલે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
વરસાદ તડકો ટાઢ દેહે સહન જે કરતા રહે,
સંગ્રામમાં સામે પગે સર્વ પ્રહાર સુખે સહે;
વિદ્યા-વિવેક-વિચારથી અજ્ઞાનતમ જેનું ટળે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.
જેનાં પવિત્ર ચરિત્ર ચારે કોર રોજ ગવાયછે,
જેનાં પવિત્ર પરાક્રમોનાં નિત્ય વર્ણન થાયછે;
કેશવ મહા કલિકાલમાં હરિભજનમાં ભાવે ભળે,
એ ધીરવીર ગભીરને છે ધન્ય આ ધરણીતલે.

વિભાગ ચોથો સમાપ્ત.

---

# વિભાગ ૫ મો.

## સ્ત્રીજનોપયોગી કાવ્યસંગ્રહ.



### दोहरा.

પતિવ્રતાવ્રત જગતમાં, પ્રસરે ઘરઘર જેમ;
સુજ્ઞજનોએ સર્વદા, તત્પર રે'વું તેમ;
તત્પર રે'વું તેમ, પતિવ્રત વધવા કાજે;
એજ દેશનો ઉદય, થવાનો હેતુ ગાજે;
એજ સરસ કલ્યાણ,–તણો શુભ પંથ મજાનો;
એજ પંથથી મળે, સદા સુખરૂપ ખજાનો.

---

## ते नारीनो संसारमां सुखरूप आ अवतार छे.

### हरिगीत.

આળસ અને નહિ ઉંઘ જેને નિત્ય વ્હેલું જાગતી,
નિર્મલ થઈ ગુરુજન અને પતિને પગે પણ લાગતી;
સન્માનથી સહુને જમાડી જે પછી જમનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
મન–વચન–કર્મવડે કરે સેવા સદા નિજનાથની,
વિદ્યા–વિવેક–વિચારથી સંભાળ લેતાં સાથની;
જેને સદા સંતોષકારક એક નિજ ઘરબાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે,
આજ્ઞા ન લોપે નાથની કોપે નહીં જે કોઇને,
ચાલે સદાચરણે સુખે જે સૂક્ષ્મ નજરે જોઈને;
વાંધો વગોણાં વાદને જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઢંકાય સાવ શરીરને સચવાય મંગલ અંગનું,
સમજે પ્રયોજન એટલું શણગારના શુભ સંગનું;
પતિપદવિના જેને સદા સંસાર સાવ અસાર છે,

તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્‌ગુણવડે સુખ પામતી જે પ્રૌઢતા પ્યારી કરે,
આદરવડે ગુરુજનવિષે સેવા વળી સારી કરે;
અપરાધ અન્નજનોતણા જે ગુણવિષે ગણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
અપરાધ થાતાં કાંઈ કર જોડી નમી ઉભી રહે,
સુખ–દુઃખ પડતાં પિંડપર સામે પગે સઘળાં સહે;
શુભવચનરચના વિનયથી વાણીવડે વદનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
છેદે ન મર્મસ્થાન કડવાં વેણ કાઢી કોકનાં,
કારણ બધાં કોરે કરે સંતાપનાં ને શોકનાં;
ઈશ્વરવિષે જેને સદા અંતરથકી આધાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સંતોષ પામે સર્વ જેને જોઇને સત્સંગમાં,
રાચે નહિ રતિમાત્ર પણ સંસારના જે રંગમાં;
બહુ દુઃખમાં પણ દીનઉપર જે દયા કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પીડાય તન તો ત્યાં સદા નિજ નાથનું સુખ નામ છે,
જેને સદા નિજ નાથને સુખ આપવાનું કામ છે;
જેનો સદા અનુકૂલ અલ્પ વિહાર ને આહાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઉંચી ન આંખ કરે કદી બોલે ન બરકીને બહુ,
હસતું રહે નિજ હોઠમાં સૌભાગ્યવંતી જે વહુ;
સંબંધમાં સર્વે પ્રકારે સંપ સાચવનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
નહિ જાય કોઈ સમાજ કે ઉત્સવવિષે પણ એકલી,
સર્વે પ્રકારે દીનતા જેને ભવે ભાસી ભલી,
દેખી અરે અવગુણ અવરના ખેદ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પતિનો વધારે પ્રેમ પુત્ર પવિત્ર જે પામેલ છે,

ઘર ધાન્ય ધન જન યૌવને જે જગતમાં જામેલ છે.
દુર્જનતણાં દર્શનવડે જે હૃદયથી ડરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
કુલ–જાતિના વર્ણાશ્રમોનાં ધર્મ-કર્મ કર્યા કરે,
ગુરુજન અને પતિની અનુજ્ઞા પાળતાં પગલું ભરે;
સંસારની શુભ રીતભાત સમગ્ર જે ભણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સંપત્તિમાં કોમલ રહી સુખરૂપ સંપ વધારતી,
મદ મોહ કામ ક્રોધને મનમાંહિથી જે મારતી;
જુઠી ચપલતા ચતુરતા જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્બોધ આપી બાલકોને પ્રેમ પૂરે પાળતી,
પ્રારબ્ધથી જે સાંપડ્યું તેમાંજ મનને વાળતી;
સુખ–દુઃખના દિવસોવિષે જે ધૈર્ય બહુ ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ટાણે કટાણે ક્યાંહિ સાથવિના કદી જાતી નથી,
નાગી નદીના તીરપર વસ્ત્રોવિના ન્હાતી નથી;
ન જણાય અંગ જરાય એવો વેશ જે ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
વિદ્યા વિનોદ વિચાર શુભ ગુણ રૂપ યૌવન અંગના,
નિજ નાથસાર સર્વ અંતરમાં ગણે જે અંગના;
સાધન સજે સુખનાં અને શુભ સંપ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સખિઓતણા જે સાથમાં નવરી થઈ નાચે નહીં,
સંપત્તિના સુખભોગમાં મનમાં જરા રાચે નહીં;
વ્રત–નિયમ પાળી નાથને જે સર્વ સુખ દેનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સત્તાપ્રમાણે ખરચ રાખે જે છકી ન જતાં બહુ,
ભૂલે નહીં જે ભાન નિજ–કુલ જાતિ–સદ્ગુણનું સહુ;
નિજ દોષને જાણી જઇને તરત જે તજનાર છે,

તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
દેખી અવરનાં દુઃખને જે હૃદયમાં દૂખાય છે,
સુખમાં નિહાળી સર્વને જે અધિક રાજી થાયછે;
સંબંધિઓના દોષને ગુણરૂપ જે ગાનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
બહુ બાલકોને બોધ સદ્ગુણ આવવા આપ્યા કરે,
અજ્ઞાનની જડ ગાંઠને જે જન્મથી કાપ્યા કરે;
પીડાવિના પતિપુત્રપ્હેલાં પ્રાણ પરહરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

---

## ते स्त्रीनो जन्म सफलज छे.

### गीति.

સત્ય સરલતા સાથે, સદાચરણમાં સદૈવ મન રાખે.
સદ્ગુણથી શણગારે, દુઃખ અને સુખ સમગ્ર જે સાંખે;
સંપ વધારે ભારે, ધર્મવિષે ધ્યાન જે ધરે સારૂં;
પ્રૌઢ રહે તન-મનથી, પુણ્ય કરે પ્રેમથી અતિ પ્યારૂં.
પતિવ્રતાવ્રત પાળે, પ્રમદા જે પ્રેમથી સદા શાણી;
સફલ જન્મ છે તેનો, શાસ્ત્ર પુરાણો વદે એમ વાણી.

---

## नगणी नारीओने चावका.

(ઓધવજીના મહિનાનો રાગ.)

રે ધિક્કાર તમોને નગણી નારિઓ,
પરનાં બાળો ચરચર ચિત્ત હમેશ જો;
દિલમાં લેશ દયાનો ડાઘ મળે નહિ,
કરવા રાજી કલેશ સદાય વિશેષ જો.— રે ધિક્કાર૦
શા ભવકાજે કૂડાં કર્મ કરો તમે?
ડરો નહીં દુર્ગુણથી કેમ જરાય જો?
પરનિંદા કરવામાં પ્રૌઢપણું ગણો,
સુજ્ઞ નારનાં એથી હૃદય કપાય જો.— રે ધિક્કાર૦

બાખાબોલાં બહુ બાકી રાખો નહીં,
કામકાજ પણ ઘરનું સર્વે સુકાય જો;
અમથાં અમથાં આળ કરોછો કોકની,
લાભ કહોને શો તેમાંથી થાય જો?— રે ધિક્કાર૦
આ ભવમાં તો કૂટી-પીટીને મરો,
પરભવમાં પણ દુઃખ થવાને કાજ જો;
ઘડો પાપનો પોતાને હાથે ભરો,
ઉડાવી દોછો આકાશે લાજ જો!— રે ધિક્કાર૦
ખોટાને સાચું માની બેસો તમે,
રોષે પડતાળો પોતાનાં બાલ જો;
નહિ કે'વાનાં વચન કહી નિજ કંથને,
થાકો ત્યારે કૂટો હાથ કપાળ જો!— રે ધિક્કાર૦
મર્યાદાનું મોઢું તો જોતાં નથી,
મલિનપણામાં મગ્ન રહો દિનરાત જો;
આળસ ઊંઘ વિશેષે તે તમને ગમે,
સદાચારની સ્વપ્ને ન રહે વાત જો!— રે ધિક્કાર૦
મેણાં મારી મુખ મલકાવીને જુઓ,
ચોસર ગુંથો ત્યાં લાગે નહિ થાક જો;
કાંઈ થતાં કાઢો છો વાંક કપાળનો,
નહિ સાચવવું જાણો જરિએ નાક જો!— રે ધિક્કાર૦
પોતાનું કીધેલું લેખો પાધરૂં,
વૃથાવાદમાં જાય દિવસ ને રાત જો;
કર્યાં હતાં કેવાં પાપો પેલે ભવે?
પડી રહે છે ચોખી તેની છાપ જો!— રે ધિક્કાર૦
સંતાપો છો પિયર-સાસરાને સદા,
કાન્ત કહે તે કાને ન ધરો લેશ જો;
સમ ખાતાં ને દેતાં વાર કશી નહિ,
ભલો ભજાવો દુર્જનતાનો વેશ જો!— રે ધિક્કાર૦
ક્રોધ કામ ને લોભવિષે બૂડ્યાં રહો,
એળે જાવા દોછો આ અવતાર જો;

બીજાનાં ધનધામવિષે ઈર્ષ્યા કરો!
અમૃતમાંથી વિષસમ શોધો સાર જો!— રે ધિક્કાર૦
સ્વામી શીખામણ આપી થાકી મરે,
તોપણ કાને ન ધરો તે તલભાર જો;
કે'તાં કાંઈ સહજ વાતે કથળી પડો,
વિષ ખાવાની બ્હીક ન દેતાં વાર જો!— રે ધિક્કાર૦
જીભ તમારી કેમ કપાઈ જતી નથી?
હૃદય તમારાં ફાટી કેમ ન જાય જો?
પિયર-સાસરાને પીડો છો પાપણી,
નહિ સાંખે તે સર્વ જગતનો રાય જો!— રે ધિક્કાર૦
શીલપણું શું છે તેને સમજો નહિ,
સદ્‌ગુણ લાગે લેતાં કડવા ઝેર જો;
પેટ ભર્યાનું સમજો સાચું કામ છે,
પ્રૌઢપણાની સાથે જાણે વેર જો.— રે ધિક્કાર૦
પાંખાં પટકુલ પ્હેરી સઘળે સંચરો,
અંગ ઉઘાડાની નહિ લાજ લગાર જો;
તન-મન મેલાં રે'તાં સૂગ થતી નથી,
સંતોષો નહિ કદિએ નિજ ભરથાર જો.— રે ધિક્કાર૦
બીજાનાં બાલકને ગાળો આપવી,
પોતાનાં બાલક તે વ્હાલા પ્રાણ જો;
તેનું પણ પોષણ કરતાં નહિ આવડે,
મરી જાય તો કાઢો મોટી કાણ જો.— રે ધિક્કાર૦
સંપ સગાંમાં રાખ્યાનું શીખ્યાં નથી,
દંભ તમોને વ્હાલો છે દિનરાત જો;
કાણી આંખ કરી હેરીહેરી જુવો,
જુગતે જાણી જોઈ વગોવો જાત જો.— રે ધિક્કાર૦
નણંદ હશો ત્યાં ભાભીને ભાંડી હશો,
વહૂ હશો ત્યાં સાસૂને સંતાપ જો;
પરમ પુણ્યનો પંથ તમે પૂછો નહિ,
પરઉપકારે જાણો મોટું પાપ જો.— રે ધિક્કાર૦

પાપ પિંડનાં ધોવા અન્ય વ્રતો કરો,
સ્વામીની સેવાવિણ નિષ્ફલ જાય જો;
એ તો અંધાં અંતરમાં આવે નહિ, રે ધિક્કાર૦
સાંબેલું વાસીદે જેમ તણાય જો.—
વિશ્વવિષે મારા સરખું કોઈ નથી,
રાતદિવસ એવી રીતે વહિ જાય જો;
આઠ બજે ઉઠો છો આંખ્યો ચોળતાં, રે ધિક્કાર૦
કાચું પાકું બાર બજે રંધાય જો.—
બાલપણામાં ટેવ પડી ટળતી નથી,
વૃદ્ધ થતાં પણ શાની આવે સાન જો?
કર્મ કરો છો તેવાં [illegible] ને પામશો, રે ધિક્કાર૦
ધરતાં નથી લગારે તેનું ધ્યા[illegible]ન જો.—
ભારે ભવસાગર તરવા ઉદ્યમ કરે;
સુખ મેળવવા કરવાં યત્ન અપાર
સ્વામીનાથ કહે તે શિક્ષા માનજો— રે રે ધિક્કાર૦
સદાય કરજો સારાસારવિચાર જો.
માન્યામાં આવે તો શિક્ષા માનજો જો; [illegible] હું [illegible]
મારે કે'વાનો છે નહિ અધિકાર, [illegible] આ વાર જો. [illegible]ક્કાર૦
પણ મન બળવાથી બોલું [illegible] ના! —
કેશવ કરજો ક્ષમા કહું [illegible]વિક, વનનેજ ધન્ય!

[illegible]સ ને રાતવિક્રીડિત.

તે સ્ત્રીના જી[illegible]આ પેલે ભવે [illegible] સૌભાગ્યથી શો[illegible]
શાર્દૂલ[illegible]ી તેની છાપ દિને યત્નો કરે છે
ચાલે ચોંપથકી સદાચરણ[illegible]સાસરાને સદા, જો ધર્મ શોધી
સ્વામીને સુખ આપવા પ્રતિ[illegible]રો લેશ [illegible]
સંસારે સુખરૂપ એક નિજનો [illegible]ર કશી ના[illegible] [illegible] કહો
તે નારીજનની શિરોમણિ સતીનો વેશ [illegible]

સાચે સદાચરણને શુભ પંથ ચાલે,
લીધેલ જન્મ જુગતે કરીને ઉજાળે.
છે પ્રાણનાથ પરમેશ સદાય જેને,
સેવ્યા કરે પરમપ્રીતિથિ નિત્ય તેને;
આજ્ઞા વહે પ્રણયથી નિજ ધર્મ જાણી,
તેણે કર્યું સફલ જીવિત તેજ શાણી.
રાખી સદા સરલ શાન્ત અતિ સ્વભાવ,
મેલી બધો દુખદ દુષ્ટ પ્રપંચ સાવ;
સંતોષ પ્રાણપતિને પ્રતિવાક્ય આપે,
તે જન્મની પરમ દુઃખદ દોર કાપે;
ચાહે સદા સરસ સદ્ગુણ રત્ન લેવા,
ત્યાગે સદા અવર દુર્ગુણ દુષ્ટ જેવા;
જે પ્રાણનાથચરણે મન એક રાખે,
તે ઉત્તમોત્તમ સદા સુખ સર્વ ચાખે.
ચાલી સદાચરણને શુભપંથ સારે,
કલ્યાણ નિત્ય નિજ નાથતણું વિચારે;
લજ્જાતણું પરમ જે સમજે સ્વરૂપ,
તેનેજ ધન્ય ધરણી પર તે અનુપ.

---

## बोध.

### शार्दूलविक्रीडित.

સાચો જે શણગાર છે શિયળનો તેને ચહો સહુ તમે,
નિત્યે ક્લેશવિના કહો સરલ વાક્યો જે પતિને ગમે.
પોતાના પતિમાં મતિ નિશદિને રાખો ખરા પ્રેમથી,
એથી ઉત્તમ અન્ય ધર્મ અબલા માનો નકી કો નથી.

### वसंततिलका.

રે'વું સદા સુખવિષે મનથી વિચારી,
વિદ્યા વિવેક વિનયાદિકને વધારી;
લીધે જવો જગતની પરથી સુબોધ,

આવે ન જેમ પરમાર્થેવિષે વિરોધ.
આભૂષણો સુખદ સદ્‍ગુણરૂપ સારાં,
એના વિના અવર ભૂષણ તે નઠારાં;
પ્યારાં કરો પરમ પફ્ફુલ નીતિરૂપ,
જાણી સદા મનવિષે નિજનું સ્વરૂપ.
શીલસ્વભાવ સુખરૂપ વિચાર સર્વ,
રાખ્યા છતાં ન કરિએ તિલમાત્ર ગર્વ;
'હું કોણ આ સફલ જન્મ કરાય કેમ?'
સત્કર્મ સાથ કરવો સુવિચાર એમ.
ઉંચા સદાચરણથી પ્રભુ વશ્ય થાય,
સદ્ધર્મ કર્મ સઘળાં સુખનો ઉપાય;
બીજા બધા વિષયમાં કરીને અભાવ,
વાણી-ક્રિયા-મનવડે થઈ શુદ્ધ સાવ.
સેવા કરો પ્રણયથી રહિ શાન્ત દાન્ત,
સાચા સદૈવ પરમેશ્વર એક કાન્ત;
પાળી સદાચરણનો સખિ પંથ સારો,
પોતે તરી અવરને પણ તેમ તારો.

---

## भणती बालाओने शिखामणनी गरबीओ.

### ગરબી ૧ લી.

(એક હતી મુસાફર ઘેલી રે સુણજો સાહેલી.) એ રાગ.

ઉઠો ચોંપે ચતુર બ્હેન વ્હેલાં રે, ભણતર ભણવાને.
સહુ સાધનો મળ્યાં છે સ્હેલાં રે, ભણતર ભણવાને.
થજો તત્પર માટે બ્હેની રે, ભણતર ભણવાને.
વાટ જોઇને રે'વું કેની રે? ભણતર ભણવાને.
શીખ માત ને તાતની મગાવો રે, ભણતર ભણવાને.
નહિ દિવસ રુડો કોઈ આવો રે, ભણતર ભણવાને.
બ્હેન ચાલો નિશાળે જઇએ રે, ભણતર ભણવાને.
સાથે લેખણ ખડિઓ લઇએ રે, ભણતર ભણવાને.
રૂડી કલમ સિસાપેન પાળી રે, ભણતર ભણવાને.

રાખવાં તે પાસે સંભાળી રે, ભણતર ભણવાને.
વળિ પાટીને પેન પણ લેવાં રે, ભણતર ભણવાને.
ધોઈ સાફ રૂપાળાં કરેલાં રે, ભણતર ભણવાને.
કરો ખાંતે ખલેચી ખાસી રે, ભણતર ભણવાને.
ભરો ચોપડીઓ તેમાં તપાસી રે, ભણતર ભણવાને.
દેશીહીસાબના ત્રણ ભાગ રે, ભણતર ભણવાને.
લહો સાથે તપાસી લાગ રે, ભણતર ભણવાને.
વળિ વ્યાકરણની બુક સારી રે, ભણતર ભણવાને.
લહો ભાવે કરી સંભાળી રે, ભણતર ભણવાને.
તેમ અંકગણિત લ્યો સાથે રે, ભણતર ભણવાને.
ભૂગોળને રાખજો માથે રે, ભણતર ભણવાને.
બીજી ત્રીજી ચોપડીઓ આંધો રે, ભણતર ભણવાને.
નહિ રાખો સખિ કાંઈ વાંધો રે, ભણતર ભણવાને.
ખલે દફતર મોટું આંધી રે, ભણતર ભણવાને.
જશું પાધરી સરડક સાંધી રે, ભણતર ભણવાને.
સાત વાગ્યા થજો તૈયાર રે, ભણતર ભણવાને.
બ્હેન નીકળજો ઘરબાર રે, ભણતર ભણવાને.
વિનવેછે કેશવ કર જોડી રે, ભણતર ભણવાને.
બ્હેન જઇએ નિશાળે દોડી રે, ભણતર ભણવાને.

---

## ગરબી ૨ જી.

( અચકો મચકો કારેલી. ) એ રાગ.

એક શિક્ષા સુણજો સ.રી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
હિતકારક એજ તમારી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
ખોટી ઠાલાં નવ થઇએ બ્હેન, ભણતર ભણવાને જાતાં.
વચમાં ઉભાં નહિ રહિએ બ્હેન, ભણતર ભણવાને જાતાં.
દફતર પાટી સંભાળો બ્હેન, ભણતર ભણવાને જાતાં.
મન પાછું ન કદી વાળો બ્હેન, ભણતર ભણવાને જાતાં.
સંગત સારાંની કરવી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
નરસી સંગત પરહરવી બ્હેન, ભણતર ભણવાને જાતાં.

શાણી સખિ સાથે લેવી મ્હેન, ભણતર ભણવાને જાતાં.
શીખામણ સાચી દેવી મ્હેન, ભણતર ભણવાને જાતાં.
નીચી નજરેથી જોવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
કંઈ મારગમાં નવ ખોવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
એક બિજાં સાથ ન લડવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
ઠાલાંભૂલાં ના રડવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
પોતાને પંથે પડવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
ના બીજાંસાથ બબડવું મ્હેન, ભણતર ભણવાને જાતાં.
રે'જો સાવધ તન-મનથી મ્હેન, ભણતર ભણવાને જાતાં.
સંપી ચાલી સહુ જનથી મ્હેન, ભણતર ભણવાને જાતાં.
ટાઢે તડકે નહિ ડરિએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
કજિઆ જૂઠા નહિ કરિએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
છોકરમતિ છાંડિ દઇએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
સહુ સાથે ડાહ્યાં રહિએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
ઉત્કંઠા અદકી રાખો મ્હેન, ભણતર ભણવાને જાતાં.
વિદ્યા સુખદાયક દાખો મ્હેન, ભણતર ભણવાને જાતાં.
સારો મારગ સહુ લઈએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
નરતાને મેલી દઇએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
તન-મનથી રાજી રહિએ મ્હેન, ભણતર ભણવાને જાતાં.
કેશવ કર જોડી કે' છે મ્હેન, ભણતર ભણવાને જાતાં.
ડાહ્યાં તે મનમાં લેછે મ્હેન, ભણતર ભણવાને જાતાં.

---

## दोहरा.

ભલે ભણે સ્ત્રીજન સહુ, બહુ પામે તે બોધ;
સઘળા સદ્ગુણ મેળવી, કરે વળી શુભ શોધ.
ક્રોધ કામ મદ મોહ ને, લોભ તજે તત્કાલ;
મત્સરને જાણે મને, દુ:ખદ કાલ કરાલ.
સંપ કરે સહુ સાથમાં, દહે દુર્ગુણો સર્વ;
તેમ તજે તન-મનથકી, અવગુણસાગર ગર્વ.
શાંત સદા મનમાં રહે, કહે કુવેણ ન કોય;

હિંમતને હારે નહીં, પડે દુઃખ શિર તોય.
કરે કામ ઘરતું બધું, ન વદે અદકું વેણ;
સદાચરણમાં ચાલતાં, રાખે ન કશું કેણ.
પ્રાણનાથના પ્રેમને, વધવા કોડ ઉપાય;
કરતાં વિઘ્ન નડે કદી, સુખે સહે તે કાય.
આછકડાં પ્હેરે નહીં, પટકુળ પણ નિજ અંગ;
સત્યતણાં વ્રતનો જરા, કદી કરે નહિ ભંગ.
મન રાખે પતિપદવિષે, દમ રાખે દિન રાત;
પતિવ્રતાવ્રતના વિના, અન્ય ન સમજે વાત.
કેળવણીનો અર્થ એ, એજ અર્થનો સાર;
એ ભણતર ભણવાથકી, સુધરે આ સંસાર.

---

## सद्गुणविनानी केळवणी मिथ्या छे.

### ( १ )

### होरि.

શીખ્યું સર્વે વૃથા વહિ જાય;
સાથે સદ્‌ગુણ જો ન સધાય. શીખ્યું૰
વાંચન લેખન અક્ષર સારા, ભાવે ભૂગોળ ભણાય;
ચિત્ર વિચિત્ર ભરાય ભભકથી, હેતે હિસાબ ગણાય;
ગણ્યાં ગીત સારાં ગવાય;— શીખ્યું૰
વાંચ્યા વળી ઇતિહાસ હજારો, નામ છચોક છપાય;
સુંદર રૂપ અને વય સારૂં, તેમજ સરસ સહાય;
એથી ફલ શું શુભ થાય?— શીખ્યું૰
કેશવ ભણતરનું ફલ સદ્‌ગુણ, તે નહિ જો સમજાય;
તો સઘળું ધૂળ ઉપર લીંપણ,—જેવું જરૂર જણાય;
હીરો હાથમાંથી હરાય;— શીખ્યું૰

### ( ૨ )

(ચિર ઠરિને કોઈ આ ઠામ, રે નહિ રે'વાનું. એ રાગ પ્રમાણે.)

શું કરશે સારૂં બ્હેન, કોરી કેળવણી;
સદ્‌ગુણની નહિ જો હોય, સાથે મેળવણી. ટેક.

વાંચન વિવિધ જાતનું શીખ્યાં, લખતા શીખ્યાં બેશ રે;
ઈતિહાસોમાં ચૂક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ;— કોરી૦
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણ્યાં ભાવે રે;
સારી વાક્યજોડણી કરતાં, ચૂક ન એકે આવે;— કોરી૦
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે;
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા;— કોરી૦
કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યાં કદી પીરસવા રે;
સરખે સરખી સખિઓ સાથે, શીખ્યાં સુંદર હસવા;— કોરી૦
પાંખાં પટકુળ પ્હેરી અંગે, ઘણાં ઘરેણાં ઘાલી રે;
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી;— કોરી૦
દેશ-કાલને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે;
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મનગમતી તે સારી;— કોરી૦
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે;
તેવતેવડાં સાથે લઈને, સુખમાં શીખ્યાં ફરતાં;— કોરી૦
ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે;
રાત-દિવસ રમવાને રાગે, અજાણ હોય ન એક;— કોરી૦
નાચ તમાસા ખાસા ખેલો, જોતાં ભાંડ ભવાઈ રે;
ચતુર થયાં પણ સગાંસાહિની, વિસરી ગયાં સગાઈ;— કોરી૦
ખાટ પલંગ ખુરશિએ બેઠાં, મોજમજા બહુ માણી રે;
દીનજનોને દુખિયાં દેખી, દયા ન મનમાં આણી;— કોરી૦
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સહુથી સારૂં રે;
સુજનપણું જાવાનું જાણે, વાગે આજ નગારૂં;— કોરી૦
વિવેકિઓ ને વૃદ્ધજનોને, વિવેકિઓ પણ માને રે;
તપાવવા તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઈ અપમાને;— કોરી૦
લાંબી લાજ કાઢતાં શીખ્યાં, અથવા મેલી દેતાં રે;
કડવાં વેણ હાસ્યથી હરખી, શીખ્યાં સહુને કે'તાં;— કોરી૦
હક સ્વામીના સરખો લેતાં, દેતાં સહુને ડારો રે;
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો!— કોરી૦
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે' છે રે;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે;— કોરી૦

ભણી ગણીને જે કરવાનું, તે તો રે' છે અળગું રે;
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગું;— કોરી૦
સાર ભણીને જે લેવાનો, તે તો રે'છે દૂર રે;
દેશસુધારક નરનું તેથી, જાય ઊતરી શૂર;— કોરી૦
કેળવણીનો અર્થ ન સમજે, આજકાલના લોકો રે;
તેથી પાછળથી પસ્તાઈ, પછી મેલશે પોકો;— કોરી૦
બાલ યુવા વૃદ્ધાવસ્થાને, સફલ કરે જો ત્હેનો રે;
તો આ વિશ્વવિષે લીધેલો, સફલ જન્મ છે તેનો; કોરી૦
સુખ થાવા સર્વે સજનીને, વાકય વિચારી કહું છું રે;
સમજી લેજો સાર સર્વનો, આશિષ એવી દઉં છું.— કોરી૦

---

## साच जाळववाविषे.

### ( १ )

### वणझारानो ढाळ.

સાચું સહુ બોલો ત્હેની, છે ખોટ ખલકમાં એની:
સાચેથી દુખડાં જાશે, આ જન્મ સફલ પણ થાશે;
જૂઠે જગદીશ્વર ખીજે, સાચેથી ચિત્તે રીઝે;
છે સાચ સદા સુખ કરતા,
તેને નહિ કોઈ વિસરતાં,
રે'જો જૂઠાથી ડરતાં,
સુખ સંપત તેથી થાય, દોષ પણ જાય, ખુબી તે તેની; સાચું૦
પશુકરતાં સમજણ સારી,
પ્રભુએ સહુવિષે વધારી,
વિનયેથી વાત વિચારી,
સારૂં જો સાચ પળાય, લાભ જળવાય, જરૂરછે જેની; સાચું૦
ભણતરનો એ છે સાર,
એ તન-મનનો શણગાર,
સુધરે તેથી સંસાર,
કરજો સજની સુવિચાર, જનમ દેનાર, ફૂખ છે કેની? સાચું૦

વાંચન વિવિધ જાતનું શીખ્યાં, લખતા શીખ્યાં બેશ રે;
ઈતિહાસોમાં ચૂક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ;— કોરી૰
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણ્યાં ભાવે રે;
સારી વાકયજોડણી કરતાં, ચૂક ન એકે આવે;— કોરી૰
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે;
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા;— કોરી૰
કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યાં કદી પીરસવા રે;
સરખે સરખી સખિઓ સાથે, શીખ્યાં સુંદર હસવા;— કોરી૰
પાંખાં પટકુળ પ્હેરી અંગે, ઘણાં ઘરેણાં ઘાલી રે;
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી;— કોરી૰
દેશ-કાલને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે;
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મનગમતી તે સારી;— કોરી૰
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે;
તેવતેવડાં સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતાં;— કોરી૰
ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે;
રાત-દિવસ રમવાને રાગે, અજાણ હોય ન એક;— કોરી૰
નાચ તમાસા ખાસા ખેલો, જોતાં ભાંડ ભવાઈ રે;
ચતુર થયાં પણ સગાંસાહિની, વિસરી ગયાં સગાઈ;— કોરી૰
ખાટ પલંગ ખુરશિએ બેઠાં, મોજમજા બહુ માણી રે;
દીનજનોને દુખિયાં દેખી, દયા ન મનમાં આણી;— કોરી૰
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સહુથી સારૂં રે;
સુજનપણું જાવાનું જાણે, વાગે આજ નગારૂં;— કોરી૰
વિવેકિઓ ને વૃદ્ધજનોને, વિવેકિઓ પણ માને રે;
તપાવવા તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઈ અપમાને;— કોરી૰
લાંબી લાજ કાઢતાં શીખ્યાં, અથવા મેલી દેતાં રે;
કડવાં વેણ હાસ્યથી હરખી, શીખ્યાં સહુને કે'તાં;— કોરી૰
હક સ્વામીના સરખો લેતાં, દેતાં સહુને ડારો રે;
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો !— કોરી૰
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે' છે રે;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે;— કોરી૰

વિદ્યા પણ અક્ષરની કાંઈ ન કામની,
સાચી વિદ્યા સમજણમાંહિ સમાય જો;
દુઃખ ન ઉપજે તેને કા'પણ લેખિએ,
પૂરા પ્રૌઢપણામાં લાભ સમજાય જો; સાચી૦
આ માનવ તન ભવસાગરનું વ્હાણ છે,
દૈવકૃપા છે પવન વળિ અનુકૂલ જો;
તરવાનું ભૂલે તો તેના ભોગ છે,
ભારે બીજી કોઈ ન એવી ભૂલ જો; સાચી૦
ધન યૌવન જવાનાં તે રે'તાં નથી,
ક્ષણભંગુર આ તન પણ સાવ અસાર જો;
માટે સાર લહો શોધી સંસારમાં,
પોતાને હાથે નહિ ખોવી હોર જો; સાચી૦
વ્યવહારે કરવાનાં કામ કર્યાં જઈ,
ઉંઘ અને આળસની મેલી વાત જો;
નીતિનિયમથી નિષ્ઠા રાખી અંતરે,
કેશવ હરિનું ભજન કરો દિનરાત જો; સાચી૦
સાચું સુખ લેવાનું યત્ન કરો સદા,
ખોટા સુખમાં સાર નથી તલભાર જો;
માનવ જન્મ નથી પાછો મળવો કદી,
એમ કરેછે વેદ-પુરાણ પુકાર જો; સાચી૦
વિષયોમાં સુખ લાગે તે ખોટાં બધાં,
સાચું છે નિજ અનુભવનું સુખ એક જો;
પોતાના સુખનો સર્વે આભાસ છે,
સમજો સાચો વિનય વિચાર વિવેક જો; સાચી૦
પશુ-પક્ષીના જન્મવિષે જંગલમાં,
ખમવાં પડશે દેહે દુઃખ અપાર જો;
તેવે વખતે સાધન ક્યાંથી સૂઝશે ?
ભૂલોમાં ભારે પ્રભુનો ઉપકાર જો; સાચી૦
સુંદર વસ્ત્ર અને ભૂષણ શું કામનાં ?
જો નહિ સદ્ગુણનો સાચો શણગાર જો;

## (૨)

### देशराग—ताल दादरो.

રે, સખિ સત્ય સદા સુખકારી રે.
એથી અધિક લાભ કોઈ નહિ ભારિ રે;— રે૦
સત્ય પળાય તેજ ટેવ એક સારિ રે,
પડે અન્ય ટેવ તે નકામ ન સારિ રે; રે૦
સત્ય શણગારના થવું અધિકારિ રે,
વાત કૂડકપટની વિવેકથી વિસારિ રે; રે૦
સત્યમાં સહાય પ્રભુ, ચાલવું વિચારિ રે,
સાચને ન આંચ કાંઈ કેશવ લગારિ રે; રે૦

---

### ગરબી ૧ લી.

(ઓધવજીના મહિનાનો રાગ.)

સાચી વાત કહુંછું સુખને કારણે,
ધરજો ધ્યાનવિષે તે વારંવાર જો;
અનુભવ કરજો અંતરમાં એનો વળી,
સમજી લેજો સંભાળી શુભ સાર જો; સાચી૦
ઈન્દ્રિયને આધીન કદી થાવું નહિ.
મન વશ રાખી કરવા કુશલ વિચાર જો;
લાજ અને મર્યાદા પ્રેમે પાળવા,
પુણ્યવડે આવ્યો છે આ અવતાર જો; સાચી૦
કામ ક્રોધ મહા રિપુ કોરે રાખવા,
લોભ અને લાલચને કરવાં દૂર જો;
આશા તૃષ્ણા સર્પણ અળગી રાખવી,
ફૂંકી દેવાં શોકટ શેલ ફિતુર જો; સાચી૦
સંપ સદાચારે ચોંપે ચાલ્યાં જવું,
ધિરજ ધર્મ સહનતા સારો સંગ જો;
શીલ સરલતા સાચા ધનને સાચવી,
આ ઉત્તમ અવસરનો રાખો રંગ જો; સાચી૦

મંદે મંદપણું નહિ રાખિએ રે.
સંપે રહિએ સહુની સાથ જો;
દુ:ખ કદી નહિ દેવું કોઈને રે,
રીઝે જેમ જગતના નાથ જો;— અ.
રવિએ રે'વું મર્યાદાવિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મન-વચને ને વાણિએ રે,
રાજી કરિએ નિજના કંથ જો;— અ.
પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજિએ ટેવ સદા દુખદેણ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે;
કે'વા દેશો કોઈ ન કે'ણ જો;— અ.

## ગરબી ૨ જી.

(આવોને નંદલાલ રમવા આવો ને રે) એ રાગ.

સાચી કહુંછું વાત, સાંભળ સહિયર મારી;
આ સુખકારક સાત,–વાર લહે તું વિચારી:
સોમે સખી સુખરૂપ ગણી લે, માનવ જન્મ પ્રભાત; સાં૦
અન્ય કદી અવતાર મળત તો, સમજણ ક્યાંથી પમાત; સાં૦
ભોમે બધો ભય દૂર થવાને, ઉદ્યમ કર દિનરાત; સાં૦
નીતિની રીતિવિષે પ્રીતિ રાખ્યે, રીઝે જગતનો તાત; સાં૦
બુદ્ધે સખિ શુદ્ધ બુદ્ધ બનીને, થા વિનયે વિખ્યાત; સાં૦
વિદ્યા વિવેક વિચાર વધારી, રોજ રહે રળિયાત; સાં૦
ગુરુએ ગ્રહણ કરિએ બોધ સારો, પડિએ ન બ્હેન પછાત; સાં૦
ગુરુજનને નિજ દૈવત જાણી, રાખિએ નિત્ય નિરાંત; સાં૦
શુક્રે સદા મન નિર્મલ રાખી, પુણ્યે થવું પ્રખ્યાત; સાં૦
સદ્‌ગુણ સંપતણી શુભ સંપત, સંઘરવી ભલી ભાત; સાં૦
મંદે ન ફંદ કશો પણ કરિએ, પરહરિએ પંચાત; સાં૦
શમદમ સાધન સાચવવાથી, કાલ ન મારે લાત; સાં૦
આદિત્યે અળગા સઉ કરવા, અંતરના ઉત્પાત; સાં૦
દાન દયા પ્રભુભક્તિ કરીને, જાતિમાં પાડવી ભાત; સાં૦

રંગ અને રૂપે પણ શાને રાચિએ,
એ ભારે ભયકારક ભૂંડો ભાર જો. સાચી૦

---

## શિખામણના સાત વાર.
### ગરબી ૧ લી.

( તમે રે નંદજી ગોકુળ સંચરો રે.—એ દેશી. )

અબલા અરજ ઉરે ધરજો તમે રે:—
રે'જો કંથતણાં થઈ દાસ જો;
પિયરપનોતાં નહિ થાવું કદી રે,
જો હોય અગણિત સુખની આશ જો;— અ.
સોમે શાંત હ્રદય રાખી રહી રે,
તજવા તન-મનના સહુ તાપ જો;
દેહે દુર્ગુણ મેલ બધો હરી રે,
લેજો સુખસંપત સહુ આપ જો;— અ.
ભોમે ભાવ ધરી પતિપદ ભજો રે,
એથી ટળશે સહુનાં દુઃખ જો;
લેશો લાભ અનેક સદાયના રે,
ભવની ભાગી જાશે ભૂખ જો;— અ.
બુદ્ધે બાલપણું તજિએ બધું રે,
થઈએ પીઢ પરમ ગુણવાન જો;
કારણ ટેવ પડી ટળતી નથી રે,
બારે બુદ્ધિ સોળમે સાન જો;— અ.
ગુરુએ ગુરુજનની સેવા કરો રે,
હરવા ભવસાગરની ભીડ જો;
અનુભવ હ્રદયવિષે કરિએ બધો રે,
નિરખી નયનવડે પરપીડ જો;— અ.
કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે,
જેથી યશ જનમાંહિ ગવાય જો;
કરિએ પ્રાણપતિને જે ગમે રે;
એ પતિમાં સુખ સર્વ સમાય જો;— અ.

મંદે મંદપણું નહિ રાખિએ રે,
સંપે રહિએ સહુની સાથ જો;
દુઃખ કદી નહિ દેવું કોઈને રે,
રીઝે જેમ જગતના નાથ જો;— અ.

રવિએ રે'વું મર્યાદાવિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મન-વચને ને વાણિએ રે,
રાજી કરિએ નિજના કંથ જો;— અ.

પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજિએ ટેવ સદા દુખદેણ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે;
કે'વા દેશો કોઈ ન કે'ણ જો;— અ.

## ગરબી ૨ જી.

(આવોને નંદલાલ રમવા આવો ને રે) એ રાગ.

સાચી કહુંછું વાત, સાંભળ સહિયર મારી;
આ સુખકારક સાત,-વાર લહે તું વિચારી:

સોમે સખી સુખરૂપ ગણી લે, માનવ જન્મ પ્રભાત; સાં૦
અન્ય કદી અવતાર મળત તો, સમજણ ક્યાંથી પમાત; સાં૦
ભોમે બધો ભય દૂર થવાને, ઉદ્યમ કર દિનરાત; સાં૦
નીતિની રીતિવિષે પ્રીતિ રાખ્યે, રીઝે જગતનો તાત; સાં૦
બુદ્ધે સખિ શુદ્ધ બુદ્ધ બનીને, થા વિનયે વિખ્યાત; સાં૦
વિદ્યા વિવેક વિચાર વધારી, રોજ રહે રળિયાત; સાં૦
ગુરુએ ગ્રહણ કરિએ બોધ સારો, પડિએ ન બ્હેન પછાત; સાં૦
ગુરુજનને નિજ દૈવત જાણી, રાખિએ નિત્ય નિરાંત; સાં૦
શુક્રે સદા મન નિર્મલ રાખી, પુણ્યે થવું પ્રખ્યાત; સાં૦
સદ્ગુણ સંપતણી શુભ સંપત, સંઘરવી ભલી ભાત; સાં૦
મંદે ન દ્વંદ્વ કશો પણ કરિએ, પરહરિએ પંચાત; સાં૦
શમદમ સાધન સાચવવાથી, કાલ ન મારે લાત; સાં૦
આદિત્યે અળગા સઉ કરવા, અંતરના ઉત્પાત; સાં૦
દાન દયા પ્રભુભક્તિ કરીને, જાતિમાં પાડવી ભાત; સાં૦

રંગ અને રૂપે પણ શાને રાચિએ,
એ ભારે ભયકારક ભૂંડો ભાર જો. સાચી૦

---

## शिखामणना सात वार.
### ગરબી ૧ લી.

( તમે રે નંદજી ગોકુળ સંચરો રે.—એ દેશી. )

અબલા અરજ ઉરે ધરજો તમે રે:—
રે'જો કંથતણાં થઈ દાસ જો;
પિયરપનોતાં નહિ થાવું કદી રે,
જો હોય અગણિત સુખની આશ જો;— અ.

સોમે શાંત હૃદય રાખી રહી રે,
તજવા તન-મનના સહુ તાપ જો;
દેહે દુર્ગુણ મેલ બધો હરી રે,
લેજો સુખસંપત સહુ આપ જો;— અ.

ભોમે ભાવ ધરી પતિપદ ભજો રે,
એથી ટળશે સહુનાં દુઃખ જો;
લેશો લાભ અનેક સદાયના રે,
ભવની ભાગી જશે ભૂખ જો;— અ.

બુદ્ધે બાલપણું તજિએ બધું રે,
થઈએ પીઢ પરમ ગુણવાન જો;
કારણ ટેવ પડી ટળતી નથી રે,
બારે બુદ્ધિ સોળમે સાન જો;— અ.

ગુરુએ ગુરુજનની સેવા કરો રે,
હરવા ભવસાગરની ભીડ જો;
અનુભવ હૃદયવિષે કરિએ બધો રે,
નિરખી નયનવડે પરપીડ જો;— અ.

કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે,
જેથી યશ જનમાંહિ ગવાય જો;
કરિએ પ્રાણપતિને જે ગમે રે;
એ પતિમાં સુખ સર્વ સમાય જો;— અ.

મંદે મંદપણું નહિ રાખિએ રે,
સંપે રહિએ સહુની સાથ જો;
દુઃખ કદી નહિ દેવું કોઈને રે,
રીઝે જેમ જગતના નાથ જો;— અ.
રવિએ રે'વું મર્યાદાવિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મન-વચને ને વાણિએ રે,
રાજી કરિએ નિજના કંથ જો;— અ.
પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજિએ ટેવ સદા દુખદેણ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે;
કે'વા દેશો કોઈ ન કે'ણ જો;— અ.

## ગરબી ૨ જી.

( આવોને નંદલાલ રમવા આવો ને રે ) એ રાગ.

સાચી કહુંછું વાત, સાંભળ સહિયર મારી;
આ સુખકારક સાત,–વાર લહે તું વિચારી:
સોમે સખી સુખરૂપ ગણી લે, માનવ જન્મ પ્રભાત; સાં૦
અન્ય કદી અવતાર મળત તો, સમજણ ક્યાંથી પમાત; સાં૦
ભોમે બધો ભય દૂર થવાને, ઉદ્યમ કર દિનરાત; સાં૦
નીતિની રીતિવિષે પ્રીતિ રાખ્યે, રીઝે જગતનો તાત; સાં૦
બુદ્ધે સખિ શુદ્ધ બુદ્ધ બનીને, થા વિનયે વિખ્યાત; સાં૦
વિદ્યા વિવેક વિચાર વધારી, રોજ રહે રળિયાત; સાં૦
ગુરુએ ગ્રહણ કરિએ બોધ સારો, પડિએ ન ખ્હેન પછાત; સાં૦
ગુરુજનને નિજ દૈવત જાણી, રાખિએ નિત્ય નિરાંત; સાં૦
શુક્રે સદા મન નિર્મલ રાખી, પુણ્યે થવું પ્રખ્યાત; સાં૦
સદ્‌ગુણ સંપતણી શુભ સંપત, સંઘરવી ભલી ભાત; સાં૦
મંદે ન દ્વંદ્વ કશો પણ કરિએ, પરહરિએ પંચાત; સાં૦
શમદમ સાધન સાચવવાથી, કાલ ન મારે લાત; સાં૦
આદિત્યે ઓળગા સહુ કરવા, અંતરના ઉત્પાત; સાં૦
દાન દયા પ્રભુભક્તિ કરીને, જાતિમાં પાડવી ભાત; સાં૦

શીલ સદાચાર શુભ સરલાઈ, સફલ કરે કુલ જાત; સાં૦
કેશવ રાખ અખંડિત રીતે, કુલમર્યાદકનાત; સાં૦

## ગરબી ૩ જી.

( ઢાળ ઈશ્વરવિવાહ જેવો. )

સખિ! સાંભળ તું એક વાત રે, ઉઠ આજ પડ્યું છે સ્હવાર રે;
વારંવાર ન આ તક આવે રે, નહિ ગુણિજન ગાંઠ ન ગુમાવે રે.
ચંદ્ર સમ શુભ શીતલ રહિએ રે, સુખદુઃખ પડે તે સહિએ રે;
નહિ બોલ્યામાં નવ ગુણ જાણી રે, ખેદકારક વદિએ ન વાણી રે.
માંડ મંગલ આ તન આવ્યું રે, ભગવાને કર્યું મન ભાવ્યું રે;
સદાચાર સદા શુભ પાળી રે, દેવો જન્મ જગતમાં ઉજાળી રે.
બુદ્ધ શુદ્ધ સ્વભાવથી થાવા રે, ભવસાગરનો ભય જાવા રે;
રોજ રાખિએ વિનય વિચાર રે, જાણી લેવા જગતનો સાર રે.
ગુરુજન જે બતાવે રીતિ રે, તેની ઉપર કરિએ પ્રીતિ રે;
માન આપવું આદર ભાવે રે, જેમ અંતર કોઈ ન આવે રે.
શુક્રવાર અને કોઈ એવી રે, વ્હેમની વાત મનમાં ન લેવી રે;
શાણી સાચવ સરલ સ્વભાવ રે, પ્રાણનાથ ઉપર ધરી ભાવ રે.
શનિ જેવો સ્વભાવ વિસારી રે, સુખ સંપ સુજનતા વધારી રે;
રહી શાન્તપણાથી શરણે રે, પ્રેમ રાખવો પતિને ચરણે રે.
ઉગ્યો આદિત્ય આનંદરૂપ રે, સત્ય સમજણતુંજ સ્વરૂપ રે;
વ્રત જપ તપ ખટપટ મેલી રે, ભજ પતિપદ ભાવ ભરેલી રે.
કામ શાન્તપણાથી કરતાં રે, માન મોટપ મનમાં ન ધરતાં રે;
ઘર સંભાળ ભાવથી કરિએ રે, ખોટી વાત બધી પરહરિએ રે.
શીલ શૃંગાર ધર તું શરીરે રે, સજ સદ્‌ગુણ સર્વે અધીરે રે;
મહામુલ્યની નથ મર્યાદ રે, ધરવાને ન કરિએ વાદ રે.
ન્યાય નીતિ કડાં કર કરનાં રે, રીતભાત ઘરેણાં ઘરનાં રે;
કંઠાભરણ પતિપર પ્રીતિ રે, ધર ભાવથી રાખ ન ભીતિ રે,
સદાચરણવિષે સંચરતાં રે, જોઇ જોઇને ડગલાં ભરતાં રે;
પ્રાણનાથ કહે તે કરવું રે, ભવસાગર પાર ઉતરવું રે.
સમજુને કહું શું વધારે રે, સાનમાંહિ સમજવું તારે રે;
સુખ સર્વે સદા નિજ હાથે રે, ભાર મેલ નહીં કોઈ માથે રે.

## ગરબી ૪ થી.

(રઘુપતિ રામ રૂદેમાં રે'જો રે.) એ રાગ.

સખિ! વાત માનને તું મારી રે;
અંતે અત્યંત આનંદકારી:—સખિ૦
સોમે સંપ કરી સહુ રહિએ રે,
કોઈ કઠણુ વચન નહિ કહિએ રે,
કોઈ દેહને દુઃખ ન દઇએ;— સખિ૦
ભોમે ભૂલ કશી નહિ કરિએ રે,
આપ્યો અવસર હેતથી હરિએ રે,
નીતિ નાવથી આ ભવ તરિએ;— સખિ૦
બુદ્ધે ધિરજ ધારિએ હૈયે રે,
આવે સંકટ તોપણુ સહિએ રે,
લાભ સરલપણુાવડે લઇએ;— સખિ૦
રહી શાન્ત સદા ગુરુવારે રે,
થવું સદ્‌ગુણી સર્વ પ્રકારે રે,
વય ગાળવું વિનય વિચારે;— સખિ૦
શુક્રે સાર ગ્રહણુ કર સારો રે,
વારંવાર મળે નહિ વારો રે,
સત્ય સાચવ એજ સુધારો;— સખિ૦
મંદે દાન દયાદિક કરિએ રે,
માન મોટપને પરહરિએ રે,
ધ્યાન ધર્મની ઉપર ધરિએ;— સખિ૦
સૂર ઉગ્યો સમજ રાત વીતી રે,
પુણ્ય ઉપર તું કર પ્રીતિ રે,
પ્રભુ ભજ ભવની જાય ભીતિ;— સખિ૦
ભાવ કેશવ હરિમાં વધારી રે,
સાત વારનો સાર વિચારી રે,
થાય પરમ સુખી નરનારી;— સખિ૦

## ગરબી ૫ મી.

સોમે સજનીરે, સાચા સુખને સારૂ;
શમ દમ સાથે રે, ચોટો ચિત્ત તમારૂં.

ભણતાં ગણતાં રે, ધર્મ હ્રદયમાં ધારી;
સદાચરણની રે, ચાલો ચાલ વિચારી.
મંગલવારે રે, મંગલ પદને માટે;
નીતિનિયમને રે, સાચવજો શિર સાટે.
સરલપણાથી રે, કુલની કીર્તિ વધારી;
સખિ સુખદુઃખે રે, રોજ રહો મન મારી.
બુદ્ધે બાલા રે, બાલપણું પરહરજો,
વિનય વિવેકે રે, સંગતિ સારી કરજો;
વનિતા વેગે રે, મન-વાણી વશ રાખો;
શાન્તપણાથી રે, કઠણ વચનને સાંખો.
ગુરુએ ગુણને રે, બદલે દોષ ન લેજો;
દીનજનોને રે, દાન દયાથી દેજો.
પૂજ્યજનોની રે, શિક્ષા શિરપર ધરજો;
તન-મન-વચને રે, શુભ પંથે સંચરજો.
શુક્રે કરજો રે, ઘરસંરક્ષણ ઘાટે;
ન મદી જાશો રે, ધન યૌવનને માટે.
મર્યાદા છે રે, માનિનિ શોભા મોટી,
મેલી દેવી રે, બીજી ખટપટ ખોટી.
શનિએ સાચું રે, પરમ પતિવ્રત પાળો;
સંકટમાં પણ રે, શીલ સદા સંભાળો.
ચિંતામણિ છે રે, ચતુરાં એ આ લોકે;
બાલપણાથી રે, બાંધો નિશદિન ટોકે.
રવિએ રામા રે, સદ્‌ગુણ શોધી લેવા;
હોય હઠીલા રે, તજવા તે તે હેવા.
કેશવ હરિને રે, ભાવ ધરીને ભજવા,
દોષ હ્રદયના રે, તત્ત્વવિચારે તજવા.

---

## शिखामणनीगरबीओ.

### ગરબી ૧ લી.

( પતરે રહિયે રે એકાદશી, જળ જમુનાનાં જઈએ—એ રાગ. )

સુખની કહું એક વાત હું, સુણજો સહુ કાને;
કડિઓ કહું કેટલીક તે, ધરજો વળી ધ્યાને.

જ્યારે જવું થાય સાસરે, તજી તાતના ઘરને;
નમ્રપણું નિત્ય રાખવું, વાલાં થાવાને વરને.
સંપ સદા સહુ સાથમાં, રાખિએ બહુ રૂડો;
સરલ સ્વભાવે રહી સદા, તજિએ પંથ કૂડો.
સમવય સાથે ન બેસિયે, વાતો કરવા નમાલી;
સમય મળ્યો જે અમૂલ્ય તે, નહીં ખાળિયે ખાલી.
શણગાર શીલતણો સજી, શોભા કરવી સદાની;
અન્ય ભૂષણ નહિ ઇચ્છિએ, એજ ટેવ મજાની.
રાખવો રોજ લલાટમાં, ચાંદલો કંકુ કેરો;
કરિએ ઉદાસી ન કોઈ દિન, ચતુરાં નિજ ચ્હેરો.
શાંતિવિના સુખ લેશ પણ, સમજો નહિ સજની;
શુદ્ધ વિચારવિષે સદા, ગાળવાં દિન-રજની.
ઘરથી બહાર જવું નહીં, નહીં નવરાં રહેવું;
હૃદય બળે એવું અન્યને, કોઈ વેણ ન કે'વું.
આછકડાં પેરવાં નહીં, પટકુળ કોઈ અંગે;
સાસુ જેવું સાથ લે જવું, જાવું હોય પ્રસંગે.
રીસાળ ટેવ જો હોય તો, થાય દુઃખ શરીરે;
ગંભીર મધુર અવાજથી, બોલ બોલિએ ધીરે.
હેતે હળીમળી સર્વથી, ઘરતું કામ કરિએ;
દોષ પોતાના પિંડનો, પ્રેમથી પરહરિએ.
સ્વામીમાં દોષ કદી પડે, કોઈ નયને કદાપિ;
ગણવો હૃદય ગુણરૂપ તે, કુલવાને તથાપિ.
જેમ બને તેમ સાધનો, સુખનાં નિત્ય સજવાં;
દુઃખકારક સઘળાં વળી, કારણો પણ તજવાં.
સંસારમાં સુખ પામવા, મન હોય વધારે;
પ્રેમવિના પ્રાણનાથના, ન મળે તે લગારે.
તેની રજા લઈને બધાં, કામકાજને કરિએ;
એજ મારગપર ચાલતાં, દુઃખ થાય ન જરિએ.
સ્વચ્છ સદન ને વદન સદા, રાખવાં સતીઓએ;
મારે મેણાં કોઈ મૂર્ખિઓ, મન ગણવાં ન કોયે.

સંતોષ રાખવો સર્વદા, સતીએ સુખકારી;
વાત હૃદયમાંહિ રાખવી, લાભકારી વિચારી.
પતિપદની પૂજાવડે, વનિતા શુદ્ધ થાય;
પ્રાણપતિના પ્રતાપથી, પુણ્ય પૂરાં પમાય.
સસરા-સાસૂની સેવા કરો, માતા-તાતના સરખી;
આશિષ ગુરુજનની સહુ, મેળવો મન હરખી.
નીચી નજર નિત્ય રાખવી, બલ કરવું ન બ્હેને;
દુઃખ હૃદયમાં ઊપજે, તેવે ચડિએ ન વ્હેને.
ખરચ ઉપજ સમ રાખિએ, ભભકાનું ન કામ;
વસ્ત્ર આભૂષણ કારણે, ઠાલાં ખરચો ન દામ.
સ્વામીને વશ કરવાતણો, એક મંત્ર મજાનો;
ઉપદેશ અંતરમાં ધરો, આ કુશલ કવિતાનો.
પિયરપનોતાં થવું નહીં, પરણ્યા પછી કદિએ;
મદ-મત્સરના નિશાવડે, ન જરા પણ મદિએ.
ક્રોધ કામ લોભ મોહ ને, મદ મત્સર સઘળાં;
સદ્‌ગુણી શીલકટારથી, થજો જીતવા સબળાં.
ગંભીર મન નિત્ય રાખવું, સર્વ વાતને જાણી;
સમવયની સખિઓ મળી, સાથે જાવું ન પાણી.
ઊંચે સ્વરે બહુ બોલતાં, લાજ હસતાં હરાય;
દુર્ગુણ મેલ ટળી જવા, સજો સરસ ઉપાય.
કંથ કહે તે સદા કરો, ઠરો સદ્‌ગુણ ઠામે;
સેવા સ્વામીની સદા કરો, જેથી સુખ સહુ જામે.
ઉપકાર કરવો અન્યનો, પુણ્યનો પંથ જાણી;
અપકાર પાપનું રૂપ છે, એવું મનમાં પ્રમાણી.
ઠેકડી ઠાલી કરી મુખે, જીભ કરવી ન હલકી;
અન્યની આગળ અન્યની, વાત કરવી ન મલકી.
પાપના પંથની રીતિઓ, સહુ નાંખવી તોડી;
કેશવ કલ્યાણકારણે વિનવે કર જોડી.

## ગરબી ૨ જી.

(લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કરી—એ રાગ.)

સહુ સુણજો બેનો વાત, શીલતણી કાને;
નિજ પતિહિતકારિ ઉપાય. પણ ધરજો ધ્યાને.— ટેક.

સંપ સગામાં રાખિ સર્વેથી, મન માયાળુ કરવું રે;
લોભ મોહ મદ મત્સર મેલી, સરલપણું સંઘરવું;— શી.
નહિ નીતિને અળગી કરવી, પ્રીત કરી શુભ પંથે રે;
હોંશ ધરી હેયામાં ઝાઝી, કરો બતાવ્યું કંથે;— શી.
પતિ તમારા પ્રાણ ખરેખર, એજ સદા સુખકારી રે;
એજ તમારૂં તન મન ધન છે, વિનયે જુવો વિચારી;— શી.
ક્લેશ ન લેશ કદી પણ કરિએ, ઠરિએ નિજને ઠામે રે;
નિજ વલ્લભની સેવા કરતાં, જેમ સદા સુખ જામે;— શી.
ભણ્યાતણું ફલ નાથતણી જે, પ્રીત વધે શુભ રીતે રે;
ભણ્યાં ભલે પણ ગણ્યાં નહીં તો, સંકટ શિરપર વીતે;— શી.
પ્રાણનાથની સેવા કરવી, એજ ધર્મ છે પ્હેલો રે;
આટો કે અણઘડ નહિ અવળો, સુખદ પંથ છે સ્હેલો;— શી.
પ્રાણનાથને પ્રસન્ન કરવા, કરવા ક્રોડ ઉપાય રે;
એજ સદાચરણેથી રીઝે, સહજ જગતનો રાય;— શી.
કદિ કારણથી કોપ કરે જો, કંથ તમારે માથે રે;
તો રાજી કરવાને તેનો, ઉપાય છે નિજ હાથે;— શી.
ક્ષણભંગુર આ દેહથકી પણ, કરિએ જે શુભ કામ રે;
અખિલવિષે તે અમર કરે છે, સદૈવ નિજનું નામ;— શી.
નહિ સૂવું પ્રિયપતિની પ્હેલાં, તન મન ન રહો મેલાં રે;
તજિ આળસ પ્રિય પ્રાણનાથથી, પ્રથમ ઉઠવું વ્હેલાં;— શી.
કામકાજ ઘરનું સહુ કરવું, ડરવું દુર્ગુણ દેખી રે;
સદ્‌ગુણ ગ્રહણ કરો સહુ બ્હેનો, સુખદાયક બહુ લેખી;— શી.
પ્રીતિ પ્રાણેશ્વરની વધવા, સૂઝે મારગ સાચો રે;
વિશ્વેશ્વર ઈશ્વરની પાસે, કર જોડીને જાચો;— શી.
આપણના હાથમાં સમજવાં, સુખ દુઃખ જેજે વીતે રે;
તેમજ વાવ્યું તેવું લણવું, સંસારતણી રીતે;— શી.
દીનજનોને દુઃખ ન દઇએ, મેણાં મારી મુખથી રે;
બળતાંને ઓલવિએ બ્હેની, સુખદ વચનના સુખથી;— શી.
સુખ લેવાની સહુને ઇચ્છા, હોય કદી મનમાંહિ રે;
તો વરતો શુભ પથે પ્રેમે, સ્વર્ગ નરક છે આંહીં;— શી.

ઉદાસિ ધર્મવિષે નહિ ધરવી, કરવી ન કદી હાંસી રે;
પ્રાણનાથની પાસે રે'વું, સદૈવનાં થઈ દાસી;— શી.
નમિએ ગુરુજનને શુભ ભાવે, નિશદિન રાજી રહિએ રે;
હરખે હાથ કંથને જોડી, શરણ-ચરણમાં જઇએ;— શી.
ઈશ્વરના આપેલા ઈશ્વર, ખેદ ન પામે જરિએ રે;
પૂરો પ્રેમ ધરી પોતામાં, સદૈવ સેવા કરિએ;— શી.
નાથવિના છે આ ભવસાગર, શૂન્ય ખરેખર રાખ રે;
આંખ ઉઘાડી જોતાં સહુનાં, હૃદય પૂરશે શાખ;— શી.
કોપ કરે જો કંથ લગારે, તો કોપ્યો કિરતાર રે;
હીનભાગ્ય તે નાર બિચારી, પાપ કરેલ અપાર;— શી.
માટે પ્રાણનાથને રાજી, કરવા દુખડાં હરવા રે;
કેશવ ભવસાગર આ ભારે, પરમ સુખેથી તરવા;— શી.

---

## ગરબી ૩ જી.

(અચકો મચકો કારેલી.)—એ રાગ.

એક સખી શિખામણ દેછે બ્હેન, સાંભળજો સહિયર મારી.
હિતકારક તમને તે છે બ્હેન, સાંભળજો સહિયર મારી.
જાઓ સાસરિએ જ્યારે બ્હેન, સાંભળજો સહિયર મારી.
થાજો બહુ ડાહ્યાં ત્યારે બ્હેન, સાંભળજો સહિયર મારી.
સજની અતિ પતિની પ્રીતે બ્હેન, સાંભળજો સહિયર મારી.
સેવા કરજો શુભ રીતે બ્હેન, સાંભળજો સહિયર મારી.
તેને મનગમતાં રહિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
કટુ વાકય વૃથા નહિ કહિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરલ બોલથી બોલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ સઘળું હૃદયે તોલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કદિ વાદ વૃથા નહિ કરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
શિખામણ હૃદયે ધરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
સાસૂજી 'કે' તે કરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
કદિ કલેશ ન કરશો જરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
સઘળાંને નમતાં રે'જો બ્હેન, સાંભળજો સહિયર મારી.

બહુ ભાવ સંપનો લેજો બ્હેન, સાંભળજો સહિયર મારી
દુર્ગુણ સઘળાને હરજો બ્હેન, સાંભળજો સહિયર મારી.
શુભ કર્મ કરે આદરજો બ્હેન, સાંભળજો સહિયર મારી.
મન કામાદિકમાં લોભે બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ આપણુને નહિ શોભે બ્હેન, સાંભળજો સહિયર મારી.
ગુરુજનની કરજો સેવા બ્હેન, સાંભળજો સહિયર મારી.
શુભ મારગ શોધી લેવા બ્હેન, સાંભળજો સહિયર મારી.
મદ-મત્સર લેશ ન રાખો બ્હેન, સાંભળજો સહિયર મારી.
જુઠું નહિ મુખથી ભાખો બ્હેન, સાંભળજો સહિયર મારી.
મેણું નહિ મારો મુખથી બ્હેન, સાંભળજો સહિયર મારી.
છે અનુભવ એવાં દુખથી બ્હેન, સાંભળજો સહિયર મારી.
સૂવું નહિ પતિની પ્હેલાં બ્હેન, સાંભળજો સહિયર મારી.
નહિ રાખો તન-મન મેલાં બ્હેન, સાંભળજો સહિયર મારી.
પરમેશ્વર પતિને માનો બ્હેન, સાંભળજો સહિયર મારી.
તેનાથી સુખ સહુ પામો બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ ધર્મ આપણો પ્હેલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરલ સુઘડ ને સ્હેલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કાને આ અરજી સુણજો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કેશવની ભાવે ભણજો બ્હેન, સાંભળજો સહિયર મારી.

---

## ગરબી ૪ થી.

( રાગ અલબેલાના ગરબાનો. )

શીખામણ દઉં આજની, ગુણ લેનારાં;
તે ગણો તમારા કાજની, બ્હેનો મારાં.
સંપ સજો સહુ સાથમાં, ગુણ લેનારાં;
શું કજિએ આવે હાથમાં? બ્હેનો મારાં.
શાંત સ્વભાવે સદા રહો, ગુણ લેનારાં;
કેનેય નહીં કડવું કહો, બ્હેનો મારાં.
મન નિર્મલ જો રાખશો, ગુણ લેનારાં;
તો પુણ્યતણાં ફલ ચાખશો, બ્હેનો મારાં.

લપટાશો નહિ લોભમાં, ગુણુ લેનારાં;
કદિ ક્રૂર ન થાશો ક્રોધમાં, બ્હેનો મારાં.
અતિ અભિમાન ન મારિએ, ગુણુ લેનારાં;
કદિ દુખિયાંને ઉદ્ધારિએ, બ્હેનો મારાં.
શીલ સજો મનથી અતિ, ગુણુ લેનારાં;
પતિના પદમાં રાખી મતિ, બ્હેનો મારાં.
સદ્‌ગુણુ સમ એકે નહીં, ગુણુ લેનારાં;
આભૂષણુ શુભ લેકે અહીં, બ્હેનો મારાં.
દુર્ગુણુને દેખી ડરો, ગુણુ લેનારાં;
ભવસાગર શુભ કર્મે તરો, બ્હેનો મારાં.
પતિપદ સેવો પ્રેમથી, ગુણુ લેનારાં;
સુખ મેળવશો એ નેમથી, બ્હેનો મારાં
તન-મન-ધન-કાયેથકી, ગુણુ લેનારાં;
માનો ઈશ્વર છે એ નકી, બ્હેનો મારાં.
મન વચને ને વાણિએ, ગુણુ લેનારાં;
પતિને નિજ દૈવત જાણિએ, બ્હેનો મારાં.
એજ તમારા ઈશ છે, ગુણુ લેનારાં;
વળિ ખરા એજ જગદીશ છે, બ્હેનો મારાં.
શું જપ તપ ને ધ્યાનથી, ગુણુ લેનારાં;
શમ દમ ને બીજાં દાનથી, બ્હેનો મારાં.
યમ ને નિયમ વળી કથા, ગુણુ લેનારાં;
પતિની પૂજાવિણુ તે વૃથા, બ્હેનો મારાં.
માટે કહું હું એટલું, ગુણુ લેનારાં;
સુણજો કાને સહુ તેટલું, બ્હેનો મારાં.
ઈશ્વર એ પતિને સુખે, ગુણુ લેનારાં;
રાખો સહુ એમ કહો મુખે, બ્હેનો મારાં.
જવું સાસરે જ્યારથી, ગુણુ લેનારાં;
નહિ દૂર જવું ઘરબારથી, બ્હેનો મારાં.
દેહે મન વચને તમે; ગુણુ લેનારાં;
કરજો પ્રિયપતિને જે ગમે, બ્હેનો મારાં.

પતિ તમારા પ્રાણ છે, ગુણ લેનારાં;
એની પૂજામાં લ્હાણ છે, બ્હેનો મારાં.
કડવા બોલ ન બોલિએ, ગુણ લેનારાં;
મુખ સરલ વચનથી ખોલિએ, બ્હેનો મારાં.
સદાચાર સુખ ભોગવી, ગુણ લેનારાં;
કાયા કરજો યશની નવી, બ્હેનો મારાં.

---

## ગરબી ૫ મી.

(ઓધવજીના મહિનાનો રાગ.)

સહિયર સાચી સિક્ષા મનમાં રાખજો,
ભારે ભવસાગર તરવાને કાજ જો;
લેવા લાભ અનેક ખરા સંસારમાં,
કહું છું હિત કરવાને એક અવાજ જો;— સહિ.
બાલપણામાં ભણવું ગણવું ભાવથી,
માતપિતાને ઉપજાવી સંતોષ જો;
ઘરનું કામ કરે કરવા શીખો સહુ,
બાલપણાના મેલી સઘળા દોષ જો;— સહિ.
આજ્ઞા માતપિતાની નહિ ઉલ્લંઘવી,
ભરવું દળવું ને ચીતરવું કેમ જો;
પાણી ભરવું સોવું ધોવું ખાંડવું,
રૂડું રાંધીને પીરસવું તેમ જો;— સહિ.
નિત્ય નિયમથી થોડું પ્રિયકર બોલવું,
ઉંઘ અલ્પ ને બીજો અલ્પાહાર જો;
ભરમવિના નિજ ધર્મ અને શુભ કર્મને,
શીખી લેવા તરત રહો તૈયાર જો;— સહિ.
કોમલ વૃક્ષ હોય વાળ્યું ત્યારે વળે,
એજ ઉદાહરણેથી સમજો સાર જો;
કઠણ થયેથી કઠણ પડે છે વાળવું,
પાકે કુંભે કાંઠા ચડતાં વાર જો;— સહિ.

સ્વભાવને વશ આ આખો સંસાર છે,
પડે પ્રથમથી જેવી જેની ટેવ જો;
તેવી ટળતાં યત્ન ઘણાં કરવાં પડે,
સરલ થાય જો સવળો સહુનો દેવ જો;— સહિ.
એજ વિનંતી મારી છે સહુ બ્હેનને,
બાલપણામાં શીખો તે શિખાય જો;
જે દુર્ગુણ તજવા તે સહજ તજાય છે,
માતપિતાની જોઈએ એક સહાય જો;— સહિ.
પરણી પિયર ન રે'વા મન કરવું કદિ,
સદા કરો નિજ સાસરિયામાં વાસ જો;
નિજ ગુરુજનની ઉત્તમ આજ્ઞામાં રહો,
દુ:ખ પડે તો ન થતાં લેશ ઉદાસ જો;— સહિ.
પિયર રહીને જે સારૂં શીખ્યાં હશો,
તરત સાસરે તેનો છે ઉપયોગ જો;
બાકી શીખ્યાનું અનુભવથી શીખજો,
સુખ મેળવવા એ છે ઉત્તમ યોગ જો;— સહિ.
પ્રાણનાથને મનગમતું કરજો સહુ,
નારીનું છે દૈવત નિજનો નાથ જો;
તે શીખામણ દે તે શાણાં શીખજો,
આજ્ઞા શિરપર લેજો જોડી હાથ જો;— સહિ.
નારીના સાચા ઈશ્વર તો નાથ છે,
વેદ પુરાણો પણ પૂરે છે શાખ જો;
એ ઈશ્વરની સેવા શુભ રીતે કરો,
એવિણ અવર અખિલ છે કોરી રાખ જો;—સહિ.
શાંત સ્વભાવવિષે રે'વું સહુએ સદા,
સંતોષે સુખ થાય સમજવું એમ જો;
દુ:ખ અને સુખમાં સમતાને રાખવી,
લેવો એવો ઉત્તમ અબળા નેમ જો;— સહિ.
અલંકાર સૌભાગ્યવિના બીજો નથી,
તે સાચવવા કરજો યત્ન અનેક જો;

સદ્ગુણથી શોભા સંસારવિષે વધે,
તે સંપાદન કરવા રાખો ટેક જો;— સહિ.
શીખામણ અણસમજૂને દેવી પડે,
પણ સાને સમજે જે સમજૂ નાર જો;
કેશવ થોડામાં સઘળું સમજી જજો,
ડાહ્યાંને શું કે'વું વારંવાર જો;— સહિ.

---

## ગરબી ૬ ઠી.

( વૈદર્ભી વનમાં વલવલે;—એ દેશી પ્રમાણે. )

અબલા અરજ આજ એટલી, ગણી ગુણ કરનાર;
અંતરમાંહિ ઉતારજો, એથી સુખ છે અપાર:— અ૦
માતાપિતાએ પ્રેમથી, જેને સોંપ્યો છે હાથ;
એજ તમારો આધાર છે, એજ જગતનો નાથ;— અ૦
એજ તમારા રે ઈશ છે, વદે વેદ પુરાણ;
એ સુખના કરનાર છે, એજ આપના પ્રાણ;— અ૦
એજ તમારો રે હાર છે, શોભા સઘળીનો સાર;
સર્વસ્વ એ સંસારનું, એ સરસ શણગાર;— અ૦
મૃગજલસમ સંસારમાં, દુઃખ દેશો ન લેશ;
વિનય વિવેકથી નાથને, રાજી કરજો વિશેષ;— અ૦
છો તમે તેમને તો ખરાં,. પ્રાણપ્યારાં સદાય;
સમજી એવું નિજ અંતરે, ક્લેશ ન કરો જરાય;— અ૦
રીસ કરે પ્રાણનાથ તો, ધરી ધિરજ અપાર;
શાંત કરો વચનામૃતે, સાચો એ ઉપચાર;— અ૦
તેના વિચાર ભર્યાતણું, તમે એક છો ઠામ;
એજ જ્યારે થાય ખોખરૂં, ત્યારે શું સરે કામ?— અ૦
તેને તમે સુખ આપતાં, લાવ લેશો અનેક;
એમ નકી મન રાખજો, શાણાં સઘળો વિવેક;— અ૦
બલ કરવું અબલા થઇ, એવું શોભશે કેમ?
અપરાધિ ઈશ્વરનાં થશો, અવળું કરવાથી એમ.— અ૦

કેટલું દુઃખ છે નાથને, તે વિચારો ન કેમ?
સેવા કરો શુભ રીતથી, સુખ ઊપજે જેમ;— અ૦
એને જરા દુઃખ જો થશે, તેનું લાગશે પાપ;
સંસારમાં દુઃખ પામશો, તનમાં લાગશે તાપ;— અ૦
એને અનુકૂલ ચાલવા, સુખ આપવા કાજ;
બંધાયાં છો પ્રથમથકી, જોતાં સઘળો સમાજ;— અ૦
અગ્નિ જમાન કરી તમે, કીધા કોલકરાર;
અંતર આંખ ઉઘાડીને, કરી જોજો વિચાર;— અ૦
પ્રાણપતિ કહે તે કરો, સુખ પામવા કાજ;
સામો ન બોલવો એમની, ઊંચો એકે અવાજ;— અ૦
પ્રેમ વધારજો નાથનો, રાખી સરલ સ્વભાવ;
મેળવવી કંથની કૃપા, એ સંસારનો લાવ;— અ૦
કરવું ન એની રજાવિના, કોઈ કામ જો હોય;
તેથી તમે યશ પામશો, કદી સમજશો કોય;— અ૦
હૃદય વિચારી જોશો તમે, તો વિનાભરથાર;
શૂન્ય ખરેખર લાગશે, આ સંસાર અસાર:— અ૦
નાથવિના જ્યારે છે વૃથા, મનમાનતા અર્થ;
શાને વિવાદ કરો તમે, જાતે નિશદિન વ્યર્થ?— અ૦
સ્વામીનો બોલ ન સાંભળે, ન કરે લેશ વિચાર;
પ્રીતિ પરમ તેની પામવા, ન કરે યત્ન લગાર:— અ૦
શીખામણો નહિ સાંભળે, જાણે નહિ નિજ દોષ;
કંથની ઉપર જે કરે, કરડી નજરથી રોષ;— અ૦
સેવા ન સમજે નાથની, ન લહે સદ્ગુણ લેશ;
સમજે નહીં સમજાવતાં, વાતો કે'તાં વિશેષ;— અ૦
તેના મને દુઃખ ઉપજે, એવું જે કરનારી;
સંતોષ આપે ન જે જરા, દુરભાગણી નારી;— અ૦
ધિક્ક એની કુલ-જાતને, બોળ્યું બાપનું નામ;
બુદ્ધિ બળી એની તો બધી, વિદ્યા આવે શું કામ?— અ૦
જન્મ ગયો એળે એહનો, હાથે થઈ તે હેરાણ;
પુણ્ય ઉપર પાણી ફેરવ્યું, એથી અન્ય શી હાણ?— અ૦

પરભવમાં દુઃખ પામવા, પોતે ખોદવો પંથ;
ત્યારે પછી શા ઉપાયથી, આપે સુખ નિજ કંથ?— અ૦
નારીના દુઃખથી નાવલો, અતિ મનમાં ઉદાસ;
ચિંતાના તાપથકી તપી, નાંખે ઉંડા નિશાસ;— અ૦
એવી વેળા અરે આવવા, અબલા દેશો ન કોય;
પૂર્વનાં પુણ્યથી જો કશું, હૈયે ડા'પણ હોય;— અ૦
સંતાપ આપતાં સ્વામીને, શોક કરતાં વિશેષ;
એજ અચંબો ખરેખરો, ફાટે હૃદય ન લેશ;— અ૦
શાને મેળે મૂર્ખ થાઓ છો? ભુંડાં ભૂલીને ભાન;
બંધાયાં છો સુખ આપવા, રાખી દેવ જમાન;— અ૦
માટે તમે ચેતી ચિત્તમાં, કરજો સઘળો વિચાર;
તેને ચહો ચતુરાં સહુ, જે સંસારનો સાર;— અ૦
તેને તમે વશ જો થશો, તો તે તમને આધીન;
જો તન-મનથકી પૂજશો, તો તે તમમાં છે લીન;— અ૦
તન-મન-ધનથી આપને, આપે સુખ જે અપાર;
એ પ્રાણનાથનો કોઈ દિન, ભૂલો નહિ ઉપકાર;— અ૦
કેશવ કરગરીને કહે, થઈ સહુ ગુણવાન;
નિત્ય સદાચારમાં રહી, ધરો પતિપદે ધ્યાન;— અ૦

---

## ગરબી ૭ મી.

( રઘુપતિ રામ હૃદયમાં રે'જો રે. )—એ રાગ.

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારોઃ-સદાચાર૦
ધનવિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે,
પીડા પરને કરી નહીં પજવો;— સદા૦
સત્ય બોલવું ચાલવું ચોંપે રે, જેમ જગતપિતા નહીં કોપે રે,
એથી આપનું કુલ ઓપે;— સદા૦
સ્મૃતિ શાસ્ત્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નિત્ય રે'વું રે,
અન્ય વાતમાં હૃદય ન દેવું;— સદા૦
આશા તૃષ્ણા તજી કોઈ દે છે રે, શાંત થઈને સદા સુખ લે છે રે,
શુદ્ધ આનંદનું રૂપ તે છે;— સદા૦

પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઈ મર્મ રે,
કરવાં યશકારક કર્મ;— સદા૦
ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે,
મદ મત્સર દેવા ન ઠરવા;— સદા૦
અભિમાન ન લાવિએ લેશ રે, કદિ કરિએ નહીં કાંઈ કલેશ રે,
વદિએ નહીં વાક્ય વિશેષ;— સદા૦
પરનિંદા સદા પરહરવી રે, દયા દીનજનોપર કરવી રે,
નહિ નીતિની વાત વીસરવી;— સદા૦
નિત્ય તન-મન નિર્મલ કરજો રે, શીલચિંતામણી સંઘરજો રે,
દુષ્ટ દુર્ગુણ દૈત્યથી ડરજો;— સદા૦
ધર્મ-વાહ્ણ વિના સંસારે રે, અન્ય આવી નહીં કોઈ તારે રે,
એમ જાણવું નિશ્ચે તમારે;— સદા૦
નિત્ય નિર્મલ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધામે ઠરીને રે,
પામવું શુદ્ધ એક હરિને;— સદા૦
જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉપળ્યો છે રે,
દૈવ ઈચ્છાથી દિવસ વળ્યો છે;— સદા૦
હાથ આવેલ હીરો ન હારો રે, ચતુરાં કાંઈ ચિત્તે વિચારો રે,
શાણાં સફલ કરો જન્મવારો;— સદા૦
સેવા નારિએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે,
તેમ પ્રીતિ સંપાદન કરવી;— સદા૦
દંપતીએ હળી મળી રે'વું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે,
થાય નિંદા તેવું તજી દેવું;— સદા૦
ભાવે ઈશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે,
સુખકારક સાધન સજવું;— સદા૦

---

## ગરબી ૮ મી.

(રાગ વણઝારાને મળતો.)

સાચી વાત કહું છું આજ, સુણો સહુ કાને રે;
તે છે હિતકરનાર સદાય, ધરો જો ધ્યાને રે.

રાખી શાંત સ્વભાવ સદૈવ, સરલ થઈ રે'વું રે;
દુઃખકારક વેણુ કઠોર, ન કોઈને કે'વું રે.
માન-અપમાનની નહીં વાત, કદી ક્યાંહિ કરવી રે;
મને માની સદા સંતોષ, પીડા પરહરવી રે.
સદાચારનો મારગ રોજ, લહી સંચરવું રે;
દુરાચારથકી કુલવાન, દીકરિએ ડરવું રે.
બળી રીસ કર્યાની ટેવ, સદા લોહિ બાળે રે;
ક્ષમાવાન ખરી જે હોય, તરત તે ટાળે રે.
દંભ દેખતાં કરવો દૂર, સાચે ચિત્ત ચોડી રે;
અદેખાઈથી જે ભરપૂર, તેનું મૂલ કોડી રે.
સુજ્ઞલોક હસે નહીં જેમ, તેવી રીત સારી રે;
શીખવાને રહો તૈયાર, હૃદયમાં વિચારી રે.
નિંદે કોઈ નહીં જો જરાય, ખરી ચતુરાઇ રે;
જ્યારે ગુરુજન આપે વડાઈ, ત્યારે સરસાઈ રે.
અભિમાનનો અંકુર લેશ, નહીં કાંઈ સારો રે;
મમતાનું ન જાય જો મૂલ, હાનિ તો હજારો રે.
નહિ બોલ્યામાં નવ ગુણ એમ, સમજવું સાચું રે;
વાણી વશ કરવાને સદાય, જોડી કર જાચું રે.
ઘરકામ કર્યામાં રોજ, દિવસ સવે ગાળો રે;
આવે આળસ અંગે ન તેમ, સદા સંભાળો રે.
શાને જન્મ ધર્યો જનમાંહિ, સફ્ લ કેમ થાશે રે?
કેમ આ ભવમાં નિજનામ, ગુણીજન ગાશે રે?
સુખ થાય નિરંતર કેમ, દૂરે દુઃખ જાશે રે?
નામ બેય કુલોનું કેમ, સરસ સચવાશે રે?
શો છે ધર્મ નારીનો નેક, વિવેકે વિચારો રે;
ત્યારે સફ્ લ થયો અવતાર, લીધેલો તમારો રે.

---

## ગરબી ૯ મી.

(ઓધવજીના મહીનાનો રાગ.)

પુત્રી પુણ્યતણો મારગ એ માનવો,
જેથી વિશ્વવિષે યશ શ્રેષ્ઠ પમાય જો;

ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસારવિષે સર્વોત્તમ સુખ થાય જો;—પુત્રી૦
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઇ,
જેથી ક્રોધ કરે નહિ નિજનો કંથ જો;—પુત્રી૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો;—પુત્રી૦
નારીના ઈશ્વર તો નિશ્ચે નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો;
એ નિગમાગમથી મનમાં જાણી લઈ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો;—પુત્રી૦
જપ તપ આદિક વ્રત કરવાની ના નથી,
ઈશ્વરપૂજન પણ કરવાની છૂટ જો;
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો;—પુત્રી૦
શોભા સૌભાગ્યવિના અન્ય ન ઈચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાનાં અનુપમ પટકુલ પ્હેરવાં,
સદ્‌ગુણનો કરવો સાચો સત્સંગ જો;—પુત્રી૦
ક્રોધ કામ મદ મોહ લોભને જીતવા,
નહિ તો દુઃખ દિએ તે નિત્ય અપાર જો;
શમ-દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફલ સદાચારણે સંસાર જો;—પુત્રી૦
લાજ અને મર્યાદા સખિઓ લેખવી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય-વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો;—પુત્રી૦

પોતાનું ડા'પણ પણ નહિ પરખાવવું,
કરવું નહિ કુલ-જાતિતણું અભિમાન જો;
ધૈર્ય ધરી સુખ-દુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદકેરૂં ધરવું ધ્યાન જો;—પુત્રી૰
સુજ્ઞજનો આપણને જેમ હસે નહીં,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો;
નિજનું નામ અમર નર-નારીમાં રહે,
ઉદય થાય આપણનો કરવું એમ જો;—પુત્રી૰
શ્રીહરિમાં ને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો;
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યા કરે,
પ્રતિદિન કરવા કુશલ ઉપાયો તેમ જો;—પુત્રી૰

---

## ગરબી ૧૦ મી.

( માણીગર મોલે પધારો; એ ઢાળ. )

સુણજો મ્હેનો સહુ આજ, શિખામણ દઉં છું સાચી:
સદ્ગુણી થાવા સદાય, જોડી કર લઉં છું જાચી. ટેક.
ભણીગણીને જ્ઞાનનો, ભરી ખૂબ ભંડાર;
અસાર આ સંસારનો, શોધી લેજો સરસ સહુ સાર;—શિ૰
સ્વતંત્રતા નહિ રાખિએ, પિયર-સાસરામાંહિ;
આજ્ઞા ગુરુજનની થતાં, ગણિએ સુખદ સદા મનમાંહિ;—શિ૰
રીસ કર્યાની ટેવને, ટાળો સહુ તત્કાલ;
દુઃખદ દુર્ગુણ દોરની, બાળો તરત જબર જે જાલ;— શિ૰
સરલ સ્વભાવેથી રહી, સુખદ વદો શુભ વેણ;
બીજાને નહિ બાળિએ, કડવાં કાઢી નકામાં કેણ;— શિ૰
સ્ત્રીજાતિના દોષને, કરશો જ્યારે દૂર;
ત્યારે સુખ સહુ પામશો, એમ જાણજો જાતે જરૂર;— શિ૰
યમ ને નિયમ વૃથા કથા, શું જપ તપ ને ધ્યાન ?
સ્વામીની સેવાવિના, માનો નિષ્ફલ સઘળાં સુદાન;— શિ૰

નીતિતણી શુભ રીતિથી, તજિએ કૂડો પંથ;
કરિએ પ્રેમે પલકમાં, હેતે હુકમ કરે જે કંથ;— શિ૦
શીલસમાન ન એક પણ, અલંકાર સુખરૂપ;
શોભા શુભ સૌભાગ્યની, સહુએ અંતર ગણજો અનુપ;—શિ૦
મલકી મુલક બધાતણી, બ્હેન ન કરિએ વાત;
કામકાજ કરવાવિષે, રાખો હૃદય તમે દિનરાત;— શિ૦
અદેખાઈ આળસ અને, અદકી છાંડો આળ;
પ્રૌઢપણું તનમન ધરો, સુખિયાં થાવા સદા તતકાલ;— શિ૦
સ્વામીને સુખ ઊપજે, પુણ્ય પરમ પણ થાય;
તેવાં યત્ન કર્યાથકી, દુઃખો દૂર સદાનાં જાય;— શિ૦
સદાચારને સમજિએ, મનમાં ધરી ઉમંગ;
પ્રસંગ પડતાં રાખિએ, બ્હેની સુજ્ઞ નારીનો સંગ;— શિ૦
સારાં થાવા ઇચ્છિએ, જગદીશ્વરની પાસ;
કેશવ આ કલિકાલમાં, પસરે જેમ તમારી સુવાસ;— શિ૦

---

## ગરબી ૧૧ મી.

(અલબેલી રે અંબેમાત, જોવાને જઇએ.)—એ રાગ.

સહિયર સાચી છે વાત, તે ધ્યાને ધરજો;
નિજહિત કરનાર વિચાર, રોજ તમે કરજો:
અભણપણું જાશે ભણવાથી, ગણતાં ગુણ બહુ થાશે રે;
આ સંસારતણાં દુખ સઘળાં, એ રીતેથી જાશે;- તે ધ્યાને૦
બાલપણાથી માતપિતાને, દેવો શુભ સંતોષ રે;
ટેવ પડે આપણને તેનો, ન રહે તેને શોષ;— તે ધ્યાને૦
ભણીગણીને ડા'પણ સઘળું, વિનયવડે સંઘરવું રે;
તરત સદા તન ને મનમાંથી, મલિનપણું પરહરવું;— તે ધ્યાને૦
કજિયો કે કંકાસ કશામાં, કોઈ દિવસ નહિ કરવાં રે;
આ સંસારવિષે સુખકારક, સદાચરણ આચરવાં;— તે ધ્યાને૦
સદ્‌ગુણથી સુખ થાય સદાનાં, દુર્ગુણ દૂર રહે છે રે;
અંતરનું અભિમાન ટળીને, શાંતિ સદૈવ રહે છે;— તે ધ્યાને૦

સંપ સગાંમાં સહુની સાથે, સાચવશો તો સારૂં રે;
સારૂં કરતાં સુખ ઉપજેછે, નરતે થાય નઠારૂં;— તે ધ્યાને૦
કામકાજ સહુ શીખી લેવાં, વિનય વિવેક વધારી રે;
રીતભાત સારી સંઘરવી, તજવી ટેવ નઠારી;— તે ધ્યાને૦
સદાચરણથી સુખ ઉપજેછે, જગતવિષે જય થાય રે;
તે સાથે વિદ્યા મળવાથી, સંકટ સઘળાં જાય; તે ધ્યાને૦
દુર્જન નિંદે જેમ ન જનમાં, સુજનો હસે ન જેમ રે;
લોક વખાણે સુખ પણ ઉપજે, કરવું નિશદિન તેમ;- તે ધ્યાને૦
સુંદર કપડાં ઘણાં ઘરેણાં, સુંદર તેમજ રૂપ રે;
સારી વિદ્યા ને શુભ ગુણવિણ, શું દેવો છે ધૂપ?— તે ધ્યાને૦
આછકલું અથવા અતિઝીણું, વસ્ત્ર ન અંગે ધરવું રે;
કામવિના કુલવાન દિકરિએ, શેકટ ક્યાંહિ ન ફરવું;— તે ધ્યાને૦
પીઢ થઈ પરનિંદા તજવી, ભભકે નહિ ભરમાવું રે;
પોતાને ને પરને પીડે, તે વાતે શરમાવું;— તે ધ્યાને૦
માન અને અપમાન થયાની, વાત ન કરવી બીજે રે;
કરવાં કામ કુશલતા પામી, શરીરથી જે સીજે;— તે ધ્યાને૦
શીલ સદા સાચવવું સજની, મન માયાળુ કરવું રે;
સારૂં નરતું પ્રથમ વિચારી, કામ કુશલ આદરવું;— તે ધ્યાને૦
અંગ ઉઘાડું ન રહે એવાં, સાદાં કપડાં સારાં રે;
રૂપાળાં પણ અંગ ન ઢાંકે, તે છે નકી નઠારાં;— તે ધ્યાને૦
ન્હાવું ધોવું ચોખ્ખું રે'વું, પ્રભુમાં કરવી પ્રીતિ રે;
લાજ વધે પૃથ્વીમાં જેથી, સંઘરવી તે રીતિ;— તે ધ્યાને૦
નાચ તમાસા નાટક જેવા, ખેલ અને જે ખાસા રે;
અણસમજૂ જન એ પંથેથી, સુખની રાખે આશા;— તે ધ્યાને૦
વિવિધ પ્રકારે મન વશ રાખી, કુશલપણે કેળવવું રે;
આપણને હાથે નહિ એકે, સુખ-દુખ સઘળું મળવું;— તે ધ્યાને૦
સુખમાં છકી ન જાવું સજની, ડરવું ન કદી દુખમાં રે;
પરને પીડે એવાં અઘટિત, વચન ન આવે સુખમાં;—તે ધ્યાને૦
વિનારજાએ કદી એકલાં, ઘરથી દૂર ન જાવું રે;
સંબંધીને સુખ ઉપજાવી, પોતે સુખિયાં થાવું;— તે ધ્યાને૦

શુભ મારગ લહિને સંચરતાં, આનંદે દિન વીતે રે;
આ અવતાર અફલ ન જવા દે, જગતવિષે તે જીતે;–તે ધ્યાને૦

---

## ગરબી ૧૨ મી.*

(કહાં ગયો પેલો મોરલીવાળો.)—એ રાગ.

સખિઓ સાચી વાત કહું છું, સાર લહી બહુ સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે;— સ.
બાલપણામાં, માતપિતાને, વિનયવડે વશ રે'વું રે;
તન-મનનું તેની પાસેથી, શિક્ષણ સઘળું લેવું રે;— સ.
ચંચલતા ને ચતુરપણાથી, કામ કુંવરિએ કરવું રે;
સદ્ગુણથી સંતોષ દઈને, દુર્ગુણથી બહુ ડરવું રે; સ.
માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશલપણાથી કરિએ રે;— સ.
યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂલ રહીને, આ ભવસાગર તરિએ રે;— સ.
પતિનું ઘર પોતાનું થાતાં સાર ઉપાડી લેવો રે;
વિનય-વિવેકવડે વશ રે'વું, ધર્મ તમારો તેવો રે;— સ.
પિયર રહી જે શીખ્યાં તેનો, ઉપયોગ અહીં કરજો રે;
ઉપદેશ મળે જે જે બીજો, તે અંતરમાં ધરજો રે;— સ.
સાસૂ સસરો જેઠ દિયરજી, એનું માન વધારો રે;
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે;— સ.
ઘરસંસાર–નિશાળવિષેથી, ભણતર રૂડું ભણવું રે;—
સંકટ શિરપર આવે તો તો, તે ગુણકારક ગણવું રે;— સ.
માયાળુ મનથી સહુસાથે, પરિચય સારો કરવો રે;
મારૂં તારૂં મનથી તજવું, એ ગુણ ગણવો ગરવો રે; સ.
સહુનાં બાલક સરખાં ગણવાં, ભવમાં ભેદ ન સારો રે;
સંપ સરલતા રાખી સહુમાં, સુખ સંપૂર્ણ વધારો રે; સ.

---

* રાસડામાં, હુમરીમાં, પ્રભાતીયામાં, મરાઠી ચાલમાં, રૂચિરાછંદ વિગેરે અનેક રાગમાં.

મર્યાદા તન-મન-વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે;
હોય કર્યાં જે આજ સુધીમાં, સુકૃત તે સંભાળો રે;— સ.
હું કોણ અને મારે કરવું, શું તે સહજ વિચારો રે;
પતિની છાયા થઈને રહેવું, એ છે ધર્મ તમારો રે;— સ.
પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનયવિવેકે નમતાં રે;
કામ કરો કરથી સહુ તેવાં, પતિ-ગુરુજનને ગમતાં રે;— સ.
શીલ અને સૌભાગ્ય સદાનાં, શુભ આભૂષણ શોભે રે;
પ્રાણવિના તન જેવાં બીજાં, એમાં મન શું લાભે રે;— સ.
પ્રૌઢપણાનાં પટકુલ અંગે, પ્હેરો પ્રમદા પ્રીતે રે;
નાકતણું મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે;— સ.
નીતિ ન્યાય કડાં છે કરનાં, તે તનને શોભાવે રે;
આવો સમય સખી સંસારે, વારંવાર ન આવે રે;— સ.
પતિના નામ તણો હીરાનો, હાર હૃદયમાં ધરવો રે;
આ રીતે સદ્‌ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે; સ.
જોડ જડી જે સજની તમને, એને ઈશ્વર માનો રે;
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સંશય શાનો રે;— સ.
સંસારવિષે સુખનાં સાધન, એ પતિને આધારે રે;
આ સંસારથકી અબલાને, અંતે એ પતિ તારે રે;— સ.
પ્રેમ કરીને સેવા કરવી, જન્મ વૃથા નહિ જાવા રે;
ગુરુજનને પણ આદર દેવો, પૂરાં પુણ્ય કમાવા રે;— સ.
જપ તપ ઈશ્વરનું આરાધન, સાવધ થઈને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી, નામ કદિ ન વિસરવું રે;— સ.

---

## ગરબી ૧૩ મી.

(નટવર સાથે મનસુંદરી) એ રાગ.

પ્રમદા પુણ્યતણો મારગ એ માનવો,
જેથી વિશ્વવિષે યશ શ્રેષ્ઠ પમાય જો;
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી;
સંસારવિષે સર્વોત્તમ સુખ થાય જો; પ્રમદા૦

સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઈ,
જેથી ક્રોધ કરે નહિ કદિએ કંથ જો; પ્રમદા૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો; પ્રમદા૦

નારીના ઈશ્વર તો નિશ્ચય નાથ છે,
નિશ દિન એ સઘળાં સુખના કરનાર જો;
એ નિગમાગમથી મનમાં જાણી લઈ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો; પ્રમદા૦
જપતપઆદિ વ્રત કરવાની ના નથી,
ઈશ્વર પૂજનની પણ કરવા છૂટ જો;
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો; પ્રમદા૦

શોભા સૌભાગ્યવિના અન્ય ન ઈચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાનાં વસ્ત્ર અનોપમ પ્હેરવાં,
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો; પ્રમદા૦
કામ ક્રોધ મદ મોહ લોભને જીતવા,
નહિ તો તે દુઃખ આપે નિત્ય અપાર જો;
શમ-દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફલ સદાચરણે સંસાર જો; પ્રમદા૦
મર્યાદાને લાજતણી સખિઓ ખરી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો; પ્રમદા૦
પોતાનું ડા'પણ નહિ કદિ પરખાવવું,
કરવું નહિ કુલ-જાતિનું અભિમાન જો;

ધૈર્ય ધરી સુખ-દુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદ કેરૂં ધરવું ધ્યાન જો; પ્રમદા૦
સુજ્ઞજનો આપણને જેમ હસે નહિ,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો;
નિજનું નામ અમર નર-નારીમાં રહે,
ઉદય થાય આપણનું કરવું એમ જો; પ્રમદા૦
કેશવ હરિને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો;
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યો રહે,
પ્રતિદિન કરવા કોટિ ઉપાયો તેમ જો; પ્રમદા૦

---

## ગરબી ૧૪ મી.

રાગ ધોળ.

પ્રાણનાથ કહે નિજ નારીને, આવ્યો ઉત્તમ આ અવતાર;
આનંદ અપાર;— સજો શણગારને.
છડા છાબડા અણવટ વીંછીઆ, લાજ લંગર થાય ન ભાર;
સદા સુખકાર;— સજો શણગારને.
કુલરીતિ જુઓ કટિમેખલા, સદાચાર ચૂડીની જોડ;
ખામી કે ન ખોડ;— સજો શણગારને.
કામકાજ કરે વેઢ વીંટીઓ, સંપજંપ કડાંની જોડ;
હોંશે ધરી હોડ;— સજો શણગારને.
ધ્યાન ધીરજ તે બાજુબંધ છે, કરુણામય કાનના કાપ;
આપે નહિ તાપ;— સજો શણગારને.
દાન પુણ્ય ઉપરની પાંદડી, નથ નાકની નાથનું નામ;
સદા સુખધામ;— સજો શણગારને.
પતિસેવન મંગલસૂત્ર છે, ચતુરાઇ છે ચંદનહાર;
વિવેક વિચાર;— સજો શણગારને.
મન નિર્મલ મોહનમાલ છે, જશ માદળીયાં યશરૂપ;
રહે બહુ રૂપ;— સજો શણગારને.

સ્વામીને સુખ સર્વે પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઈ,
જેથી ક્રોધ કરે નહિ કદિએ કંથ જો; પ્રમદા૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો; પ્રમદા૦
નારીના ઈશ્વર તો નિશ્ચય નાથ છે,
નિશ દિન એ સઘળાં સુખના કરનાર જો;
એ નિગમાગમથી મનમાં જાણી લઈ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો; પ્રમદા૦
જપતપઆદિ વ્રત કરવાની ના નથી,
ઈશ્વર પૂજનની પણ કરવા છૂટ જો;
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો; પ્રમદા૦
શોભા સૌભાગ્યવિના અન્ય ન ઈચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાનાં વસ્ત્ર અનોપમ પ્હેરવાં,
સદ્‌ગુણનો કરવો સાચો સત્સંગ જો; પ્રમદા૦
કામ ક્રોધ મદ મોહ લોભને જીતવા,
નહિ તો તે દુઃખ આપે નિત્ય અપાર જો;
શમ–દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફલ સદાચરણે સંસાર જો; પ્રમદા૦
મર્યાદાને લાજતણી સખિઓ ખરી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો; પ્રમદા૦
પોતાનું ડા'પણ નહિ કદિ પરખાવવું,
કરવું નહિ કુલ–જાતિનું અભિમાન જો;

ધૈર્ય ધરી સુખ-દુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદ કેરૂં ધરવું ધ્યાન જો; પ્રમદા૦
સુજ્ઞજનો આપણને જેમ હસે નહિ,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો;
નિજનું નામ અમર નર-નારીમાં રહે,
ઉદય થાય આપણનું કરવું એમ જો; પ્રમદા૦
કેશવ હરિને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો;
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યો રહે,
પ્રતિદિન કરવા કોટિ ઉપાયો તેમ જો; પ્રમદા૦

---

## ગરબી ૧૪ મી.

### રાગ ધોળ.

પ્રાણનાથ કહે નિજ નારીને, આવ્યો ઉત્તમ આ અવતાર;
આનંદ અપાર;— સજો શણગારને.
છડા છાબડા અણવટ વીંછીઆ, લાજ લંગર થાય ન ભાર;
સદા સુખકાર;— સજો શણગારને.
કુલરીતિ જુઓ કટિમેખલા, સદાચાર ચૂડીની જોડ;
ખામી કે ન ખોડ;— સજો શણગારને.
કામકાજ કરે વેઢ વીંટીઓ, સંપજંપ કડાંની જોડ;
હોંશે ધરી હોડ;— સજો શણગારને.
ધ્યાન ધીરજ તે બાજુબંધ છે, કરુણામય કાનના કાપ;
આપે નહિ તાપ;— સજો શણગારને.
દાન પુણ્ય ઉપરની પાંદડી, નથ નાકની નાથનું નામ;
સદા સુખધામ;— સજો શણગારને.
પતિસેવન મંગલસૂત્ર છે, ચતુરાઇ છે ચંદનહાર;
વિવેક વિચાર;— સજો શણગારને.
મન નિર્મલ મોહનમાળ છે, જય સાદગીમાં સ્વરૂપ;
રહે બહુ રૂપ;— સજો શણગારને.

શુભ સૌભાગ્ય સુંદર ચાંદલો, તાંત ત્રેવડી સુંદર શીલ;
ધરો નહિ ઢીલ;— સજો શણુગારને.
નમ્રભાવ નકી નાગફેણુ છે, કેત કેવડો તત્ત્વવિચાર;
તજી તકરાર;— સજો શણુગારને.
નીતિ ન્યાય વિચાર છે કંચુકી, માન સુંદર સાડીસમાન;
મેલી અભિમાન;— સજો શણુગારને.
ઘરરક્ષણુ ઝાંઝર ઘુઘરા, પુરૂં પ્રૌઢપણું પગપાન;
જરાય ન જાન;— સજો શણુગારને.
આવાં ભૂષણુ ભામિની શોભંશે, બીજાં કેશવ કેવલ ભાર;
અસત્ય અસાર;— સજો શણુગારને.

---

## ગરબી ૧૫ મી.

( રાગ ઉપર પ્રમાણે. )

આવો ઉત્તમ માનવ દેહ છે, કુલજાતિ વળી અનુકૂલ;
મળ્યાં છે અમૂલ;— ભૂલો નહિ ભામિની.
મન વાણી સદા વશ રાખવાં, શીલ સુંદર છે શણુગાર;
વધે અધિકાર;— ભૂલો નહિ ભામિની.
ચિત્ત ચોખું ખરી ચતુરાઈ તે, સત્ય સંપત સ્વામીની પ્રીતિ;
સદા શુભ રીતિ;— ભૂલો નહિ ભામિની.
મન વાણી ક્રિયા એક રાખતાં, પ્રાણુનાથ પ્રસન્ન કરાય;
મહાસુખ થાય;— ભૂલો નહિ ભામિની.
લાજ મર્યાદા પ્રૌઢપણાવડે, શીલભૂષણુ સાધી શકાય;
રીઝે હરિરાય;— ભૂલો નહિ ભામિની.
રાગ-દ્વેષની વાત વિસારીએ, વળી મારીએ મોહવિકાર;
વિવેકવિચાર;— ભૂલો નહિ ભામિની.
રંગરૂપ તરંગસમાન છે, તન યૌવનનું પણુ તેમ;
અનાદિથી એમ;— ભૂલો નહિ ભામિની.
બાલા બોલિએ બોલ વિચારીને, કલેશ કંકાસનું નહિ કામ;
સદા સુખધામ;— ભૂલો નહિ ભામિની.

પતિસેવાપરાયણ થઈ રહી, નિજ ધર્મનું રાખતાં ધ્યાન;
તજો અભિમાન;— ભૂલો નહિ ભામિની.
દેવપૂજન વ્રત જપ નાથ છે, શીદ દોડીએ બાઈ બહાર;
ભલાં ઘરબાર;— ભૂલો નહિ ભામિની.
સંપ સંસારમાં સુખરૂપ છે, જંપ જાળવિએ દિનરાત;
સદૈવ નિરાંત;— ભૂલો નહિ ભામિની.
સુખ-દુઃખ સહન કરવાં બધાં, ધરી ધિરજની શુભ ઢાલ;
વિશેષ વિશાલ;— ભૂલો નહિ ભામિની.
પ્રેમ રાખી સદાચાર પાળીએ, નમ્રભાવે રહી રળીઆત;
ઉજાળીએ જાત;— ભૂલો નહિ ભામિની.
કોઈ રાંક તવંગર છે નહિ, સ્વપ્નરૂપ ખરેખર ખેલ;
માયાનો રચેલ;— ભૂલો નહિ ભામિની.
શુભ રીતિથી સદ્ગુણ સંઘરો, યશ પુણ્યપવિત્ર પમાય;
અનન્ય ઉપાય;— ભૂલો નહિ ભામિની.
દેખી આ દુનિઆના દાખલા, નિત્ય કેશવ લેવો સુબોધ;
વિસારી વિરોધ;— ભૂલો નહિ ભામિની.

---

## ગરબી ૧૬ મી.

(રાગ ઉપરપ્રમાણે.)

પાણિગ્રહણ થયા પછી પ્રેમદા, પરહરતાં પિયર સહવાસ;
ન થાય ઉદાસ;— પતિવ્રત એજ છે.
ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દઈ એક;
વિશેષ વિવેક;— પતિવ્રત એજ છે.
સુખ-દુઃખમાં સહનપણું ધરી, નહિ કષ્ટવડે કચવાય;
સમય સચવાય;— પતિવ્રત એજ છે.
લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, દોષદૃષ્ટિ જરાય ન થાય;
હૃદય હરખાય;— પતિવ્રત એજ છે.
સ્નેહી સંબંધી કે જન કોઇને, નહિ કોઈ દિને અપમાન;
મળે બહુમાન;— પતિવ્રત એજ છે.

ગુરુજનની સરસ થાય સેવના, સચવાય સદા કુલરીતિ;
પિયરપર પ્રીતિ;— પતિવ્રત એજ છે.
ઉંચો અક્ષર એક ન નીકળે, વ્હાલાં વિનય-વિવેક-વિચાર;
નિયમપર પ્યાર;— પતિવ્રત એજ છે.
અન્ય વિષય ન આવે અંતરે, લોભ મોહે ન મન લલચાય;
સંતોષ સદાય;— પતિવ્રત એજ છે.
જીવ જેવું સદા શીલ સાચવે, મન ઇન્દ્રિય પણ વશ હોય;
કપટ નહિ કોય;— પતિવ્રત એજ છે.
દાન પુણ્ય અને દાક્ષિણ્યતા, થઈ નાથને નિત્ય સહાય;
પ્રેમે પથરાય;— પતિવ્રત એજ છે.
ચિત્ત વિત્તવિષે વળગે નહીં, વળી વૈભવમાંહિ અભાવ;
ભર્તાપર ભાવ;— પતિવ્રત એજ છે.
નિત્ય આનંદ આપે નાથને, વશ વિદ્યા–કલાથી વિશેષ;
લજાય ન લેશ;— પતિવ્રત એજ છે.
મન વચન ક્રિયાથી કામિની, થઈ છત્રની છાયાસમાન;
તજે અભિમાન;— પતિવ્રત એજ છે.
દીનઉપર નિત્ય દયા ધરે, કરે કોઈઉપર નહિ ક્રોધ;
સદૈવ સુબોધ;— પતિવ્રત એજ છે.
પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દૃષ્ટિ કરે નહિ કોય;
ગમે તેમ હોય;— પતિવ્રત એજ છે.
નાના વયમાં વધારે પ્રૌઢતા, સત્ય સરલપણું નિજ અંગ;
સદા શુભસંગ;— પતિવ્રત એજ છે.
અંગ કોઈ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિ લેશ;
સુશોભિત વેશ; પતિવ્રત એજ છે.
ડર દુર્જનનો દૂરથી રહે, વશ્ય હોય બધો વ્યવહાર;
ભલાં ઘરબાર; પતિવ્રત એજ છે.
સદાચારવિષે ચૂકે નહીં, હૈયે હોય છે નાથનું નામ;
સજે ઘરકામ; પતિવ્રત એજ છે.
બાલ આનંદ અંતરમાં રહે, આત્મભાવે હૃદય ભરપૂર;
સદા ધર શૂર; પતિવ્રત એજ છે.

વાંચે કુશલ સદા નિજ કંથનું, ધારે ધિરજ ને નિજ ધર્મ;
કરે શુભકર્મ;— પતિવ્રત એજ છે.
કહે કેશવ માનવ જન્મમાં, શુભ સાધન સર્વે સધાય;
રીઝે હરિરાય;— પતિવ્રત એજ છે.

---

## ગરબી ૧૮ મી.

### रुचिराछंदनी चाल.

સખિઓ સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે;— સ.
પોતે પહેલાં વ્હેલાં ઉઠી, અરુણોદયને ટાણે રે;
ઊંઘ અને આળસને મેલી, શયન વિસરિએ વ્હાણે રે;— સ.
સ્મરણ સહજ ઈશ્વરનું કરતાં, ધ્યાનપરાયણ થાવું રે;
શરીર ચિંતા દૂર કરીને, શીતલ જલથી ન્હાવું રે;— સ.
વસ્ત્ર પવિત્ર ધરીને અંગે, અંતરમાંહિ ઉમંગે રે;
જાતે જાગૃત કરવા પતિને, હળવે વચનતરંગે રે;— સ.
દાતણપાણી પ્રથમ કરાવી, ન્હવરાવી શુભ નીરે રે;
પીતાંબરઆદિક ધરવાને, આગળ ધરવાં ધીરે રે;— સ.
ઈશ્વરસેવાની સામગરી, ચંદન પુષ્પ વગેરે રે;
તૈયાર કરી દેવાં ટાણે, જ્યાં પિતાંબર પ્હેરે રે;— સ.
સંધ્યા સેવા સમયે પોતે, પાસે પ્રતિદિન રે'વું રે;
જે માગે મુખથી તે સમયે, તરત લયાવી દેવું રે;— સ.
પૂજાથી પરવારે ત્યારે, તેની પૂજા કરવી રે;
અંતર્ગત ગુરુજનની સેવા, વનિતાએ ન વિસરવી રે;— સ.
દળવું પાણી ભરવું પ્રેમે, કરવી સરસ રસોઈ રે;
પ્રેમ કરી પોતે પીરસવું, સૂક્ષ્મ નજરથી જોઈ રે;— સ.
સહુને પ્રથમ જમાડી દાડી, પાછળ પોતે જમવું રે;
હોય કશું જો કામ કદિક તો, ગુરુજનને જઈ નમવું રે;— સ.
કરતાં કામ નિરંતર ફરતાં, ભાવ વધારી ભારે રે;
મર્યાદા સચવાય નિરંતર, કરવું તેમ તમારે રે;— સ.

કામ બધું ઘરતું પરવારી, પ્હેરી સુંદર સાળુ રે;
અંતઃપુરમાં બેશિ નિરંતર, ભરવું ભરત રૂપાળું રે;— સ.
વાંચન નીતિવિષયનું વાચી, સાર વિચારી લેવો રે;
ઉદ્યમ કરવો નિત્ય ઉમંગે, સુખ ઉપજાવે એવો રે;— સ.
જે સમયે પતિ ઘેર પધારે, આપી આસન પાણી રે;
સુખ ઉપજે એના અંતરમાં, એમ ઉચરવી વાણી રે;— સ.
એજ પ્રમાણે ગુરુજનને પણ, કુલમર્યાદા રીતે રે;
માન વધારી અશિષ લે જે, જગતવિષે તે જીતે રે;— સ.
શીલ સદાચરણે ને સાચે, પરમેશ્વર વશ કરવા રે;
સમય મળ્યો છે સારો તમને, ભવસાગરને તરવા રે;— સ.
પાલન-પોષણ ઘટતી રીતે, ઘરમાં સહુનું કરવું રે;
દુર્જન ને દુર્ગુણથકી તો, દૂરથકી પણ ડરવું રે;— સ.
દુઃખ અને સુખ સહુને સરખાં, સમજે જે શુભ નારી રે;
પ્રાણીમાત્રતણું પ્રિય ઈચ્છે, તેની છે બલહારી રે;— સ.
જપ તપ ઈશ્વરનું આરાધન, સાવધ થઈને કરવું રે;
કેશવ પ્રભુનું અંતરમાંથી, નામ કદી ન વિસરવું રે;— સ.

---

## ગરબી ૧૯ મી.

ઉપરપ્રમાણે.

સખિઓ સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે;— સ.
કોઈ પ્રસંગે કોઈ સમયમાં, ઘરમાં કે જલઘાટે રે;
સ્ત્રીજન પણ નિજ અંગ ન દેખે, જાતાં વળતાં વાટે રે;— સ.
વાવ સરોવર નદિએ ન્હાવા, કુલવાને નહિ જાવું રે;
જરૂર જાવું કદિક પડે તો, નિર્મર્યાદ ન ન્હાવું રે;— સ.
જરૂર પડે તો પ્રૌઢપણાથી, જાવું ગુરુજન સંગે રે;
સરખે સરખાંની હાંસી પણ, ન કરો કોઈ પ્રસંગે રે;— સ.
ધીરી ચાલ વિચારી ચાલો, નાકપઘોર નિહાળી રે;
રૂપ અને યૌવનના મદથી, મનને પાછું વાળી રે;— સ.

અજવાળે ઉભીને કપડાં, કોઇ દિવસ નહિ ધરવાં રે;
ધરવાં વસ્ત્રાભૂષણ તે પણ, જેમ ન લાગે વરવાં રે;— સ.
ઉંચાં નીચાં અંગ ન લાગે, ઓઢણ ઓઢો એવાં રે;
આછકડાં ને અંગ ન ઢાંકે, તજવાં કપડાં તેવાં રે;— સ.
ઉંચે સ્વરથી વાત ન કરવી, હોઠબહાર ન હસવું રે;
સદાચરણની સડક ઉપરથી, તલભાર નહીં ખસવું રે;— સ.
બારે કે બારીમાં લટકી, જાતે કાંઇ ન જોવું રે;
જે તે વાતવિષે અણસમજે, રીસ કરી નહિ રોવું રે;— સ.
પીડા થાય હૃદયમાં પરને, એવાં વચન નઠારાં રે;
સુખ ઉપજે ને આશિષ આપે, એવાં સમજો સારાં રે;— સ.
ભાંડભવાઇ નાચ તમાસા, નયને નહિ નિરખિએ રે;
પોતાની કે પરની નિંદા, સાંભળવી નહિ સખિએ રે;— સ.
નહિ ખાવા સમ દેવા ન કદિ, શાખ ન ખોટી ભરવી રે;
માન અને અપમાનતણી પણ, વાત ન બીજે કરવી રે;— સ.
દળવા ભરવા કે આથડવા, પરને ઘેર ન જાવું રે;
દુઃખ અને સુખ જે પોતાને, ગાંડાં ક્યાંહિ ન ગાવું રે;— સ.
મારે આમ અને આવું રે છે, વાત ઉઘાડી એવી રે;
હરખપદૂડાં થઇને પોતે, બીજાને નહિ કે'વી રે;— સ.
શું કહું બ્હેનો સર્વ પ્રકારે, સદ્ગુણ સઘળા લેવા રે;
ગુરુજનને પતિનું પ્રિય કરવું, એ હરિહરની સેવા રે; સ.
મનન સદા પતિપદનું કરવું, ગુણ ઈશ્વરના ગાવા રે;
સુખ મેળવવા સઘળાં સાચાં, દુઃખ હૃદયનાં જાવા રે;— સ.
જપ તપ ઈશ્વરનું આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવહરિનું અતરમાંથી, નામ કદી ન વિસરવું રે;— સ.

---

## स्त्रीजनोपयोगीबोध.

### ( १ )

### होरि.

આવો સમય નહીં આવનારો રૂડો ઉદય સદા કરનારો. આવો ટેક.
માનવ જાતિવિષે શુભ આવ્યો,—અવતાર ભવતારનારો;

આયુષ્ય તેમ મળ્યું વળી તેવું, હેતે હવે કંઈ વિચારો;
હીરો હાથ આવ્યો ન હારો; આવો૦

ગઈ પલ પાછી મળે નવ નિશ્ચે–અંતરમાંહિ ઉતારો,
વિશ્વાસ કાલતણો નવ કરિએ, એનો અકલ પંથ ન્યારો;
ગયા ખાઈ ગોથાં હજારો; આવો.

નિત્ય સ્વધર્મ પ્રમાણે વરતવા–પુણ્યમાં કરવા વધારો;
કરવો નહીં કોઈ દિવસ ઉધારો, લેવો પરમ પંથ સારો;
સદા ભવભય હરનારો; આવો૦

સદ્‌ગુણનાં શુભ ભૂષણ પ્હેરી શરીર સદા શણગારો,
દુર્ગુણ દૂર રહે નહિ તેવો, કરવો ન કદિ અણસારો;
ભલે હોય લાભ હજારો; આવો૦

કંઠે ધરી શીલચિંતામણીને, શોભા સદૈવ વધારો;
સત્સંગ સાથ લઈ ગુણીજનનો, પુણ્યને પંથે પધારો;
વારંવાર આવે ન વારો; આવો૦

સાધન સુખ કરવાનાં સદાનાં, સમય સુધારી ઉગારો;
કૂડ કપટ ને અસત્ય ભરેલી, વાણીનો તજિએ લવારો;
ન બાંધિયે પાપનો ભારો! આવો૦

પ્રૌઢપણામાં કરી નિત્ય પ્રીતિ, નીતિનો કરવો વધારો;
વાણી અને મન વશ કરવામાં, શમ દમ ઉત્તમ ધારો;
તેમાં રહ્યો ધર્મ તમારો; આવો૦

વાવવું સંપનું વૃક્ષ સદય થૈ, નિજ કૂલમાં કરી કયારો;
દેવું ન દુઃખ કદી દીનજનને, હેતેથી હરવો કુધારો;
સદા દુઃખ દઈ દમનારો; આવો૦

આ ક્ષણભંગુર દેહ સમજવો, જન્મ–મરણ ધરનારો;
ચેતી સહુ ચિત્તમાંહિ ચતુરનર, વેગે કરીને વિસારો;
વિષયવાસનાના વિકારો; આવો૦

લાવી દયા દીલમાંહિ વિશેપે, પરહરિ નિત્ય "હું" કારો;
આત્મસમાન સમગ્ર ગણીને, કયાંહિ ન કરિએ તુંકારો;
જીભે રાખિએજી જીકારો; આવો૦

